# ગુલશન.

# Gulshan.

( પુસ્તક ૧૭ મું ) જાનેવારી ૧૯૧૬ અંક ૧

## સાંકળ્યું.

# નવા વર્ષની પ્રાર્થના

———:o:———

રચનાર—ગં૦ સ્વ૦ બ્હેન બાઇગૌરી

[ વનિતા વિશ્રામ સુરત ]

દીન બંધુ પ્રભુ આપના ચરણમા પ્રતિપદ પ્રેમથી શીશ નામું.
સાહ્ય કરજો સદા દીન આ બાલને જે થકી હૃદયનો ભાર વામું.
ધ્યાન હૃદયે ધરૂ નામ મુખ ઉચ્ચરૂં કાયથી શુધ્ધ કર્મો કરૂંરે,
ભય ધરી આપનો ડરી ડરી ચાલતી, દુષ્ટ પથે કદી ના ફરૂંરે, ૧
સદગુણો સાધવા દુર્ગુણો બાધવા, શકિત દેજો પ્રભો સર્વદારે,
મોહમાં ના ફસુ આપ ચરણે ધસું, દિવ્યબળ દઇ હરો આપદારે;
જગતના ફંદને ઉરમાં અનુભવી, ત્રાસી છું તે થકી નાથ સાચે,
ત્રિગુણના બળથકી પ્રાણી પરવસ થઈ, મોહ માયાતણા છંદ રાચે ૨

દુ:ખ ઝાઝા પડે તદપિ ત્યા જઈ અડે,–ને સડે સર્વદા કલેશમારે,
દીન જાણી પ્રભો ! બુધ્ધબળ આપવા આવજો રંકના દેશમારે;
દેશ આ હૃદયને વેશ પામર તણો, વૃતિઓ વિષયની વાટે વહેતી,
મદ વિરાગને સાધના હીનને એક ત્રાતાતણી આશ રહેતી ૩

અનુચરી આપની એમ ઉરમા લહી, કાર્ય કરતી સદા દેવ દેવા,
રંકને રક્ષજો બુધ્ધિબળ બક્ષજો, માની લેજો ગુરો ! એજ સેવા;
નવીન આ વર્ષને જગ જીવો જાણીને, હોંશથી કાર્ય જગના કરેરે,
પણ પ્રભુ નવીન જો હૃદયમાં કઈ દીધો, તોજ આ જીવ શાંતિ ધરેરે ૪

સફળ તે દિવસને સફળ તે વર્ષ છે, જો પ્રભુ પ્રેમથી દર્શ આપો,
દિવ્ય જીવન ગણુ સુખ સાચો લણુ. જો હરિ ? વિરહનુ દુ:ખ કાપો,

યોગ્ય જે હોય તે આપજો દીનને, ના કહુ કે મને આમ દેશો,
માત્ર અભિલાષ સહુ શીશને ચરણમાં, સ્થાપુ છું તેજ સ્વીકારી લેશો,

# મહોબ્બતની મસ્તી

## એક ટુંકી વાર્તા



(ગુલિસ્તાનના ખાસ અંક નંબર માટે ખાસ)

લખનાર—મિસ કે. સી.

"કમનસીબે મને શાહ મુરાદ ઉલ મુલ્ક મિરનો રૂક્કો મળ્યો છે બેટી, અને તે માઠી ખબરથી ભરપૂર છે." મિર સાદતઅલીએ દીવાનખાનામાં દાખલ થતાં પોતાની બેટી નુરમહાલને જણાવ્યું.

તે છોકરી ચુપ ઉભી રહી. એક મ્હોટા ચીનાઇ વાઝમાં ગુલાબના ફુલો તેણી ગોઠવતી હતી. પિતાના શબ્દો સાંભળી તે ગભરાયલી હતી એવું મિર જોઇ શક્યો.

"સરદાર મોહબ્બતખાનને લગતી તે ખબર છે." મિરે ખુલાસો કર્યો.

"શું તે મરણ પામ્યો છે"! તેણીએ શાંતીથી પૂછ્યું.

"નહિ." મિરે ટુંકમાં કહ્યું "તે મરી નથી ગયો."

"ત્યારે શું ઘાયલ થયો છે!"

"હા પણ તે જખમ સાધારણ છે" પિતાએ જણાવ્યું.

"મને ખરી બીના જણાવશો, પેદર" તે બોલી.

"સરદાર મોહબ્બતખાન એક ડરપોક તરીકે જાહેર થયો છે." મિર સાદતઅલીએ શાંત સ્હેરે કહ્યું.

"ડરપોક! સરદાર મોહબ્બત ડરપોક! હું સમજીજ શકતી નથી." નુરમહાલે કહ્યું.

"જો સાંભળ બેટી, તું સાચી વાત જાણવા માગે છે તો સાંભળ. લડાઇની આગેવાનીમાં તેણે શુરવીરપણું બતાવવાને બદલે ડરપોક બની આપણો શાહી ઝુંડો ગુમાવ્યો છે. એ માટે આપણો સરદાર શાહ મુરાદ ઉલ મુલ્ક બહુ ખેદથી લખે છે. એકાદ પગના પૈસાપણામાં તેને એવી ચાલ ચલાવેલી સરદાર માને છે. પણ એ તેનુ કાયરપણું, પોતાનો જીવ ઉગારવા ખાતરજ તેણે વાપર્યું હોવું જોઇએ. તેના જેવા તરફથી એવી આશા કોઇએ રાખી ન હતી."

ત્યાં શાંત ચુપકીદી પથરાઇ રહી. તે છોકરીના ચેહરા પર સખ્તાઇપૂર્વક જોશ થઇ ગયો હતો. બે ધ્યાનપણે તે ગુલાબના ફુલ સાથે રમતી ઉભી હતી. એકાએક તે ઝનુનથી બોલી.

"આ તદન ગલત વાત છે. હું એ માની શકતી નથી. સરદાર મોહબ્બત કદી ડરપોક થયો નથી! તે રાજી ખુશીથી શરણુ થયોજ ન હશે. અને શાહી નિશાન ખોવામાં તેણે કદી બેપરવાઇ વાપરીજ ન હશે." તે બચાવ કરતાં બોલી.

"વાંચ, આ નામદાર શાહમુરાદનો રૂકકો!" તે બાપે કાગળ હાથમાં આપતાં કહ્યું.

તેણીએ તે ચીપી ચીપીને વાંચ્યું. એક વાર નહિ પણ અનેક વાર, જ્યાં સુધી તે કાગળના શબ્દે શબ્દ તે મહોડે કરી શકી ત્યાં વેર ફરી ફરી વાંચ્યું પણ ખેજાલતથી તેણીનુ જીગર ચીરાઇ જતું હતુ.

તે માયાળુ બાપ તેણીનો હાથ પકડી નજદીક ખેંચી અને પ્યારથી ચુંબન લઇ બોલ્યો,

"નુરેમન તારે ધીરજ રાખવી જોઇએ. એકજ સધ્વારો આપણને છે કે તું ફકત તેની સાથ અહરાયલીજ છે. શુકર તે અલ્લાહના કે તે દીયકારાની પરણેનર તુ થઇ નથી. સરદાર મોહબતખાન દીયકારો! ભલા શાહ મુરાદે પોતે એ વાત લખી છે ત્યારેજ હું પણ તે માનુ છું પણ જો કોઇ બીજો મને સરદાર વિષે એમ કેહતે તો હું ખચિતજ તેને દિવાનો સમજતે. જ્યારે આ વખતે કીર્તિ અને નામના મેલવી તેને જગમા મશહુર થવાનું હતું ત્યારે આ રીતનુ દિયકારાપણું વાપરી તે શરમીંદગીના ગારમા ગીરફતાર થયો છે."

"કોણ શરમીંદગીમા ગીરફતાર થયો?" બાજુએ એક જવાન અબલાએ દાખલ થઇ પૂછ્યું. તે એક ઠીંગણા કદની મહજ કાલાશ પરતી ચામડી ધરાવતી, નુરમ્હાલથી ઉલટાજ દેખાવની સુંદરી હતી મીર અને તેની બેટી તે નવી આવનાર ગમ ફર્યા. અને તે વાતથી વાકેફ કરવી કે નહિ તેના વિચારમાં ઉભાં.

તે રેશન આરા, નવાબ દલિલખાનની બેટી હતી જે લડાઇમાં લડતાં મરણ પામ્યો હતો. તે હૈદરાબાદ ખાનેથી નહાસી આવી મીર સાદતઅલીની જાગીર પાસે રેહતો હતો. તે બંન્ને કુટુંબ વચ્ચે મિત્રાચારી પડી અને બાપના અને માતાના મરણ પછી એકલી પડેલી રોશનઆરાને મિર સાદતઅલીએ પોતાને ત્યાં રાખી હતી. જ્યાં તેણીને સરદાર મોહબતખાન સાથ પિછાન પડી હતી. મિરના ઘરમાં તે આવતો કે ત્યાં અજબ ફેરફાર થઇ જતો. સરદારના દેખાવમાં, તેની હસમુખી રીત ભાતમાં અને તેની અદબ અદામાં કંઇ એવું આકૃષણ હતું કે રોશનઆરા તે સરદારના પ્યારમાં પડી ચુકી હતી. જ્યારે તે તો બીજી સાથ અહરાયલો હતો. નુરમ્હાલ અને સરદાર જ્યારે સાંજને છેડે બગીચામાં ફરવા નીકળતાં ત્યારે તે દેખાવ જોતી અદેખાઇથી જળતી રોશનઆરા દુર ઉભી રહેતી.

સરદાર મોહબતખાન એક ખરો સેપાહ બન્યો હતો તેની ખુલ્લી પેશાની, ખુબસુરત મુખડો અને ખુશાળ સ્વભાવથી તે દરેકનું મન હરી લેતો હતો પણ રોશનઆરા જેમ જેમ તે સદગુણો જોતી જતી તેમ તેમ તે સરદારના પ્યારમાં વધુ વધુ ગીરફતાર થતી હતી. તેણીને લાગતું હતું કે સરદારને પરણ્યા વગરની જીંદગી તદનજ નકામી છે. અને તે જે રીતે સરદારને ચ્હાતી હતી તેવી રીતે બીજી કોઇપણ મરદને ચાહી ન શકશે એમ વારવાર વિચારતી હતી, પણ તે પોતે! સરદાર પોતે તો રોશનઆરાનો ઝીણો ખ્યાલ પણ કરતો નહતો. તે તો નુરમ્હાલના પ્યારમાં એટલો લીન રહેતો હતો કે આસપાસ શું બને છે તેનું ભાન પણ નહોતું. તેઓ વચ્ચેનો એવો પ્યાર જોઇ જોઇ તે જળતી બળતી, અને નુરમ્હાલને ખરા જીગરથી ધિક્કારવા લાગી હતી. એ વખતે આ બનાવ બન્યો હતો.

"બેટી, તે અમને ગભરાવ્યાં; પણ તું જાણવા માગે છે કે કોણ દીયકારો બન્યો અને મુડો કેમ ગુમાવ્યો, તો કહું છું કે સરદાર મહોબત ખાન દીયકારો બની શારી ઝુડો તજી આવ્યો છે" મિરે કહ્યું.

"સરદાર મ્હોબત ખાન !" ને ધીમેથી પટપટી ને નુર મ્હાલે ગમ ઉડતી નજર નાંખી.

"શીવાજી સામેની ચઢાઇમાં તેણે એવું કામ કર્યું છે. તે મુરાદ, સરદાર, દખ્ખણનો સરદાર, થઇ બેઠો છે. હવે ફરીથી મારા ઘરમાં સરદાર મોહબત ખાન પગ મેલશે નહિ." મિર દ્રઢતાથી બોલ્યો.

"પણ તેઓ તો ત્યાં હાજર છે," રોશન આરાએ જણાવ્યું.

"અહીં !" મિરે અજાયબીમાં પૂછ્યું.

"હા, હમણાજ મેં તેમને ગાડીમાં અહીં આવતાં જોયા અને તે ખુશ ખબર નુરમ્હાલને કહેવા ખાતરજ હું અહીં આવી હતી." રોશન આરા એ ખુલાસો કર્યો. "લ્યો સામેથી સરદારજ આવે છે"

આસમાની રંગનો મોટો સાફો જે પર સોનેરી બટન ઝગઝગી રહ્યા હતાં તે સાથે રંગીન ઝુપટો અને બાજુમાં સોનેરી મુઠની લટકતી તરવારથી તે ઘણોજ સુંદર લાગતો હતો. મિર સાદતઅલી તેનો દેખાવ જોઇ અજબ થયો. તેણે તો સરદારના ચીથરા પણામાં લેવાયલો લુટાયલો જોવાની આશા રાખી હતી.

જોકે સરદારની સુંદર આંખો જે સદા હસતી જેવી લાગતી હતી તેને બદલે તે આંખોમાં સહેજ સંખતાઇ અને મોઢાં પર ગંભિરતાની નીશાનીઓ પ્રકટ દીસતી હતી.

નુરમ્હાલ એક ધીમા ડચકાં સાથે તેના હાથોમાં ઉછળી પડી. અને એકાદ પળ તો સુખનો લ્હાવો કે જેવો તેને આગળ કદી મેળવ્યો ન હતો તે ચાખતો ઉભો. આહ ! પ્યાર તારી અજબ બલીહારી છે ! પ્યાર–સર્વોત્તમ પ્યાર જે કદી મરતો નથી તે પરથી તે જોઇ શક્યો કે નુરમ્હાલ કદી પણ પોતાનો પ્યાર ફેરવશે નહિ, પછી ભલે તે ગુનેહગાર પણ હોય.

રોશનઆરા ત્યાંથી ઓરડાને બીજે છેડે જઇ ઉભી કે જ્યાંથી તેઓ તેણીને જોઇ શકે નહિ પણ તે પોતે સઘળી વાત સહેલાઈથી સાંભળી શકે.

"બેટા, હું ધારું કે સરદાર મને કંઇ ખુલાસો આપવા ઇચ્છતો હશે" મિરે નરમાસથી જણાવ્યું.

"હું અહીંજ રહીશ, પેદર; કારણ કે તે સાચ્ચો ખુલાસો મને પણ સાંભળવો છે" તેણી દ્રઢતાથી મક્કમ મને પોતાના વ્હાલાની ગોદમાંથી ખસી પોતાના પેદર આગળ રહી તેમની દ્રઢતાને હવામાં પીગળાવવા લાગી.

"પેદર !" સરદાર નમ્રતાથી બોલ્યો, કેમકે તે પણ પોતાની વ્હાલીની પેઠે તે બુઢા સરદારને પોતાના પેદર તરીકેજ ગણાતો થયો હતો. 'હાલમાં મારે માથે વાદળ ભમે છે પણ મને આશા છે કે તે જલદીજ વિખરાઇ જશે. નામદાર શાહ મુરાદે તમને વાકેફ કર્યા હશેજ !" જવાબમાં મીરે ઊંચું નમાવ્યું.

"તેમના તરફથી વધુ હુકમ મળે ત્યાં સુધી તમે અહિં આવવાથી બાઝ રહ્યા હતે તો ઠીક" મિરે મક્કમ મને ગણાની બે હાક કરી નાખી. "પેદર...પેદર !" તે પુકારી ઉઠ્યો. જે જુઠી વાતો ફેલાવવામાં આવી છે તે શું તમો, મારા વાલીદ માનો છો ખરા ?"

"શાહ મુરાદ ઊંચ મુલ્ક કદી ખોટી વાત સખેજ નહિ એ વાત હું માનું છું. તેમના તરફના તે સમાચારે હમોને ભારે દુખમાં ગરકાવ કર્યા છે. સરદાર, એમ કરવા તને શું સુઝયું ?" મિર સાદત અલી નો રહ્યાદ લાગણીથી ધ્રુજવા લાગ્યો. "કીર્તિવંત કામોથી તારી આબરૂ વધારવાને બદલે આવો કલંક તેં લાગવા કેમ દીધો !"

"મેં એવું પાપી કામ કર્યું જ નથી" તેણે ગુસ્સામાં જણાવ્યું"

સમાઇ પુરજોશમાં ચાલતી હતી; તે વખતે મેં એક શખ્સને ચાલી નિશાન લઈ ન્હાસી જતાં દીઠો, તે અટકાવવા હું તેની પાછળ દોડ્યો. મેં જુંડો પાછો મેળવ્યો પણ તેટલાં તેણે તેના ટુકડા કર્યા. તે ટુકડા ઉપાડી લાવતો હતો તેટલાં પાછળથી મારાં માથા પર એક સખ્ત ફટકો પડ્યો ને હું બે-શુદ્ધ થઇ ગયો તે શાહ મુરાદ ઉલ મુલ્કની ખાવડીમાં મેં મને પડેલો જોયો તે સિવાય બીજું મને કશું યાદ નથી. તે નામદાર કહે છે કે આ બનાવથી હવે કોઇ પણ લશ્કરના સરદાર તરીકે આગળથી રેહવાશે નહિ, કારણ કે તે કોઇ બદમાશે મારા સામે ગલત શાક્ષી પણ આપી છે. તેને મારી પર વેર લેવું હતું તે તેણે લીધું છે કારણ કે આ બનાવની ચાર દિવસ આગમજ મેં તેની ગેરવર્તણુંક માટે ઠપકો આપ્યો હતો અને તેની તપાસ ચલાવી હું તેને સજા કરવા ઇચ્છતો હતો તેટલામાં આ થઇ ગયું. નામદાર શાહ મુરાદે પોતે તે વાત માની લીધી છે. હું ત્યાં જુંડા સાથે પડ્યો હતો એટલે હું જ દોષિત ગણાયો છું. મારા બચાવમાં હું કોઇ શાક્ષી તેડી શક્યો નથી કારણ કે શુંક વા આવનાર છે એકાદ અઠવાડિયામાં ફરી પધારશે તેટલાં મારે ધીરજ રાખવી જરૂરી છે" સરદારે જરા પણ ડગમગ્યા વગર ખુલાસો કર્યો, અને કહ્યું.

"મારો વાંક જણુનજ હોત તો તેઓ મારી તરવાર શા માટે છીનવી ન લેત, પેદર!"

"હા હું તે જાણું છું. પણ હવે તો જ્યાં સુધી તારુ નિર્દોષપણું પુરવાર થાય ત્યાં સુધી તારે અહીં આવવાની જરૂર નથી. તું નૂરને મળી લે તમો બન્ને વચ્ચેનો સંબંધ હાલ બંધ છે એમ ખુલાસાથી કહેવાની જરૂર છે" મિરે ઠાંઠો કરીને કહ્યું.

સરદારે પોતાનો સફેદ પુણી જેવો ચ્હેરો [illegible] પોતાના બાપના શબ્દો [illegible] તે [illegible] પોતાનું ઊંચું કર્યું કરી, આરામ ચીન્તે સરદાર તરફ જોયું, જેથી તેને, ધીરજ આવી હોય એમ લાગ્યું.

"શાહ મુરાદ ઉલ મુલ્ક હમારા મહેમાન થનાર છે. છેલ્લી વખત એ નામવર અહીં ઉતાર્યા હતા ત્યારની વાત તમને યાદ હશે, સરદાર. તેવણે મોઢે ચઢી નુર મ્હાલના લગ્ન પ્રસંગે હાજર રહેવાની મરજી બતાવી હતી, જો શીવાજી તેમને સહજ આસાયશ આપી શકે તો! તે તમે વીસરી ગયા ન હશો?" મિરે જણાવ્યું.

"હા મને તે યાદ છે" શોકાતુર જવાબ મળ્યો.

"નામદાર શાહ મુરાદનો પ્યાર તમો પર જ્યાદા હતો અને તે કારણથી જ્યારે તમારી તપાસ ચાલશે ત્યારે હું તમારી તરફ રેહમ દીલથી વર્તવા તેમને સમજાવીશ." મિરે લાગણીથી જણાવ્યું.

"આપને તેમ કરવાની તકલીફ લેવાની કશી જરૂર નથી" તકને ફડ જવાબ મળ્યો. "હું નિર્દોષ હોઉં કે દોષિત હોઉં પણ મને કોઇના ઉપકારની જરૂર નથી. નુર મ્હાલ, જેમ માનેછ તેમ હું તદન નિર્દોષ છું. કોઇ દહાડે પણ સચ્ચાઇ પ્રકાશી નીકળશે. અને ત્યારે તમો સઘળાઓ જેઓએ એ આરોપ મારા ઉપર મુકયો છે તેઓ જાણશો કે વગર વાંકે મેં શું ખમ્યું છે. હું દોષીત હતે તો અહિંયાં પગજ નહિ મુકતે. નુર મ્હાલ, માદરતું પણ શું મારે માટે આવુંજ માને છે!"

મિર સાદત અલી ગુંચવાયો, પણ નુરમ્હાલ જવાબ આપે" તે અગાઉ પોતેજ બોલ્યો.

"આ બીના તેણી જાણતી નથી. તેની નબળી તબ્બતના સબબે હાલમાં હું એ વાત કરી તેનું દુઃખ વધારવા માંગતો નથી. તું તેને મનથી એક દીકરા જેવો છે એટલે આ કાતીલ ફટકો તે ધીરેથી ખમી શકે તેવી નથી" મિર સાદત અલી ખાતરીથી માનતો હતો કે નુર મ્હાલની માતા પણ બેટીનીજ પક્ષ લેવા વિના રહેશેજ નહિ તેથી એકદમ.

ચટકો ફટકો કરી નાંખ્યા. તેમણે, દમામથી જણાવ્યું "મારૂં કહેવું ધ્યાનથી સાંભળો. આજ પછી મારી બેટી સાથે તમો કશો વહેવાર રાખશો નહિ. કંઇ પણ કાગળ પત્ર, યા છુપી મુલાકાતો કરશો નહિ. તમારી તપાસ નામદાર શાહ મુરાદ કરશે પછી પણ, હું તમને મારાં નિર્દોષ કુટુંબમાં મેળાવા ઇચ્છું નહિ. આ કલંક ઘણો ભયાનક છે. મને વચન આપો સરદાર, કે મારી ઇચ્છાને તમે તાબે થશો અને—"

"હું એવું કંઇ પણ વચન આપી શકતો નથી, પેદર" તે જવાન ઝટકા સમેત પોતાની આંખોમાં આવેલાં આંસુ ઉડાવી દેતો બોલ્યો. "હાલતો હું જાઉં છું...પણ તે મારાં માદરને ખાતરજ, જાઉં છું કે જેથી તેઓ ઉશ્કેરાય નહિ. જો નુરજહાન મને દોષિત ધારતી હોય તો ખુશીથી હું મરવાનું વધારે પસંદ કરૂં. પણ અલ્લાહના શુકર કે તે મારી સચ્ચાઇમાં એતબાર છે. થોડો વખત અમને એકાંતમાં વાત કરવા દેશો તો ઉપકાર થશે, સાહેબ" સરદાર મ્હોબ્બત ખાન મિર સાદત અલીના અપમાન ભરેલા બોલવાથી કાંઇક ચીડવાયો છતાં, પ્રગટ જણાતું હતું કે તેને આ ફટકો ખરેખર જખ્મ થઇ પડયો હતો.

આખરે કરીને મિર દયાળુ જીગરના હોવાથી છેવટની યાદ તે કમનસીબ જવાનના હાથમાંથી ખુંચવી લેવાનું તેમને ગમ્યું નહિ, એટલે વિચાર કરી તેઓ બહાર ગયા અને તે બે વ્હાલાંઓને એકલાં પડેલાં અદેખાઇની આંખોથી જોતી રોશનઆરા ત્યાં ઉભી હતી. અરેરે! તે બંન્નેને છુટાં પડવાનું ભારે દુઃખ થતું હતું પણ સાચ્ચા પ્યારથી એક મેકને ચ્હાતાં જીગરોને તે મુશીબત ભારી લાગતી ન હતી. તે આદમીની મ્હોબત મેળવવા ખાતર, રોશન આરા પોતાનો જાન વરીક વેચી નુરજ્હાનની જગ્યા લેવા તૈયાર હતી તે તેથી અંજાણ્યું રહી તેણીની નજર આગળ, પોતાની વહાલીને વફાદાર રહેવાનો કોલ આપતો હતો.

+ × +

"ભલે પધાર્યા, નાસીર જંગ. બેટી રોશને હમોને તમારી પધરામણીથી વાકેફ કર્યા હતા. કેમ ભલા, હજી દુનિયાંની રખડપતી મેલી નથી કે? હવે તો નાસીર જંગ તમારે ચાકરી કરી એક ઠેકાણે રહેવું જોઇએ" મિર સાદત, અલીએ પોતાના પહેરોણાને આવકાર આપતાં હસીને જણાવ્યું.

"જો કોઇ બાનુ મારા જેવા ધોટબાજને કબુલ કરે તો ખરેજ મારી જીંદગીનો સફો બદલાય ખરો" નાસીર જંગે હસીને જણાવ્યું.

"તેમ કરવું ઘણુંજ સહેલ છે" મિર સાદત અલીએ બાગમાં ફરતી સુંદર રોશન તરફ નજર ફેંકી કહ્યું.

"વ્હાલી રોશનને મારી આંખોનું નુર કરવાની સૌથી મોટી આશા મારાં જીગરમાં રમી રહી છે મિર સાદત અલી" મિર સાહેબની ઇશારત સમજી જતાં નાસીરજંગે ખુલ્લો એકરાર કર્યો.

"ત્યારે તો જા બેટા, અને ફતેહ કર" મિરે દુવા ગુજારી અને નાસીર જંગ તેના હુકમ મુજબ રોશનઆરાને શોધતો બાગમાં ગયો.

"ઘણોજ લાયક જવાન છે" તેના જવા પછી મિર બોલ્યો. તેમને તે જવાન ઘણો પસંદ પડતો હતો. તે નવાબ દૌલત ખાન હૈદરાબાદથી ન્હાસી આવ્યો ત્યારે તેની સાથેજ આવ્યો હતો. તે વખતે તે બાળક હતા અને આજે તે એક જવાંમર્દ તરીકે ઉછરી નીકળ્યો હતો. જો રોશનઆરા તેની સાથ ગોઠવાય તો મિરની ફીકર ટળે તેવું હતું. તેણીને લાયક ઠેકાણે કર પાડવાની તેની ફરજ હતી એવું તે ધારતો હતો.

નવાબ નાસીર જંગ બે ઘડી રોશનની ખુબ સુરતી નિહાળતો ચુપ ઉભો રહયો. તે જુદીજ કીસમની સુંદરી હતી અને તે સહજ કાળાશ પરની ખુબ સુરતીનો વખાણનાર હતો. આગળ એક વખત તેણે તેણીને પોતાનો પ્યાર જાહેર કીધો હતો. જો સરદાર મ્હોબત ખાનની નડ વચમાં નહિ હતે તો રોશનઆરા જરૂરજ તેને હા પાડતે પણ તે ખુબસુરત સરદાર ખાતરજ તે છોકરીએ તેની માગણી ના પાડી હતી તે એજ ખ્યાલમાં ચકચુર હતી. તેના મનમાં સરદાર મોહબ્બત ખાનજ રમી રહયો હતો તેટલા નાસીર જંગ હસતો નમન કરતો તેની સામે આવ્યો.

"આહ નાસીર" તે અજાયબીમા બોલી પડી.

"આહ! ખુબસુરત મન!" નાસીરતે આવકારથી ખુશ થતો આગળ જઇ બોલ્યો "રોશન...રોશન, જાને મન, તું દહાડે દહાડે ખુબસુરત થતી જાય છે જો. ચાલ આપણે જરા પેલા ગોલાબના બગીચા આગળ જઇએ અને ત્યાં ઉભેલા સર્વથી સરસ ગોલાબ સાથ ગોલાબની રાણી તરીકે તારી સરખામણી કરીએ?"

"વળી એવી લવ્રાસ હાંકી? તારી હમેશની એજ રીત રહી ગઇ" તે બન્ને જો સાથે ઉછરેલા હતા તેથી રોશન એટલી છુટથી વાત કરતી હતી. "તું અહીં વળી કેમ આવ્યો?" તેણીએ પુછયુ.

"તારે માટે ભમરને પુછ કે કમળપર કેમ મરી ફીટ છે? ચકોરને પુછ કે ચંદ્રમાં શું એવું ખેંચાણ છે, ને પછી મને પુછ કે હું શામાટે અહીં ધસડાયો છું!" તેણે સીફત કીધી.

"વળી તારી લાહેરી ચાલી. જવા દે લલા! યાર, એકની એક વાત કહેતાં તને કંટાળો નહી આવતો?" તેણીએ બીચવાઇ ને પુછયુ.

તે સાંભળતાંજ નાસીરનો ચ્હેરો ફીકો થયો. તેણે પોતાની લાગણીપર બહુ કાબુ રાખ્યો જોકે તેની મોટી ચળકતી આંખોમાં તેના પ્યારનો પેગામ ખુલ્લો જણાઇ આવતો હતો.

"તું શું એમ કહેવા માંગેછ કે તું આ મારી આ વાત સાંભળતાં કંટાળી ગઇછ, રોશન?" તે શાંત પણે બોલ્યો. હું તો કદીએ બામદ પર વાત કરતાં કંટાળીશજ નહી. મને હજી આશા છે. મિર સાદતઅલીએ હવડાં એમજ કહી મને અહીં નસીબ અજમાવવા મોકલ્યો છે પણ ખરી બીના જો તે જાણે તો મને પચાસ ગાઉ દુરથીજ સલામ કરે.

"વળી કંઇ કાવત્રાં રચે છ કે?" તેણીએ પુછયુ. "તારા જેવા એક સુરત ઇસલામીએ રખે પોતાનો વિચાર ફેરવ્યો હોય ને જેમને આજ લગી ધિક્કારતો હતો તેમની સંઘમાં રખે ગયો હોય" તેણીએ બ્હીકથી પુછયુ.

"ચોરીથી નહિ પણ શાહુકારીથી હું તેમની સંઘમાં ગયો છું" નાસીરે પોતાની મુછોને તાવ દેતાં કહયું.

"શીવાજી મહારાજની દરબારમાં જવાનું ઇજન મને આવ્યું અને હું ગયો. તે ચુરા સરદારે મારામાં ઘણીક શોધ કીધી અને જે ગુણોથી હું અજાણ્યુ હતો તે બધા તેણે શોધી કાડયા. આસ્તે આસ્તે હું તેને ઘણોજ માનીતો થયો અને હવે, હવે-અહીં તે અરજી પડ્યો.

-"અને હવે—"વધુ જાણવાની ઉલટમાં રોશને પુછયુ.

નાસીરે આસપાસ જોયું "અહી આપણ તદન એકલાંજ છિયે કે?"

"હા તદનજ; અહીં બીજું કોઇ નથી" રોશને ખાત્રી આપી.

"ત્યારે સાંભળ. હાલ હું શીવાજીનો માનીતો જાસુસ છું. મારી જાસુસીમાં તે જેટલો ભરુસો રાખે છે તેટલો બીજા કોઇનો નથી રાખતો" તે બહુજ ધીમા અવાજે બોલ્યો.

"કેટલા વખત થયા તું જાસુસ થયો છે ?" તેણીએ પુછયું.

"તે જાણવામાં શું ફાયદો છે ? એકજ વાત યાદ રાખ કે શીવાજીએ શાહ મુરાદનાં લશ્કરને ઘેરી લેવાનો જબરો તાગડો રચ્યો છે.

'અજબ...અહીં બધા જાણશે તો શું કહેશે ! તું ત્યારે હમેશાં મરેઠાઓને ધિક્કારવાનો ખાલી ડોળજ કરતો હતો કે ?" સુચક સવાલ થયો.

તેનો જવાબ ઉચ્ચારતાં તેણે કહ્યું " શીવાજી જો અહીં તુરીકઅહીં આવશે તો પણ મિર સાહેબઅલી કે તેના કુટુંબને જરા પણ અડચણ આવશે નહિ. શીવાજી બહુ ભલો છે. તું શું મારાં બોલવાને મજાક માનેછ કે ? યાદ રાખ, જ્યારે તેમ થશે ત્યારેજ તારી ખાત્રી થશે તે બોલ્યો ને હવે આગળ આવી તેણીના નાના હાથો તેણે પોતાના હાથમાં લીધા.

"રોશન, તુને મારી ચશમનું નુર કરવાનો છું, એટલે હવે દરેક ભેદ મારે તને મારે તને કહેવા જોઇએ. લણા વખતપર તેં મારી પર લખ્યું હતું કે તું સરદાર મ્હોબત ખાન સાથે પ્યારમાં પડી છે. જો તેની નડતળ દુર થાય તો તું મારી સાથ નેકા કરે તે શું ખરૂં છે ! તે કાગળ હજી મારી પાસે છે. તેમાં તેમ જો સરદાર મરી જાય તો તું છુટી થઇ રાજી ખુશીથી મારી સાથે નેકા કરે " તેણે પૂછ્યું.

"હા., વખતે તેમ થાય." તેણીએ ધીમેથી કહ્યું.

"અથવા તો તેની આબરૂને કંઇ કલંક લાગે તો પણ તું તેમ કરશેને "

"તેમ તો અત્યાર આગમજનું થયું છે," અને અહીં તેણીએ તેને તે ખીનાથી તેને વાકેફ કર્યો.

"અને હજી તું તેના પ્યારમાં છે ને ?" તેણે

"મને કંઇ સમજ પડતી નથી નાસીર. એના દુઃખમાં તુરમ્હાલ ઓસ્તવાર ઉભી રહી છે ને પોતાના આશકને દેવિન માનતી નથી અને પોતાના પ્યારમાં એ આવી પડેલાં દુઃખની પણ દરકાર રાખતાં નથી. તે વખતે મને લાગ્યું કે હું સરદારને તેમજ તુરમ્હાલને ખરાં જીગરથી ધિક્કારૂં છું."

"ત્યારે તે ધિક્કાર તું ફેરવી નાખતી ના, રોશન. સરદારને અર્પેલો પ્યાર તું મને બક્ષ. જો સાંભળ, ખુબસુરત મન. આપણા માટે ઉજવળ ભવિષ્ય જણાય છે. શીવાજી લશ્કર એવું કરે કે તેની મતલબ હજી બીજાઓ સમજ્યા નથી " નાસીરે જણાવ્યું.

"નહિ, તેમ નથી. મિર સાહેબઅલી તેથી જુદાજ વિચાર ધરાવે છે તે કહેછ કે એકાદ નાનું મામકુ લુટી તે રસ્તે આગળ વધશે." રોશને કહ્યું.

"હા પણ તોથી આપણા પાયખ્ત શહેર પરજ તે જવાનો છે એમ કોણ જાણે છે ? તે જબરો લોભી છે. તેને આપણું શહેર બહુ ગમે છે. એમને એમ તો તેજ રાજા થશે ત્યારે જરા વ્હેલા કાં નહિ આપણે તેની ફરમા બરદારી કરીએ વાર ?' તેણે પૂછ્યું અને રોશનની આંખોમાં જોયું કે જે અત્યારથીજ કંઇ કંઇ બાબતના સ્વપ્ના જોતી હતી. પણ તે કેના ભોગે ? પોતાના દેશના ભોગે સુખી થવાની અભિલાષા આ હમાએરો રાખતાં હતાં !

"જો સઘળું બરાબર પાર ઉતરશે તો આપણને સૌથી મોટું ઇનામ મળશે, અને તું-તું મારી મ્હોરદાર થશે કેની ? વચન આપ રોશન, મને વચન આપ. તું જેને ચ્હાય છે તેની પાયમાલી થઇ ચુકી છે. હું જે પ્યાર ત્હારી તરફ ધરાવું છું તેનો કોઇ નહિ ધરાવશે," તેણે તેણીને ફુસલાવી.

"કબુલ, મંજુર" તે હવે પસીને બોલી અને ખુશાલીની એક ધીમી ચીસ સાથે નાસીરે તેણીને હૈયા સરસી ચાંપી તેણીનો ચ્હેરો ચુમ્બીઓના વરસાદથી ભીંજવી નાંખ્યો.

* * *

"હવે હું તારી પર તદન વિશ્વાસ રાખી શકીશ, અને હમે શું બાજી રચી છે તે જણાવીશ, અહીંથી થોડેક દુર આવેલા પથ્થરના ગુફાના મોઢા આગળ શીવાજી હોડીમાં આવવાનો છે. મારે એ વ્યાર હ્હાણાંમાંજ ત્યાં જઇ તેની સાથે પુને જવાનું છે તે એમ કરી મુસલમાનોને છેતરવાનો છે. એ ગુફામાં તેણે અનાજ વિગેરે ભર્યું છે અને લશ્કર જંગલની પેસી બાજુએ એકઠું કરવા માંડ્યુ છે અને આજથી પંદર દહાડાની અન્દર મ્હારા તરફની નિશાન મળતાં તે આગળ કુચ કરી શાહ મુરાદ અહીં આવ્યો હશે તેટલાં ફટકો મારી લેશે,"

"પણ અહીં તો તેઓ બેજ દિવસ રહેનાર છે, તે તમે ભુલી જાઓ છો!" રોશને કહ્યું.

"નહિ તે અહીં વધારે વખત અટકશે. સરદાર મહોબતની તપાસ થવાની છે. તેટલાં તો અમારૂ કામ પાકુ થઇ જશે. પણ પથ્થરના ગુફા તરફ હોડી બરાબર આવે તો ઠીક. જો શીવાજી પોતે ન આવશે તો હોડી પણ આવશેજ, અને હોડી નહિ આવશે તો એ યોજના મુજબ નહિ ચાલવું એવી ગોઠવણ છે, શાહ મુરાદ અહીં રહે તેટલાં જે બીના બને તે તું મને જણાવજે. હું ક્યાં રહેવાનો છું તે તને વિશ્વાસુ માણસથી જણાવીશ. પથ્થરના ગુફા આગળ એક દોસ્ત તરીકે ઓળખવવા મારે "અલ્લાહો અલ્લાહ" નિશાન આપવાની છે" તે પ્યારમાં દીવાના બને સાગંડુએ દરેક વિગત જુસ્સાના આ વેગમાં પોતાની બીબીને કહી મ ભળાવી. તેઓ તે પછી વધુ વાતે વળગ્યાં તેટલામાં બાજુની ઝાડીમાં કંઇ ખખડાટ થતો સંભળાયો. રોશનને લાગ્યું કે ત્યાંથી કોઇ ધીમે પગલે ચાલી જતું હતું "સબર ચુપ!" તેણી બોલી. નાસીર સાવ ફીકકો પડી ગયો, પણ બીજેજ પળે તે મોટેથી હસ્યો. તે ઝાડીનો ખડખડાટ એક બીલાડીએ કર્યો હતો તે જોતાંજ તે બંન્નેની ધાસ્તી હવામાં પીગળી ગઇ.

( ૩ )

નાસીર જંગલમાં આવ્યા પછી એક સવારે સરદાર મ્હોબતખાન એકલો પોતાના ઓરડામાં બેઠો બેઠો વિચાર કરતો ને મુંઝાતો હતો. તેવામાં બારણું ખોલી એક બુરખો ઓઢેલો આકાર અંદર આવ્યો અને દરવાજો તેની પાછળ બંધ થયો.

સરદાર અજબ થયો, પણ તે સ્ત્રીએ જોરથી બુરખો ઉંચકયો કે તે ખુશાલીથી ચકચક થતી આંખો સાથે ઉછળી પડયો.

"નુર...નુર...જાને મન" તે તેણીને ભેટતો ક્યારનો પટપટયો.

"સબર જરા ખામોશ, મારે તારી સાથ કંઇ અગત્યની વાત કરવી છે." નુર મહેલ ગભરાયલી બોલી.

"હું કંઇપણ હાલમાં સાંભળવા માંગતો નથી." તે દીવાના આશકે તકરાર ઉઠાવીને તેણીને વધુ પાસે ખેંચી તે સુંદર મુખડો પ્યાર ભર્યા ચુંબનોથી ભરી કાઢ્યો.

મુલાકાતનો પહેલો ઉભરો નરમ પડતાં તે કંઇક શાંત થયો અને ત્યારેજ નુર મહેલે વાત છેડી;

"આજે અહીં આવવા નીકળી પણ ધારવા કરતાં મુશ્કેલ થયું. મળવા જવાને બહાને હું નીકળી છું. સારૂ થયું મ્હોબત કે તું હર્યાજ હતો નહિ તો ફજેતીનો પારાવાર થતે!" હેણી હવે જે વાત કહેવા માંગતી હતી તે કઇ રીતે કહેવી તેના ગુંચવાડામાં પડી.

આવશે. શા કારણથી તે ગોઠવણ મુજબ અમલ નથી થયો તે મને વિચાર પડે છે. એથી કંઈ નાની જેવી નડનળ વચમાં નાખ્યે તો શાહ મુરાદ અહીં થોભી જાય."

"તું શું કરવા માંગે છે, નાસીર ? શું તું તેમનો જીવ લેવા તો તાપિયો નથીને ?" રોશને હેબતાઈને પુછ્યું.

"હું તેનો જીવ લઉં એવો ખુની નથી. તેને કશી અસવસ આવશે નહિ. હાલમાં હું તે યોજના કેમ પાર પાડવી તેના ખ્યાલમાંજ રહું છું કે જેથી શાહ મુરાદ અહીં વધુ દીવસ અટકી પડે. ચાલ રોશન તું અંદર ચાલ, અને ગાયન ગાવા વચન આપ્યું છે તે મુજબ હમોને રીજાવ."

તે અંદર ગઈ ત્યારે સઘળા કુટાણું વગી વાતો કરતા હતાં અને રોશનને લાગ્યુ કે તેઓ સરદાર મ્હોબ્બતખાન નારેજ બોલતાં હતાં. આજ સુધી નુર મ્હાલે એક પણ વખત તે બાબદ પર વાત કાઢી ન્હોતી. કે ના તો સરદાર નો બચાવ કર્યો હતો. આહ ફક્ત તેજ એકલી સરદારની હિલચાલથી વાકેફ હતી એક નાની હોડીમાં બેસી પારેને કેઠાણે જઈ નાસીરજંગ માટે આવનાર સિગ્નેતોને અટકાવી શકયો હતો તે નુર મ્હાલને મનથી ઘણુજ હતું; કારણ કે તેમાં હદ બહાર જોખમ હતો. નાસીર જંગની જગ્યા તેણે લીધી હતી અને શીવાજીના જાસુસને જાસુસી પણ, ચલાવતો ત્યાંજ રાખી શકયો હતો.

જો ને મરાઠો એ બાબદ જાણે તો તાત્કાલીક મોતે સરદાર માર્યો જયા વિના રહે નહિ. એ સઘળુ જાણવા છતાં પોતાની આબરૂને સામેનો કલંક ધોઈ કાઢવા અને દેશની સેવા બજાવવા તે હિમ્મતથી બહાર પડયો હતો. તે રાને શાહ મુરાદ ઉસ મુલક એક બીજા રાજદ્વારી સાથ મસલહત કરનાર હતો તે બધો હેવાલ જાસુસી કરી રોશનઆરાએ નાસીર જંગને કહી સંભળાવવા કબુલ્યું હતું. તે વખતની અંદર સરદાર મ્હોબ્બત ખાન પોતે લીધેલું કામ સરંજામ ઉતરવાનો હતો.

રોશ નઆરાનું ગાનું બંધ થયું કે એક અવાજ નુર મ્હાલે સાંભળ્યો જે તે ગાયન કરતાં પણ વધુ મીઠો તેણીને લાગ્યો, તેણીનું અંતઃકરણ ધ્રુજવા લાગ્યુ. તે ઘડી આવી પુગી હતી કે જ્યારે સરદારને માથે ની કાળી ટીલી સદાની દુર થવાની હતી.

શાહ મુરાદ અને મિર સઘળા બનાવથી અજાણ્યુ, વાતમાં મશગુલ હતા. પણ રોશનઆરાએ તે અવાજ પીછાન્યો અને અદેખાઈથી તે જળવા લાગી. તે તુર્ત સમજી શકી કે શાહ મુરાદની પધરામણીનો લાભ લઈ નુર મ્હાલ સરદાર સાથ તે નામદારને વાત કરવાની તક આપતી હતી. રોશનને લાગ્યુ કે આજ વખતે કિનો લેવો ઠીક પડશે અને તેઓ બન્નેને તે કારણથી સતાવવાનો વિચાર કરી તે બોલી ઉઠી, અને નુર મ્હાલ જે શાહમુરાદ આગળ સરદારની હાજરી જણાવવા ચ્હાતી હતી તેણીને એક બુમ પાડી અટકાવી

"નુર મહાલ" તેણીએ ચુપકીદીમાંજ ફરી પાછળ જોયું.

"નુર મહાલ હું ધારૂં છું કે આતો સરદાર મહોબ્બત ખાનનો અવાજ છે. મિર સાહેબ, તમારી ચેતવણી છતાં તે અહીં આવ્યો છે તેને જો તમો અટકાવશો નહિ તો તે અહીં અંદર જરૂરજ આવશે." તેણી એ તે ચુકાને હાંકારેવા માંડયો. ત્યાં સઘળે શાંત ચુપકીદી ફેલાઈ.

"તમે જાણો છો કે નાસીરજંગ? સરદાર મહોબ્બત ખાનેજ આપણી હારી નિશાન ગુમાવી છે અને મરાઠાઓ તે સેહલાઈથી લઈ ગયા છે." તે હવે સરદારને તાણો મારવાના ખ્યાલથી નાસીર તરફ જોઈ બોલી.

"ખુદાવંદ, જીંદગીની એક મોટી રમતમાં, મેં હાર ખાધી છે. જો સરદારની મહેરબાનીથી મને માફી મળી છે તો એક બાબદનો ખુલાસો મારે કરવો જોઈએ, કે જેથી એમના શીરપર જે કલંક ચોંટયો છે, તે દૂર થાય. એમની ભલાઈના બદલામાં હું ખુલાસો કરૂં છું કે શાહી નિશાનનો નાશ કરનાર શખ્સ હું હતો. જાસુસીપણું ચલાવતાં હું એમના લશ્કરમાં આવી ગયો, ત્યાંથી નાસવાનો લાગ શોધતો હતો તેટલાં મેં એ કામ કીધું. હવે બાકીની બીનાથી તમો નામદાર તથા સર્વ રોશન છેઓ, એટલે હું સર્વને સલામ કરૂં છું." અને દરવાજો ખોલી પોતાને મળેલી તકનો લાભ લઈ તે કાવત્રાંબાજો ત્યાંથી ચાલ્યાં ગયાં.

"યા અલ્લાહ! એના જેવો એક બદમાશ ધુતારો સહેલાઈથી છટકી જાય છે!" મિર વટવટનો બોલ્યો "આહ! પણ રોશન માટે મેં એવી આશા રાખી નહતી. તેણીને એક દીકરી માફક અમે ચ્હાતાં હતા તે એક ઠગારી જાસુસ!"

તે બાતમીના કાગળો શાહ મુરાદે ઘણો વખત સુધી વાંચ્યા અને પછી જણાવ્યું, "આ વાત આપણ બે ત્રણ જણ સિવાય ખાસ હાલમાં કોઈને જણાવવાની નથી. વખત આવશે ત્યારે આખી સલતનતને તે જણાવવી ઠીક થઈ પડશે." અને પછી તે નામદાર સરદાર મ્હોબ્બતખાનની નજદીક જઈ તેનાં ખભાંપર માયાથી હાથ મુકી કહ્યું,

"બેટા, તારે માથેનો કલંક તો મારે દૂર કરવોજ જોઈએ. મેં તેનો ખુલાસો મારે કાને કાન સાંભળ્યો છે તેથી તેને જાહેરાત આપવા માટે કાલે શહેરમાં હું ઢંઢેરો પીટાવીશ કે જેથી લશ્કરનો એકેએક શખ્સ તેમજ શહેરનો આસામી તમો નિર્દોષ છો તે જાણે, અને મારી શુરવીર બેટી, તે દેખાડેલી હિમતથી આજે આપણો દેશ પારકાના હાથમાં જતા બચ્યો છે તે માટે મને ખરાં જીગરની મુબારકબાદી આપવા દે" તે નામદારે તેણીના કપાળ ઉપર એક ચુંબન કરી નુરમ્હાલનો હાથ પકડી સરદારને આપતાં હસીને કહ્યું, "બેટા તારી આ બ્હાદુરી ભર્યાં કામ સાથે તારી આબરૂને લાગેલો દાઘ તેં ધોઈ ફેડી નાખ્યો છે જેની શિક્ષા તરીકે યા તો ઇનામ તરીકે આ બે મુલ નગ, મિર તરફથી તેમજ મારી તરફથી તને બક્ષેસ આપુ છું. સુખી રહો બચ્ચાંઓ! અલ્લાહ તમારો નેગેહબાન થાઓ! અને... છે તે કરીને, મિર, મારે ચોથે દીવસે હયાથી જવુ છે તો પરમ દીવસે શાદીના ગોઠવણ રાખજો......કેમ પોર્યાઓ કાંઈ ખુશ હસાયછ?"

"શુક્ર અલ્લાહ કે બેટા તું નિર્દોષ જણાયો છે અને તારી આબરૂને જરા પણ દાઘ લાગ્યો નથી. હવે હું એ બીના તારી માદરને જણાઉ કે આ કથાં જેવી કહાણી સાંભળી તે ખુશી થાય" અને સરદાર ને હૈયા સરસો ચાંપી મિર ત્યાંથી બ્હાર નીકલ્યો.

"ખરેખર! એક સાચ્ચા પ્યારમાં જોડાયલી કયા! પ્યારથીજ આ જીંદગીમાં કંઈ પણ મળે છે. પણ તે કરતાં બી મોટો અને સાચ્ચો પ્યાર તો દેશ તરફની સેવાનો ભક્તિભાવ ધરાવે તે છે. તેજ સર્વથી શ્રેષ્ટ અને બુલંદ ગણાય!", શાહ મુરાદ ફક્ત મુકે તે જવાનનો દેશ તરફનો ભક્તીભાવ વખાણતાં જણાવ્યું... અનેઓશક તે કોણ ના પાડશે.

હવે વધુની શી જરૂર છે? શાહ મુરાદ શાદી મુબારક કરી, પોતાની તરફની મોટી ભેટ આપી પોતના દરીઆને આગળ વધતો અટકાવ ચલ્યો ગયો. દાવ તે હિમત સાથે "આપણને લાગતું વળગતું ન હોવાથી આપણે હપાંજ શોભાશું.

# Tit-Bits

( *For Gulshan* )

Written by—**Mrs. Rupanbai Dorabji Rabadi.**

*Men who were great*—men great in science, literature & arts ; &c have sprung from farms, workshops, mine & the cobbler's stool. From the barber's shop rose Sir Richard Arkwright, the inventor of spinning-jenny & the founder of the cotton manufacture of Great-Britain. Shakespeare's father was a butcher & grazier. From the common class of day-labourers have sprung Brindley the engineer, Cook the navigator, Burns the poet. Ben Jonson was one of the bricklayers. From the weaver class have sprung Simpson the great mathematician, Dr. Livingstone the missionary traveller, & Tannahill the poet. From shoemakers have sprung sevaral poets, missionaries, editors & admirals—Cardinal Wolsey & his brothers were the sons of butchers. Sir Thomas Lawrence was the son of a tavern keeper. The illustrations are so numerous that it is very difficult to make a selection.

" *Prudence, frugality & good management* are excellent artists for mending bad times-" *samuel Drew.* " *Let* him that would move the world move first himself. " *socrates.*

If every one would see
To his own reformation,
How very easily
You might reform a nation.

*Economy.* Every man ought to contrive as to live within the means. This practice is the very essence of modesty. Thriftless persons are often compelled to do some shabby things. " All moral philosophy, " says Montaigue—" is as applicable to a common & private life as to the most splendid. Every man carries an entire form of the human condition within him."

Francis Horner's father's good advice to his son:-" Whilst I wish you to be comfortable in every respect, I cannot too strongly inculcate economy. It is a necessary virtue to all; and however the shallow part of mankind may despise it, it certainly leads to independence, which is a grand object to every man of a high spirit."

*Debt.* The proverb says that "an empty bag cannot stand upright;" neither can a man who is in debt. Debt makes every thing a temptation. It lowers a man in elf-respect. *Another proverb;* Who goes-a borrowing goes-a-sorrowing" "Haydon, the painter once gave the following advice to a youth. "Never purchase any enjoyment, if it cannot be procured without borrowing of other. Never borrow money: it is degrading. The first step in debt is like the first step in falsehood; debt following debt as lie follows lie." Dr. Johnson's words are worth remembering 'Do not-" said he, "accustom yourself to consider debt only as an inconvenience; you will find it a calamity. Let it be your first care, then, not to be in any man's debt.' Resolve not to be poor. Whatever you have, spend less. Frugality is not only the basis of quiet, but of beneficence. No man can help others who wants help himself; we must have enough before we have to spare." Samuel Drew's first lesson in economy is thus described. "When I was a boy, I somehow got few pence, & coming into St. Anstell on a fair day, laid out all on a purse. My empty purse often reminded me of my folly; & the recollection has since been as useful to me as Franklin's whistle was to him." A worthy scotch couple, when asked how their son had broken down so early in life, gave the following explanation. "When we began life together, we worked hard & lived upon porridge and such like, gradually adding to our comforts as our means improved, until we were able at length to dine off a bit of roast meat & sometimes a boilt chicken or fowl; but as for Jac, our son, he began where we had left off-*he began with the chicken first.*"

"Respectability is all very well for folks who can have it for ready-money: but to be obliged to run into debt for it-it's enough to break the heart of an angel-" *Jerrold.*

# વિધવા વિલાપ!

## (હિંદુ ગૃહ સંસારનો એક નમુનો)

લખનાર, બ્હેન લીલાવતી.

"પ્રભુ ! હે દયાના સાગર, કરૂણા નિધાન, નોધારાના આધાર, હવે તો આ દુઃખ તું વિદાર, ને તેમાંથી મુક્ત કરી ત્હારા શરણમાં લે, પુર્વ જન્મના પાપના પુંજનો આપના કૃપા કટાક્ષથી જો પ્રલય ના થાય તો પછી આપને અધમ ઉધ્ધારક કોણ કહેશે !"

"શું ! આ દુઃખમાંથી મુક્ત થવાને આ દેહને નદીના જળમાં હોમ્યા વિના છુટકો નથી ! હા ! આ મલીન દેહનું જો જળચરો ભક્ષણ કરી પોતાના ઉદરને તૃપ્ત કરશે તો તે પણ સાર્થક."

કાળમેઘ અંધારી રાત્રિએ નદિના તટ પર એક અનાથ દુઃખી વિધવાના આ ઉદગારો હતા.

દુઃખના ભારથી દુઃખી વિધવા એકાએક મુર્છિત થઇ ગઇ અને પગ લપસી જવાથી નદીમાં પડી પાણીના પ્રવાહમાં તણાવવા લાગી.

કળાવતિ હીંચકાપર બેઠી પોતાના બાળક પુત્રને રમાડતી રમાડતી ઝીણે સ્વરે ગીત ગાતી હતી. તેની બે નણંદો કમળા તથા ગંગા પરસાળમાં પગપર પગ ચઢાવી વાતો કરતી હતી. જેઠાણી રસોડામાં રસોઇ કરતાં હતાં. બાર વાગ્યા એટલે મરદો જમી રહ્યા. પછી બૈરાંઓને જમવાની વખત થવાથી કળાવતિ રસોડામાં જમવા ગઇ. કળાવતિએ ખબર કાઢી કે 'શાન્તા ભાભી ક્યાં છે ?' કોઇ ઘણા વાર થયા દેખાતાં નથી. સામો કોઇ જવાબ મળ્યો નહિં એટલે ઘરમાં બધે જોઇ વળી પણ ક્યાંયે નજરે પડી નહિ, તેથી ફીકર થવા લાગી. નોકરને મોકલી પડો-શમાં, સગાં વ્હાલાંને ત્યાં પ... ...... પત્તો લાગ્યો નહિં. દુઃખી શાન્તાની દયા ખાનાર હોય તો માત્ર કળાવતીજ હતી. જ્યારે એના પર આક્ષેપો મુકયા હતા, તે કળાવતિ જાણતી હતી, તેથી એને વધારે ફીકર થવા એ લાગી કે રખે નદી કુવો કરે તો આપણી આબરૂ જશે અને એ નિર્દોષ નાહકની મરી જશે.

શાન્તાના પતિ સુંદરલાલને અમદાવાદમાં નોકરી હતી. દીયર મોહનલાલને વડોદરે નોકરી હતી. બન્ને ભાઇઓ ભણેલા સુશિક્ષિત હતા. એમના મોટા ભાઇ મણીલાલ નોકરી ધંધો કાંઇ કરતાં નહિ. સ્વછંદી રીતે ફાવે તેમ વર્તી સર્વને હેરાન કરતા, પણ વડીલ હતા એટલે કોઇ કાંઇ કહી શકતું નહિ.

શાન્તાના લગ્ન થયા પછી એક વરસે સુંદરલાલ દુષ્ટ રોગનાં પંજામાં સપડાઇ ગયા, અને બે દીવસમાં તો ગરીબ બીચારી શાન્તાને સદાને માટે રખડતી મુકી ગયા.

હિંદુ સંસારમાં વિધવાઓની સ્થીતિ દુઃખ ભરેલી છે એ સર્વેની જાણ બહાર તો નથીજ. કેટલીક જગ્યાએ તો વહુનાં પગલાં ખરાબ હોવાથીજ પોતાના પુત્રનું મરણ થયું એમ માને છે. તથા પુત્રનું ખુનજ કર્યું હોય એમ માની પુરૂં ખાવા પણ આપતા નથી. તો પછી કપડાં લત્તાં વિગેરેનું તો પુછવુંજ શું ! અને તેની જીંદગીને હવે વધારે ટકાવી કામની શું એમ માને છે. આવીજ સ્થીતિ ગરીબ શાન્તાની હતી. વિધવા

મયા પછી પિતા પક્ષમાં પણ કોઇ હતું નહિં એટલે સાસરેજ રહેતી.

સુંદરલાલની મોટી બ્હેન વિધવા હોવાથી અત્રેજ રહેતી, અને નાની બ્હેન પણ ઘણો ભાગ ત્યાંજ રહેતી, તેને સાસરે રહેવું બહુ ગમતું નહિ. ભાઇનું મૃત્યુ થયા પછી વિધવા ભાભીપર બેઉ બહુ જુલમ કરતી. દુઃખી ને વધારે દુઃખી કરવામાં મોટાઇ માનતી. પરંતુ સઘળું કામ એની પાસે કરાવતાં તોપણ જંપવા દેતાં નહિ. શાંન્તા બધું સહન કરતી. કોઇવાર ધૈર્ય ન રહે તો કળાવતિ પાસે પોતાના દુઃખની વાત કરી રડતી. કળાવતિ તેના મનનું હરેક પ્રકારે શાંત્વન કરતી.

એવાં દોઢ માસ થયાં કળાવતિએ એક બાળકને જન્મ આપ્યો હતો, તેથી ઘરમાં દેખ રેખ રાખી શકતી ન હોતી. તે અરસામાં બન્ને નણંદો શાંતાપર ઘણો જુલમ પાડતાં. એક દિવસ કળાવતિ પાસે બેસી શાંન્તા ચોધાર આંસુએ રડતી હતી. બે દીવસ થયાં કળાવતિના પતિ મોહનલાલ ઘેર આવ્યા હતા. શાંન્તા તથા કળાવતિ બેઠાં હતાં ત્યાં તે અકસ્માત આવ્યા અને શાંતાને રડતાં જોઇ, રડવાનું કારણ પુછયું. કહેવાની નહિ મરજી છતાં મોહનલાલના ઘણા આગ્રહથી પોતાની સ્થિતિની વાત કરી. સઘળી વાત સાંભળી મોહનલાલને ઘણી લાગણી થઇ. પોતાનાજ ઘરમાં દુષ્ટ વર્તન દુષ્ટ બ્હેનોએ ચલાવ્યું જોઇ તેને ઘણોજ ધીક્કાર આવ્યો ,અને મનમાં બોલ્યા કે સ્નેહમુદ્રામાં બાળાના વચન સત્યજ છે.

"નર જાત હરી ફરી સ્વચ્છંદથી મ્હાલતી,
પણ નારીને રોયા વિના કર્મમાં બીજું નથી.

ઘરમાં જઇ મોહનલાલ બોલ્યા " મોટી બ્હેન તમે જાતે દુઃખી છો છતાં બીજાને દુઃખ દેવા તરફ તમારી વૃત્તીઓ છે તે જાણી હું ઘણો દીલગીર છું. શાંન્તાભાભી કે જે બાળી નહી પણ ભાઇજ છે એમ માની તેને માન આપવું જોઇએ. એમનાં દુઃખમાં ભાગ લઇ સુખને માટે જે બને તે કરવું જોઇએ. એમ કરશો તોજ તમારા સ્વર્ગસ્થ ભાઇ પ્રત્યેનો પ્રેમ કાયમ રહેશે. આ વખતે હું એમને મારી જોડે ગામ લઇ જઇશ.

ભાઇ તરફથી ઠપકો મળવાથી આજે બન્ને બ્હેનો ઘણી ગુસ્સે થઇ ગઇ હતી. શાંતા પાસે હતી એટલે મશ્કરી કરવા માંડી "તમે તો હવે વરોદરે જશો અને ભાઇ સાથે સુખમાં મહાલશો. પછી હમને પણ શાનાં યાદ કરશો."

આવા શબ્દો ભલે સાધારણ હોય એટલે બોલનારને દીલગીરી કે અફસોસ ન લાગે પણ બીચારી શાંન્તાને તો દુઃખપર ડામ જેવું થયું. એને તો ઘણુંજ ખરાબ લાગ્યું કે દીયર કે જે ભાઇ, યા પુત્ર તુલ્ય તેને માટે આવા અપશબ્દો ! ધીક્કાર છે આ જીવનને કે પોતાને માટે બીજાને કંલીકત થવું પડે છે. આ જીવનને વધારે વાર જીવીત શું કામનું છે. નહી ! નહી ! એક ક્ષણપણ જીવવું ઇચ્છીત નથી. આ જીવનનો તો હવે અંતજ આવવો જોઇએ એમ વીચાર કરી પ્રભુસ્મરણ કરતી કરતી ઘર બહાર નીકળી પડી.

( સ્થળઃનદી કીનારો. )

આશ્રમવાસી રમણિકરાય તથા મોહીની એક દીવસે સહવારમાં નદી કીનારે ફરતાં હતાં એવામાં નદીમાં કાંઇ આકૃતી તણાતી માલમ પડી.

જોત જોતાંમાં તો પાસે આવી અને કોઇ માણસ હોય એમ સ્પષ્ટ માલમ પડયું. ક્ષણમાત્રમાં મોહીની કુદકો મારી નદીમાં પડી અને પાછળ રમણિકરાય પણ પડયા બન્ને મળી તેને નદી કિનારે કાઢી લાવ્યા અને જોતાં બાઇનું શબ માલમ પડયું. બાઇને ઉંધી કરી પેટમાનું સઘળું પાણીકાઢી નાંખ્યું. કિનારા પર દેવળ હતું ત્યાં લઇ જઇ પુજારી પાસે ગરમ કામળો લઇ તેમાં વિંટાળી થોડીવાર સુવાડી મુકી. ગરમી લાગવાથી તેનામાં ચૈતન્ય આવ્યું, પછી

તેને પોતાના આશ્રમમાં લઈ ગયા. મોહીની જાતે જ તેની ચોગ્ય સારવાર કરતી. બે દિવસ બેભાન પડી રહી, કોઈ કોઈ વાર બબડતી. "કળાવતિ તારા...ઉઅ...મને માફ..." આ ઉપરથી મોહીનીને લાગ્યું કે આ કોઈ દુઃખી સ્ત્રી છે.

ઉપલી વાતને બેત્રણ અઠવાડીયાં વીતી ગયાં છે; શાન્તા હવે તદન સારી થઈ ગઈ છે.

મોહીની એને "તમે કોણ છો" વીગેરે પુછતી પણ શાન્તા કોઈ ઉત્તર દેતી નહીં. એક દીવસે એનાજ જેવી એક પાર્વતી નામની છોકરીએ એને આગ્રહથી પુછ્યું ત્યારે એણે નીચે પ્રમાણે વાત કરી,

"મારા પીતાશ્રી વેપાર કરતા હતા. મારી માતુશ્રી મને નાની મુકી મરી ગયાં હતાં. મારા પીતાએ મને ઘણા લાડથી ઉછેરી મોટી કરી, તેર વરસની ઉમર થઈ ત્યારે જ્ઞાતીના એક પચીસ વર્ષની ઉમ્મરના સુંદરલાલ નામના યુવાન જોડે મારાં લગ્ન કર્યાં. થોડા દીવસમાં મારા પિતા મરણ પામ્યા પછી મેં સાસરેજ રહેવા માંડ્યું.

પતીને અમદાવાદમાં નોકરી હતી. ત્યાં હમે આનંદથી રહેવા લાગ્યા. આ મ્હારા સુખના દીવસો છેલ્લા, પહેલા, જે ગણો તે. રજા પડવાથી હમારે વતન વલસાડ ગયાં. રજા પુરી થયે પાછાં ફરવાનાં હતાં એકાએક પતીની તબીયત બગડી અને પ્લેગ છે એમ ડાક્ટરે કહ્યું. બે દીવસમાં તો તેઓ આ ફાની દુનીઆ છોડી પ્રભુના દરબારમાં પધાર્યા. અને તે દીવસથી સૌભાગ્ય તથા સુખ બન્નેનો સાથેજ અંત આવ્યો. પરમકૃપાળુ પરમાત્મા શીવાય કોઈને આધાર રહ્યો નહીં. દુઃખમાં દીલાસો દેનાર હોય તો એક દેરાણી હતાં. બે નણંદો મને હેરાન કરતી. પુરું ખાવાનું પણ આપતી નહિં. કોઈ દીવસ કોઈને મળાય નહીં બહાર જવાય નહીં. એ પ્રમાણે મણું જ કષ્ટ આપતાં. "સતીનું જે કાંઈ હતું તે દુષ્ટ જોઈ પચાવી પાડ્યું". દ્યાવતી પીએર રહેતાં ત્યારે મારા દીવસો આનંદમાં જતાં, દીયરને મારે માટે લાગણી ખરી પણ આઈ બ્હેનને કાંઈ કહી શકતા નહીં. એક દીવસે મારા તરફથી એમને ઠપકો આપ્યો તેથી એ લોકોને ફાવે તેમ મારી ચાલપર ખોટા આરોપો મુક્યા. મને મારી જાતપર ધીક્કાર આવ્યો. અને નદીએ આવી ઉભી ઉભી વીચાર કરતી હતી. એટલામાં પ્રભુને પણ ગમતું હોય તેમ પગ સરી ગયો અને નદીમાં તણાવા લાગી. ત્યાંથી આ પરોપકારી બ્હેને, મુજ દુખીને પ્રાણની પણ દરકાર નહી કરતાં નદીમાં પડી કાઢી છે, તેને માટે હું દુઃખી અબળા તેમના ઉપકાર બદલામાં શું બદલો વાળી શકું ! તો પણ સર્વ જગતજીવના પ્રભુના સ્મરણ પૂર્વક તે પ્રભુથી અભીન્ન આ તપોનિષ્ઠ બાળકોની મ્હારા આત્મભોગે પણ પ્રેમપૂર્વક સેવા કરવાની પ્રતીજ્ઞા લઉં છું."

દીવસે દીવસે આશ્રમના દરેક કામમાં માહીતગાર થઈ ગઈ અને પરમાર્થિક કાર્યમાં પુર્ણ ઉત્સાહથી ભાગ લેવા લાગી. પ્રેમાળ અને નીરાભીમાની સ્વભાવને લીધે સર્વને તેના પ્રત્યે પુજ્યભાવ ઉત્પન્ન થયો. આશ્રમની નાની બાળકીઓને ઘણા હેતથી રમાડતી તથા દરેક કાર્ય હોંશથી શીખવતી. દરેક રીતે મોહીની મદદગાર થઈ પડી.

ચોમાસું બેસી ચુક્યું હતું અને શરૂઆતમાંજ ઘણો વરસાદ એકાએક પડ્યો તેથી નદી નાળાં પાણીથી ઉભરાઈ ગયાં ને ગામડાંમાં પાણી ફરી વળ્યાં હતાં. આથી કેટલાંક ઘરબાર વગર નીરાધાર થઈ ગયાં હતાં. તેઓને આશ્રમ તરફથી મદદ કરવામાં આવી હતી. તા. ૨૭ મી જુલાઈએ આખા દીવસમાં પંદર ઇંચ પાણી પડી નાળાં પુર જોસમાં વહી જવા લાગ્યાં, રેલ્વે સડકો ધોવાઈ જવાથી ટ્રેનોનો આવુ વહેવાર બંધ થઈ ગયો. તેને દુરસ્ત થતાં ચાર દીવસ લાગ્યા. આવા વખતમાં કેટલાક મુસાફરોને તો પગે ચાલી જવું પડ્યું. આ વખતમા મજુરો પણ મળતા નહિં. અને મળતા તો પૈસા ઘણા લેતાં તેથી ગરીબ લોકો તો તેમ પણ કરી શકતા નહિ. તેવા વખતમા મોહિનીના આશ્રમની સેવિકાઓએ

રાત દહાડો ઘણીજ મહેનત કરી લોકોનો સામાન ઉંચકવો, સ્ત્રીઓની તથા સાથે છોકરાઓને ઉંચકવા માવજત કરવી, મદદ આપવી આવી પરમાર્થિક સેવામાં દયાની દેવીઓ તુલ્ય દુઃખી વિધવાઓ કે જેને હિન્દુ સંસારમાં "અપશુકનીયા પતિ ભક્ષણી" વિગેરે વિશેષણોથી વારંવાર વધાવી લેવામાં આવે છે જેનાં જીવને તુચ્છ ગણવામાં આવે છે તેઓ હજારો જીવને શાંન્તિ આપતાં હતાં.

ઉતારૂઓમાં એક સ્ત્રી પોતાના બે વરસના બાળકને લઇ બેઠી હતી, તેનો સામાન એક સેવીકાએ ઉચક્યો અને ચાલવા માંડ્યું. વરસાદને લીધે કાદવનું તો પુછવુંજ શું? ફેર આવવાથી તે સ્ત્રી ગભડી જતી હતી. તેવામાં પાછળથી શાન્તાએ તેને પડતી બચાવી, પોતાના ખોળામાં સુવાડી. કેટલીક વારે "શાન્તા શાંન્તા, તારો કેમેં પત્તો લાગ્યો નહિ" વિગેરે ત્રુટક શબ્દો તે બોલી જેથી શાંન્તાએ તુરત તેને ઓળખી કાઢી અને કહ્યું "બ્હેન કળાવતિ હું આ રહી. મારે માટે તમે ઘણો શ્રમ વેઠ્યો છે" ઉપલા શબ્દો સાંભળતાં એકદમ કળાવતિ ઉઠી અને ભેટી પડી અને હર્ષનાં આંસુ આવ્યાં અને ઘણોજ આનંદ થયો

શાન્તાએ પુછ્યું "બ્હેન તમે અહીં ક્યાંથી? ત્યારે તેણે કહ્યું આસપાસ દુર દેશાવર તમારી તપાસ કરાવતાં કાંઇપણ પત્તો લાગ્યો નહિ. ત્યારે જાત્રા નીમિત્તે તમારી શોધ કરવા નીકળ્યાં રસ્તામાં રેલ્વે અકસ્માતને લીધે ગાડીની ફેરબદલી કરતાં હું પાછળ રહી ગઇ અને તમારા દીયર અગાડી ગયા. ચાલો પ્રભુએ હમારી ધારણા ફળીભુત કરી તમારો મેળાપ કરાવ્યો એ બહુ સારૂં થયું" અન્યોઅન્ય કુટુંબીક વાતચીત કરતાં ગાડી પાસે આવી પહોંચ્યાં. ગાડીનો ટાઇમ થવાથી ગાડીમાં બેઠાં પછી ટ્રેનનો ચાલુ વહેવાર થવાનો હોવાથી શાંન્તા પણ સેવીકાઓને લઇ સુરત જવા ઉપડી ગઇ.

સુરત આવતાં નવી સ્ટેશનપર ઉતર્યાં. સ્ટેશનપર મોહનલાલ હતાજ. તેઓ શાન્તાને જોઇ ઘણાજ ખુશી થઇ ગયા. તેઓને શાંન્તા આશ્રમમાં લઇ જઇ ભોજન કરાવ્યા પછી આશ્રમની સઘળી વ્યવસ્થા બતાવી, તે જોઇ ઘણાં ખુશી થયાં અને શાન્તાને ઘેર મોકલવા મોહિનીને કહ્યું.

મોહિનીએ કહ્યું "શાન્તા બ્હેનને તમારી જોડે આવવું હોય તો મારે કાંઇ વાંધો નથી પણ આશ્રમને તો એમના જવાથી ખોટજ રહેશે. એમણે જે ટુંક સમયમાં આશ્રમની સેવા બજાવી છે તે ખરે સ્તુતીપાત્ર છે"

શાન્તાએ કહ્યું "તમે મારા પ્રત્યે પ્રેમ દરશાવ્યો છે તેથી હું ઘણી આભારી છું પણ પ્રભુએ કૃપા કરીને સદમાર્ગ મને બતાવ્યો છે તેજ માર્ગે ચાલી આ જન્મને સાર્થક કરવો એજ ઇચ્છા છે."

કળાવતી તથા મોહનલાલનો ઘણો આગ્રહ છતાં શાન્તા પોતાના નીશ્ચયમાં દૃઢ રહી. કળાવતી, તથા મોહનલાલ, મોહીની તથા રમણીકરાયને મળી વિદાય થયાં.

કળાવતી મહિને બે મહિને શાન્તાને મળી જાય છે. મોહનલાલ આશ્રમને યથાશક્તિ મદદ કરે છે. શાંન્તાએ પોતાના દુઃખી વૈધવ્ય જીવનને પરમાર્થિક કાર્યમાં યોજી સાર્થક કર્યું.

હીન્દુ સંસારમાં સાસરાના ત્રાસથી અને પીયરમાં ભાઇ ભોજાઇના ત્રાસથી દુઃખમાં સડતી સેંકડો વીધવાઓ નજરે પડે છે. ભલા ભાઇઓ તેઓ માટે તમે શું કાંઇ કરી શકો તેમ નથી? "ઘરના છોકરાં ઘંટી ચાટે અને ઉપાધ્યાને આટો." એ સત્યજ છે. બ્હાર ગામમાં દુકાળ હોય અગર કોઇ પણ ફંડ હોય તો આબરૂ વધારવા તરત બે પાંચ રૂપીયા ફેંકી દેશો પણ તમારાજ ગામમાં તમારાજ ઘરમાં દુઃખી વિધવાનું પુરૂં કરતી વખતે કંટાળો આવશે.

છેવટે આ લેખ પૂર્ણ કરતાં પરમકૃપાળુ પ્રભુ પ્રત્યે એજ યાચના છે કે આપણા સર્વના હૃદયમાં વિધવાઓ પ્રત્યે દયાની લાગણી ઉત્પન્ન થાય ને તેઓના જીવન ઉચ્ચ કરવા માટે સારી યોજનાઓ યોજાય એજ શુભ વાંચ્છના છે. પ્રભુ! તે પૂર્ણ કરો.



# મીઠો કિનો

(ગુલશન માટે ખાસ)

લખનાર—મિસ શીરીન.

"રતઇ, ફીરોઝ મોદી આપણે ત્યાં પોડાક દીવસ પહેરાણો આવનાર છે" એક દીવસ જહાંગીર નાણાવટીએ સહવારે નાસ્તાની ટેબલ પર પોતાની વાઇફને કહ્યું.

"ફીરોઝ મોદી!" રતીનો ચ્હેરો આ નામ સાંભળતાંજ ફીકો પડી ગયો. "ફીરોઝ મોદી પેલો કાલી જુગારી!"

"હા—પણ કાંઇ, એટલી બધી ચોંકેછ શાની? તે કંઇ તુંને ગળી તો નથી જવાનોની, છોકરી.?" જાંગુએ હસતાં પૂછ્યું.

"જાંગુ, તમારો એ દોસ્ત અંહી આવે તે મને પસંદ નથી." રતીએ ઠયાગી ઉંચું જોઇ બોલી. "તમારાં કામમાં હું કોઇ પણ વખત વાંધો લેતી નથી, પણ આ કેસમાં હું સખત વાંધો ઉઠાવું છ. મેહેરબાની કરી તમે એને આવતો અટકાવો."

"અટકાવું! એટલે? શું તું મેંડતો નથી થઇ.?" જહાંગીર ગુસ્સાથી બખાળ્યો. "એણે લખીને અત્રે આવવા લખ્યું, ને હું તેને આવતો અટકાવું? પણ એની સામે વાંધો ઉઠાવવાનું કાંઇ કારણ?"

"કારણ—કારણ એજ કે મને તમારો એ ફ્રેન્ડ ગમતો નથી." રતી બીહનાં બીહતાં બોલી. "એક વખત એણે મારી સાથે નછાજતી વર્ત્તણુક ચલાવ્યાથી મને એની સામે સખ્ત ધિક્કાર છે."

"હા, હા, હા, હા, આઇ સી, " જાંગીર મજાક કરતો બોલ્યો. "ઘેલીરે, તું કહેછ તેમ કરવું બેહુદું છે. કદાચ તેં તેને એમ કરવાનું કાંઇ ખાસ કારણ આપ્યું હશે. પણ, ડોન્ટ યુ ફીઅર માઇ ડીઅર ગર્લ, તે કાંઇ તુને હવે નડવાનો નથી. તેતો બૈરાં તરફ હવે આંખોને જોતો બી નથી."

"તે ગમે તે બી હોય, પણ એ નહીજ આવે તો સારૂં." રતી ધ્રુજતા સાદે પટપટી.

"નોનસન્સ, એવાં એક નજીવાં કારણ સર એમ વાંધો ઉઠાવવાનું હું કાંઇ જોતો નથી." જહાંગીર ટેબલ પરથી ઉઠતાં બોલ્યો. "એના આવવાથી તું દલગીર થતી હોય તો ભલે, પણ હું તો તેને જોવાને રાજી છું."

અને તેણે પોતાનોજ બોલ પાળ્યો. તે અસલથીજ સ્વભાવે આકળો અને જીદ્દી હતો. જે એક બોલ મોઢાંમાંથી કહાડતો તે બજાવ્યા વિના રહેતોજ નહી. અને તેજ મુજબ હાલમાં પણ તેને પોતાની વાઇફે કરેલા સખ્ત પ્રોટેસ્ટ ઉપર ધ્યાન નહી આપતાં પોતાનોજ ઠરાવ અમલમાં મુક્યો.

આઠમે દિવસે તે અણગમતો પહેરોણો આવી લાગ્યો. રતીને તેનું આવવું જોકે પસંદ નહી હતું, તો પણ પોતાના ધણીને ખાતર એક યજમાન હાખલની પોતાની ફરજ બજાવી તેને માન ભર્યો આવકાર દીધો.

ખાણાં પછી રતઇ પોતાના રૂમમાં જવા ઉઠી, અને જાંગુ ફીરોજને લઇ ડ્રોઇંગ રૂમમાં ગયો. તેણી તુરત ચેતી ગઇ કે તેઓ ત્યાં જુગાર ખેલનાર હતા, કારણ તેઓ બન્ને એકેકથી સરસ કાલી જુગારી હતા. તેણી ફીરોઝના આવવાથી અતી ઘણી દુખી થઇ હતી, કેમકે જાંગીર હમણા હમણાજ એ નાશકારક બદીની ટેવ તેણીની ચાલુ સમજાવટથી ધીરે ધીરે છોડતો જતો હતો, પણ હવે ? હવે કવાબમાં હાડકાં મીસાલ ફીરોઝનો આવી નડવાથી તે કાલી જુગારીની સંગતમાં ફરી પાછો જુગારમાં ચકચુર થઇ ખુવાર થશે, એ ફીકરથી અને તેમાં હવે તેણીનો કાંઇજ ઉપાય રહેલો નહી હોવાના ખ્યાલથી તેણી ગમગીન ચ્હેરે માળપર પોતાના રૂમમાં જતી રહી. રૂમમાં દાખલ થઇ બારણું બંધ કરી, તેણી પોતાની નાની બેબી જરનાં પાળણા આગળ જઇ વાંકી વળી, તે સુતેલા નાના મીઠા ચ્હેરા ઉપર માવતરના વહાલથી એક મીઠી કીસ કીધી. અને ખોદાને ખાતર નહિતો તે ભુલકાંને ખાતર ખુદા કાંઇ પણ રહેમ કરી તે કમનસીબ પીતાને એ બદીથી દુર રાખી, ભવિષ્યમાં ગરીબાઇના જાલમ પંજામાંથી બચાવવાને ગેબી મદદ કરે એવી ખરા અંતકરણથી એક ટુંક બંદગી કરી તેણી બીછાણે ગઇ.

બીછાણા પર તેણી સુતી ખરી, પણ ઉંઘ આવી નહિ. ઉંઘ તે ક્યાંથી આવે ? દુન્યાથી રદ થઇ ગયલા ફીરોઝ જેવા એક લુચ્ચા જુગારીની સંગતમાં પોતાના જાનથી પણ વ્હાલા ખાવંદને જુગાર અને દારૂ જેવી બુરી બદીમાં ફસી પડેલો તે ધીરેરનાઇ ખસલતની ભલી મોહોરદાર દેખીજ કેમ શકે.. તામોશજ શી રીતે કરે? તે નેક મોહોરદાર માટે એ કાંઇ જેવું તેવું દુખ નહી હતું. એ કંગાળ બદીઓનું આખરે શું પરીણામ આવશે તેનો ખ્યાલ કરતી, હેઠળથી આવતો દારૂનાં ગ્લાસોનો ખણખણાટ, મોટેથી હસવાના ઠ્હાકા, અને છાકટપણાની ઝુમમાં થતી મજાક મશ્કરીના પુકારો, એ સર્વ તેણી સુની સુતી સાંભળી અફસોસ કરવા લાગી.

મહા મુશકેલીએ તેણીએ તે રાત પસાર કીધી. સહવારે સકાળેથી ઉઠી, હાથ મોહું ધોઇ, તેણી માળપરથી હેઠળ ઉતરી. કુદરતીજ તેણીનાં પગલાં ડ્રોઇંગ રૂમ તરફ દોરવાયાં. ત્યાં જઇ તેણીએ તે અળગું બંધ કીધેલું બારણું ખોલી અંદર ડોકયું કીધું. દારૂની ખાલી બાટલીઓ, ખાલી ગ્લાસો પાનાના કાર્ડ, પાસાઓ, વિગેરે વેરવીખેર પડેલું તેણીની નજરે પડ્યું. આ દેખાવ વધુ જોઇ ન શકવાથી તેણીએ બારણું પાછું બંધ કીધું, અને પોતાના દુખી જીગરને રાહત આપવા તેણી ધીમેથી સીડી ઉતરી બગીચામાં ગઇ.

રાતના દુખી બનાવ વીસે તરેહવાર વિચારો કરતી, તેણી ફુલના ક્યારાઓ વચ્ચે ધીમે પગલે ફરતી હતી, તેવામાં પાછળથી કોઇનાં આવવાનાં પગલાં સાંભળી તેણીએ પાછળ ફરી જોયુ, તો માલમ પડ્યું કે તે આવનાર કોઇજ નહી પણ ફીરોઝ હતો.

"સાહેબજી, મિસીસ નાણાવટી," તેને આવતાંની સાથેજ શેકહેન્ડ માટે તેણીની તરફ હાથ લંબાવતાં કહયું. "કેમ, કાંઇ સહવારને પોહોર બગીચામાં ફરવાનો શોખ છે શુ ?"

"હાજી, કાંઇ તેમ છે ખરૂં" તેણીએ તેનો શેકહેન્ડ માટે લાંબો કીધેલો હાથ જોયોજ નહિં હોય તેમ બેદરકારીથી ક્યારાઓ તરફ નજર કરતાં કહયું.

'વેલ, હું પોતેમી ફુલ પાનનો શોખીન છું' અને તેમાં મુખ્ય કરીને સહવારનાં બગીચામાં ક્યારાઓ વચ્ચે ફરવામાં હું એક મોટી મજાહ સમજું છ." તે ફજેત પડેલો એમ બોલી રતઇની સાથે ચાલવા લાગ્યો.

"મી૦ મોદી," થોડુંક ચાલ્યા બાદ રતઇ ઉભી રહી જઇ ગુસ્સાથી બોલી, "મી૦ મોદી, હું ધારૂંછ કે તમે જાણતા હશો કે મારા જહાંગીર,

પોતાની પાસે જેટલું હોયછે તેટલું બધું જુગારમાં ગુમાવી દેયછે અને મને અને મારા બચ્ચાંને ગરીબાઇ અને કંગાલ્યતમાં ગબડાવી દેવાનું કરે છે ?"

"હા," હુંક પણ મક્કમ સાદનો જવાબ મળ્યો.

"અને તેથીજ તમે એવણુને એવાં કામમાં વધુ મદદ કરવા અહીં આવ્યાછો કે ?' ફર્યાદ કરતાં હવે તેણીએ તારથી પૂછ્યું.

"વેલ, જેવો હું છું તેવો તમેજ મને કીધોછ" તેણે જવાબમાં જણાવ્યું.

"મેં કીધો ? એટલે ?" ગુસ્સાથી ભવાં ચઢાવી રતીએ સવાલ કીધો.

"એટલે ? એમ !' ફીરોઝ ઉશ્કેરાઇ જઇ બોલ્યો. તે બે ડગલાં વધુ રતીની નજદીક આવ્યો, અને કરડી નજરે તેણીને ટીકતો ઉભો "કેમ કાંઇ ધ્યાનમાં નહી આવતું ?' બે એક પળ સુધી ટીકી તેને સખ્તાઇથી પુછ્યું "યાદ કર કે લોકોની શીખવણી મુજબ ચાલી, એક વખત મારી મરીબાઇ માટે લીધી, મને ધુરજામાં ખપાવનાર તુંજ કે કોઇ બીજું ! જહાંગીર તે વેળાએ પૈસાવાલો હોવાથી તેને પરણી મને તુચ્છકારી કાઢનારબી તુંજ કે કોઇ બીજું ! પણ હવે એ વાત જવા દે હું તો એટલુંજ જાણું છું કે એક મરદ ગમે તેવો ભુંડો હોય દુન્યાથી તદન રદ થઇ ગયેલો હોય, તેને સીધી રાહે દોરવનાર, તેને સુધારનાર, બુરી બદીઓથી દુર રાખનાર, એક સ્ત્રી, આ, અને ફક્ત સ્ત્રીજ છે કે તુંને ખુલ્લું કહુંછું કે તું જો જહાંગીરને એ કામમાં ઉત્તેજન નહી આપું, તો બીજાઓ તો આપશેજ"

"ત્યારે તમે તેવણુને મારવાનો નક્કી ઠરાવજ કીધોછ ? ગરીબાઇ મને, અને મારાં વહાલાં બચ્ચાંને ખમવી કેટલી મુશ્કેલ પડશે તેનો તમને કાંઇ ખ્યાલજ નથી ?" ધીમશે સ્હેરે તેણીએ પુછ્યું.

"મુશ્કેલ ? ગરીબાઇ સહેવવી તુંને મુશ્કેલ લાગશે ?" ફીરોઝે આતુરતાથી સવાલ કીધો.

"હા, મુશ્કેલ નહિ તો બીજું શું ?" આંખમાં આંસુ સાથે રતી બોલી 'એક હજાર વખત મુશ્કેલ તો ત્યારેજ લાગશે કે જ્યારે હું એમ જાણુશ કે એક મરદ કે જેણે એક વખત મારી દરકાર રાખવાના ભોગ ભોગ કીધા હતાં, તેણેજ એવો કિનો લીધો"

"કિનો !" ફીરોઝ વચમાં પૂકારી ઉઠયો.

"હા કિનો ! મારીપર અને મારાં બચ્ચાં પર કિનો લેવા જેવું તમે નહિ કરતા તો બીજું શું ?" તેણી ઉંચું જોતાં બોલી.

"હા બરાબર છે તે આગળ મારી સાથે જેવી ચાલ ચલાવીછ તેનું એ વેર છે. કિનાલો એ ઝેહેર છે તારી પર કિનો લેવાના મેં સોગંદ ખાધા હતા, અને જ્યારે ખુદાએ મને તક આપીછ ત્યારે તે હું હરગીજ ચુકનાર નથીજ આહ કિનો—મીઠો મધુરો કિનો ! આ કિનો જેવો મને મીઠો લાગેછ તેવો કદી કોઇ પણ મરદને લાગ્યો ન હશે અને કદી એવો લાગશે પણ નહી !" જોશથી હાથપર હાથ અફાળી દ્રઢતાથી ફીરોઝ બોલ્યો.

"ત્યારે" રતી એ પળ ડરી જતાં બોલી "ત્યારે આવા બુરા વિચારો ધરાવવા છતાં, શું તમે એમ કહેવાની હીંમત કરોછ કે એક સ્ત્રી મરદને સુધારી શકે ?"

"હા" ઉતાવળો જવાબ મળ્યો "પણ તું શું એમ ધારેછ કે તારી નાઝુકી અને સંભાળતથી પીગળી, તારો ધણી એક ગ્લાસ દારૂ ઓછો પીશે, પાનાનો એક ઓછો રમશે ! નહી—કદી નહી !

"ત્યારે શું તમે તેવણુને સુધારવાના ઢોંગ કરોછ ?' વતતો સવાલ થયો.

"એક જુગારીને એવો સવાલ પુછવો વાજબી છે!" ઠીક નજદીક ઉભો રહી કરડી ઢપે તે પૂછવા લાગ્યો. "હા, જો તું મારી વાઈફ થઇ હતે, તો તારાં સુખને માટે હું આસમાન ને ધરતી એક કરતે. તારાં મોઢાંમાંથી પડનો દરેક બોલ હું ખુશીથી ઝીલી લેતે. મારા ખુદા, ઊલટી, તારાંમાંજ મારી સઘળી દુન્યાં સમાયલી હતી, એમ શું તું જાણતીની નહી?"

"પણ, હાલનું મારૂં સુખ તમારે મન કાંઇજ નથી કે?" આસુઓ લુછતાં રતી બોલી.

"કાંઇજ નહી. તારાં હાલતાં સુખની મને તલ ભાર પણ પરવા નથી" નફટ થયા તે બોલ્યો.

"કોઇને ખાતર નહીંતો—"

"બસ, વધારે બોલી મને દુખી ના કર." કરડો હુકમ થયો. "હું કિનો લેવાના ચોક્કસ ઠરાવ પરજ આવોછ; અને તે હું કદી ફેરવનાર ... પછી ભલે તું શુરયે પડી મારી માફ પણ કાંવ નહી માગે? પણ એટલુ યાદ રાખજે," તેણે ગડગડાટ કીધો "એટલું યાદ રાખજે કે હું જ્યાંબી હોવશ, ગમે તે બી કરતો હોવશ, ગમે તેની બી ઘુરી અફવા તે મારે માટે સાભળી હશે તો પણ સાંભળ કે જ્યારે બી તું જ્હાંગીર સાથના સંબધથી છુટી થશે, ત્યારે—"

"બસ કરો, ચુપ રહો." રતી બે ડગલાં પાછળ હટી જઇ બોલી. "તમે ભુલો કેમ જાવો છો કે હું એક બીજાજ મરદની પઇણેતર છું. હું કદી—કદી પણ તમારી એવી બેહુંદી વાત સાંભળનાર નથી."

"નહી, એમ નહી બનશે. મારે જે કાંઇ કહેવું છે તે તારે સાંભળવુંજ પડશે." રસ્તો રોકી ઉભો રહેતાં ફીરોજ બોલ્યો. "જ્યારે પણ તું છુટી થશે, ત્યારે દુન્યાને છેડેથી પણ હું તારી આગળ આવશ, અને ત્યારે તું અને તુંજ એખ્ખી મને સુધારી શકસે, બીજું કોઇજ નહી." અને એમ બોલી ઠરકેરઇ ગયલા ચહેરા સાથે તે બાજુએ હટી જઇ પીઠ ફેરવી ઉભો, અને રતઇ રડમસ ચ્હેરે ઘેરમાં ચાલી ગઇ.

* * *

રતઇએ તક મળતાં વારંવાર પોતાના ધણીને પોતાથી બન્યું એટલું સમજાવી જુગાર જેવી નેદેસ્ત ચીજથી દુર રહેવાને ઘણો સમજાવ્યો, પણ તે સમજ્યો નહી. કોઇકવાર તે ચીરડાઇ જતો, તો વળી કોઇકવાર નફટાઇથી કહેતો કે, "રતી, તુ બીહેછ શા માટે? હુ હમણા જેટલું ખોઇ બેસુ છ, તેટલુ નસીબ ફરતાં પાછું મેળવવાને વાર લાગશે નહી" એ મુજબ લગભગ દરેક મહીનો ચાલવા બાદ ફીરોઝ પોતાને ઘેર પાછો ફર્યો. તે આવ્યો તે કરતાં વધુ પૈસા વાળો થઇ પાછો ફર્યો હતો, જ્યારે ગરીબ બાપડો જહાંગીર ફીરોઝના આવ્યા અગાઉ જે કાંઇ થોડું ઘણું પાસે હતું તે સઘળું ગુમાની બેઠો હતો.

એક સહવારે નાસ્તાની ટેબલ પર તેને ગેર હાજર જોઇ રતઇએ નોકરોને પુછવાથી તેઓએ જણાવ્યું કે "શેઠ તો ખામદામાં સહકારેથી બહાર ગયા હતા, તે હજુર પાછા ફર્યા નથી." એમ સાંભળી રતાં અની ઘણી દુખી અને ફીકર મન્દ બની તેણી. ચેતી ગઇ કે આજે કાંઇ પણ બુરૂં થવા પામશે ખરૂં, અને થયું પણ તેમજ. ઠેક સાંજે ત્રન વાગે જહાંગીર હારેલો મારેલો, નસીબ હાલે ઘેર આવ્યો, અને આવતાંની સાથે જ એક ખુરસી ઉપર ઢગ દઇ પટકાઇ પડ્યો, અને ફોટે કોક રડવા લાગ્યો

"જાનુ, શું છે!" રતી તેની આગળ તુરત દોડી જઇ તેના ખભાં ઉપર હાથ મુકી પૂછ્યું.

'મરી ગીયો!' તે ધ્રુજતે સાદે બોલ્યો. "ગયું—બધું ગયું. ખુદા જાણે, તારૂં અને એખ્ખી નું શું થશે. અરે હુ મુવો કમબખ્ત, આંધળો બન્યો. છતી આંખે આંધાપો ફરી વળ્યો!"

"શું તમે પૈસા ગુમાવી દીધા છે? તમે દરજ્જાદાર પડાછ?" મહા મુસીબતે રતી એપૂછ્યું.

"હા." નીરાશા ભર્યો જવાબ મળ્યો.

"તમે જો કરજ નહી ભરો તો એક ગુન્હેગારામાં ખપો, અને જો ભરો તો એક આબરૂદાર ગ્રહસ્થ તરીકે લેખાવો. જોકે તેથી તમારી વાઇફ અને બેબી ગરીબાઇમાં સબડી ભુખે મરશે, એમજ. કેની?"

"ખુદાને ખાતર એમના બોલ, રતી." તે ઉશ્કેરાઇ જઇ પુકારી ઉઠ્યો. "તું જો ના કહેતી હોયતો હું એક પૈસો નહી આપશ. પછી ભલે લોક મારે માટે ગમે તેવી બોલે"

"શું!" જહાંગીરને એમ બોલતો સાંભળી તેણી ગુંચવણે પડેલી ઉછળીને ઉભી થતાં બોલી "હું ના કહું? કદી નહીં! ભલે, પૈસા જશે તે ખમાશે, પણ મારા ધણીની આબરૂ જશે તે મારેથી નહી ખમાશે તમે એક ગ્રહસ્થ દાખલ તમારૂં કરજ સુખેથી અદા કરો હું ને મારૂં બચ્ચું ભુખે મરસું તેની કાંઇ હરકત નહી હું ધંધો કરી આપણું પુરૂં કરશ, અને કદી નોકરી મળે તેટલાં મારી જણસ વેચી ઘેરનો ખરચ ચલાવશ. પણ તમોને બે આબરૂ તો થવા દઇશ નહી. હું મારા સોગંદ ખાઇ કહુંછ જહાંગીર, કે તમે તમારાં કરજની પૈએ પૈ ચુકતે કરો. ખુદા ખાતર તમારાં નસીબને સુધરવાની એક તક આપો"

"પણ તું ધંધો શું કરશે? નાના બચ્ચાં સાથે કેમ કરશે? નહી, હું એક પૈ પણ ભરનાર નથી." જહાંગીર જીદ કરતો બોલ્યો.

"નહી જાંગુ ડીઅર, જોવ મારૂં માનો. હું વરૂં કપાસ ઉચાડશ, ટયુશનો આપવા જવશ, ગમે તેમ કરીનેબી આપણું પુરૂં કરશ. જોવ, તમે માનો" કાલાવાલા કરતી, આંસુઓ સાથે તેણી મનાવવા લાગી.

"અરે રતી, રતન, હું તુંને નહીજ પરણ્યો હતે તો કેવું સારૂં." કપાળ ઉપર જોરથી હાથ મારતાં તે કમબખ્ત બોલ્યો. "હું તારે લાયકનો હતોજ નહી."

એમ ના બોલો, જાની, હજીબી નસીબને એક ચાન્સ આપો. આપણા બદ કીસમતનો એ વાંક છે. શું સુધરવાને હજીબી મોડું થયું છે?"

"હા. ઘણુંજ મોડું, ઘણુંજ મોડું." નીસાસો મુકતો ને બોલ્યો "મેં મારૂં એકલાનુંજ સત્યાનાશ વાળ્યું નથી, પણ તારૂં અને બેબી જરનુંબી સત્યાનાશ વાળ્યું છે. મારી સાથે તમો બંનેને પણ ગરીબાઇ અને કંગાલ હાલતમાં ઘસડી ગયો છું, અરેરે, જુગાર અને દારૂએ મને બખ્તે ખુવાર કરી મુક્યો છે. મારી જીંદગીની ખાના ખરાબી કીધી છે'

રતીએ પોતે પણ જોઇ લીધું કે તેને સુધરવાને હવે ઘણું મોડું થઇ ગયું હતું. તે દુન્યામાં એક કંગાલમાં કંગાલ શખ્શ થઇ ગયો હતો. પણ એ સઘળું જાણવા છતાં તે પાકજાદ પર બેતર હિંમત હારી નહી તેણીએ ધીરજ અને દીલાસો આપી તેને હિમત આપી પૈએ પૈ કરજના ચુકતે કરાવી દીધી, અને ખુદા પર વિશ્વાસ રાખી તેણીએ ઘેરનો સઘળો બોજો પોતાને માથે વ્હોરી લીધો—અને આફ્રીન છે તે નેકજાદ અબળાને, કે તેણીની જેહમતો અને રાત દીવસની ખરા જીગરની બંદગીઓ ધ્યાનમાં લઇ ખુદાએ મદદનો દસ્ત લંબાવી તેઓનો સંસાર ફરી પાછો સુખી અને આબાદ કીધો. પણ કહેવત છે કે "ગરીબનાં નસીબજ ગરીબ" તેમ જહાંગીર એ સુખ જોવા વધુ વખત જીવ્યો નહી. પોતાની વહાલી મોહરદારને હદ બહાર મહેનત અને રંજ ઉઠાવતી જોઇ, અને પોતે કાંઇ પણ ધંધો કરવાને અશક્ત હોવાથી, તે છુપી રીતે ગમ કરવા લાગ્યો, મહિનો માંહે ઝુરી બળવા લાગ્યો, અને એમ હંમેશાં નાસીપાસી અને નીરાશીમાં ઝુરતાં ઝુરતાં એક દીવસ ઓચીંતું તેનું હાર્ટ બેસી ગયું. અરે! કમનસીબ રતી માટે આ તે કેવો જાલેમ ફટકો!

જ્યારે ખુદાએ સુખનો દીવસ આપ્યો, ત્યારે જાંબુ મોતનો દેવ અદેખો બનો, જાણે જહાંગીર નીજ તેને ખોટ હોય તેમ એકદમ આવીને તેને ઉડાવી ગયો ગરીબ બાપડી રતન ! ધણીથી વિખુટી પડેલી, દોસ્તોથી તજાયલી, તેણી પોતાના નાના બાળક સાથે નીરાધાર થઇ પડી. હવે એકલી જરનેજ તેણી પોતાની દુન્યા સમજવા લાગી. મહેનતુ હોવાથી સવારે સકાળેથી ઉઠી ઘરનું સઘળું કામકાજ કરતી, પછી ટયુશન આપવા જતી, અને ત્યાર બાદ વરૂં કલાસમાં રોકાતી. નાની જરાને તેણી જ્યાં પણ જતી ત્યાં સાથે લઇ જતી કારણ તે ન્હાની ભુલકીને રાખનારૂં કોઇ હતું નહી. જે ઘરમાં હાલ તે રેહતી હતી તે ઘર ફીરોઝ મોદીનું હતુ, અને તેથી જાંબુના મરણ પછી તે ઘરમાં વધુ વખત રહેવાનું વાજબી નહી લાગવાથી કોઇ સારાં જેવાં ઘરની શોધમાં તેણી હતી તેવામાં એક દીવસ ફીરોઝ મોદી તરફથી તેણીને એક કાગળ મળ્યુ. તેણીએ ધાર્યુ કે ઘર ખાલી કરી જવા માટે જ તેને કદાચ નોટીસ મોકલી હશે, અને તેથી ઝડપથી કાગળ ઉખેડી તેણીએ તે વાંચ્યુ. જેમ જેમ તેણી વાંચતી ગઇ તેમ તેમ તેણીની આંખમાંથી મોતી સમાન આંસુઓ ગબડી પડવા લાગ્યા એવું તે કાગળમાં શું હતુ, કે જેથી તેણી રડતી હતી ? તે કાગળ નીચે મુજબ હતુ

"વહાલાં મિસીસ નાણાવટી,

"તમારા ધણી તરફથી પૈસાની જે એક મોટી રકમ મે જુગારમાં મેળવી હતી, તે રકમ મેં મારા ત્રસ્ટીઓને ચોક્કસ વ્યાજની શરતે સપુરદ કીધી છે, અને તેનું જે વ્યાજ ઉપજે તે દર મહીને તમોને મળ્યું જાય એવો ઠરાવ કર્યો છે. હું આશા રાખું છુ કે તમારાં નાની બેબીને ખાતર તમે એ રકમ કબુલ કરશો. જ્યારે તેણી ઉમરમાં આવશે ત્યારે સઘળું તેણીને સપુરત કરવામાં આવશે.

બીજું જે ઘરમાં હાલ તમો રહો છો તે હવેથી તમારી પોતાનીજ માલેકીનું સમજજો. એને માટે તમોને પસંદ પડે તેમ કરવાનો તમોને હક છે, તમોને ગમે તો ભાડે આપજો, યા ગમેતો વેચી નાખજો.

છેલ્લું મારે તમોને કહેવું જોઇએ કે તમારે ત્યાંની મારી છેલ્લી મુલાકાત દરમ્યાન, તમારી પર કિનો લેવાના મારા ઇરાદા વિષે મે તમને જે કહયું હતું. તે કિનો કેવી રીતનો હતો તે તમે હવે જાણી શકયા હશો. તમોએ તે વખતે વાપરેલા સખ્ત શબ્દોએ મારી લાગણીઓ કેવી દુખાવી હતી તેનો તમને સહેજ પણ ખ્યાલ હશે નહી. કેવી રીતનો કિનો હું લેવા માગતો હતો, તે જો મે તમને તેજ વેળાએ કહયુ હતે તો તમે મારૂં માનતે નહી. હું દલગીર છું કે, તમે મને બરાબર સમજી શક્યાં નહી.

છેવટે, ખુદા જાણે, આપણે ફરી પાછાં મળશું યા નહી, પણ હું તમને એટલીજ અરજ કરૂંછ કે, લોકો મારે માટે ગમે તે બુરૂં બોલે, ચાહે તેવી અફવા ઉડાવે, પણ પણ તમો મારી તરફના તમારાં મનસાફમાં સાચ્ચાંજ રહેશો.

-ગુડ-બાય.

લી૦ હું છું તમારો શુભેચ્છક,

"ફીરોઝ મોદી"

આ તે કાગજ હતું, જે વાંચતાં રતંઇની આંખમાં આંસુઓ ધારા આવ્યાં હતા. તેણીને ફીરોઝના નીચતા શબ્દો યાદ આવ્યાં અને તેનો ખરો મીનીંગ હવેજ તેણીની આગળ ખુલ્લો થયો,—"જેવો આ કિનો અને મીઠો લાગેછ તેવો કોઇ પણ મરદને કદી લાગ્યો ન હશે અને કદી લાગશે પણ નહી."

"યા ખુદા, એક છુરામાં છુરો જુગારી, પણ કેવો ભલો અને હાતમ દીલનો!" બીમેથી રતી પટપટી.

"અને મારાં બચ્ચાંને બચાવ્યું છે." વચમાં રતી બોલી ઉઠી. "અરે, તેણીને જો કાંઇ થતે તો હું જીવીજ નહી શકતે. તેણીને ગુમાવવા કરતાં મારી સૌથી વહાલાંમાં વહાલી ચીજ આપી દેવાની હું તૈયાર છઉં."

"તુંને પોતાને બી !" તેણીના બંન્ને હાથો જોશથી પકડતાં તેને આતુરતાથી પુછયું.

"હા." નીચું જોતાં તેણી બોલી.

"મારા જેવા એક ભુખડા જુગારીના હાથમાં !"

"હા, મારાં બચ્ચાના બચાવનારને હું મારી જીંદગી, મારૂં સર્વસ્વ, અને મારો જાન પણ અર્પણ કરવા તૈયાર છું, પછી ભલે તે ગમે તેવો બી હોય."

"ત્યારે એક વખત જે ચીજ મને ના પાડવામાં આવી હતી, તે હું પાછી માગું ? જો કે તે તે ચીજને લાયકનો હું નથીજ !"

"એ કરજદારની તેનું કરજ અદા કરી દેવાની પહેલી ફરજ છે."

"અને તેથી શું !"

"હું તમારી કરજદાર છું, અને મારૂં કરજ અદા કરવા તૈયાર છું."

"તેની સાથેની !"

તેણીએ તેના ગળાં આસપાસ પોતાના નાજુક હાથો નાંખી એક કીસ કીધી, અને બોલી, "એક મરદ—જેને મારાં બચ્ચાં ની જીંદગી અને દોલત આભારી છે, તેને હું મારી જીંદગી અર્પણ કરૂં છું. તેને મારા ખાવન્દ તરીકે કબુલ રાખી, મરણ સુધી તાબેદારી, વફાદારી, અને ખ્યાલથી વળગી રહેવાના સોગંદ લેઉં છું."

તેણે તેણીના હાથો પર કીસ કીધી, અને પછી માથા પર માથું નાંખી દીધું. તે હજી ઉઠી ચાલવા જેટલો ટટાર થયો હતો નહી. તેની આંખમાં આંસુ હતાં. રતઘ વાંકી વળી બંને હાથોએ તેનું માથું ઉચકી કપાળ પર પોતાના નાજુક હોઠો દાબ્યા.

અને પછી ! પછી શું વધુ લખવાની કાંઇ જરૂર છે ! સૌ સારૂં તેનું છેવટ સારૂં.



---

સંસારમાં સ્વર્ગ વસાવી, દેવો ઉત્પન્ન કરવાનો અધિકાર ઓઓને છે.

ગૃહ રાજ્યમાં દયા, પ્રેમ અને શાન્તિથી રાજ્ય ચલાવવાનો અધિકાર ઓઓને છે.

ગુલામડી તરીકે નહિ પણ ઘરની મહારાણી તરીકે માન મરતબો મેળવવાનો અધિકાર ઓઓને છે.

પુરૂષના કાળજાને ફોલી ફોલી ખાનાર તરીકે નહિ પણ અર્ધાંગના થઇ રહેવાનો અધિકાર ઓઓને છે.

કંકાસ કજીયાને ટાળી નાંખી ઘરમાં પ્રેમનો વાસ કરાવવાનો અધિકાર ઓઓને છે.

છોકરાં મેળવવાના સાધન તરીકે નહિ પણ મહાપુરૂષો ઉત્પન્ન કરનારા માતા તરીકેનો અધિકાર ઓઓને છે.

પુરૂષને ગધા વેતરૂં કરાવી પોતે ફેશનમાં ફરનાર તરીકે નહિ પણ પુરૂષનો દરેક હાલતમાં સાહાયથી મદદગાર થવાનો અધિકાર ઓઓને છે.

તમારા ઘરમાં મારો પનારો ક્યાંથી પડયો એમ કહી પુરૂષને સતાવનાર તરીકે નહિ પણ જન્મો જન્મ તમારા જેવાજ ભરથાર મળો એવી વાણી ઉચ્ચારવાનો અધિકાર ઓઓને છે.

# વગર પૈસે કિંમતી સેવા.

## ગુજરાત માટે.

લખનાર—બ્હેન જયા

સ્થળે સ્થળે સેવાના પોકારો થાય છે. મહાત્મ્યો સેવાનાં મર્વાદ છે. વાજીંત્રો સેવાનાં વાગે છે, સેવાના ઇચ્છા રાખનારા શ્રેષ્ટ વીરાંઓ ! આપના બન્ધુઓની શી શી સેવા કરશો ?

આપ જાતે હીન્દુ છતાં પારસી, યાહુદી કે ખ્રિસ્તીના વેષો પહેરી જાતી છુપાવવાના ડોળ કરો છો તે ડોળ છોડી "દેશ છોડવો પણ વેષ છોડવો નહી" એવા દેશનું ગૌરવ જાળવનારા મહા મંત્રોનાં પાઠ આદર કરશો કે ?

સાદા જીવન તથા સાદા પોશાકના મહાત્મ્યોના અમૃત પાન કરાવશો કે ?

ગરીબોને મદદ કરવાને જે બેદરકારી રાખો છો તે બેદરકારી વીરાઓ છોડશો ખરા ?

આપના બંધુઓનાં ચરિત્રો ઉચ્ચ બનાવવાના શિક્ષણ માટે આપ જે જે ગામમાં રહો છો તે તે ગામમાં તેઓ માટે કંઇ પ્રયાસ કરશો કે ?

બનતા પ્રયત્નોથી ધંધા રહિત આપના બંધુઓને ધંધે વળગાડવાની સુંદર યોજના વડે આપની કામરી શોભાવશો કે નહિ ?

નિત્ય આપની નવી નવી ફેશનો જોઇ બીજાઓ આપનું અનુકરણ કરે છે તે ચેપી રોગોને અટકાવશો કે નહિ ?

વીરાઓ આપના અંતઃકરણમાં દેશાભિમાનના દિવાઓ અજવાળશો ખરા ?

ખાન પાન અને બીજા સત્કારો વડે-ભલે નહીં પણ આપના પ્રેમ વડે મીઠા શબ્દોથી સંતોષ આપશો ખરા ?

ગરીબ તવંગરને એક સરખા મળતા ન્યાયમાં પક્ષા પક્ષી નહી કરવાના વર્તન સ્વીકારશો કે ?

એકય જળવાઇ ભાઇ ચારો વધે તેવી વગર પૈસાની કિંમતી સેવા છે તે કરશો કે ?

આ ન્હાના પ્રશ્નો ઉપરથી દરેક વ્યક્તિનું લક્ષ ખેંચુ છું, તેમાં પણ જેનાં ચરિત્રો ઉપર બીજાના ચારિત્રો અવલંબીને રહેલા છે તેવા કેળવાયલા અને શ્રીમાન વર્ગને ભાર દઇને કહી વિજ્ઞપ્તિ કરૂં છું. કેમકે તેઓ સમાજના, દેશના નેતા અને શ્રેષ્ટ પુરૂષો છે શ્રીમદ ભગવદ ગિતામાં કહ્યુ છે કે—

> यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः
> सप्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

અર્થ. શ્રેષ્ટ પુરૂષો જે જે આચરણ કરે છે તે તે આચરણ બીજાઓ કરે છે અને શ્રેષ્ટ પુરૂષો જેને પ્રમાણ માને છે. તેને બીજાઓ પ્રમાણ માને છે આથી સાબિત થાય છે કે શ્રેષ્ટ પુરૂષોના આચરણોજ બીજાઓ ઉપર અસર કરે છે.

આ વિષયની સમાપ્તી કરતાં જણાવવું જોઇએ કે આ દુનિયાનું તન્ત્ર પરસ્પરની મદદ વડે ચાલી શકે મોટાવે નાનાની મદદની જરૂર છે. એમ પરસ્પરને અપાતી મદદ, જે કે વ્યવહાર છે, તથાપી તે એક સકામ સેવાજ છે. એમ પરસ્પરને મદદ આપતા આપણા શ્રીમતને વિદ્વાન બન્ધુઓ દરેક સાથે ભાઇ ભારાથી વર્તન રાખે તો શું આ દુનીયામાંથી દુઃખ દરદને દરીદ્રતાનો ચીરહીન થઇ સ્વર્ગ સ્થાન સમાન શોભી ન રહે !

છેવટે એજ કે દયામય દુઃખભંજન પ્રભુ આપણા સર્વે બન્ધુઓના હૃદયમાં પ્રેમનો ને બન્ધુત્વનો ઝરો ઉત્પન્ન કરો ને અરસપરસ સાહય કરતા આનંદમાં દીવસ વ્યતીત કરો એજ શુભ વાંચ્છના સહ નમ્ર પ્રાર્થના છે.

ઇતી શીવમ.

---

# કુટુંબ કલેશ.

## ગુજરાત માટે ખાસ.

લખનાર—બ્હેન કુસુમ.

જે ઘરમાં કલેશનો વાસ થાય છે તે ઘરના ગોળાંનું પાણી સુકાઇ જાય છે. જે કુટુંબમાં કલેશનો સંચાર થાય છે, તે કુટુંબ પાયમાલ થઇ જાય છે. જે પ્રજામાં અન્દર અંદર કલેશ પ્રગટે છે તે પ્રજા ધીમે ધીમે ઘસાતી જાય છે. અને જે દેશમાં કલેશ ચારે તરફ વ્યાપી રહે છે તે દેશની અવનતી થાય છે. બ્હેનો! ઉપરના મેં કહેલા વિચારો ધ્યાનમાં ઉતારવા જેવા છે. આપણા દેશના ઘર જીવન તપાસો તો એમાં ભાગ્યેજ ઘર હોય છે કે જ્યાં કાળમુખો કલેશ આવ્યો નહિ હોય. બાપ દીકરા ના કજીયા, સાસુ વહુના કજીયા, દેરાણી જેઠાણીના કજીયા ધણી ધણીયાણીના કજીયા, ભાઇ ભાઇના કજીયા, ઘણું ખરા ઘરમાં હમેશ થાય છે. એક અધી જહુથો ને વહેવાર નીતીથી બીન અનુભવી છોકરો પોતાના બાપ સાથે રોજ કજીઓ કરે છે, કે આ જુના વિચારવાળો ડોસો ક્યારે મરે અને ઘરમાંથી પાપ જાય-ધણી જ્યારે આખો દીવસ પેટ માટે મથામણ કરીને ઘેર આવે ત્યારે તમારાં મા બ્હેને મને આમ કહ્યું અને તેમ કહ્યું, મને આતો નહિ પરવડે, તમારે જોઇએ તો જુદું ઘર લઇને રહો બાકી મને તમારા મા બેન સાથે એક દિવસ પણ પરવડી શકે તેમ નથી. આમ બિચારા વર જ્યારે થાકયો પાકયો ખાવા બેઠો હોય ત્યારે સ્ત્રી ટક ટક કરે અને આખરે ધણી ખીજાઇને થાળી તેના તરફ ફેંકે એવો કજીઓ થાય છે. બે સગા ભાઇઓ પાસે પાસે એક ઘરમાં રહે છે અને એકનું ઘર પડી જતાં તે નવું ઘર ચણાવે છે. જ્યાં ભાગ્યું જ્યારે પેલો ભાઇ બારી મુકે છે ત્યારે મારા ઘર તરફ બારી

પુરતા નહિ હું એમ કરી ચંપેલી મારી રોજ પાડી નાંખે છે, તેમાંથી આ ખરે કજીઓ થાય છે, લોહી લોહાણ થાય છે અને એક સગા સાઇનું ખુન કરવા બીજો ભાઇ તૈયાર થઇ જાય છે. દેરાણી જેઠાણી ફળીઆમાં સ્હી એક બીજા તરફ કચરો કાઢતી વખતે જાણી જોઇને એક બીજાની હદમાં નાંખે છે અને એવી નજીવી બાબતમાં કજીઓ વધી જાય છે કે મોઢાની ગાળાગાળી ઉપરથી કેટલીક વખત હાથો હાથ આવી જાય છે. કોઇ વખત સાસુ વહુના ઝગડા એટલા બધા વધી જાય છે કે એ ઝગડો સાંભળતાં આપણને આપણા સાંસારીક જીવન તરફ ઘણોજ અભાવ થાય છે અને આપણે એ વખતે આપણું સ્ત્રી સ્વરૂપ ખોઇ દઇને કોઇ વખત આપણી જાતને શરમાવનાર' શંખણી સ્વરૂપ ધારણ કરીએ છીએ. વાતે વાતે, હાલતાં ચાલતાં, અને બેસતા ઉઠતાં આપણે ત્યાં કજીઓજ દેખાય છે. અને આપણા ઘરમાં એવું વાતાવરણ ઉત્પન્ન થાય છે કે આપણે બગડ્યાં તેની સાથેજ આપણે આપણાં છોકરાંઓનું ભવિષ્ય બગાડીએ છીએ. જો આપણે આપણું જીવન સુધારવું હોય, આપણા પતિને—આપણા કુટુંબને સુખી બનાવવું હોયતો કજીઓ ન કરવો, અને બની શકે તેટલું સહન કરતાં શીખવું જોઇએ. જો આપણે સ્ત્રીઓ કલેશને દુર કરી શું તો ચોકસ આપણા ઘરમાંથી—આપણા કુટુંબમાંથી કલેશ દુર થશે. કજીઆનું મુખ્ય કારણજ સ્ત્રીઓ છે. જો આપણે સ્ત્રીઓ આ બાબતમાં ધ્યાન આપીશું તો આપણા પુરૂષો પણ કલેશથી મુક્ત થશે. માટે દરેક બ્હેને એક બીજાને કંઇ બોલ્યા હોય તો ભૂલી જવું—માફ કરવું અને બનતાં સુધી કલેશ ન થાય એવું વર્તન રાખવું. જે જે બ્હેનો કલેશથી કંટાળેલ છે તે બ્હેનોએ આ બાબત ઉપાડી લેવી અને બીજી બ્હેનો કુટુંબ કલેશ ન કરે તેમાટે તેમને શીખવવું. છેલ્લે સર્વેશ્વર જગંનિયંતા સ્વામી આપણી સ્ત્રી જાતીના હૃદયમાંથી કલેશ ઈર્ષા દ્વેષનો વિનાશ કરી દયા, ક્ષમા, શાંન્તીને આનંદ પ્રગટાવી સંસાર જીવનને સુખમય કરો એજ સપ્રેમ પુર્વક પ્રાર્થના સહ યાચના.

---

વૃધ્ધ થયેલાં સાસુ સસરાને ફુટેલ કુંડામાં ખાવા આપનાર તરીકે નહિ પણ વૃધ્ધ સાસુ સસરાની માતા પીતા તરીકે સેવા કરવાનો અધિકાર સ્ત્રીઓને છે.

પાડોશીની અદેખાઇ અને નિંદા કરવાનો નહિ પણ પોતાના પાડોશમાં પ્રેમનું વાતાવરણ ઉત્પન્ન કરવાનો અધિકાર સ્ત્રીઓને છે.

શરમ વગરની થઇ જેમ આવે તેમ શંખણી જેવા શબ્દો બોલવાનો નહિં પણ વિનય અને મૃદુતાના શબ્દો બોલવાનો અધિકાર સ્ત્રીઓને છે.

પતિના કાર્યમાં નિષ્ઠુરતાથી ખીજાઇ બારૂપ નહિ પણ ડાહ્યો એક મિત્ર તરીકે સલાહ આપવાનો અધિકાર સ્ત્રીઓને છે.

માત્ર સ્ત્રી શરીર ધારણ કરી સ્ત્રી તરીકે ફરવાનો નહિ પણ સ્ત્રીના સર્વ ગુણોથી શોભવાનો અધિકાર સ્ત્રીઓને છે.

સંસારમાં પતિ સાથે વિષય, સુખોને મોજ શોખમાં મશગુલ રહેવાનો નહિ પણ મોક્ષ પ્રાપ્તીનો માર્ગ દર્શાવવાનો અધિકાર સ્ત્રીઓને છે.

પોતાના પતિને રજા તરફજ પ્રેમની લાગણીથી જોવાનો એકલોજ નહિ પણ પ્રાણી માત્ર પ્રતિ નિર્મળ પ્રેમને દયાનો ઝરો વહેવરાવવાનો અધિકાર સ્ત્રીઓને છે.

# કંજુસ!!!

## એક ટુંકી વાર્તા

### ( ગુજરાતન માટે )

લખનાર—મીસ એનજીનીયર

જમશેદજી મેહરજી પણા કરડા ગ્રહસ્થ તરીકે જાણીતા હતા, બસ ખાઇ પી તેવણુ પૈસો ભપરવા મંડયા હતા તેવણુ દરેક રીતથી પૈસો પેદા કરી શકતા એવા નસીબવંત હતા, લોક કોઈ તેમને પૈસા ખાતર માન આપતાં હતાં પણ કોઇપણુ તેમને મ્હાનાં ન હોતાં ઓફીસમાં તેમ નાથી કલાર્કો બ્હી બુજીને ચાલતા હતા અને ઘરનાઓ વટીક તેનાથી ડરીને ચાલતાં હતાં

તેવણુ ગીરગામ ખાતે નાની બગલીમાં રહેતા હતા, જો કે એ કરતાં મોટા બંગલામાં સારા રસ્તા પર રહી શકે, તેની હાલત હતી. જુવાનીમાં જે રીતે પૈસો મેળવવાનાં ફાફા તેવણુ મારતા હતા તેજ હાલ હવડાં સુધી ચાલુ હતો તેવણુનો વડો મદદનિશ વધારે એશકી અને સફાઇ સુઘડાઇ વાળો હતો. તેની ટેબલ વધારે સારી રીતે ગોઠવેલી, સોજ્જી હતી તે પોષાક પણુ સારો પેહરતો હતો. તેની ઓફીસના બીજા કલાર્કોના ઘરમાં વધારે મોજનો સુંદર ગોઠવેલા સરસામાન, અને રાચ રચીલું હતું. મેહરજી શેઠ દારૂનો હિમાયતી ન હતો. કદાચને કોઇ તેમને કોઇ મ્હે લઇ જતો તો તેવણુ હમેશાં પોતાનો ભાગ આપતા અને કહેતા કે "કોઇના પૈસાએ હું કદી કંઇ કરતો નથી" જેથી તે બાપડો ફજેત જેવો થઇ જતો.

તેવણુ સાદા વિચાર ધરાવતા હતા અને તેથીજ સદા સાદા રેહતા. એવી તેવણુની અજબ રીતભાત છતાં તેવણુ સુખી હતા. દરેક કામમાં તેવણુ હિમ્મતથી પડતા અને નસીબ સજોગે ફાવતા. આથી લોકમાં માન અને વિશ્વાસ બેહો હતો પણ પૈસો ખર્ચવાની ટેવ તેવણુને ન હોતી. એક મોટામાં મોટી મોજ પૈસો સગ્રહવાની હતી. જેમ આજે જવલેજ થાય છે.

પોતાના ઘરમાં કરડા દેખાવથી તેવણુ રાજ ભોગવતા હતા. તેમના ધણીયાણી સદા તેમની મરજી મુજબ ચાલતાં હતા. શેઠને એમને, શેઠને માટે તેમ, એ તેવણુની આખા દિવસની જંજાળ હતી તેવણુ સદા છોકરાંઓને વટીક એમજ કહેતા "તારા બાવાજીની એમ મરજી, તમારા બાવાજીની એવી ઇચ્છા" એ ચાલુ વાકય છોકરા પણ સાંભળતાં બેજાર બની ગયાં હતાં. તેમનો વડો દીકરો બાપનીજ પેઠે થોડું બોલનારો મુગે મ્હોડે કામ કરનારો હતો. તે એ રીતે એકવીસ વર્ષનો થયો કે અને ધીરજ ખુટવાથી જમશેદજી બાવા પાસે પગારની આશાથી તે ગયો.

"તુને પગારની શું જરૂર છે!" તેવણે જણાવ્યું "પૈસા હાથમાં આવવાથી ઉડાવવાની તલેહ પડશે. અહી મફત રેહવા, ખાવા-

વાંતુ મસે, પછી પગાર શાનો જોઇએ! તે છતાં તુને એવો શોખ હોય તો રૂપ્યા ૨૦ પોકેટ ખર્ચના તરીકે લેજે અને અંદરથી કપાં કરી લેજે. હવે હું તે ખર્ચ કરીશ નહિ."

તે છોકરાના મ્હોંપર ગુસ્સાથી રતાસ ચઢી આવ્યો. બાપના હુકમ મુજબ તેણે દર મહિને વીસ રૂપ્યા ઉપાડયા તો ખરા, પણ તેમનોથી કપડાં ચપડાં તંદનજ નહી લઇ તે એકઠાં કરી તે આઠેક મહિના ને ખાંચે આફ્રિકો ખાતે નહાસી ગયો. આથી તેવણ મુદ્દલ ચીરાયા નહિ પણ ઉલટ પોતાના તે દીકરાની હિમતને વખાણુવા લાગ્યા.

"હવે એ માણુસાઇ પણાંમાં આવશે. અહિ એક શેઠયાના દીકરા દાખલ એ હાલતે રેહવા તેને બહુ ભારી પડયુ હતું, તે હું જાણું છું." એમ બોલી તેવણ પોતાના ધણુયાણી મેહેરબાઇને પણ આડકતરો દિલાસો દેતા હતા.

તેમની બેટી શીરીન તેમન મનસે એક વખાણુંજ હતી. જમશેદજી કદી સુંદરતાની પિછાણ કરી શકે એવી ઝેન ધરાવતા ન હોતા છતાં પોતાની તે બેટીની સુંદરતા વખાણુવા વગર તેવણ રહી શકતા ન હોતા. તેણી બાપ કરતાં માતાને વધારે મળતી હતી, છતાં માતાનો ગુણ–તાબેદારીનો તેણીમાં ઉતર્યો ન હતો.

ઘણીક વખત તે હઠીલાઇથી બાપના હુકમની સામે થતી. અને વારંવાર તેની કને જાઇ પૈસાની ઉઘરાણી કરતી. પણ જમશેદજી બાવા હમેશાં અખાડા કરી જતા.

"હું તને દર મહિને પોકેટ ખર્ચ આપુછ પંદર રપિયા તે શું ઓછા છે છોકરી, કે તું બીજા માંગે છે?" તેવણ એ સવાલ હમેશાં પુછતા. તેવણ મહેરબાઇને પણ પોકેટ ખર્ચ રૂ. ૧૫ આપી ટાસળ કાઢતા જેમાંથી તેવણ બીચારાં પોતાના કપડાં ચપડાં મ્હા મુશ્કેલીથી કરતાં. એ રીતે શીરીન પણ હેરાન થતી હતી.

ગરીબ બીચારાં મહેરબાઇ! એક મોટા લખપતી શેઠયાના ધણયાણી છતાં તેમની હાલત એક ગરીબ કુટુંબની સ્ત્રી કરતાં જરા પણ ચઢીયાતી નહતી. ઘર ખર્ચ ચલાવવામાં પણ તેવણને એટલી મેહનત પડતી કે ઘણીક વખત બિચારાં પોતાના પોકેટ ખર્ચ પણ ઘુસાડી દેતાં પણ કંઇ થાગ લાગતો નહિ. અને કદાચ જો જમશેદએ મ્હારૂ જમવા જતા યા કલબમાં જતાં તો બેટી મા દીકરી વારંવાર આહ બીસ્કીટનો સાદો ખોરાક લઇ ખર્ચ બચાવતી.

એવી બધી રીતની હલાકીમાં તેઓ હતાં છતાં જમશેદજીબાનો પ્યાર સૈથી વધુ તેમની શીરીન બેટી પર હતો. લીલાઉખાનામાંથી જે પ્યાનો ઉંચકી લાવ્યા હતા તે પર જ્યારે તે વગાડતી ત્યારે બે ઘડી ખુશ લ્હેરમાં તેવણ બેસી કામ થિ તે તે સાંભળતા અને બેટીની ખુશહુન્તી વખાણુતા. એકની એક રીતથી જીંદગી ભોગવવા, રસ કસ વનાની હાલતે તેઓ જીવતા હતા. શીરીનના ઘણા કાલાવાલાં છતાં તેવણ બાપડીને એટલોજ જવાબ દેતા કે હજી એ પ્યાનો બીજા ઘણાં વર્ષ ચાલશે નવાની શી ઉતાવળ છે!" કે તે બાપડી ચુપ થઇ નિરાશાથી ડોક નમાવી બેસતી.

એક સાંજે તેવણ જ્યારે તેવણ ઘેર આવ્યા ત્યારે શીરીન ઘરમાં નહોતી.

"આજે વળી સેવા સદનના વર્ગમાં ગઇ છે કે? તેવણે મહેરબાઇને પૂછ્યું."

"હાજી" ધીમેથી મહેરબાઇએ જવાબ દીધો. તેવણ ચુપચુપ એક ખુરસી પર બેસી બેટીની રાહ જોવા લાગ્યા. એ તેણીની ગેરહાજરીથી તેવણ નારાજ થતા હતા, છતાં તે બાપડી પોતે પોતાની ફી ભરી એવા

ફરનારો હામન કરતી તેની વચમાં તેવણુ આવી શકતા નહોતા તેણુ તેટના મેકના પડતા ત્યારે ઘણા મુઝાતા એકલા બેસતા થાકવાથી હવે તેવણુ કંઇક ઓરીમના કાગળ્યાં કાઢી વાંચવા બેઠા અને વાચતા વાંચતા ખુશ નિદ્રા કાઢવા લાગ્યા.

આશરે કનાકેક ઉઘ કાઢયા પછી તેવણુ ઝમકી ઉઠયા ઘડિયાળમા આઠ વાગી ગયા હતા

"કેમ શીરીન દીકરી, આવી કે ?" તેવણે આંખ ચોળતાં પૂછયું

"નહિજી, હવે આવતી હોશે" મહેરબાઇએ જવાબ દીધો.

"એ કોહ ગઇછ, એકની એકલી છોકરીની જાત રાતના આઠ નવ વાગ્યા વેર બ્હાર ફરે એ કઇ આપણને છાજે છે શુ ?" તેવણુ બડબડયા,

"કોણુ જાણે જી આજે કલાસની તો ટર્ન નથી વખને સીનેમેટોગ્રાફમા ગઇ હશે તો આવતી હશે જમશે જી જરા વાર જોઇયે તો ખરા !" મહેરબાઇ તેવણુના ગુસ્સાથી ડરીને જેમ તેમ તેમને થોભાવતા બોલ્યા

"કોણુની સાથે સીનેમેટોગ્રાફમા ગેઇ ? કોણુ ટીકીટના પૈસા આપી એવી ઉડાઉ રીતો શીખવે છે ?"

"પાસેની જર સકર્યાતવાળી અને તેનો ભાઇ દીનશાહ જે સીનેમામાં છે તે લોક ટીકીટ મોકલાવી છે સાથે જર છે એટલે ફીકર નથી," તેવણુ બોલ્યા.

"પેનો દીનો નાટકવાળો ! હવે તેણે મારી પોરીપર છટકા માંડયોછ શુ ! કંઇ ફીકર નહિ ! આપણી દીકરી તેને એક નાટકવાળાની સાથે ફરવા દેશો ? લાવ, હુ બી તો ખરો કે તેના સીનેમામા જઇનેજ બધી વાત ઉઘાડી પાડુ, પછી જોઉં કે એ કેમ ફરીથી મારા બચ્ચાને ફોસલાવેછ તે !" અને એમ બોલી તેવણુ પાછા તૈયાર થવા લાગ્યા એ વાતમા નવ વાગી ગયા હતા મેહરબાઇ તેમના ગુસ્સાથી ડરીને લખવાની ટેબલ આગળથી મારીએ જઇ રસ્તાપર ડોકયા તાણી જોતા ઉભા.

અંતે થાકીને તેવણુ ત્યા ટેબલ આગળની ખુરસીપર બેસી ગયા જેમ કરતા બંધ કરીને મુકેલા એક કવર ઉપર તેમની નજર અછડતી પડી, જે પર શીરીનના દસ્કતે તેમનુ નામ હતુ.

તેવણે ધ્રુજતા હાથે તે ચીઠી ઉખેડીને વાંચી

"મ્હારા અતિ વ્હાલા માતાજી,

હુ સાજે વાનકેશ્વરની ટુકીની અગ્યારીમાં દીનશાહ સાથ પરણુવા જાઉ છુ. આ રીતની જીદગી એ જીવતા હું કંટાળી ગઇ છ પપા, ને કેહજો કે નકામી ગડબડ ગોધ્યારૂ નહી કરે. હવે હુ ઉમ્મરમા આવી છુ એટલે એમનુ કશું ચાલવાનુ નથી તમે દીલગીર થતા નાં

લી० વ્હાલી દીકરી,

"શીરીન."

આ વાચી તેમનાથી એક મોટી ચીસ ગભરાટમા પડાઇ, જેથી જમશેદજી ત્યા દોડતા આવ્યા અને તે કાગળ મેહરબાઇના હાથમાથી ખુચવી લઇ પોતે વાચવા બેઠા જ્યારે મેહરબાઇ બિચારાં દુખથી રડવા લાગ્યા

"ઓ જમશેદજી, એ વાક એનો માફ કરો દીકરો ખી ગયો ને દીકરી બી ગઇ એ દુખ કઇ મારાથી ખમાવાનુ નથી દીનશાહ બધી વાતે સારો છે, તમે નકામી હઠ ના લો"

"તુ ત્યારે કઇ જાણુતી નથી, એ તો પરણેલો છે, એની બૈરી સાથે એને ત્સાર નથી તેથી જુદી રહે છે, ને આપણી પોરીને નાહક દુખવા કરવા એ પગલુ તણે ભર્યું છે તારે

થઈ ગયે. બન્ને પરણીને કેયે જવાના હોય તો તેમજ પકડી શકાય. લાવ જોઉં, પહેલે દીનશાહને ત્યાં તો જઈ આવું" ફરી તેવણે ઘોડાગાડી પકડી.

એ ચાર ઘેરને આંતરે દીનશાહ રહેતો હતો ત્યાં જઈ તેવણે જોરમાં દરવાજો અફાળ્યો.

"તારો શેઠ ઘેરમાં છે કે?" તેવણે ગુસ્સામાં તે સાલ્લા નોકરને પૂછ્યુ.

"હા સાહેબ હતા તો ખરા, પણ અમણાની મેળે. તે તો પુને ગીઆ છે."

"કારે ગીયા! સાથે કોણ હતું!" તેવણે પૂછ્યું.

"જરબાઈને એક બીજા બાઈ ને હેક કરી ગએલા" તે નોકરે જણાવ્યુ જમશેદજીની નીરાશા હદ બહાર હતી.

"પુને કાં ઉતરવાના છે?" તેવણે વીચાર કરી પુછ્યું.

"તે બાબ મને ખબર ની મરે." તે નોકરે કહ્યું.

તેવણ ત્યાંથી ઉદાસ જેવા પાછા ઘર ગયા. સહવાર સુધી કઈ બનેજ નહિ. હવે તેને પુને કયાં જઈ શોધે? અગ્યાર વાગવા આવ્યા હતા.

"ચાલ મેહરા તું સુઈ જા." તેવણે પ્યારથી પોતાની રંડેલી ધણીઆણીને કહ્યું કે જેવી રીતે કોઈજ વાર તેવણે કીધુ નહોતું.

"પણ મારી દીકરી કાં છે?" તેવણે ડચકાં ખાતી પૂછ્યું.

"તે તો પરણીને પુને ગઈ છે, પોતાના વરની સાથે; ને કાંઉ ઉતરીછ તે કોઈને માલમ નથી. તેથી હવે સહવારે હું પુને જવાને તલાસ કરશું." તેણે સમજાવ્યું, "જોયું એ લોકની વચ્ચેની દોસ્તી, સાંતવાનું પરીણામ એ આવ્યું તે!"

"દોસ્તી સાંતવાનું એ પરીણામ નથી જમશેદજી, મને ખુલ્લું કહેવા દેવો કે આ ઘરમાં તે જરા પણ સુખી નહોતી, ક્યારે, વારેતું બન્યું તે દરેક વાતમાં રીકમાય, નહિ તેના કપડાંના સકાર કે નહિ કંઈ હરી-ફરી મોજ મજાહ કરવાનું મળે. તે પછી બન્યું દોસ્તી સાંતે તેમાં નવાઈ શી? આ બિચારી ભલાં પડોશીની મહેરબાનીથી બીચારી ચોરી છુપીથી સીનેમા જોવા જાય તેજ, ખરીરે એ જીંદગી. છતાં પેસા એ હાથ ચાટીને રેહવાનું ને ઓશી પાસો અવતાર પુરો કરવાનો, જો તમે એવી પત્થરની છાતીના નહિ હતે ને બીજા બાપોની માફક ખોળું ને કાળજીવંત હતે તો મારી દીકરી તાબેદારીથી તમારી સેવા કરતે ને આ પરીણામ કદી પણ આવતે નહી." તેવણે ઉશ્કેરાઈ જઈ ઘણા વખતનો ઉભરો કાઢયો. જે જમશેદજી બાએ ચુપચુપ સાંભળ્યો.

બીજે સહવારે તેવણે મહેરબાઈ સાથે એક બોલ પણ વાત કરી નહિ. અને ચુપચુપ નાસ્તો ખાઈ તેવણે પોતાની ઓફીસમાં ચાલુ મુકયું.

ત્યાંનાં માણસો શેઠનો હદ બહારનો ગંભીર દેખાવ જોઈ અચરત થયા. ગરીબ બિચારા શેઠ, તેવણની હાલત દયા ઉપજાવવા જોગ હતી. બેટી શીરીન અમથી ઘરમાંથી જતી રહી હતે તો ઠીક હતું પણ આતો બેવડી શરમમાં તેવણને નાંખી ગઈ હતી એ ખયાલમાં કંઈ પણ કામ કરવું તેવણને સુઝ પડયુંજ નહિ અને વિચારવંત અદાથી તેવણ ત્યાં બેઠાં હતાં તેવામાં તેવણનો વડો મેનેજર ત્યાં આવ્યો.

"જમશેદજી શેઠ, ડાક્ટર મેહતા આવ્યા છે ને તમને જરૂરના કામસર મળવા માગે છે, કેહે છે કે મારી ઓસ્પીટલના ફંડમાં રૂપિયા ભરવાના છે." તેણે જણાવ્યું.

"આજે હું કોઇને મળવા માંગતો નથી મહેલ્લી, 'તું તેવણુને નાં કહી દેઇ" તેવણે કહ્યું.

"મેં ઘણું સમજાવ્યું, સાહેબ, પણ તેવણુ તો તમુને મળવાજ માગે છે." મેહલ્લી એ જવાબ દીધો

"મોકલ તેમને અંદર." તેવણે કંટાળીને કહ્યું.

એક અઢાર વયના ગૃહસ્થ નમી નમીને સલામ કરતા અંદર આવ્યા

"કેમ, ડોકટર, તમને કંઇ અહિં આવવું પડ્યું?" તેવણે પૂછ્યું.

"જેવીની શેઠ હું જે ઓસ્પીટલ હમણા ચલાઉ છું તેમા દર મહિને મને બસોથી અઢીસો રૂપિયા ખોટ આવે છે. આથી જેઓ મને મદદ કરી શકે તેવાં મારાં ધરાકો પાસેથા હું દર મહીને ચોકસ રકમ લઉ છું પણ તે છતાં તે રકમ મને વધતાં જતાં કામ અને દર્દીની સખ્યા આગળ ઓછી પડે છે. તેથી હું કંઈ ખોલ્યુ છે પદર હજાર રૂપિયા ભેગા થાય તો મને જરા નિરાંત વળે ને હવડાં ગરીબ દર્દીઓને ના પાડી દાખલ થતાં અટકાવ છું તેમ નહિ થાય," ડોકટરે લંબાણથી સમજાવ્યું.

"હું સમજ્યો. મારા જેવો એક માણુસ જે હાડમારી વેઠી વેઠીને જરા પૈસાનો સંગ્રહ કરી શકયો તો તમે તેને નીચોવવા આવ્યા. તમે મારી પાસે આવ્યા તે કરતાં તો બીજા કોઇ આગળ ગયા હતે કે જેને પૈસા માટેની કશી પણ લાગણી ન હોય ને એ ધડક ઉડાવી નાંખતો હાય, યા કોઇ માન ચાંનનો ભુખો હોય તેની આગળ જવું જોઇતું હતું, ડોકટર. હું ઘણો દિલગીર છું મારાથી કંઇજ ભરાશે નહિ. હું જ્યારે તે આગલા દહાડા યાદ કરૂંછ ત્યારે મને વિચાર પડેછ કે તે હું શખ્સ હુંજ હતો કે જ્યારે શીરી–મ્હારા છોકરાંઓને ખરાબ હડકીનો કેસ થયો હતો ત્યારે તમારી ફી ભરવાના ખ્યાલે આખી રાત હું જાગતો પડી રેહતો હતો ને જ્યારે બીલ આવતું ત્યારે વગર ઢીલે હું તુર્ત ચુકવતો પણ તેટલાને ખાતર જરૂરી બીજી ચીજો વગર મને ચલાવવું પડતું હતું. ત્યારે કોઇ હું ગરિબ છું કરી કદર ખાવા આવ્યું ન હતું તો પછી હું શું કરવા હમણાં તે હેવાતાં આળસુ ગરીબોને મદદ કરૂં?" તેવણે તીરસ્કારથી જણાવ્યું.

"સાહેબ, હું એ સાંભળીને બહુ દિલગીર થાઉ છું મને જો ખબર હતે, તો હું કદી પણ મારી ફી માટે તકાજો કરતે નહિ. પણ વખત કંઇ થોભતો નથી આજે તમારી હાલત ખુદાના હોકમથી સારી છે, ત્યારે બીજાઓના સુખની કાળજી ના તમે જવાબદાર ઠરયા છો મને પકકી ખાત્રી છે કે તમારા સખાં દીલશુરદાથી મને મદદ કરશોજ!" ડોકટર ધીમે સાદે પતાવતાં બોલ્યો.

"તમે એટલા ખાત્રીપૂર્વક છો તેથી મેહરબાની થઇ, પણ હું એક રૂપિયો બી ભરી શકતો નથી" તેવણે બજીદ થતાં ગુસ્સાથી કહ્યું.

"પણ સાહેબ તમારે તો બીજાઓમાં દાખલો બેસાડવો જોઇયે. વળી એટલું યાદ રાખજો કે એ પૈસામાથી મુખ્ય મદદ છોકરાંઓને મળશે તમને પોતાને પણ છોકરાં છે એટલે બીજા મા બાપોની કદર તમે ખાઇ શકશો." ડોકટરે વધુ કોશેશ કરતાં કહ્યું, પણ શેઠનો મીજાસ ગયો,

"તમારી એમાં મોટી ભૂલ છે. અમથી વખતની બરબાદી થાય છે, જાવો તમારાં બીજા ઘરાક તમને મદદ કરશે" શેઠે ગુસ્સામાં બરાડ મારી અને ઘંગ વગાડયો કે કોઇ જ્યાદમી તે ડોકટરને આવીને બહાર કાઢે?

આ તોછડાઈથી ડૉક્ટર મેહેતાને અપમાન થયું. તે ઉઠીને ઉભો થયો અને ગુસ્સામાં બોલ્યો,

"સારૂં થયું કે મને શીરીને ગઈ કાલે રાતે ચેતાવ્યો તે. તેણીએ મારી સાથે શરત બકી હતી. તેણીએ કહ્યું કે "મારા બાવાને સમજાવવાને એક પત્થરને સમજાવવા તે સરખું છે; જો એવણ એક પાંચ રૂપીયા બી ભરે તો હું મારો પોકેટ ખર્ચ જે મલે છે તે સઘળો વર્ષ દહાડા સુધી તમને આપું" ખરેજ તે જીતી છે ને હું હારી ગયો છું. તેમાં કંઈ નવાઈ નથી." આ સાંભળતાંજ, જમશેદજી અજાયબીમાં ગરકાવ થઈ ગયા. શીરીનની શોધમાં તેવણ રવડયા તો પત્તો નહિ લાગ્યો હતો ત્યારે આ તો ઘર બેઠાં ખબર મળતી હતી, તે શું ખરી હતી ?

"તમને શીરીન મળી ! ક્યાં" તેવણે જેમ તેમ જીવ ઠેરવીને પૂછયું.

"હા, ગઈ રાત્રે હું કામાબે મારાં એક ઘરાક દીનશાહ સકલાતવાળાના ધણીઆણીને મળવા ગયો ત્યાં આવેલાં હતાં, પછી હમે સાથેજ સ્ટેશન ઉપર ગયાં. તેણી—

"કામાબેથી તે ક્યાં ગઈ વારૂ !" જમશેદજીએ જેમ તેમ પોતાની ઉકંટા દબાવતા વિગત મેળવવાના ઇરાદાથી ધીમેથી પુછ્યું.

"તેણી તદન ગભરાઈ ગયલી હતી, ને અંદેરી કંઈ ત્રેનમાં બેસવું, ક્યા પ્લેટફાર્મ પરથી જવું તેથી અજાણ હતી, માટે મેં તેણીને મારી સાથેજ બેસાડી, કેમકે હું તેણીને તમારી પર બાગવગ ચલાવવા સમજાવતો હતો. ત્યારે તેણીએ મને ખુલ્લું જણાવ્યું હતું. તેવણ "મારાં ફુઈ ખસુબાઈ દમાલને ત્યાં થોડા દીવસ રેહવા જાઉં છું." એમ બોલ્યાં હતા" ડૉક્ટરે ખુલાસો કરી દેતાં કહ્યું. "અને મેં પણ જોયું કે, તેણીને હવા ફેરફારની જરૂર હતી. કારણ કે તે બહુ ફીકી અને નબળી દીસ્તી હતી."

ડૉક્ટરે વધાર્યું, ને એટલું કહી આગળ ચાલવા માંડયું.

"સબૂર, ડૉક્ટર મેહતા, એક પાંચ મીનીટ ઉભા રહો તો હું કંઈ ફંડમાં ભરૂં !" જમશેદજી એકાએક ઉઠીને ઉભા થતાં બોલ્યા.

ડૉક્ટર અજાયબીથી તેમનું મોહડું જોતો ઉભો. તેવણે ઉઠીને ખાનામાંથી ચેક બુક કાઢી.

"લેવો તમારા હાથે અંદર રકમનો આંકડો મુકો. કંઈ પણ મુકો. ગમે દશ હજાર, ગમે પંદર હજાર..." તેવણે ચેક બુક આપતા ડૉક્ટર મેહતાને કહ્યું. જેવણ શેઠની આ ફેરવાયલી ચાલનો ભેદ સમજી સકયા નહોતા. તેમણે ગભરાટથી શેઠના તરફ જોવા માંડયું.

"ઓ જમશેદજી શેઠ, તમેજ તમને ગમે તે રકમ ભરો, આભારી થઇશ." તેવણે કહ્યું.

"નહિ, એમ નહિ તમારી મરજી મુજબ તમે ભરી લો નહિ તો રહેવા દો !" જમશેદજીએ હઠ લીધી.

"આહ ! સાહેબ ત્યારે તો તમારો આખ્ખા નામે હું એ બીના જાહેર પાડીશ કે તમારા સખી દીલચુકીનો ખ્યાલ પ્રજાને આવે." ડૉક્ટરે ઉપકાર માનતાં કહ્યું.

"નહિ, નહી, તેવું કંઈ કરતાં ના, જો કચે હું તમારા નામનો આપું છું. તમને ગમે ત્યારે વટાવી લેજો. જાહેરમાં મારૂં નામ આવે તે મને પસંદ નથી" જમશેદજી શેઠે ડૉક્ટરે ભરેલી દસ હજારની રકમ વાંચી, આંકડો ફેરવી દશના પંદર હજાર કરી સહી કરતાં જણાવ્યું.

"એમ કંઈ હોય સાહેબ, મારે જાહેરમાં કોમને જણાવવું તો પડશે કે આવી મોટી રકમ એક તડાકે તમો જેવા સખી શેઠે આપી છે. માટે જો તમને અડચણ નહિ હોય તો એમ છપાવ્યે ! "એક ગૃહસ્થના આભારમાં !" ડૉક્ટરે પુછ્યું.

"આહ ! એ બરાબર છે, એમજ જણાવો, સાહેબજી ડૉકટર, હવે મને ઘણું કામ છે !" અને તે ડૉકટરને શેક હેન્ડ કરી તેવણે બ્હાર કાઢ્યો. તેમનો જીવ હાલ પાયલ થતો હતો. ક્યારે મેહેરબાઇ ને બીનાથી જાણું કરે. તેવણુ ડૉકટરના જવાની રાહ જોતા હતા તે ગયો કે તેવણે ધંધિલ કરી મુકી મેહેરબાઇને તુર્ત ટેલીફોન કરી તૈયાર થઇ અહેરી જવાનો હોકમ આપ્યો કે જ્યાં શીરીન રહેલી હતી. તેણી માટે તો મેહને એ વિચાર આવ્યોજ નહતો કે તે ફુઇને ઘેર ગઇ હતી.

હવે તેવણુ પોતાની ચાલ માટે પસ્તાવા લાગ્યા અને આટલાં વર્ષોની બેદરકારીનો બદલો તેવણે વાળી આપવાનો ઠરાવ મન સાથે કર્યો. તેવણે મહેરબાઇને હુકમ કર્યો હતો કે જો અંચુબાઇ તેવણુને ત્યાં રાખવાની ખ્વાહેશ કરે તો એક બે મહીના રહીને પછી ઘેર આવવું. એમ તેવણુ અહેરીખાતે ઘણે વર્ષે જઇ બેટી સાથ નચીંતાઇમાં રહ્યા.

પાંચમે આઠવાડીએ જ્યારે મહેરબાઇ અને શીરીન માંટેરાના સ્ટેશન ઉપર ઉતર્યાં ત્યારે તેમને માટે એક ભપકાદાર મોટર ઉભી હતી: તે ઉપરાંત એક નોકર તથા મેહલ્લી મેનેજર પણ આવકાર આપવા ઉભા હતા. જે ફેરફાર જોઇ તેઓ બંન્ને અજબ થયાં, અને મોટરમાં જગ્યા લઇ બેઠાં. થોડા વખતમાં નેપીઅન સી રોડના સુંદર રસ્તાપર મોટરે વળાંક લીધો કે મેહેરબાઇથી પોકાર્યું નહી.

"એ કાંઇ લઇ જાવછે મહેલ્લી !" તેવણે પુછ્યું.

"શેઠનો એવોજ હોકમ છે, બાઇજી." તેવો નમીને જવાબ દીધો.

એક કુશાદે કમ્પાઉન્ડ વાળા બંગલામાં મોટર થોભી ત્યારે ત્યાં તે બંગલાના પોર્ટીકોમાં જમશેદજી મેહરજી હસતે ચ્હેરે પોતાની ગભરાસી વાહરીને ઉભા હતા. તેવણુ બ્હાર આવ્યા.

"ભલે પધાર્યાં મ્હારાં વ્હાલાંઓ !" તેવણુ હેતથી તેમને મળીને બોલ્યા, જ્યારે તે થયેલા ફેરફારથી અજબ થતાં તેઓ ગુંચવાયલાં જેવાં ત્યાં અંદર તેમની પુઠે ગયાં કે જ્યાં બીજી અજાયબી હતી ! તેમનો બેટો રુસતમ ત્યાં બેઠેલો, ઉઠી ઉભો થયો અને માતા તથા બ્હેનને પ્યારથી ભેટયો.

"લેવો છોકરાઓ, હવે ગીરગામની બંગલી ના કરતાં આ સારા બંગલામાં રહેવાનું તમને ગમશે. ને હવે પોકેટ ખર્ચ કે એવું કંઇ આપવાનો નથી. તે તમારી માય દર મહીને કું એક હજાર રુપીયા ખર્ચના આપીશ તેમાંથી આપશે. દીકરી શીરીન હવે તું રાજી થઇ ?" તેવણે પુછ્યું.

"ઓહ બાવાજી ! એક મહીના દહાડામાં કેટલો ફેરફાર ! આહ ! હવે મને લાગેછે કે હમે સુખી થઇશું. પણ એ બધાં કરતાં ભાઇ રુસ્તમ આટલે વર્ષે ક્યાંથી ફુટી નીકળ્યો !" શીરીન લાગણીથી બાપને ભેટી પડી બોલી.

"એ ઘરમાંથી ગયો કે મને કંઇ ગમ્યુંજ નહી, પણ આવાજ તમારી બ્હીકને લીધે, અરે મેં, કેવા તે દહાડા કાઢ્યા ! ખુદાની મહેરબાની કે એ મારો વહાલો ભાઇ સલામત આવી પુગ્યો છે !" તે રડતાં બોલી.

"ચાલો ત્યારે આજની ખુશાલીમાં મેં બચુ ફુઇને અને છોકરાંને બોલાવ્યાં છે તે લોક આવ્યાં છે." જમશેદજી ખુશાલીથી બુમ પાડી બોલ્યા.

હવે થોડુંજ કહેવાનું બાકી છે. સર્વ લોકો જમશેદજીને સુધરેલા જોઇ અજબ થતાં હતા પણ તે સુધરવાનું કેવા જોખમ તેવણે મેળવ્યું હતું તે તો તેવણુનો ખુદાજ જાણનાર હતો. રુસ્તમ દીકરો ઠીક કમાઇ કરી આવ્યો હતો તેને તેવણે ભાગીઓ બનાવ્યો અને આજે તેવણુ પોતાની અસલ રીત તજી એક જુદાજ આસામી દાખલ મશહુર થયા છે.

શીરીને પોતાની શરત મુજબ પંદર રુપીયા દર મહીને ડૉકટર મેહતાને આપવા મોકલા હતા. તે લોક હવે સર્વ રીતે સુખી છે.

# રશીયાનો માનિતો સેવક.

(ઐતિહાસિક વિષય.)

ગુલશન માટે ખાસ.

લખનાર—મીસીસ રૂપબાઇ દોરાબજી રબાડી.

આજના વખતમાં રશીઆમાં ભભકે આગ જો લાગીને, કહીએ, તો આખા યુરોપમાં વિખ્યાતી પામેલા પુરૂષોમાં અગત્યતા ધરાવતો શખ્સ જો કોઇ હોય, તો તે રશીઆનો ગ્રાંડ ડ્યુક ગ્રાંડ નીકોલાસ છે કે જે રશીઆના ઝાર નો કાકો અને રશીઅન લશ્કરનો મોટો સેનાધિપતિ છે. રશીઆના નામદાર ઝારથી ઉતરતો તે ત્યાંનો મહાન વિરલો છે અને દેશમાં તે ગોપો પુંજાય છે. ખરેખર તે એવો બળવંત ને એવો ભારે સત્તાવાન છે કે તેના ખપરખ્વાહો તેથી ગભરાઈને તેની સામે તરેહવાર ગુલબાનો ઉરાડે છે.

### જરમનોની હાર નીંદા.

પ્રશ્યન રાજ સામે લડતાઓ માટે જેટલું પોતાથી બની શકે તેટલું ભાંડ બોલવાને જરમન કંપી ન જે હમેશાં આતુર રહેતો છે, તેણે પોતાના વાચનારાઓનાં મન ઉશ્કેરવા તરેહવાર ગુલબાનો ઉરાડતાં જણાવ્યું કે ગ્રાંડ ડ્યુક ગ્રાંડ નીકોલાસ રશીઆના શાહેનશાહ તરફ ભારે વેર ધરાવે છે, અને જો લાગ મળે તો તેની જગોએ પોતે ઝાર થવાનો ઘણોજ રાજી છે. એ સૌથી નીચ નિંદા છે, કારણ રશીઆ રાજ્યનો ગ્રાંડ ડ્યુક કરતાં વધુ પ્રમાણિક અને વફાદાર સેવક કોઇજ બેજો નહિ. તે યુદ્ધમાં પોતાની શક્તિ, મરદાનગી અને બુદ્ધિ વડે, તેનાં શત્રુઓની વિરૂધ્ધ ઝુંબેશ ચલાવે છે અને તે પોતાના દેશને બચાવવામાં પોતાનું બનતું કરવામાં રાત દીવસ રોકાએલો છે,

એ ગ્રાંડ ડ્યુક નીકોલાસ મરહુમ ઝાર નીકોલાસે પહેલાનાં ત્રીજા બેટા ગ્રાંડ ડ્યુકનો સૌથી વડો દીકરો થાય છે. જેથી તે મરહુમ શેહેનશાહ એલેકઝાંડર બીજાનો ભાઇ કહેવાય. તે મરહુમનો એના ઉપર એટલો બધો પ્યાર હતો કે ૧૮૭૭ માં ટર્કી સાથની લડાઇ વેળાએ સુલતાનના મુલક ઉપર ચઢાઇ લઇ જતાં લશ્કર ઉપર સર્વોપરી સરદારી એને સોપી હતી. ગ્રાંડ ડ્યુક પણ તેવોજ પ્રખ્યાત પુરૂષ હતો અને કંઇ ઓછી કૌશલ્ય કે બુધ્ધી ધરાવનારો ન હતો, તે વેળા રૂશ્યન લશ્કરે કોનસ્ટાંટીનોપલ કબજે નહી કરી શક્યું તેમાં તેનો કેવળ કસુર ન હતો; જો કે તે પગલું તે વેળા ભરવામાં આવતે તો, ભવિષ્યકાળની ઘણીક ગુંચવણો અને ઘોંટાળા મટી જતે. "પ્લેવના" અને તેનો શુરવીર રક્ષણકાર ઓસમાન પાદશાહ એને તાબે થયો તે વેળા તેને રૂશ્યન લશકરમાં ફીલ્ડ માર્શાલ બનાવવામાં આવ્યો હતો. પ્લેવનાને ઘેરો ઘાલ્યો, તે વખતે હાલનો રશીઅન લશકરનો વડો માત્ર એકત્રીસ વર્ષનો નાદાન પોર્યો હતો, અને એજ વખતે તેનું લશકરી જ્ઞાન, સમજ, હુશ્યારી અને ચપળાઇ પહેલવહેલી બહાર નીકળી હતી. પોતાની સરદારી હેઠળનાં હુકમો બજાવ-

રને લઇ તુર્કીપર એવી સફાઇ અને ઝમક સાથનો હુમલો કીધો કે તેમાંજ તેની હુશીઆરી દેખાઇ આવી. એમ કહે છે કે, ૧૧ મી સપ્ટેમ્બરે કેટલાંક મોખરેના અંદરના કીલ્લા હાથ કરવાનો યાદગાર પ્રયત્ન થયો. તે કીલ્લો બીજા પ્રખ્યાત કીલ્લાઓની ચાવીઓ લેખાતો હતો. તે દુર્નેહથી શેહેનશાહ એલેકઝાંડર બીજો પોતાના ભત્રીજાની બાહાદુરી, શુરવીરપણું અને ભય તરફની તેની બેદરકારી જોઇ ઘણોજ હેરત રહયો. તેની પાસે ઉભેલા અમલદારો તરફ તે ફરીને બોલ્યો—

"આ જુવાન્યો એક દીવસ પોતાનું નામ આખી જગતમાં આશકારા કર્યા વીના રેહવાનો નથી."

આપ બળ પર મુસ્તાક, તોપણ એ લડાઇ ખતમ થવા પછી, એ જવાન ગ્રાંડ ડયુક વીષેની કશી ખબર ઘણો વખત લગી સંભળાઇ કે જણાઇ નહી. તે જવાન તે વેળા સેંટ પીટરસબર્ગ પાછો ફર્યો હતો અને લશ્કરી કામો કે કવાયત કરવાનો એટલો શોખ ધરાવતો હતો કે, તે વેળાની સેંટ પીટર્સબર્ગની મોજ-મજાહ ને યુરોપનાં બીજા રાજ્યો કરતાં ચડતી હતી તેમાં ભેળાવાની કે ભાગ લેવાની દરકાર કર્યા વીના પોતાનો ઘણો વખત લશ્કરી તાલીમોમાં ગુજારતો રહ્યો હતો, અને એકાંતમાં વખત ગાળતો હતો. હવાં તેણે પોતા માટે એક ઘર વેચાતું લીધું, જે બાદશાહી કુટુંબનાં એક રહીશનાં કરતાં કોઇ પૈસાવાળા ખાનગી ગ્રહસ્થનાં ઘર જેવું લાગતું હતું. ત્યાં તે ઘણોજ શાંતીમાં રહેતો હતો, અને કોઇ સરકારી ધામધુમો વખતેજ પોતાનો દેખાવ દેતો હતો, જ્યાં તેની રોનકદાર ઉમદા આકૃતી અને જબરું રાખસી કદ દુન્યાની નજર અને લક્ષ પોતા તરફ ખેંચી રહેતું હતું! બનતાં સુધી નહિ, છતાં શકાય એવાજ પ્રસંગે તે જાહેરમાં દેખાવ દેતો હતો.

ગ્રાંડ ડયુક નીકોલાસ લશ્કરી ઓહદાઓમાં પગથીએ-પગથીએ આગળ વધ્યો. તે બાદશાહી ખાનદાનનો હોવા છતાં તેણે ના તેના લાંગવગનો કે તે માટે મહેરબાની મેળવવાનો ઉપયોગ કર્યો હતો. સાધારણ અમલદારોની પેઠે તે જાતી ખંત, મેહનત અને આપબળથી આગળ વધી બહુ જલદીથી તે હુઝાર્સ ઓફ ગાર્ડસની પળટણનો સરદાર નેમાયો, જે પળટણમાં એ પહેલાં દાખલ થયો હતો અને સિપાહોમાં સારો પ્રિય થઇ પડયો અને નામનાં મેળવી હતી.

પરંતુ જેવી સુશીળતા અને ભલમનસાઇ તેણે સિપાહો સાથે રાખી હતી તેવી તેણે અમલદારોમાં દેખાડી નહી, જેથી તેની કરડાઇ ટુંક અરસામાં જાણીતી થતી ગઇ; તે એટલા સુધી કે કોઇ કોઇ પ્રસંગે તેની ફરીયાદ રશીઆના રશીઆના ઝારના કાને આવવા લાગી, પણ તે એવો દાનાર હતો કે જે રીતભાત કે ચાલચલગતમાં પોતાનો પીત્રાઇ સંદતર વાજબી હતો તેમાં એ વચ્ચે પડયોજ નહી. નામદાર ઝાર, ડયુકના મોટા વખાણનાર હતા, જોકે અંદરથી તેમને ડયુક ગમતો ન હતો. તે છતાંએ વાત જાણીતી છે કે હાલમાં ઝારને લશ્કરી તાલીમ આપવા અર્થે લશ્કરમાં પહેલ વહેલા દાખલ કરવામાં આવ્યા ત્યારે ગ્રાંડ ડયુક નીકોલાસની દેખરેખ અને સંભાળ તળે તેમણે, શીખવા ચાલુ કર્યું અને એ ગાદી વારસે પહેલો પદ્દી મેળવી તે હુઝાર્સ ઓફ ધી ગાર્ડની પળટણમાંજ મેલની હતી.

તે મજકુર મિત્રાચારી આજે નામદાર ઝારને તેનાં કાકા વચ્ચે ગાઢાએલી છે તે તે વેળા નહિ હતી. ને વેળા તેમનાં વચ્ચેની સગાઇનું બંધન નિયમિત હતું, જે કાંઇ નહિ તો તેમનાં ઉમરનો મોલટો તફાવતજ તેમ કરવા માટે પૂરતું હતું. વળી એ ઉપરાંત એ ગ્રાંડ ડયુક એવા રંગીલા કાક સ્વભાવનો હતો, અને તેના મગરૂરી તેની બચગી "

થીજ તેનામાં વ્યાપિ નીકળી હતી. તેના વિચિત્ર સ્વતંત્ર સ્વભાવને લીધે તે પોતાના ભવિષ્યના શાહનશાહને દૂરને દૂરજ રાખતો હતો જેથી કોઇને પણ તેના પર આળ મુકવાનું કારણ મળે નહિ કે પાટવી કુંવરની મેહેરબાની મેળવવા માટે તે કાંઇ કરતો હતો.

મરહુમ ઝાર મરણ પામ્યા તે વેળાએ ગ્રાંડ ડયુક નીકોલાસ, ગાર્ડસોની એક ટુકડીની સરદારી ભોગવતો હતો, અને લશ્કર અને તેની વ્યવસ્થાને લગતા સવાલોના બાબમાં તેની અચ્છી કાર્કિર્દીના સબબે રશીઅન લશ્કરી મંડળીઓમાં તે એ આગમજનો ઘણો વિખ્યાત થઇ ચુકેલો હતો. મુખ્ય તાલીમનાં વર્ગો, જેમાંથી મોટા લશ્કરી ઓધેદારો અને અધિકારીઓ કેળવાઇ બહાર પડે છે તે દરેક વર્ગની એણે તાલીમ લીધી હતી અને ઘણીજ ઉત્તમ રીતે તે સઘળી પરિક્ષાઓ પાસ કરી હતી. એમ પણ કહેવાનું હતું કે તેણે કેટલાક નિબંધો અને ભાષણો લશ્કરી કામમાં સેનાપતિની હુશ્યારી અને કૌશલ્યતા ઉપર ધારણ કરેલાં નામ હેઠળ આપ્યાં આપ્યા હતાં, જે તે વેળાનાં અનુભવીઓ અને વિદ્વાનોએ અદ્ભુત અને અસાધારણ લેખ્યા હતા. સેનાપતિની જગ્યા મેળવવાની તેની ઘણીજ હોંસ હતી, પણ હમેશાં તેને ના કહેવામાં આવતું, અને પરેશાં એક ટુકડી ની અને પાછળથી એક આખી પલટણની સરદારી ઉપર તેને સંતોષ પકડવાની ફરજ પડી. તેનો પીનરાઇ ગ્રાંડ ડયુક વાદીમરનાં મરણ પછી હાલનાં રાજકર્તાએ તેને સેંટપીટર્સબર્ગનાં તમામ લશ્કરોની ભેગી ફોજનાં ઉપરી ની જગા આપી. નામદાર ઝાર તેમના કાકાએ તેમની જે સંભાળ અને કાળજી રાખી હતી તે કદી વીસરી ગયા ન હતા અને જોકે તેની સત્તા હેઠળ તેઓ હતા છતાં પણ તે એપામમાં તેઓ સંભાર

વધુ હાય અને અદબમાં રહેતા હતા તો પણ તેજ વખતે તે સાથેજ તેઓ પોતાના કાકાને પિછાનતાં અને માન આપતાં શીખ્યા હતા; અને એ લાગણીઓ જે ગ્રાંડ ડયુક માટે ધરાવતા હતા તેનીજ અસર થી હાલની લડતમાં પણ તેમણે પોતાનાં તમામ લશ્કરોના વડા તરીકે તેમને નેમ્યા હતા. એમ કરવામાં તેમની ખાત્રી હતી કે તે પોતાનું લશ્કર સલામતી ભર્યા હાથમાં તેઓ સોંપે છે. અને ગ્રાંડ ડયુક પોતાના બાદશાહના વિશ્વાસની સાબેતી આપી તેને માથે જે ફરજો આવી છે તે કદી ભુલનાર નથી.

વળી બીજો પણ એક ગાંઠ છે જે ગાંઠે હાલના ઝારને પોતાના કાકા સાથે ગાંઠયો છે; એ ગાંઠ કાંઇજ નહી, પણ હાલની શાહનશાહ બાનુ એલેકઝાંડરા ગ્રાંડ ડયુકની સાળી છે કેમકે શાહ શાહ બાનુના બ્હેન પાછળથી ગ્રાંડડયુકની પત્ની થઇ હતી. આ બંન્ને બ્હેનો મોંટેનીગ્રોના રાજાની દરેક બાબદમાં હુશ્યાર, બુધ્ધીશાળી મોહક, લાયક અને પુર્ણિ બેટીઓ હતી.

નામદાર ઝારના બાદશાહી આશ્રમસ્થાનમાં ની એમની એકાંત રહેણીના સબબે ઝારની કુમળી વયની સુંદર પત્નીને નિંદા કે અદેખાઇ, દ્વેષ ઉત્પન્ન કરતા વનાં સહેલાઇથી મેળાઇ શકે એવા મિત્રો જડવાં સરળ નહી હતું; તે કારણે એ રાની, અને બુધ્ધશાળીએ પોતાની બ્હેનોને પોતાને ત્યાં આવતી જતીની મિત્રાચારી કીધી તેમાં નવાઇ જેવું કાંઇ નથી. અને ઘણા ટુંક અરસામાં તેમના વચ્ચે ગાઢી મિત્રાચારી બંધાવા પામી, જે મિત્રાચારીમાં નામદાર શાહનશાહ બાનુને તેની ચાલુ ફીકર, ચીંતા અને સ્વમાનના સંતાપોમાં દીલાસો હીમ્મત અને શાંતી ઘણી મળતી હતી. ડચેસ ઓફ લ્યુકટેનબર્ગના દુઃખી પરહેતર જીંદગી માટે શાહનશાહ બાનુ ભારે કદર ખાતી હતી, અને તે મિત્રા

ભારીનો જોર તેણીના ભરથાર સાથે છુટા છેડા કરી ફારેગ થવામાં ડચેસને ઘણી મદદ કરી, કારણ કે તે ભરથાર એ પ્રતાપી બાનુનાં ઉત્તમ ગુણોની બુઝ કે પિછાન કરી શકતો ન હતો તથા જેની સાથે તેણીએ ઘણી કંગાળ અને અને દુઃખી જીંદગી ગુજારી હતી.

ગ્રાંડ ડચેસના જે વેળાએ છુટા છેડા થયા અને ફારગતી અપાઈ તે વેળા રશીઅનોમાં ઘણો ખળભળાટ થયો હતો. બાદશાહી કુટુંબને લગતું એક કોઈ પોતાના ખરેખરા કે કલ્પીત હતરૂઓનાં જુલમથી છુટવા ખાતર આવું પગલું ભરે એ પસંદ કરવામાં આવ્યું નહી. જે પગલું આજે પણ કેટલાક લોકોમાં લાજ વગરનું અને પાપી લેખાય છે, તેવું પગલું ભરવાથી ડચેસને માટે ઘણું બુરૂં બોલાવા લાગ્યું. વળી એ ડચેસ રતી હતી અને અસલી વીચાર વાળાઓમાં બે ભાઈઓ બે બહેનો સાથે પરણે તેની મનાઈ હતી. અને આખી જગતને ખબર હતી કે, ગ્રાંડ ડયુક નીકોલાસ તે કાળી આંખવાળી સુંદર શાહજાદી ઓટેસીઆનો વખાણનારો હતો એ શાહજાદી મોંટીનીગ્રોના રાજા નીકોલાસની સખ્યાબંધ બેટીઓ જેમાં હાલની ઇટાલીની રાણી પણ ગણાઈ જાય, છે તે સર્વમાં એ શાહજાદી અતી મન મોહક હતી, અને જેથી તે છુટા છેડાથી મુક્ત થશે કે તે પોતાનું હાથ આમજ ધરશે અને તે શાહજાદી તે કબુલ રાખશે એમ ધારવામાં આવતું હતું.

પરંતુ વખતનાં વહેવા સાથે એ સખતી હરકતો મટી ગઈ, ઘણે ભાગે શહેનશાહ બાનુના માયાળુ લાગવગ અને આશ્રયથી એ દુર થઈ અને વસંતની એક ખુશનુમાં સવારે એ ગ્રાંડ ડયુક નીકોલાસ લ્યુશટેનબર્ગની ડચેસ એનેસ્ટેસીઆ સાથે ક્રિમિઆમાંની એક દેવળમાં પરણ્યો.

એ નવી ગ્રાંડ ડચેસે બાદશાહી કુટુંબમાં એક અમુક ખાસ દરજ્જો જલદીથી મેળવ્યો, જે કુટુંબમાં પોતાની અજાયબી ભરી મોહ પમાડતી રીતભાત, નાદર ઢંગો,—તાલતલાવટ અને માયાળુ અંતઃકરણના જોરે તેણી અતી પ્રિય થઈ પડી. શહેનશાહ બાનુ સાથની તેની સગાઈ આગળની જેવીજ માયાભરી જારી રહી, અને ઘણે ભાગે તેણીને લીધે ગ્રાંડ ડયુક પણ તેની વાગી આવતી નામદાર ઝાર બની દોસ્ત બન્યો ખાસ તે વખતે કરીને નામદાર ઝારને તેની સમણી શીકરો અને ગુસ્સેથી ભરી દરબારના મધ્યમાં એવા એક દોસ્તની હાજરી જેની સામે તેને સાવધ રહેવાની જરૂર નહી રહે અને જરૂર પડતાં તુરત જેની સલાહ લઈ શકાય એવા એક દોસ્તની હાજરીથી ઘણો દિલાસો મળતો હતો. તેમની સગાઈ જો કે ઘણીક નિકટનો સંબંધ ધરાવતી હોવા છતાં તે ફક્ત ઘરોબા વાળી જ ન હતી. જાહેરમાં કે ખાનગીમાં તે પોતાના એ પિત્રાઈને શાહનશાહ વગર કહેતો નહી અને તેને ઘટતું દરેક માન તેને આપતો રહ્યો.

તેજ વેળા, તેણે નામદાર ઝારને પોતાનો ઉત્સાહ જોર અને દ્રઢપણું થોડું ઘણું આપ્યું. અથવા તેનામાં ઉતાર્યું, અને જે શરમાળપણું તેના રાજ્યના પહેલાં વર્ષોમાં પ્રગટી નીકળતું હતું તે મટાડવામાં તેને મદદ કીધી. આગળના કરતાં વધુ જાહેરમાં પોતાનો દેખાવ દેવાની સલાહ આપી, અને ઘણે ભાગે એનીજ સુચના ઉપરથી, હાલનું યુધ્ધ જાગ્યું ત્યારથી નામદાર ઝાર પોતાનાં લશ્કરી મથકોમાં નિયમિત જા આવ કરતા થયા છે અને આખા રૂશીઆ જ્યાં જ્યાં ઘાયેલ થએલા લશ્કરીઓ અને સીપાહીઓની માવજત કરવામાં આવતી હોય ત્યાં હોસ્પીટલો અને બીજાં બીમારોનાં સ્થળોએ જઇ તપાસ કરવા લાગ્યા છે, અને પાછળથી લશ્કરની સરદારી જાતે પોતે લીધી છે.

"હા," તેના કાકાએ જવાબ આપ્યો. "જો લશ્કરનાં સરદારો અને આગેવાનો પોતાની ફરજોને પુગી નહિ વળ્યા તો, અને હું તે ફરજોને પુગી વળીશ, કરી કેમ તમે ખાત્રી રાખી શકશો વારૂ ! મેં કોઇ દિને શત્રુની હાજરીમાં લશ્કરની સરદારી નથી ભોગવી. આપણે ત્યાં મારા કરતાં લાખ હિસ્સે વધુ બળવાન અગ્રેસરો છે, વળી અનુભવ મેળવેલાઓ છે, અને હું તો હજી તેવો અનુભવ મેળવવાનો છું."

શેહેનશાહ પોતે જે સત્તા અને હકુમત ભોગવે છે તેની બરોબરની સત્તા અને હુકુમત પોતે પણ ભોગવે એવી ઇચ્છા ગ્રાંડ ડયુક નીકોલાસ ધરાવે છે કરી જે અફવા ઉડી છે તેને પાપા વનોની અને ખોટી પાડવાને ઉપલી બિના જ પુરતી છે. તેને આપવામાં આવેલા ભારે મોટા ઓધ્ધાની જવાબદારી અને જોખમ માથે ઓઢવા તે તદન માગતો ન હતો; બને જે લડત ઉપર આટલો બધો આધાર લટકી રહ્યો હતો, અને જેનાં છેવટનાં ફળ ઉપર આખા રશિઆનું ભવિષ્ય છે તથા જેથી તેની શેહેનશાહત ઉપર જબરી, ગંભીર અસર થનાર છે તેવી લડાઇનો સઘળો કારોબાર કોઇ અનુભવી અગ્રેસર માથે લે અને તેની સરદારી અને હુકમ તળે પોતે લડે એ વાત એને બેહદ પસંદ હતી.

એ ગ્રાંડ ડયુકનું શરમાળપણું છે તે આપણે વીસરી જવું ન જોઇએ. તે અત્યંત ધર્મિ ખવાસનો છે અને રશિઆના બાદશાહી કુટુંબની સઘળી પરંપરા ચાલી આવેલી દંત કથાઓમાં માન્યતા ધરાવતો છે, અને પોતાના ભત્રીજા હાલના શેહેનશાહની લાગણીઓની સરખીજ લાગણીઓ એ બાબદમાં ધરાવે છે, કોઇથી મોટા યોગ્ય ઠરાવ ઉપર આવ્યો કે અઘરા કામ તેવું પગલું ભરવાની અણી ઉપર આવ્યો હોય કે ખરેખરી આસ્થાથી તે પરમેશ્વરની ભક્તિ કરતો, અને તે કામમાં ફતેહ તેમજ તે પુરું કરવાનું બળ મેળવવા તે દયાળુ બાપને અરજ કરતો.

તે કદી ઢોંગ કે દેખાવ નહિ કરતો. તે ઇશ્વરને માનનારો અને અસલના વખતના દેવળોના હુકમો અને રેવાજોનો પાળનારો છે, અને એ પોતાના વિચારો ખુલ્લા દેખાડવાને બ્હીતો કે શરમાતો નથી. આ ઝનુની અને ભયાનક યુધ્ધ, જે યુધ્ધની યાદ સદા ઇતિહાસમાં જળવાઇ રહેશે તે યુધ્ધમાં જોડાવા આગમજ એક દિને સહવારે મળસકામાં કાઝનનાં દેવળમાં તે ગયો અને ત્યાંની પવિત્ર વરજીનની મૂર્તિ આગળ ઘુંટણ મંડીએ પડીને ખરા ભાવથી પ્રાર્થના કોઇ પણ પાદરીના જેવાં યકીન અને ઉત્સાહથી કરે તેવા ઉત્સાહ અને યકીનથી કીધી. દુન્યામાંના જબરા મહાન લશ્કરનો એ આગેવાન, સરદાર, સર્વશક્તિવાન પ્રમેશ્વર હજુર એક પાંચ—છ–વર્ષના બાળક જેવો પોતાને નાદાન અને દુર્બળ લેખે છે.

## દારૂની મનાઇ.

રાજ્યમાં કેટલાક સુધારા નામદાર ગ્રાંડ ડયુકે કરાવ્યા, તેમાં એક સુધારો એવો સમજીને કરાવ્યો કે એ લડાઇ ચાલતી હોય તેટલી મુદત દરેક કેફી પીણાનું વેચાણ સમુળગું બંધ કરાવવું. પેહેલાંનો એ પ્રયોગ, લશ્કર એકઠું કરવા દરમ્યાન અજમાવી જોયો, અને તે એવો કાર્ય સાધક જણાયો કે યુધ્ધનાં આખા વખત લગીનો હોકમ લંબાયો. એવું પગલું કોઇ દીવસે આગળ ભરવામાં આવ્યું ન હોતું. આખી પ્રજા, જે સ્વભાવિક રીતે કેફી પીણાને ઘણુંજ ચાહનારી, બલકે છાકટપણું તરફ ઢળેલી હતી તે એકજ દીવસમાં મિતાહારી બની ગઇ. સઘળાં પીઠાં બંધ પડયાં અને હોટલો અને રેસ્ટોરાંઓમાં કોઇ પણ બહાને દારૂ વેચવાની મનાઇ થઇ ખાનગી લોકાનું પીણું બંધ થઇ ગયું, ટુંકમાં આખું રશીઆ મિતાહારી થઇ ગયું.

પેહેલાં તો લોકો એ હસી કાઢવા લાગ્યા, પણ હળવે હળવે જ્યારે અપરાધો ઓછા થઇ ગયા, અને કામદારો આવડ વારંવાર બ્યાર

થયેલા ચાલતા રસ્તે દેખાતા હતા તે બંધ પડયા, અને સહાયકાર ખુશ, સંતોષી ચ્હેરા સાથના નજરે પડવા લાગ્યા ત્યારે ગ્રાંડ ડયુકની આ યોજના કેટી ડહાપણ ભરી હતી તે સર્વ કોઈ માનવા લાગ્યું. રશિઆ જાણે હાલમાં બુરા સ્વપનાંમાંથી બેદાર થયું હોય તેવું લાગે છે; કેવા બારીક સમયમાંથી પ્રજા પસાર થતી હતી અને લોભી પાડોશીના નિર્દય લોભને કારણે તેઓ જે લડાઈમાં સપડાયાં હતાં તેનો વિચાર કરતાં લોકો આવા સુધારાની અગત્યતા સમજવા મંડયા છે.

## લશ્કરી જમેલો.

લડાઈ શરૂ થવા પછીનાં પહેલા દીવસોમાં સેંટ પીટર્સબર્ગ અને ખરેખર આખાં રશિઆનો દેખાવ એવો હતો કે, તે જોવાની જેમને તક મળી હશે તેઓ કદી તે વિસરશે નહિ. લોકોને પોત પોતાની પલટણમાં હાજર થવાનું તેડું મળતાંજ તેઓ રાજી ખુશીથી અને સંતોષથી પોત પોતાનાં નિમાણ કરેલા સ્થળે કુચ કરી ગયા, અને જાપાનનાં યુધ્ધ આગમજ લશ્કર ભેગું થતી વેળા રસતાઓ પર છાકટ મર્દો અને સ્ત્રીઓનું ટોળું અને નહિ સમજ પડે તેમ "હુરરે—હુરરે!" નાં પોકારો કરવા—એ જુનની દેખાવો આ વેળા કોયે પણ નજરે નહી પડયા.

ગ્રાંડ ડયુક લડાઈને મુખડે કેવી રહેણી રાખતો હતો તેની ઘણી કહાંણીઓ રશિઅન છાપામાં પ્રગટ થઈ છે. એ સઘળી વાતો—કે અફવાઓ કોરે મુકીને, થોડા શબ્દોમાં તેનું તાતપર્ય કહેવું અત્રે બસ થશે, અને તે સત્તાથી કહી શકાય તેમ છે એ બહાદુર સિરલેર પોતાની આગેવાની હેઠળનાં બોહળાં લશ્કરની સાંભળી, હાજત કે ગરજો વિષે એવો ફીકરમંદ રહે છે અને કાળજી ધરાવે છે, કે કોઈ બચ્ચુંવાળો બાપ પોતાનાં છોકરાનાં ભલાંની કાળજી કે ચિંતા એથી વધુ રાખી ન શકે. તેના નિરંતર વિચારો પોતાના બહાદુર લડાયક સીપાહીઓની સાથેજ છે, અને માયાળુ કાળજી અને પ્રીતી સાથ તેમની દરેક હીલચાલ ઉપર દેખરેખ રાખતો રહે છે. તેના સીપાહીઓ તેની પુજા કરે છે, અને કોઈ પણ પ્રકારનો ભોગ તેમની પાસે એ માંગી શકે તો મળે તેમ છે; કદાપી તેઓ પાછળ હટે નહી અને તેને ખુશી કરવાને અને તેની વખાણ અને શાબાશી મેળવવા ખાતર કોઈ પણ પ્રકારનાં સંકટ, વિપત્તી કે તંગી સહન કરવાને તેઓ તૈયાર છે. તે હમેશાં ઇન્સાફી છે, જોકે કરડો છતાં પોતાનાં હાથ તળેના માણસોને જે તેની યોગ્યતા પ્રમાણે કેમ બદલો આપવો, અથવા કેવી શિક્ષા કરવી તે એ ડયુક અચ્છી રીતે જાણે છે, અને પોતાની સરદારી હેઠળનાં સીપાહોનાં કામની ઝીણીમાં ઝીણી વિગત યા તપસીલથી જાણકાર થવાને હમેશાં તૈયાર હોય છે.

આ મહાભારત લડતની મુશ્કેલીઓના બારીક વખતમાં પ્રાસંગિક પાછળ હઠવા વખતે આ બહાદુર નર જરાએ હતુ પતુ થયો નથી.

એક બિના ઉપર આપણે હાલમાં ખાસ કરીને નિશ્ચય છીએ તે એ છે કે ડયુક જો કોઈ કામ એકવાર માથે ઉઠાવ્યું તો તેને વળગી રહેવાનો અને છેકના છેડા લગી તે લડાઈ ચલાવ્યેજ જવાનો. હાલ ચાલતાં મહાન યુધ્ધમાં નીરાશાના દીવસ ઘણાં આવી ગયા છે, અને સો વર્સ હજી ઘણાં એવા દીન જોવાનાં આવશે, પણ મિત્ર રાજ્યોએ જે નેમ દ્રષ્ટીમાં રાખી છે તેનાં મહત્વપણાં સાથે સરખાવતાં એ કુચ્છ બીસાદ નથી. જર્મન લશ્કરી મુકદ્દનો જ્યારે નાશ કરવામાં આવશે અને સેંટર ફ્રંતેહ મળશે ત્યારે એ સિરલાનાં કરતાં કોઈ બીજું વધુ હર્ષ અને સંતોષ ભોગવનાર નથી. કેમકે તેણેજ આ પરીણામ લાવવા માટે ભારે શ્રમ ઉઠાવેલો છે.

# નોકરોની નફટાઈ.

(લડાઈના વખતનો એક સ્કેચ.)



(ગુજરાત માટે)

લખનાર—"પ્રેમા"



ધણીઓને એક અરજ કરવામાં આવી, અને તેના પરીણામે આપણા નોકરોને ફરમાવવાની આપણને જરૂર પડી કે તેઓએ સંભાળીને સામન વાપરવો. જે મિત્ર વિષે હું આ લખું છું, તેણી પોતાના નોકરોને ચેતાવવાને ચુકી ન હતી; મગર તેણીની ગમે એટલી દેખરેખ છતાં, તેણીના નોકરોએ છડેચોક બિગાડ કરવો ચાલુ રાખ્યો. વાસી પાંઉ, વધેલી તરકારી અને હાડકાંનો ઉપયોગ કેવી રવેસે કરી શકાય તે જ્યારે' તેણીએ પોતાની અસંતોષી બાવરચણને દેખાડ્યું ત્યારે તે શેધનારી ખારીલી આંખ્યોથી તેણીની સામે જોવા લાગી. તે પછી અઠવાડયાંઓ વહી ગયા, અને તે પછી વર્તમાન પત્રોમાં નિચલી ખબર પ્રગટ થઇ:— "સાવચેતીના એક ઉપાય તરીકે આખા દિવસનાં ભોજનમાંથી એક વખતનું ખાનુ કમતી કરવુ.' આ ઉપરથી મારી મિત્રે દરેક ખાના વેળાએ એક વાણી ઓછી કરવાનો ..વ કર્યો, અને નોકરો માટે રાતનું ભોજન ... પાંઉ, માખણ, પનીર અને જામનું તેણીએ ..્યું. પોતાની દાસીઓની રીતભાતથી કાંઇક ગુસ્સે થઇ તેણીએ તેઓના ડાઇનીંગ રૂમમાં એક નોટીસ લગાડી, કે જેથી કરી આ નવા કાયદાની તેઓને યાદ આવે. બહારવને બાવર્ચણ તેણીને કહેવા આવી કે, સઘળા નોકરો ફર્યાદ કરતા હતા, અને તેણીએ ઉમેર્યું કે:— "જ્યારે માણસો કામ કરે ત્યારે તેઓ પેટ પુરતું ભોજન મેળવવાની આશા રાખે છે."

મારી મિત્રે જવાબ આપ્યો કે તેણી પોતે એ બાબે દાસીઓ સાથે વાત કરશે. એક કલાક પછી તે દાસીઓ માહેલી પાંચ તેણીના ઓરડામાં એકઠી થઇ. પોતે શા માટે ત્યાં આવી હતી, તે તેઓ જાણતા હતી. તેઓ છોકરીઓ અર્ધ શરમાતી અને અર્ધ લડવાને તૈયાર બનેલી હતી, કે જેમ ઘણાક નિચ નોકરો પોતાના અતિશય નરમ દિલના શેઠ માટેનુ મા ...
[illegible]

ભુલી જઇ, ખુદ તે શેઠની નજર સમે બે મરવ... તાઇથી વર્તે છે, જ્યારે તેઓને કેવી રવેસે ઠેકાણે લાવવા તે તે શેઠ બરાબર જાણે છે. મારી મિત્રે કાંઇ પણ ગુસ્સા વના તેઓ તરફ જોયું, અને કહ્યું,—"હમણાં શું બને છે તેનો ખ્યાલ કરી, હાલની લડાઇનો વિચાર કરી ફર્યાદ કરવા પહેલી તમારે શરમાવું જોઇએ આ લડાઇનો અંત આવે ત્યાં તક એક સ્વદેશ ભકત તરીકે તમો સઘળાંની સંભાળ લેવાની મારી ફરજ છે; લેકીન જો તમો મને મદદ કરશો તોજ તેમ કરવાને હું શકિતવાન થઇશ. આ દાખલામાં મને મદદ કરીને તમો પોતાને પણ મદદ કરશો. જીંદગી જોગવવાની આ નવી રીત તમારામાંથી જો કોઇ કબુલ રાખવાને તૈયાર ન હોએ, તો મેહરબાની કરી તેમ કહી દેજો, અને મારી નોકરી છોડી જવાની તેણીની નોટીસ હું ખુશી સાથે કબુલ રાખીશ" તેઓ માહેલી એક પણ નોટીસ આપી નહી. છતાં તેઓમાંથી એક બડબડી,— "હું ફર્યાદ નથી કરતી; એતો બાવરચણ ફર્યાદ કરે છે." વધુ ચુનો ચરા કરવાની મારી મિત્રની ઇચ્છા ન હતી, જેથી તેણીએ તેઓને પોતપોતાના કામ ઉપર મોકલી દીધા.

આ પછી રોટી, મરકો, રોટી, પનીર અને જામ રાતનાં ખાના તરીકે તે નોકરોએ કબુલ રાખ્યું; મગર જ્યારે વર્તમાન પત્રોએ જાહેર કર્યું કે, ખોરાકના ભાવો પાછા ઓસરી અસલ માફક થયા હતા, ત્યારે ફરીને નોકરોએ બિગાડ કરવો શરૂ કર્યો. લડાઇની શરૂઆતથી જે કપડાં ઘરમાં ધોવામાં આવતાં હતાં, તે જાણી જોઇને મેલાને મેલાંજ રાખવામાં આવતા—તે એટલાંતો ખરાબ રીતે ધોવામાં આવતા, કે જેથી કરી તે ઘર બહાર ધોવા મોકલવાની ફરજ પડી.

## લડાઇએ આપણા નોકરોને નહીં સુધાર્યા.

ઘર ખટલાને લગતા નોકરો માત્ર પોતાનો

જ સ્વાર્થ સાધી પોતાની મતલબનો ખ્યાલ કરે છે. તેઓને મનથી તેઓની શેઠાણી શ્રીમંત હોય છે. ગમે એવી મોટી દોલત વડીક લખપુટ ખર્ચ કરતાં ઘસડાઈ જાએ છે, અથવા પોતાના દેશ ઉપર આવી પડેલી આફત તેનાથે કાકરન-ના ખજાનાનું પણ તળિયું આવી જાય છે, એનો ખ્યાલ કરવાને તેઓ અશક્ત હોય છે. આપણા નોકરોને મનથી પાંચ પાઉન્ડની એક નોટ દોલત તરીકે હોય છે, કે જે લડાઈ આવે, સમયે પણ તેઓ આપણી સાથે વેઠથી લેવાને અશક્ત હોય છે. નહી, લડાઈએ આપણા નોકરોને સુધાર્યા નથી. તેઓ આજના જેવાજ અંતઃકરણની કોતાકીવાળા, બિગાડ કરનારા અને પોતાના માલેક માટે પુરતું માન નહીં ધરાવનારા રહ્યા છે.

બેલજીઅમ, ફ્રાંસ અને રશિઆના વેરાન બનેલા ભાગોમા જ્યારે અમગીત લેકો ભુખમરાથી રીબીને મરણ પામે છે, ત્યારે દગદગાવનાં આ લોકો બેગાર બરબાદ કરે છે.

લડાઈની આગમજ તેઓના પગાર વધારવાની જો કબુલાત આપવામાં આવી હોય, તો આ જબરદસ્ત લડાઈને સબબે તેઓના ધણીઓની આવકમાં ઘટાડો થયો હોય છતાં તે તો તે વચન પાળવાને પોતાના શેઠો ઉપર દબાન કરે છે. જો તેઓના માલેકના મકાનમા લશ્કરી અમલદારોને ઉતારો આપવામાં આવેલો હોય છે તો વધારાનું કામ તેઓ આનાકાની સાથે કરે છે. લડાઈના ખરચમા હિસ્સો આપવા થકી જો તેઓની શેઠાણી એક 'ફંડ' ભરવાની ગોઠવણ કરે છે, તો તેમાં મદદ કરવા થકી સવારે 'વહેલા ઉઠનાં, બપોરના બાહેર ફરવા જવાનું પડતું' મેલતાં અને સહજ વધુ મહેનત કરતાં તેઓ નાખુશ બની બબડે છે. આપણા ઘર ખટલાના નોકરો બેશક તિરસ્કાર ઉત્પન્ન કરનારા છે. જો તેઓની મદદ આપણને જરૂરતીજ હોએ તે તેઓને આજકાલ ભીસાલ પડતી લેવાની અગત્ય છે કેઃ—"આ 'ફંડ' કાંઈ હું મારી મોજને ખાતર આરંભતી નથી...એતો આપણા ઘાયલ થએલા સિપાઈઓને મદદ કરવા માટે છે. એમાંથી ઉપજાવેલાં નાણાં લડાઈના ફંડમા જનાર છે...એ પૈસાનો ઉપયોગ આપણા દેશનાં ભલાં માટે થનાર છે, વિગેરે." કેટલીક વેળાએ આવી સમજાવટથી વડીક તેઓની ટેવ છોડાવી શકાતી નથી, યા પોતાની ફરજ બજાવવાને તેઓને જાગ્રત કરી શકાતા નથી. તેઓની નોકરી દરમ્યાન તેઓ સાથે ગમે એવી સારી રવેસે વર્તવમાં આવ્યું હોય, છતાં તક મળતાં કાંઈ પણ કારણ વના તેઓ કહેશે કેઃ—"આવતા માસથી હું તમારી નોકરી છોડી જનાર છું." કેટલીક શેઠાણીઓ આ સાંભળી હેબતી જાય છે, અને તેમ કરવાનું કારણ પુછે છે, અને પછી બીજા નોકર સાથે ઘર મધેનાં રાચરચીલાં માફક વગર દયાથી વર્તવાના અને જો તેઓ નોકરી છોડી જાય તો જરા પણ દલગીર નહીં થવાના કસમ લે છે.

આપણા ઘર સંસારની ગોઠવણો જો ફરીને રચવાનો આ અવસર હોએ તો એક સુચના કરવાનું મને મન થાએ છે. તે આ છે કે, લડાઈ ખતમ થતાં આપણા ઘર ખટલાના નોકરોની હાલતમાં ફેરફાર કરનારી હીલચાલને આપણે આવકાર દેવો. તેઓએ ઐક્યતાના ભાવની જે ખુટ દેખાડી છે, તેને માટે શું આપણને ઠપકો ઘટે છે? કદાચને તેમ હોએ પણ કોઈ પણ સંજોગમાં દેશ દેશ ભક્તપણાનો અર્થ તેઓ જાણનારજ નથી; તેઓ તેને શ્રીમંતો અને બે પરવાહો અથવા તેઓના પિતાઓ અને ભાઈઓના એશ આરામ તરીકે ગણે છે, કે જેઓ પોતાના વડાઓની નકલ કરવાનો યત્ન કરે છે. આ લડાઈ આગમજ આપણા નોકરોની રીતભાત કદાચને આપણે પીછાણી હશે, લેકીન હમણા આપણને તેઓને વધુ સારી રવસે પીછાણી શક્યા છીએ.

આ તો યુરપ તરફના શેહરો થયા; મગર આપણાં મુંબઈ શેહરમાં અને ખુદ આપણી પારસી કોમમાં નોકર નફરોનાં કયા થોડા રડા કુટ્ટા છે? ઘેરઘેર અને મોંજે માળ નોકરોની ફર્યાદ થાએ છે, અને તેમા ખાસ કરી પારસી નોકરોની ફર્યાદના તો પારજ નથી, જે મોટે ભાગે ઉપર લખેલી ફર્યાદને મળતીજ, લેકીન તે કરતાં પણ ચાર ચાસની ચઢતી છે. એનો કંઇ ઉપાય કોઇ શોધી નહીં કાઢે? આ ફર્યાદને લીધે ઘણાક પારસી ઘરોમાં પોતાની બેટીઓને હાલમા રાંધણ કળા શિખવવામાં આવે છે, કે જે ખરેખરી સ્ત્રી કેળવણી છે, અને તે એથીએ આગમજ આપણી બાળાઓને મળવી જોઇતી હતી.

---

# સ્ત્રીઓની કસરત.

(ગુલશન માટે)

લેખક બ્હેન " ર "

આજ કાલ આપણે દરેક શહેરોમાં જોયે તો સ્ત્રીઓનાં મરણ પ્રમાણો વધારે હોય છે. આ ઉપરાંત શહેરમાં રહેતી સ્ત્રીઓના ચહેરા ઉપર લાલાશને બદલે ફીકાશ વધારે તરવરી નીકળે છે. મુંબઇ જેવા શહેરોમાં સ્ત્રીઓને ક્ષયનું દરદ બહુ લાગુ પડી આવે છે. મને એક દિવસ વિચાર આવ્યો કે આ મરણનું—આ બ્હેનોના નબળાં શરીરો થવાનું કારણ શું હશે? કેટલેક ઠેકાણે સ્ત્રીઓને આ કારણને માટે સેન્ડોનાં ડમ્બેલ્સ લેવરાવવાય છે. એમ મેં મ્હારા એક બન્ધુ પાસેથી સાંભળ્યું છે.

હું ભુલતી ન હોઉં તો આપણી સ્ત્રીઓ માટે તો ઘરમાં બહુજ સારી કસરતનાં સાધનો છે. તેમના ગૃહજીવનમાંજ કસરત રહેલી છે. આપણા દેશમાં ગામની બાહર સહવારના પહોરમાં માથે પાણીનું બેડું લઇ જવાથી સહવારના ચોખ્ખી હવામાં ચાલવાનો લાભ કામની સાથેજ મળી આવે છે. પોતાનાં કપડાં હાથે ધોઇ નાખવાથી હાથને મહેનત પડે છે. તેમજ પોતાના ઘરના માણસોને ખાવા અર્થે ઘર જેટલું જો રોજ સ્ત્રી દળતી હોય તો તેના શરીરના દરેક ભાગને સારી કસરત મળે. વળી ગૃહકેળવણીમાં ઘરની સારી વ્યવસ્થા સર ગોઠવવામાં પણ અમુક પ્રકારની કસરત મળે છે. આવી અને બીજા પ્રકારની કસરતો જો ચાલુ રહે તો જે ફરીયાદ આપણી સ્ત્રીઓના નબળા બાંધા માટે છે તે દુર થવા સંભવ છે. પોતાના ઘરના કામમાં શરમાવું એ ભુલ ભરેલું છે. આપણું શરીર તંદુરસ્ત રહે એવા કાર્યો આપણી ફેશનમાં ફસાઇ જઇ જો આપણે ભુલી જઇશું તો જરૂર આપણું શારીરિક બળ ઓછું થઇ જશે. મને યાદ છે કે કેટલેક ઠેકાણે આ બાબતમાં બહુજ વાદવિવાદ ચાલે છે. અમુક વર્ગ આ ઘરના કામકાજને ધિક્કારે છે જ્યારે અમુક વર્ગ આની જરૂર બતાવે છે. દુનીયામાં જેટલી મહાન સ્ત્રીઓ છે તેઓ પોતાના ઘર કાર્યમાં શરમાતી હોય એવું આપણે કયાંઇ સાંભળ્યું નથી. નોકર પાણી ભરે, વાસણ સાફ કરે, લુગડાં ધુએ, મીલની ઘંટીમાં લોટ દળાય, પડદા રિવાજમાં રહેવાથી બહાર ફરવા ન જવાય,

અને કંઇ પણ ઘરનું કામ કરવું એમાં તો પોતાનું મોટાપણું ઉતરી જાય એવા મોભા ને શોભે નહિ તેવી તે બ્હેનો ચ્હેરામાં ફીકી, શરીરે તદ્દન નબળી, સુસ્ત થઇ જાય તેમાં નવાઇ શી ! આપણા ઘરમાં કસરત મળતી હોય તો પછી ઉછીની કસરત લેવાની જરૂર શી ! આપણું ગૃહકાર્ય આપણને તંદુરસ્ત બનાવતું હોય તો પછી સેન્ડોના ડમ્બેલ્સ લેવાની અગત્ય શી ! સુધારો ન કરવો એમ મારી બ્હેનોને હું કહેતી નથી પણ સુધારો કયો, ખરો કહેવાય તે પારખવા હું ભલામણ કરૂં છું. ગૃહકાર્ય કરતી આપણી ગામડીયણ બ્હેનો અને ગૃહકાર્ય કરવામાં પોતાના કુળની લાજ જતી હોય એવી બ્હીક રાખનારી શહેરી બ્હેનોના ચ્હેરા સરખાવો કે કોણ તંદુરસ્ત છે. બોલો, ઉછીની કસરત પસંદ કરશો કે ઘરમાં છે એને !

---

જેટલી ઇર્ષ્યા ધિક્કાર પાત્ર ગણાતી છે તેટલી હરીફાઇ ધિક્કાર પાત્ર ગણાતી નથી. પણ ખરી રીતે જોતાં હરીફાઇ એ ઇર્ષ્યાનું સુધરેલું રૂપ છે.

મનસા, વાચા, કર્મણાએ સ્વપતિને વફાદાર પત્નિ તેજ ગૃહ લક્ષ્મી તરીકે પુજવા યોગ્ય છે.

卐 卐 卐

સ્ત્રી એ પુરૂષના ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચતુર્વિધ પુરૂષાર્થની સત્વર ઉત્તમ પ્રકારે સિદ્ધિ કરાવી આપનાર એક ઉત્કૃષ્ટ મિત્ર છે.

卐 卐 卐

પુરૂષોના સંસાર સુખનો આધાર તેમની પત્ની ઉપરજ છે.

卐 卐 卐

પોતાના સૌંદર્યને અવલંબીને નહી પણ સદ્ગુણોથીજ પતિનો પ્રેમ પ્રાપ્ત કરનાર સ્ત્રી પ્રશંસાને પાત્ર છે.

સ્ત્રીએ પુરૂષોનું અર્ધુ અંગ છે, ને તેમની ઉન્નતિમાંજ પુરૂષોની ઉન્નતિ રહેલી છે.

ॐ ✤ ॐ

સ્ત્રીઓને દાસી, ગુલામડી તરીકે નહિ પણ ગૃહ લક્ષ્મી તરીકે ગણવી યોગ્ય છે.

* * *

પોતાનાં બાળકોને સુંદર વસ્ત્ર આભૂષણથી શણગારવામાં નહિ પણ તેમનાં જીવન ઉચ્ચ બનાવવામાંજ માતાની ફરજ સમાયલી છે.

× ✿ +

એક અંધ કવિની સ્ત્રી ખુબસુરત પણ વઢકણી હતી; તેના સંતાપથી બીચારો કવિ કંટાળી ગયો હતો. એક દીવસે કવિ રાજને તેના મીત્રે કોઇ પ્રસંગ પર કહ્યું કે "આપની સ્ત્રી ગુલાબના ફુલ જેવી છે" કવિએ જવાબ આપ્યો કે "ભાઇ, મ્હારે આંખો નથી એટલે હું તેનો ગુલાબ જેવો ચહેરો શી રીતે જોઇ શકું પણ હા, મને લાગે છે કે તે ખરેખર ગુલાબ જેવી હશે કેમકે તેના કાંટા મને વારંવાર વાગ્યા કરે છે.

× * ×

જમાઇ—આપની પુત્રી મને વારંવારે ત્રાસ આપે છે. હું તેનાથી હવે તદ્દન કંટાળી ગયો છું માટે હવેથી તે મારી આજ્ઞા ઉઠાવે અને ત્રાસ ન આપે તેનો બંદોબસ્ત કરો એવી ફરીઆદ આપની પાસે લાવતાં પણ હવે શરમ આવે છે.

સસરો—(કાગળ મોકલીને) તમારૂં કહેવું ખરૂં છે, મારી દીકરી તમને ત્રાસ આપે એ હું જાણી ચલાવી લેઉં તેમ નથી તેથી મેં આજેજ તેને સુચના આપી છે કે હવેથી તારા પતિની ફરિઆદ મારી પાસે આવશે તો મારી મીલકતનું જે વીલ તારા નામ ઉપર કર્યું છે તે હું રદ કરીશ

# એ કોણ?

## સુધરેલાં હિન્દુ ગ્રહ સંસારનો નમુનો.

( એક ટુંકી વાર્તા. )

લખનાર—સૌ. બ્હેન હરસુખગૌરી મો૦ દીક્ષીત.

સુરત શહેરની પાસે આવેલા દરીઆ કીનારે ડુંમસ ગામમાં થોડાક વખત પર એક ભવ્ય, કીમતી અને અતી રમણીય, બંગલો એક મોટી વાડી સાથે એક ગ્રહસ્થે ખરીદ કર્યો હતો તેમનું નામ ધનેશચન્દ્ર કામીલ હતું. તેમનો દેખાવ અતી સુંદર હતો. શરીર કદાવર, ચહેરો ગંભીર, તથા કપડાં અપટુડેઇટ હતા, ટુંકામાં કોઇ પણ માણસને તેમને વસ્તે માનની લાગણી ઉત્પન્ન થાય એવો તેમનો દેખાવ હતો તેઓ સ્વભાવે મીલનસાર ન હોતો. જો કે તેમને ડુમસમાં આવે લગભગ એકાદ વર્ષ થયુ હતુ તોપણ ગામના કોઇ પણ ગ્રહસ્થ જોડે વાતચીત નો પ્રસંગ પડયો ન હતો ટુંકામાં તેઓ બહુજ અતડા રહેતા મી ધનેશ્ચંદ્રની રહેણીકરણી એક ધનાઢ્ય ગ્રહસ્થ જેવી હતી ગાડી, ઘોડા, મોટરકાર તથા નોકરોના ટોટો ન હોતો, એમની સાથે એક છોકરો રહેતો. તેને ઘણાં લાડ લડાવતો તથા તેને ભણાવવા ગણાવવા વીગેરેને વાસ્તે ઘણી સંભાળ રાખતો. અને જો કે છોકરો પોતાને અતીશ લાડકો હતો, તોપણ પોતે જ્યારે બહાર ગામ જતો ત્યારે નોકરોને સોંપી જતો. એની ઉમર આશરે સાત આઠ વર્ષની હતી, તેનું નામ ભાસ્કર હતું. ધનેશ્ચંદ્ર કામીલ આફ્રીકામાં વેપાર કરતો ત્યાંથી સારૂં નાણું પેદા કરી, પોતે ઘેર આવવા નીકળ્યો. તે વખતે રસ્તામાં આગબોટને નુકશાન લાગવાથી, ભર દરીયે ડુબી. અને એક લાઇફ બોટમાં ધનેશ્ચંદ્ર, અને બે ખલાસી, એક બંગાળી અને બે મદ્રાસી સ્ત્રીઓ હતી, સ્ત્રીઓના સગા વ્હાલાં ડુબી ગયલાં હોવાં જોઇએ. તે બંગાળી સ્ત્રીને પુર્ણ દીવસનો ગર્ભ હોવાથી, અને દરીયાની હાડમારી ભોગવવાથી, તેને તરત જ લાઇફ બોટમાંજ પુત્રનો પ્રસવ થયો, પ્રસવ થતાની સાથેજ બાઇ દેવલોક પામી. અને તેના શબને જળમાં પધરાવી દેવામાં આવ્યું. એવામાં જમીન દેખાવા લાગી; અને તે લોકો જમીન ઉપર ઉતર્યા એક મદ્રાસી બાઇને ધાવણું બાળક હોવાથી, નવા તુરતના જન્મેલા બાળકને, તેના તરફથી સ્તનપાન મળતું પંદરેક દીવસમાં એક આગબોટ આ માણસોની નજરે પડી. અને હિંદુસ્થાન આવતી આગબોટમાં ચડયા. આગબોટ માં બેસતા નવા જન્મેલા બાળકનું નામ ભાસ્કર ધનેશ્ચંદ્ર કામીલ પાડવામાં આવ્યુ. જો કે ગામના બધાજ લોકો ભાસ્કરને ધનેશ્ચંદ્રનોજ છોકરો માનતા, તોપણ ખરૂં જોતાં ભાસ્કર તે હોડીમાં જનમેલું બાળક હતું.

ભાસ્કરને ઓકસફર્ડ મોકલી સારા કુટુંબ ના છોકરા તરીકેની કેળવણી આપવામાં આવી હતી. પૈસો ખર્ચવામાં કોઇ પણ જાતની ન્યુનતા રાખવામાં આવતી નહી. ભાસ્કર ઓકસફર્ડમાં ભણતો હતો, તે વખતે

તેના પીતા ધનેશ્ચંદ્ર એકાએક સીક થવાના તાર આવેલાથી તે હીંદુસ્થાન પાછો ગયો, પુત્ર પીતાને મળ્યો, અને એકાંતમાં ધનેશચંદ્રે ભાસ્કરને એના જન્મનું વૃત્તાંત કહી સંભળાવ્યું. ત્યારબાદ થોડા વખતમાં ધનેશચંદ્ર એકાએક દેવલોક પામ્યા. આ વખતે ભાસ્કરની ઉમર એકવીસ વર્ષની હતી. અને પોતાના જન્મ વૃત્તાંતથી વાકેફ થવાથી, પોતે કંગાલ કુટુંબમાં જન્મ્યો હતો, છતાં દૈવ યોગે ધનાઢ્યના છોકરા તરીકે, પોતે પોતાને માનતો હતો. આવા વિચારથી મનને ઘણો સંતાપ થયો ધનેશચંદ્ર તથા પોતે આર્ય સમાજી હોવાથી વૈદીક રીતીથી, મરણની ક્રીયા પોતે જાતે કરી, પોતે ધનેશચંદ્રનો પુત્ર નથી, પણ દુનીયાંનો મને એના ખરા પુત્ર તરીકેજ ઓળખે છે. એમ ધારી મેં મારા ગણાતા પીતાના કાગળો તપાસ્યા. તેમાંથી એક ટુંકું રજીસ્ટર વીલ મારા હાથમાં આવ્યું. જેમાં નીચે પ્રમાણેનું લખ્યું હતું. "મારી જથી મીલકત મારા પાલક પુત્ર ભાસ્કર ધનેશચંદ્ર કાડીઆને આપું છું." હવે હું મોટી દોલતનો માલીક થયો, એવો વિચાર ભાસ્કરના મનમાં આવ્યો, મુસાફરીનો શોખીન હોવાથી, અને આફ્રીકામાં, વસતા હિંદીઓની સ્થીતી જોવાને તે આફ્રીકા ગયો. પૈસાની હુંફ તથા યુવાવસ્થાનું મદ હોવાથી, એક વાયોલા જ્યોર નામની સુશીલ અને સુંદર બાળા સાથે પ્રેમમાં સપડાયો. આ બન્નેની ઉમર લગભગ સરખીજ હતી. આ છોકરીના માબાપ ગુજરી ગયાં હતાં તેથી ફોઇ મીસ રોઝસ નામની કુંવાર કુમારીકાને ત્યાં રહેતી. તેની માએ મરતી વખતે મી. ફ્રેન્ટ નામના, એક જુવાન વકીલને, પોતાની દીકરી, તથા માલ મીલકતની સંભાળ રાખવાનું કામ સોંપ્યું હતું. ભાસ્કર જોકે હિંદવાસી હતો તોપણ, મીસ વાયોલા જ્યોર સાથે, પ્રેમમાં ઉંડો ઉતરતો ગયો, આ પ્રેમ એક તરફી ન હતો. વાયોલાને પણ તેને વાસ્તે એટલીજ ઉંડી પ્રેમની લાગણી હતી. વાતચીતથી, ભાસ્કરને માલમ પડ્યું હતું, કે, મી. ફ્રેન્ટ, પણ વાયોલા ઉપર ઉંડા પ્રેમની લાગણી ધરાવતો હતો. આખરે, મીસ રોઝસ અને વાયોલાની ટ્રસ્ટી મી. ફ્રેન્ટની, પરવાનગીથી, વાયોલાને, શુધ્ધી કરી, આર્યસમાજમાં દાખલ કીધી, અને ભાસ્કર ધનેશચંદ્ર કામીલ, તથા મીસ વાયોલા જ્યોરનાં, લગ્ન, વૈદીક વિધીથી, થયાં. લગ્ન થયાં કે તરતજ બેઉ જણાં ફ્રાન્સ ઉપડી ગયાં. ફ્રેન્ટની સાથે વાયોલાને પત્ર વહેવાર હતો. ફ્રેન્ટનાં એક કાગળમાં, હવેના મીસીસ, વાયોલા કામીલને એવું પુછવામાં આવ્યું હતું, કે, આવતા ડીસેમ્બર માસની બારમી તારીખે તમારી ઉમર એકવીસ વર્ષની થાય છે, માટે તમારી મીલકતની, વ્યવસ્થા, કરવા માટે તમારે મને મળવાની ગોઠવણ કરવી, તેના જવાબમાં મીસીસ વાયોલા કામીલે એમ લખ્યું, કે, હમે તારીખ અગીઆરમી ડીસેંબરે ઇંગ્લીશ મેઇલ સ્ટીમરમાં મુંબઇ આવીશું અને તાજમહાલ હોટેલમાં અમે ઉતરીશું. તમે પણ ત્યાં આવશો. આ ગોઠવણ પ્રમાણે મી૦ ને મીસીસ કામીલ મુંબઇ તાજમહાલ હોટેલમાં ઉતર્યા. તેજ દીવસે આફ્રીકન મેઇલ સ્ટીમરમાં મી૦ ફ્રેન્ટ પણ આવ્યો. અને મેટ્રોપોલ હોટેલમાં પોતાનો મુકામ કીધો. ટેલીફોનથી, તાજમહાલ હોટેલમાં ખબર કહાડી મીસીસ વાયોલા કામીલને પુછ્યું કે, તમે મને અહીંયાં આવી મળશો કે સોલીસીટરની ઓફીસમાં મળશો ? ભાસ્કરને પોતાના મીત્રોને મળવા જવાનું હોવાથી અને મીસીસ વાયોલાને, ફ્રેન્ટ જોડે, એકાંતમાં મળવાનું મન થવાથી કાલે બપોરના બાર વાગે સોલીસીટર મી૦ ગીલબર્ટને ત્યાં મળવાનું નક્કી કીધું. અને તેજ વખતે મી૦ કામીલ, એકાદ વાગ્યે આવી પોંહચશે એવી મતલબનો ટેલીફોન ફ્રેન્ટને કર્યો.

મીસીસ, વાયોલા કામીલ ઠરાવ પ્રમાણે સોલીસીટરની ઓફીસમાં જવા અગીયારેક વાગે, હોટેલમાંથી નીકળી. અને ભાસ્કર પોતાના દોસ્તદારને મળવા બીજી ગાડીમાં, તેજ ટાઇમે, ગયો ઘણે દીવસે દોસ્તદારનો મેળાપ થયો, તેથી વાતમાં ને વાતમાં ઘણો વખત નીકળી ગયો! ઉતાવળથી સોલીસીટરની ઓફીસમાં આવ્યો, જ્યાં ખબર કાઢતાં એમ જણાયું કે, મીસીસ કામીલ, અને મી૦ ગ્રેન્ટ, ત્યાંથી હમણાંજ ગયા, અને કયાં ગયા તેનો પત્તો લાગ્યો નહિ

ભાસ્કર અને વાયોલા વચ્ચે અતીશે પ્રેમની લાગણી, હોવાથી, વાયોલા ગ્રેન્ટ જોડે ન્હાસી તો જાયજ નહી, એમ વીચાર કરતો કરતો, ભાસ્કર મોટરકારમાં બેસી, આખું શહેર ઢુંઢી વળ્યો. તોએ પોતાની પત્નીનો પત્તો મળ્યો નહી આખરે ગ્રેન્ટ વાયોલાને ચ્હાતો હતો, એવુ સ્મરણ આવવાથી, મનમાં નીશ્ચય કીધો કે, ગ્રેન્ટ પોતાની પત્નીને ન્હસાડી ગયો છે. અને પોતાને આવી દુખી હાલતમાં, મુકવાનો ગુન્હો કર્યા બદલ, તેનો પ્રાણ લેવો, અને વેર વાળવું, એવો વિચાર કર્યો. "પોતાની વહુને કોઇ નસાડી ગયો છે—" એ બીના ઘણી શરમ ભરેલી હોવાથી, પોતે પોલીસને પણ ખબર આપી નહી પોતાની પત્નીની શોધમાં બે વર્ષ વહી ગયાં. ત્યારે ગ્રેન્ટે જે ગામમાં રહેતો હતો તેનો પત્તો મળ્યો. સારી કટાર લઇ તે ત્યાં ગયો. અને જ્યાં ગ્રેન્ટ બેઠો હતો, ત્યાં જઇ કહ્યું " મારી પત્નિને નસાડનાર તુંજ છે, મારે લડવા સજ્જ થા " એમ કહી તેણે કટાર ગ્રેન્ટની છાતીમાં ભોંકી. કટાર ઉંડી વાગવાથી લોહી પણ ગયુ અને તે બેશુધ્ધ થઇ પડયો. મરતી વખતે બોલ્યો, કે " તારી પત્નિ આજ સુધી પવિત્રજ છે." આ સાંભળી ભાસ્કર એકદમ ચમકયો. ને મનમાં વીચાર કરવા લાગ્યો કે "મેં આ શું પાપ કીધું". આ વીચાર આવવાથી, જ્યાંથી ગ્રેન્ટને ઘણું લોહી જતું હતું, ને બાંધ કરી, સરજનને તેની સારવાર કરવા, માટે તેડવા ગયો. સરજને આવી કહયું કે આથી થોડો વધારે ઉંડો ઘા લાગ્યો હોત તો આ માણસ બચત નહી. ગ્રેટ સારો થાય ત્યાં સુધી તેની સારવાર કરવા તેને ધીરજ ભાસ્કર રહયો. કેટલેક દીવસે ગ્રેન્ટ સારો થયો. ભાસ્કરે ગ્રેન્ટને પુછ્યું કે મારી બૈરીનું શું ? તે કયાં છે તેને વાસ્તેતો તમે આટલા દીવસ થયાં પણ કંઇ બોલતાજ નથી.

ગ્રેન્ટે કહયું, તે વીષે, હું હાલ કંઇ, કહી શકતો નથી. એક વખતે ગ્રેન્ટે કંઇ જુજ કામ વાસ્તે, ભાસ્કરને બહાર જવા કહયું. ભાસ્કરે વિચાર્યું કે આવા નજીવા કામ વાસ્તે, એ મને મોકલે નહિ; એવું ધારી તે ગયો નહિ. થોડી વાર પછી મીસીસ વાયોલા કામીલ, ને ગ્રેન્ટની બેન, ગાડીમાં બેસી ત્યાં આવ્યાં. આ બે સ્રીને જોઇ ભાસ્કર ઘણોજ ખુશ થયો.

જ્યાં વાયોલા એકાંતમાં બેઠી રડતી હતી, ત્યાં જઇ તેને ઘણાંજ હેતથી પગે લાગ્યો. અને કહયું કે "મારો શો અપરાધ થયોછે,અને તું શા કારણથી મને તજી ચાલી ગઇ છે, તે કહે?" મીસીસ વાયોલા ઘણીજ રડતી હતી, તે ફકત એટલુંજ બોલી કે, "મારાથી હવે, તારી સાથે રહી શકાય એમ નથી;" ભાસ્કરે તેને બહુ સમજાવી; પણ તે એકની બે થઇ નહી. આખરે થાકી, ગ્રેન્ટને સમજાવવા કહયું. ગ્રેન્ટે કહયું કે, તે કદી કોઇનું કહ્યું માનશે નહી આ પછી મીસીસ વાયોલા કામીલ તથા ગ્રેન્ટની બેન, ત્યાંથી ચાલ્યા ગયાં. કયાં ગયાં તેની ભાસ્કરને ખબર પડી નહિ. ગ્રેન્ટે ભાસ્કરને બોલાવી ગંભીરતાથી કહયું કે મુંબઇ સોલીસીટરની ઓફીસમાં જ્યારે હું અને મીસીસ વાયોલા હતા, ત્યારે તેનાં હાથમાં તેની માએ મરતી વખતે એક સીલ કાગળ વાયોલા એકવીસ વર્ષની થાય ત્યારે અનામત તેના હાથમાં આપવા મને કહયું હતું, તે કાગળ મેં આપ્યો, કાગળ વાંચી, તે એકદમ

રડવા લાગી, કેમે કરી રડતી રહે નહીં. પછી જરા શાંત થઇ, મને ગંભીરતાથી કહ્યું "મને અહીંથી બીજી કોઇ પણ જગ્યાએ મુકી આવો. મારા ધણી સાથે બીલકુલ રહેવાની નથી." મેં ઘણું એ સમજાવી પણ એકની બે થઇ નહિ. આખરે તેની માનો કાગળ મને આપ્યો પણ તે વાંચતાં પહેલાં મારે તેને બીજી જગ્યાએ મુકી 'આવવાનું' વચન તેણીએ લીધું. તેથી હું તેને મુંબઇથી ઘણે દુર મુકી આવ્યો. જે જગ્યાનું નામ હું તને કહીશ નહી.

બારકરે ફરીથી ગ્રેન્ટને કહ્યું કે, વાયોલાને સમજાવી, મારી સાથે રહેવા મોકલ. કારણ કે તેના વગર હું કોઇ દીવસ સુખી થઇશ નહિ, ગ્રેન્ટે વાયોલા પાછી મેળવવાની આશા ફોગટ છે, એમ કહી તેને આશ્વાસન આપ્યું. બારકરે નીરાશ થઇ ગ્રેન્ટને કહ્યું, મારે મારું વીલ કરવું છે, અને વ્હાલી વાયોલાના નામ પર મારી મીલકત ચડાવવી છે, માટે આપણે મુંબઇ જઈ સોલીસીટરને મળીએ. ગ્રેન્ટે કબુલ કીધું અને બન્ને જણા સોલીસીટરની ઓફીસમાં ગયા, ઓફીસમાં હું કેટલાક કાગળ તપાસતો હતો, તેમાંથી મારા પીતાનું વીલ મારી નજરે પડયું. અને વીલના આધારે મને મોટી મીલકત મળી છે, એમ કહી ગ્રેન્ટના હાથમાં તે કાગળ મુકયો. ગ્રેન્ટ તે કાગળ વાંચતાં વાંચતાં એકદમ ચમકયો. અને પાસેના ઓરડામાં મારો હાથ પકડી ઘસડી લઇ ગયો, વીલમાં "પાલ્ય પુત્ર" શબ્દ ઉપર આંગળી મુકી મને પુછ્યું કે આ શું છે? મેં એને મારા સમુદ્ર મધ્યે જન્મનું વૃતાંત કહી સંભળાવ્યું તે સાંભળી, મારો હાથ પકડી મને નીચે ઘસડી ગયો. અને ઝડપથી અમે અમારે મુકામે પોંચ્યા. ત્યાં વાયોલાની એકવીસમી વર્ષગાંઠે જે કાગળ એની માએ મરતી વખતે આપવા કહ્યો હતો, તે કાગળ મને એણે વાંચવા આપ્યો. મને કહ્યું કે, આ કાગળ વાંચવાથી તને વાયોલાની વર્તણુંક, વીગેરે બધું સમજાશે એમ કહી ગ્રેન્ટ તાર મુકાવવા ગયો. કાગળ મેં ઉઘાડયો. "માહરી વ્હાલી પુત્રી," જો હું મરી જઇશ, તો તારી એકવીસમી વર્ષગાંઠે, આ પત્ર તને મળશે. જે નામથી હું ઓળખાઉં છું, તે નામ મારૂં નથી.

હું ધનેશ્ચંદ્ર કામીલની પત્ની છું. ને તું તેની છોકરી છે. તે બણેશે હીન્દુ હતો, અને સીવીલ લગ્નની ગાંઠથી આફ્રીકામાં અમે જોડાયાં હતાં. લખતા રહાતી નથી; હું એને કોઇ પણ દીવસ મળીશ નહી. તારૂં ખરૂં નામ કોઇને કહીશ નહિ, તારો પીતા મહા પૈસાદાર હતો, પણ તેના પૈસાની દરકાર કરીશ નહી. તેમજ તારા પીતાને તારા જેવી સુંદર પુત્રી છે, તેની તેના મરણ પર્યંત, ખબર પડવા દેતી નહિ.

લી૦ તારી માતા માર્ગરેટ કામીલ."

પાકીટમાં તેના લગ્ન તથા વાયોલાના જન્મનાં સરટીફીકેટ હતાં. આ કાગળ વાંચી વાયોલા તરફનો પ્રેમ અગાઢ થયો, અને એ વિષયપર વિચાર કરતો હતો, એટલામાં ગ્રેન્ટ આવ્યો, અને જે ગામમાં વાયોલા રહેતી હતી, ત્યાં જવા ઉતાવળ કરી. ટ્રેનમાં હમે ત્યાં જવા ઉપડયા. દુખના દીવસ ગયા, અને સુખી દીવસ આવશે, એવી આશામાં ઝોકા ખાતા હમે ત્યાં પોંચ્યા. વાયોલા જે ઘરમાં રહેતી હતી, ત્યાં નીચલા ઓરડામાં, મને એકલો બેસાડી ગ્રેન્ટ ઉપર ગયો, અને વાયોલાને બધી હકીકતથી વાકેફગાર કરી. પોતાની જોડે નીચે તેડી લાવ્યો, વાયોલાને જોઇને, હું એકદમ તેની તરફ દોડયો. એટલામાં ગ્રેન્ટ અમને એકલા મુકી, ગુમ થઇ ગયો અને ત્યાર પછી અમે સુખી પતિ પત્ની તરીકે દીવસ ગુજાર્યો.

# સ્ત્રી કર્ત્તવ્ય.

લખનાર—ગં૦ સ્વ૦ નાનીબ્હેન ગજ્જર.

(વનિતા વિશ્રામ સુરત)

શ્રી ઇષ્ટ પરમાત્માને નમન કરીને આપણુ સર્વ બ્હેનોનું કર્તવ્ય શું છે તેનો સહજ વિચાર કરીએ.

બ્હેનો આપ સર્વ જાણો છો કે આપણો મનુષ્યનો જન્મ છે. એ મનુષ્ય જન્મ બહુ દુર્લભ એટલે મહા પ્રયત્ને મળે છે એમ આપણુ સર્વે જાણીએ છીએ. મનુષ્યના બે વર્ગ છે—"પુરૂષ" અને "સ્ત્રી" હવે તેમાં આપણુ સર્વ સ્ત્રી વર્ગના છીએ એટલે આપણે પુરૂષના કર્તવ્યનો વિચારે ન કરતાં આપણા સ્ત્રી જાતિના કર્તવ્યનો વિચાર કરવો વિશેષ ઉપયોગી છે, તેથી આજે સ્ત્રી કર્તવ્ય પરજ યથામતિ વિચાર કરીએ કારણકે સમય બળે કરીને આપણા પુરૂષો તો કંઇક જ્ઞાન સંપાદન કરી આગળ વધેલા છે પણુ સ્ત્રીઓ તો બહુજ પછાત એટલે કે અજ્ઞાન છે. અને પુરૂષોને બ્હારના ઘણા કાર્ય હોવાથી સ્ત્રી કેળવણી તરફ પુરતું લક્ષ તેઓ આપી શકતા નથી, તેથી સ્ત્રીઓ અજ્ઞાનાંધકારમાં અટવાયાં કરે છે ને તેનુ પરિણામ એ આવે છે કે પોતાની તથા પોતાની પ્રજાની અવનતિ થાય છે, ને દીર્ઘ દૃષ્ટિથી જોઇએ તો દેશની અવનતિ પણુ ઘણું ખરૂં આજ કારણુને લઇને થઈ છે.

માટે મારી વ્હાલી બ્હેનો આપણુ સર્વે હવે જાગ્રત થઈ આપણા કર્તવ્યનો વિચાર કરી સંપીને કાર્યનો આરંભ કરીશું તો કાળે કરીને આપણી અજ્ઞાનતા નષ્ટ થશે. પણુ બ્હેનો જો લોકાપવાદથી બીહીને બેસી રહીશું તો આળસમાં આયુષ્યનો ક્ષય થઈ જશે ને કાળરૂપી રાક્ષસના કોળીઆ થવાશે ને અનેક જન્મના પુણ્ય વડે કરીને લક્ષ ચોર્યાશીના ફેરા ફરતા આ મનુષ્ય જન્મ મળ્યો છે તે જન્મ નિરર્થક જશે, માટે એની સાર્થકતા કરી લેવી એ આપણું કર્તવ્ય છે.

પ્રિય બ્હેનો આપણા કર્તવ્યની ભૂમિકા તરફ જોઇશું તો પરમાત્માએ આપણુને બહુ ફરજ સોંપી છે. કેમકે પુરૂષને તો એકલુ દ્રવ્ય ઉપાર્જન કરવું એજ ફરજ છે ને આપણે સ્ત્રીઓને તો તે દ્રવ્યની વ્યવસ્થા, ગૃહની વ્યવસ્થા બાળ રક્ષણ, બાળ શિક્ષણ, કુટુંબ સેવા ને પતિ સેવા વગેરે ઘણાં કામો કરવાનાં છે. હવે જો કોઇ સ્ત્રીના પતિમાં અનેક દુર્ગુણ હોય તો તે કાઢવાને પણુ સુશીલ સ્ત્રી સમર્થ થાય છે ને કાઢી શકે છે, ને એ સ્ત્રીનું એક મુખ્ય કર્તવ્ય છે. કેમકે પતિના દુર્ગુણુને કાઢેથી પતિ સુખી થાય અને બાળક પ્રજા પણુ સુખી થાય, ગૃહરાજ્ય બરાબર ચાલે. બ્હેનો દરેક ઘર એક નાની સરખી રાજ્યધાની છે ને તે ગૃહ સ્ત્રી વડેજ શોભે છે ને સ્ત્રી વડેજ ગૃહ કહેવાય છે. જો ગૃહની સ્ત્રી પ્રારબ્ધ યોગે ગત થઇ કે બાળક, પતિ તથા ઘરની સંભાળ કોઇ પણુ સ્ત્રી શિવાય લઇ શકતું નથી, ને તેથીજ આપણામાં કહેવાય છે કે બિચારાનો ચાલતો સંસાર ભાગ્યો અથવા તો બિચારાનું ઘર ભાગ્યું. ટુંકમાં મારૂં કહેવું એ છે કે સ્ત્રી એ ઘરનો પ્રધાન છે, અને જેવી રીતે કોઇ રાજ્યનો પ્રધાન બીન અનુભવી વગર કેળવણી નો ? દીન હોય ? તેથી જો ગૃહની

પાયમાલી થવાનો સંભવ રહે તેવીજ રીતે ગૃહકારિણીની અજ્ઞાનતાને લીધે તે ગૃહના સર્વ લાગતા વળગતા કુટુંબીઓને ખમવું પડે છે. માટે બ્હેનો પ્રથમ આપણે સદ્‌ગુણી થવું. કદી પણ કઠોર શબ્દ કે કુશબ્દ મુખમાંથી ઉચ્ચારવો નહિ, (કારણ બાળકને નાનપણથી જે છાપ (સંસ્કાર) પડે છે તે હંમેશને માટે કાયમ રહે છે) જેથી બાળક પ્રજા કદીપણ કુશબ્દ ઉચ્ચારશે નહિ. બ્હેનો આજના સમયમાં ઘણી માતાઓના મુખમાં ગાળ ને કુશબ્દો હોય છે ને તેઓ લાડમાં પણ પુત્ર પુત્રીને કુચ્ચારવાના શબ્દ કહે છે ને તેઓને ભાનપણ રહેતું નથી કે હું અપશબ્દ બોલી માટે બ્હેનો બહુ વિચારીને શબ્દ બોલવાનો અભ્યાસ રાખશો. તોજ આ કુટેવ પડેલી સુધરશે. વળી સમય બળે કરીને વ્યસન પણ દરેક (કોમ) જાતની પ્રજામાં બહુ વધી ગયાં છે. જે વ્યસનને લીધે પ્રજાની પાયમાલી થઇ ગઇ છે તે પાયમાલી સુધારવી એ પણ બ્હેનો આપણા હાથમાં છે. એ વ્યસનથી શું શું ખરાબી થાય છે તેનો પ્રથમ વિચાર કરીએ ને વ્યસન શેના શેના છે તે પણ વિચારી જોઇએ તેમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોને વ્યસન વિશેષ હોય છે; પણ મારી બ્હેનો તમો જો આગ્રહથી પ્રયત્ન કરો તો ક્રમે ક્રમે પુરૂષોના વ્યસન છોડાવી શકો કેમકે બધા કાર્યમાં પ્રયત્નની જરૂર છે બ્હેનો ઉંચ નીચ સર્વ જાતમાં ચાહનું વ્યસન પણ સ્વાભાવિક થઈ ગયું છે ને તેમાં કેટલા અવગુણ છે તેનો વિચાર કરો એક તો એથી ગૃહનો ખર્ચ વધે છે જે ગરીબ પ્રજાને ભારે પડે છે ને બીજુ જઠરને એટલે પેટને અવગુણ કરે છે તેથી ખાધેલું પાચન થઇ શકતું નથી. બીજું તમાકુ ખાવાનું વ્યસન પણ ઘણા સ્ત્રી પુરૂષોને હોય છે, ત્રીજું તમાકુ સુંઘવાનું ને પીવાનું વ્યસન પણ ઘણું કરીને પુરૂષોને હોય છે ને નીચ જાતિની સ્ત્રીઓ પણ તમાકુ પીએ છે. આ સર્વે વ્યસન તો

સાધારણ છે એથી ભાંગ, ગાંજો ને દારૂનું વ્યસન તો હાલ એટલું વધી ગયું છે કે તેનાથી તોબા. બ્હેનો આ દારૂ વગેરેનું વ્યસન સર્વ ઉંચ નીચ જાતીમાં વ્યાપી ગયું છે ને તેમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોમાં વિશેષ વ્યાપી ગયું છે, ને તેથી બ્હેનો પૈસાની અને જાતની ખરાબી પણ બહુજ થાય છે; એ જેને અનુભવ હશે તે જાણતાજ હશે. જે પુરૂષ પંદર રૂપીઆનો પગાર લાવતો હશે ને તેને દારૂ પીવાની ટેવ પડી હશે તે પોતાના પગારમાંથી અડધું પણ પોતાની સ્ત્રીને આપશે નહિ ને તેથી બિચારી સ્ત્રી જેમ તેમ લોકોના વૈતરાં કરી પોતાનું તથા બાળકોનું રક્ષણ કરે છે. માટે પ્રથમથીજ એટલે બાળપણથીજ બાળકને સન્માર્ગે વાળ્યું હોય તો કદાપિ આવી કુચાલમાં દોરાશે નહિ ને એ કામ માતાનુંજ છે માટે મારી બ્હેનો તમે સર્વ માતાઓ છો ને પત્નીઓ પણ છો માટે તમે તમારા પતિઓને પણ ધીમે ધીમે એ વ્યસનથી થતા ગેરલાભ સમજાવો ને ક્રમે ક્રમે એ કુટેવ છોડાવવા પ્રયત્ન આદરો તો કાળે કરીને એ દુષ્ટ વ્યસનનું મુળ જશે ને તમે સુખી થશો એટલુંજ નહિ પણ તમારા પતિ, બાળક સબંધી સર્વ સુખી થશે. વ્યસનને આધીન પુરૂષ માણસપણામાં રહી શકતો નથી. મનુષ્ય છતાં પશુથી પણ અધમતાને પામે છે માટે બ્હેનો આ દુર્વ્યસનને ટળાવવાને પ્રયત્ન કરવો એ પણ આપણું કાર્ય છે ને જેને એ દુષ્ટ વ્યસન હોય તેણે ટાળવું એજ કર્તવ્ય છે. કેમકે એવા વ્યસનથી પોતાનું મન પોતાના હાથમાં ન હોવાથી કર્તવ્ય થઇ શકતુંજ નથી. માટે કર્તવ્ય પરાયણ થવાને પ્રથમ વ્યસન માત્રનો ત્યાગ કરવો. ઈંગ્લાંડમાં દયા ભગિનીઓ એવાં કાર્ય કરે છે કે બ્હેનો પોતાનું સઘળું આયુષ્ય એવા વ્યસનીઓ સુધારવાને અર્પણ કરે છે ત્યાં તેઓ માર ખાય તોપણ પાછળ

ન પડતાં પોતાનું કર્તવ્ય બજાવે છે, ને કેટલાકના વ્યસન છોડાવીને પોતાના કર્તવ્યનું સાફલ્ય થયું એમ સમજે છે. માટે આપણે આપણી જાતને સુધારી આપણા સબંધીઓને સુધારવા એજ કર્તવ્ય છે.

બીજું સ્ત્રીને કરવા યોગ્ય એ છે કે પોતાના પતિની આવક ઉપરાંત ખર્ચ કરવો નહિ ને બીજાનું દેખી તે પ્રમાણે તેની બરોબરી કરવાને કદી પણ આગ્રહ ધરવો નહિ પણ પોતાનું કર્તવ્ય બજાવી પ્રાપ્ત વ્યવહાર નીભાવી અવકાશનો સમય ઇશ્વર સ્મરણ કીર્તન વગેરેમાં ગાળવો તોજ મનુષ્ય જન્મની સાર્થકતા સધાય

વળી બ્હેનો વ્યાવહારિક અનેક ઉપાધિમાં સમતા ધરીને વહેવું ને ક્રોધને વશ ન થવું કેમકે ક્રોધાવેશમાં ન કરવાના કાર્યો થઇ જાય છે. માટે પૃથ્વીના જેવા ક્ષમા શીલ થવું. આપણ સર્વે જોઇએ છઇએ કે પૃથ્વી ઉપર આપણે ગમે તે પદાર્થો નાંખીએ છઇએ પણ એ ધરિત્રી માતા સર્વને ધારણ કરે છે તેમ આપણે પણ માતા રૂપે ધારનાર સર્વ સુખ દુઃખને સહન કરીને ધૈર્યને ધરીને વ્યવહાર કરી પરમાર્થે વળવાનું છે—એકલા વ્યવહારથીજ આપણા જન્મની સાર્થકતા થતી નથી પણ આપણને પરમાત્માએ જગતમાં જે કર્તવ્ય કરવા મોકલ્યા છે તે કરીશું ત્યારે જન્મની સાર્થકતા થશે કેમકે ખાવું પીવું ને ઉંઘવું વગેરે દેહની ક્રિયા તો પશુઓ પણ કરે છે ને તે આપણે કરીએ ત્યારે આપણામાં ને પશુમાં શું ફેર? તેનો વિચાર કરતા સમજાય છે કે આપણને ઇશ્વરે બુદ્ધિ આપી છે અને એ બુદ્ધિ વડે વિચાર કરીને આપણે જ્ઞાનને પ્રાપ્ત કરીને પરમપદને પામવાનું છે. એ એ પરમપદ સાથી મળે તો એમજ લાગે છે કે આપણો પ્રાપ્ત વ્યવહાર શુદ્ધ રીતે કરીને બાકીનો સમય નકામો કુથલી વગેરે કરવામાં ન ગાળતાં ઇશ્વર સ્મરણ, કે પરોપકારના કાર્ય કરવામાં ગાળવાનો છે કેમકે બ્હેનો આપણે આવ્યા એકલાં ને જવું છે પણ એકલાં ફકત વચ્ચેનો આ સબધ છે તેમાં જે સતકાર્ય કર્યાં હશે તેજ આપણને ઉપયોગી થઈ પડશે માટે આપણે પ્રથમ આપણા દુરગુણો ટાળી પછી કહેવા પ્રમાણે વહેવા માંડવુ ને આપણા સદ્વર્તન વડેજ આપણી બ્હેનોને સુધારવાનો પ્રયત્ન કરવો.

પ્રિય ભગિનીઓ! આ સર્વ કરવામાં સતસંગની બહુ જરૂર છે માટે પ્રથમ એવી સદ્ગુણી બ્હેનો અથવા મહાત્માનો સમાગમ કરવો નેપછી તે પ્રમાણે વર્તવા માંડવું એમાં કંઇપણ કઠીન નથી. કેમકે પ્રયત્ને કંઇપણ ન મળે એવી વસ્તુ છેજ નહિ માટે બ્હેનો આપણે સર્વ પ્રયત્નનો આરંભ કરીશુ તો થોડા કાળમાં આપણે કાર્ય કરવા સશકત થઇશું. આપણે આપણું કર્તવ્ય ભુલી ગયા છીએ તે શિખવા ને જાણવા માટે આપણે આરંભ કરવો. તેમાં પ્રથમ તો સ્ત્રી માત્રને થોડી વિદ્યા શીખવવાની અગત્ય છે જે વિદ્યા શીખ્યાથી આપો આપ અજ્ઞાન ટળશે ને પોતે શું કર્તવ્ય કરવાનુ છે તેનું ભાન થશે ને તે જાણવાને તથા શીખવાને પ્રયત્ન કરશે. પ્રથમ બાળપણમાં માતપિતાની આજ્ઞા પાળવી પછી શ્વસુર પક્ષને આધીન રહી પતિની આજ્ઞા પાળવી અને પત્ની પદને લાયક થવુ પછી માતાપદને ધારતા પહેલાંજ માતૃ પદને લાયક થવું એ સ્ત્રી માત્રનું કર્તવ્ય છે. કેમકે સૌથી વધારે જોખમદારી માતાપદમાં છે. જેમ પૃથ્વી ફળદ્રુપ હોય તેમાં બીજ નાંખ્યા હોય તો પાક બહુ સારો ઉતરે છે તેમજ પૃથ્વીરૂપ માતાને પણ જો સારી કેળવણી હોય તો તેમાંથી ઉત્પન્ન થતાં બાળકો પણ તેવા જ્ઞાનવાન થાય, માટે આપણ સ્ત્રીઓનું કર્તવ્ય છે કે પ્રથમ આપણે કેળવાઇ આપણું નષ્ટ થયલુ માતૃપદ પાછું મેળવવું ને નરરત્નોને વીરાંગનાઓ, સાધુને સાધ્વીઓને ઉત્પન્ન કરવા

શક્તિવાન થવું. કેટલાક લોકો મને પુછે છે કે પ્રથમ સ્ત્રી કેળવણી કે પુરૂષ કેળવણી શરૂ કરવી; તેનો વિચાર કરતાં એમને મને સમજાય છે કે પ્રથમ જો સ્ત્રીને કેળવીને કર્તવ્ય પરાયણ કરી હોય તો સ્ત્રી અને પુરૂષ બન્નેને કેળવનારીને કર્તવ્ય પરાયણ કરનાર સ્ત્રીજ છે એ આપણું સર્વને જાણીતું છે; કેમકે મોટા ઋષી મુનીઓ અને મહાત્માઓ પણ સ્ત્રી એટલે માતાના ગર્ભમાં અને સહવાસમાં રહીને માતાના સંસ્કારને પ્રથમ ગ્રહણ કરે છે માટેજ માતાને પ્રથમ ગુરૂ કહી છે; ત્યારે હવે પ્રથમ ગુરૂ થનાર જે માતા તેને બહુજ સાવચેતી રાખવાની જરૂર છે કેમકે કોરા લુગડાંપર જેમ સારી અથવા માઠી જે છાપ નાંખીએ તે ઝટ પડી જાય છે. ને તે ફાટે ત્યાં સુધી જતી નથી પણ મેલાં ને રંગીત લુગડાંપર છાપ પડશેજ નહી; તેમ બાળકના કોરા હૃદયપર માતાના સારા અથવા નઠારા સંસ્કારની છાપ પ્રથમ પડે છે તે કદી પણ ભુસાતી નથી માટે માતૃપદને ધરનાર સ્ત્રીઓએ માતૃપદ ધરનાં પહેલાં માતાપદને લાયક થવું એ મુળ કર્તવ્ય છે. અને એ કર્તવ્ય જ્યાં સુધી સ્ત્રીઓ બરાબર સમજશે નહી ત્યાં સુધી કદી પણ સ્ત્રી કે પુરૂષ કે દેશ કે કોઇની ઉન્નતિ થશે નહીં સર્વ ઉન્નતિનું મુળ જે સ્ત્રી તેને સુધારવી એજ મુળ કર્તવ્ય છે. જે વૃક્ષના મુળમાં જળ સિંચાય છે તે તેના ડાળ પાતરાં ને ફુલ ફળ સર્વમાં પહોંચે છે ને વૃક્ષ પ્રફુલિત રહે છે. તેમજ સ્ત્રી રૂપ મુળમાં બોધરૂપી જળ સિંચાય તો તેનાં ફળ ફુલરૂપ બાળકો કેળવણીથી પ્રફુલિત થાય છે, ને તેજ દેશહિતાર્થના અનેક કાર્યો કરવામાં ઉપયોગમાં આવે છે જેમ વૃક્ષના ફળથી મનુષ્ય તૃપ્ત થાય છે તેમ સ્ત્રીના ફળરૂપ પ્રજાથી દેશ તૃપ્ત થાય છે. કેમકે એ સત સંસ્કારી પ્રજા અનેક સત કાર્યો કરી દેશના તથા પોતાની જાતના દુઃખ ટાળવા પયત્ન કરશે ને પોતે સન્માર્ગે દોરશે. માટે બ્હેનો આપણે સર્વો જો પોત પોતાની જાત સુધારવાનો પ્રયત્ન કરીશું તો પછી વિશેષ કરવાનું અવશેષ રહેતું નથી માટે આપણ સર્વએ પોતપોતની જાતિને સુધારવા આગ્રહ કરીને એ કાર્ય કરવા કદી પણ ડરવું નહિં. જો લોકાપવાદથી ડરીને રહીશું તો કોઇ કાળે પણ આપણે કર્તવ્ય પરાયણ થઇશું નહિ ને કાળના કોળીઆ થઇ જઇશુંને મનુષ્ય જન્મ નકામો જશે માટે સર્વ મનુષ્યે પોને પોતાનું કર્તવ્યુ કરવામાં જરા પણ આળસ કરવું નહિ. શુરત્વને ધારવું. પુર્વ સતીઓએ શુરત્વ કરીને બતાવ્યું છે જેના દ્રષ્ટાંતો અદ્યાપી પર્યંત જગ જાહેર છે તે પણ સ્ત્રીઓ હતી અને આપણે પણ સ્ત્રીઓ છીએ પણ કાળ અને બળે કરીને સ્ત્રીત્વનો લોપ થયો છે તે (પુનઃ) ફરીથી આણવું છે. માટે એમાં સ્વપ્રયત્નની જરૂર છે માટે બ્હેનો આપણે કર્તવ્ય પરાયણ થવાને દ્રઢ આગ્રહ ધરવો એજ આપણું કર્તવ્ય છે. માટે બહેનો આળસ તજી સંપ અને એકયતાથી પોત પોતાના કર્તવ્ય આદરો. સર્વ બહેનોના કર્તવ્ય પણ કંઇ સરખાં હોતાં નથી એમાં પણ ત્રણ વીભાગ પડે છે કન્યા, સધવા અને વીધવા એ ત્રણેના જુદા જુદા ધર્મ (ફરજ) છે હવે કન્યાના ધર્મ શું તેનો વીચાર કરીએ કન્યાના ધર્મ માતા પીતાની આજ્ઞામાં રહી વીદ્યાભ્યાસ કરીને પોતાને કરવાના જે કર્તવ્ય તે શીખવાના છે. પ્રથમ ગૃહવ્યવસ્થા કેમ કરવી, સર્વ સંબંધી સાથે કેમ વિનયથી વર્તવું બાળ રક્ષણ કેમ કરવું શરીર રક્ષણ કેમ કરવું વગેરે સર્વ રીતનું શિક્ષણ કન્યાઓને શીખવાનું છે. પછી પુખ્ત વયે સાસરે જઇને જે સર્વ શિક્ષણ પોતાના માતાપિતાને ત્યાં લીધેલું છે તેનો યોગ્ય ઉપયોગ કરવો એજ તેનું કર્તવ્ય છે કેમકે જે સર્વ શિક્ષણ બાળપણમાં લીધું તેને કૃતિમાં મુકીને બતાવવું એજ કર્તવ્ય ઠરે છે જે કન્યાએ યોગ્ય શિક્ષણ લીધું હશે તે પોતે શ્વસુર

કુળ જોડે સમ્પીને રહી યોગ્ય વર્તને વર્તશે અને પતિને પણ અનેક કાર્યમાં મદદગાર થશે ને જ્યારે માતાપદને ધારશે ત્યારે બાળ રક્ષણ પણ યોગ્ય રીતે કરશે, ને બાળક યોગ્ય વયે પહોચતાં તેને શિક્ષણ પણ યોગ્ય આપશે જેથી તેના બાળક પણ સારી કેળવણીથી સન્મારગે વહેશે ને જન હિતના તથા દેશ હિતના કાર્ય કરશે, હવે ત્રીજી અવસ્થા વિધવાની છે. તે પોતે તો ગૃહકાર્યથી પરવારી પણ તેને શિરતો વધારે મોગા કાર્યનો બોજો રહયો છે તેને તો હવે પતિની સેવા પતી અને તેને બદલે પરમાત્માની સેવા કરી પોતાના જન્મની સારથકતા કરવાની છે તે સર્વ જગતને પ્રભુમય જોઈ સર્વ સ્ત્રી પુરૂષોને ભાઇ બ્હેન ગણી દીન દુઃખીઓને યથા શક્તિ મદદ કરવી એજ તેનું કર્તવ્ય છે. માટે મારી વીધવા બ્હેનોએ તો પ્રભુમય જીવન ગાળવુ ને યથાશક્તિ જનહિત અને દેશહિત કાર્ય કરીને આ જન્મની સાર્થકતા કરવી કેમકે આ જન્મ તો પૂરવના કર્માનુસાર બગડયો પણ હવે કદી પણ આ દુખ ન ભોગવવુ પડે તેને માટે પુરૂષારથ કરી કર્તવ્ય પરાયણ રહેવુ એજ મારી વીધવા બ્હેનોનો ધર્મ છે. માટે સરવ બહેનોએ આળસ ત્યજી કર્તવ્ય પરાયણ રહેવું એજ મારો આશય છે. ને સર્વ જો કરતવ્ય પરાયણ વહીશું તો કઇ કરતવ્ય અવશેષ રહેતું નથી, હવે આ સઘળુ મે મારી મતીઅનુસાર કહ્યું છે, આપ સર્વ સમજુ છો એટલે કહીને વીરમું છુ, પ્રભુ સર્વને સદબુદ્ધિ આપો ને કરતવ્યને માર્ગે દોરો એજ મારી નમ્ર પ્રાર્થના છે.

# સેવાનાં સુત્રો.



લેખક—બ્હેન "વેણી."

સેવા સ્નેહને સ્હેવું એ મંત્ર ઉરે ધારજો,
માન મમત્વ મુકીને પરહિતે વૃત્તિ વાળજો,
અપંગને અનાથને અન્ન વસ્ત્રો આપજો,
દુખથી તપ્ત થયેલાને શાન્તિમાં લાવજો
સ્નેહથી બાન્ધુઓનાં અશ્રુ જળ લુછજો,
નિસ્વાર્થ પ્રીતી રાખીને પ્રેમ પુર્ણ પ્રોજો,
સેવા માટે સ્નેહ ને સ્હેવાની શક્તિ આણજો,
સ્નેહ ને સહયા વીનાની સેવા લુખી જાણજો

# જન સેવામાં સ્ત્રીઓનો ભાગ.

લેખક—સૌ. રતીદા ગૌરી ભાળચંદ્ર પાઠકજી. ×

પૃથ્વીના પટ ઉપર અનેક મનનાં માણસો વસે છે. તેઓ જુદા જુદા ધર્મ પાળે છે, અને વિચાર વાણી તથા વર્તનથી પવિત્ર રહી પ્રભુ પ્રાપ્તિ માટે મથે છે, પરંતુ આવા આસ્તિક માણસો, સિવાય બીજા કેટલાક પ્રભુનાં અસ્તિત્વને પણ ન સ્વીકારનારા-પરમહાની તેમજ કેવળ મૂર્ખ એવા પણ છે. આવાં કેવળ વિરૂદ્ધ મનનાં માણસોને પણ રૂચે એવો કોઇ ધર્મ હોય તો તે જનસેવાનોજ છે. એ ધર્મની મુખ્ય આધકારી તે સ્ત્રી છે.

માણસને જે શક્તિઓ મળી છે તે બધીનો ઉપયોગ પોતાનું સુખ વધારવામાંજ નહિ પણ બીજાનું હિત કરવામાં પણ થઇ શકે છે, એ વાત સૌને જાણીતી છે. સંસારમાં સુખ એ નિયમ છે અને દુઃખ એ અપવાદ છે. એમ આશાવાદીઓની સાથે કદાચ આપણે પણ કબુલ કરીએ તો પણ જગતમાં દુઃખ નથીજ એમ તો કોઇ માનશે નહીં. નિરાશાવાદથી લાભ નથી એ સ્વીકાર્યા પછી પણ જગતમાં દુઃખ છે તેની પણ કોઇથી ના પાડી શકાતો નથી. હવે પરમેશ્વર કૃપાનિધિ અને દયાસાગર છે તે આ માટે દુઃખ જગતમાં હજી રહેવા દેતો હશે એનો વચિાર કરીએ, તો કોઇ એમ કહેશે કે 'જેવી કરણી તેવી ભરણી', કર્મ કરે તેવું ફળ પામે, વાવે તેવું લણે, અગે જન્મે સારૂં કર્યું હોય તો આ જન્મે સુખી થવાય. આ જવાબ સારો છે, લાભ કારક પણ છે, કેમકે તેથી માણસ માત્રને સારાં કામ કરવાનું વલણ થવાનો સંભવ છે. પણ કોઇ વાર મને એવો વિચાર થાય છે, કે આપણી શક્તિઓના વિકાસ માટે મનુષ્યત્વ પ્રત્યેક માણસમાં સ્વતંત્ર રીતે ખીલી નીકળે તે વાસ્તે તો પ્રભુએ 'અહીંજ દુઃખ આવું નજ તળે' એવી વ્યવસથા કરી નહીં હોય! જગતમાં દુઃખ મોકલીને પ્રભુએ સેવા કરવાનો પ્રસંગ ઉભો કીધો છે. પ્રસંગ ના મળે ત્યાં સુધી શક્તિઓનો વિકાસ થાય નહીં. જે કામ માટે લાયક બનવું હોય તે કામ કરવું, એટલે તે કરવાની શક્તિ અને યોગ્યતા બન્ને પ્રાપ્ત કરી શકાય છે. આ સિધ્ધાંત બહુ પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. 'લખતાં લહીઓ થાય' એ કવિતાની પંક્તિમાં પણ એજ રહસ્ય રહ્યું છે, શૌર્ય બતાવવાના પ્રસંગ વિના સૂર થવાતું નથી, ગાયા વગર ગાતાં આવડતું નથી, અને સેવા કર્યા વિના સેવા કરવાનું આવડતું નથી. હવે જો દુઃખ જગતમાં હોય નહીં, તો સેવા કરવાના પ્રસંગ બહુ ઓછા થઇ જાય. સેવા કરીને જગતમાં નજરે પડતું દુઃખ દૂર કરવાનું છે, અને આ કામ જેવી સારી રીતે સ્ત્રી કરી શકે, તેવી રીતે પુરૂષથી થાય કે કેમ એ મોટી શંકા છે.

---

× આ વિષય પહેલી સાહિત્ય પરિષદમાં વંચાયો હતો અને દરેકની સારી પ્રશંસા પામ્યો હતો.

આધિપતિ.

પુરૂષ બુધ્ધિમાં કદાચ સ્ત્રી કરતાં ચઢતો ગણી શકાય, પરંતુ નીતિમાં, હૃદય બળમાં, આત્મ સંયમમાં તો સ્ત્રીને તોલે પુરૂષ આવી શકે તેમ નથી નિર્બળ હોવા છતાં બળ બતાવવાનો પ્રસંગ આવતાં સ્ત્રી શું બાકી રાખે છે ! દુઃખને પ્રસંગે કેટલું ધૈર્ય સ્ત્રી રાખી શકે છે ? જોન ઓફ આર્ક ફ્રાન્સની જે સેવા બજાવી, તે કોઇ પુરૂષ તે વખતે બજાવી શક્યો નહીં લુકઝેમ્બુર્ગની રાણીએ જર્મન લશ્કરને પોતાની મોટારથી રોકવાનો જે પ્રયાસ કર્યો તે ભલે કોઇને ગાંડો લાગે, પરંતુ સ્ત્રીત્વના એક અપૂર્વ કીરણનો તે પ્રકાશ પ્રગટ કરે છે. સ્વર્ગસ્થ સૌ૦ બહેન ઉર્મીલાની ઉપાનંદીની ચોપડી વાંચતાં કેવી રીતે રાજાને-સ્ત્રી જાતી ઉપર તેનાથી દુર રહેનારી પત્નીએ પુનઃ પ્રેમ ઉત્પન્ન કરાવ્યો, તેનું ભાન થાય છે. ટુંકામાં સ્ત્રી કેવી રીતે પુરૂષના ઉપર વિજય મેળવી શકે છે તે સમજાય છે.

આ વિજય કેવા પ્રકારનો છે તે સહજ જોઇએ. શું તે લડાઇમાં રૂધીર પીવા માટે મેળવેલો વિજય છે? નબળી પ્રજાના ઘરબાર રંજાડવા માટે મેળવેલો છે ? અભણ અને બીનકેળવાયેલાઓને ગુલામ બનાવવા માટેનો છે ? અમે કેવા બળવાન છઇએ. 'દેખો હમેરી બહાદુરી, ' એમ જગતમાં ખોટી કીર્તિ મેળવવા માટે છે ? ના. આ વિજય તો સેવા કરીને શાંત રીતે પ્રાપ્ત કરાયછે. એવા પરમ ઉપકાર વિજય મેળવવાનું પુરૂષના નશીબમાં લખ્યાનું જણાતું નથી. એ તો સ્ત્રીજ કરી શકે જુઓ તમારી હોસ્પિટલો, શિશુ શિક્ષણ શાળાઓ, અને અનાથાશ્રમો. ત્યાં તમને કોણ કામ કરતું જણાય છે ! સ્ત્રી જો ન હોય તો આમાંનું અર્ધું પણ તમે જોઇ શકો ખરા કે ! એક સાદું-સુખી કુટુંબ જુઓ. પુરૂષની મહેનતથી પ્રાપ્ત થએલું જે કાંઇ હશે તેની સુંદર વ્યવસ્થા કોણ કરી શકે છે ? સ્ત્રીની સેવા વિના કોઇ કુટુંબ સુખી તમે જુઓ છો

" નારી વીણુ ઘર આ દુનિયામાં સ્મશાન તુલ્યજ ભાસે છે," એ વાકયમાં કેટલો બધો અર્થ છે ! અને તેમાં કેવું ઉંડું સત્ય સમાયેલું છે ? માતાની સેવા વીના કુટુંબ કેવું દેખાએ ! કડીઆઓ જે ઘર બાંધે છે, તે તો સ્થુળ જડ છે. ઘર-ખરૂં ઘર-તો સ્ત્રી બાંધે છે. જડ છાપરાને સ્ત્રી જીવંત બનાવે છે, અને તે પોતાની સેવાથી.

ગરદ તો લોહીની નદી જોઇ શાંતિને વરવા માટે હાથ ઉંચા કરી વધારે લોહી રેડે છે કે વહેવરાવે છે; પરંતુ તે નદીમાં ડુબતા દુઃખી આત્માઓને શાંતિ કોણ આપે છે ? સ્ત્રીજ. પુરૂષ જ્યાં દુખ જગાડે છે, ત્યાં સ્ત્રી સેવા વડે સુખ વરસાવે છે. ભાઇઓ તમને ખોટું લગાડવા હું કહેતી નથી. પુરૂષ તો વિચાર કરીને બુધ્ધીબળ વડે એમ થવાની જરૂર છે, તેમ કરવું જોઇએ છે, એવા અનેક તરંગો બાંધે છે, પરંતુ જ્યાં સુધી એઓની ભાવનાનું રહસ્ય સ્ત્રીના મનમાં ઉતર્યું નથી, ત્યાં સુધી પુરૂષના તરંગ પાછા સમાઇ જાય છે. મનમાં આવેલો વીચાર પુરૂષ અમલમાં મુકી શકતો નથી. તે વીચારને આચારમાં મુકવાની તેનામાં શક્તી નથી. પરંતુ જ્યારે કોઇ પણ વીચારનું ખરું સ્વરૂપ સ્ત્રીના સમજવામાં આવે છે, ત્યારે તે અમલમાં મુકી જોવાને સ્ત્રી આતુર હોય છે. આથીજ સુધારકોએ સ્ત્રીને કેળવવાની જરૂર છે, અને નવીન ભાવનાઓનું રહાયસાને સમજાવવાની જરૂર છે, એમ કહે છે.

સેવા કરવી એ વીચારનો પ્રદેશ નથી, આચારનો છે. વ્યવહાર દ્રષ્ટીએ સ્ત્રી ભાવનાથીજ જોઇ શકે છે. સુદામાની વાતમાં કવી તેની પત્ની પાસે રૂષિને કહેવરાવે છે, કે

" મારૂં જડ થયું છે મન લાગું પાયજી રે;
એ તો ધ્યાન મને ગમતું નથી ઋષિ રાયજી રે
રૂએ બાળક લાવો એમ લાગું પાયજી રે;
અન્ન વિના ચાલે નહી ઋષિ રાયજી રે.
ગોરા જોગેશ્વર હરિ ભક્ત લાગું પાયજી રે;
અન્ન વિના ભજન સુઝે નહી ઋષિ રાયજી રે.
જીવે બાળકે આપું જગત લાગું પાયજી રે.

એમાં સુદામાનું ઉંડું તત્વજ્ઞાન ને ખપનું નથી. પરંતુ પોતાને આવી પડેલી વિટંબણા દુર કરવાની જરૂર છે એમ કહેવાનો મતલબ છે. આ સારો બોધ પણ આપણે સૌએ હજી લીધો હોય એમ જણાતું નથી. જેની જરૂર ન હોય તેના કરતાં જે અત્યંત અવશ્યનું છે, તે પહેલું થવું જોઇએ. પેટની પુજા થયા વગર પ્રભુની પૂજા પણ થઇ શકતી નથી. એ જ્ઞાન ઋષિને ઋષી-પત્ની તરફથી મળે છે. આપણી કુળ વધુઓ આ વાત તેમના પતિઓને શીખવે તો મહાન સેવા બજાવી શકે એમ હું માનું છું. હું તો અંગરેજી ભણી નથી, પરંતુ મેં સાંભળ્યું છે કે સ્ત્રીએ શાંત રીતે કરેલી સેવા એટલી મોટી છે કે પુરૂષ તે જોઇને ચુપજ થઇ જાય. સીતા ન હોત તો રામાયણ કયાં હોત ? રામ, રાવણને કોણ ઓળખત ? રાક્ષસોનો ત્રાસ કયાંથી દુર થાત ? ને રાવણનો ઉધ્ધાર શી રીતે થાત ? આજ કારણથી જગતના દુઃખ દુર કરી સજ્જનોનું રક્ષણ કરનાર આદ્ય-શકિતને સ્ત્રી રૂપે લોકો પૂજે છે. તે શકિતએ પણ પુરૂષથી ન થયેલી સેવા બજાવી હતી. આવી માનવ જાતની સેવા કરવાની, યોગ્યતા પ્રભુએ મારી બહેનોમાં મુકી છે, તેનો શું તેઓ ઉપયોગ નહીં કરે ?



# ઈશ્વર સ્તુતિ.

લેખક—બહેન "વલી."

(દાસ પરે દયા લાવોરે દયાળુ દેવા દાસ પરે દયા લાવો.-એ રાગ)

વારે ચઢો અવિનાશીરે દયાળુ દેવા વારે ચઢો અવિનાશી
માયાની મોહ બેડી છોડાવો મુજને તોડી
આરાધુ હાથ જોડી જોડીરે દયાળુ ૧
જ્ઞાન વીણ ગમાર જેવી પશુ સમ સમજી લેવી
ધારીને એવી ધાજો ધાજોરે દયાળુ ૨
ઉમ્મર મેં એળે ખોઈ માયામાં ચિત્ત મોહી
આખર ન દીઠું કોઈ કોઇરે દયાળુ ૩
પાપ અમાપ કીધું દાન કદી ન દીધું
છેવટે શરણ લીધું લીધુરે દયાળુ ૪
શરણું લીલાએ લીધું રાધા-કૃષ્ણાએ દીધું
જેથી કારજ સીધ્યું સીધ્યુરે દયાળુ ૫

# આશીર્વાદ.



લેખક—બહેન "શ"

સુખ શાન્તિથી સહુ જન રહો ધન ધાન્યથી સંપન્ન હો
નીરોગ હો નિ શોક હો કોઇ નહીં વિપન્ન હો
દુર્ભીક્ષ ઉપસર્ગાદિની થાઓ ન આશંકા હરે
શ્રી ઇશ સચરાચર જગતને હર્ષ પરિપૂરિત કરે

અજ્ઞાનનુ અવસાન હો પરિતાપનો પરિહાર હો
મતિમાનનું નિત માન હો સત્પ્રેમનો સત્કાર હો
ઔદાર્યમય વ્યવહાર અન્યોઅન્યના સંશય હરે
શ્રી ઇશ સચરાચર જગતને હર્ષ પરિપૂરિત કરે

જે યોગ્ય છે તેનો અભીપ્સિત કર્મ ફળની પ્રાપ્તિ હો
જે છ અયોગ્ય અગણ્ય તેમા યોગ્યતાની વ્યાપ્તિ હો
ચિન્તાગ્નિના તાપે સૂકા હૃદયો સઉ ભીના બનો
શ્રી ઇશ સચરાચર જગતને હર્ષ પરિપૂરિત કરો

સર્વત્ર સદ્વૃત્તિઓનું અનુસરણ પાલન સર્વદા
દુર્વૃત્તિઓનું પરિહરણ સર્વત્ર હો પણ સર્વથા
વિદ્વેષ ક્લેશ તથા વિવાદથી જગત અળગું રહે
શ્રી ઇશ સચરાચર જગતને હર્ષ પરિપૂરિત કરે

છોટી ખરી સઉ વ્યક્તિનું કલ્યાણ અધિક થતું રહે
સૌનો પરસ્પર પ્રેમ વિણ સ્વાર્થે સદા વધતો રહે
પ્રેમાર્દ્ર થઇ સઉનુ હૃદય છલકાયલું નિત નિત રહે
શ્રી ઇશ સચરાચર જગતને હર્ષ પરિપૂરિત કરે



# લક્ષ લગાડો એનીઓરે /

ગુલશન માટે ખાસ

રચનાર—ગંગા સ્વ. બ્હેન બાજીગોરી

(સુરત વનિતા વિશ્રામ)

લક્ષ લગાડોને મુર્ધામાં બેનીઓરે
આડાં તેડાં ભ્રમના દુઃખ કદી નહિ જાય
રડવું થાય મન મુક્રાર્થ માટે ત્યાગીઓરે
બ્હાર ફરે દુઃખો પડે પણ ના ચેનો કેમ
કંટકવાળા માર્ગમા ક્યાંથી રહેશો ક્ષેમ
હાવે સમજીને સુ સખીને સંગે રહોરે
સુતો શાણીને સંગેથી દુઃખ જાય લક્ષ—૧
દશે સખીઓ સંપથી કરો સુર્ત સેવાય
એ સજનીના ગુણ ગ્રહી આ સુખમાં ઠરોરે
તો તો અનુપમ સુખના ભોક્તા સધ થવાય લક્ષ—૨
વિયોગ દુઃખ શાને સહો છે મનુજી તમ પાસ
પણ આંખે અંધારીઓ બાંધી શાને ખાસ
નેત્ર ઉઘાડીને ન્યાળો નૌતમ નાથનેરે
મિથ્યા પ્રેમ તજીને વસજો દિવ્ય ગુહાય લક્ષ—૩
જો મનુનું પદ પામશો તો તો ખુલ્યાં ભાગ્ય
તે સુખ મેળવવા તણો સાચો છે આ લાગ
તે સુખ લેવા વ્હાલી દુર્ગુણોને તો હરોરે
થાજો એવાં જે જ્યાં ત્યાં ઇષ્ટ ભળાય લક્ષ—૪

# વસંત.

ગુલશન માટે ખાસ

રચનાર —ગગ સ્વ બ્હેન બાજીગૌરી.

( સુરત વનિતા વિશ્રામ )

હે પુજ્ય વીર તમને નમતી સદારે
તેથી કહુ હૃદયમાં સ્મરજો કદારે
આ વિશ્વમાં અતિ રૂડી વીર ઓથ આપી
પીડા સૌ હૃદયની કરી મહેર કાપી,
જે જે રહ્યું અવનિમાં કર્તવ્ય બાકી,
તે કેમ પુર્ણું કરતું મતિ જાય થાકી.
કોના બળે ભવથકી જીવ તારવાને
કોના જડે જગ વીષે મન ઠારવાને,
આ ઉરમાં વિશુદ્ધ સદૈવ પ્રીચ્છુ,
તે પ્રેરજો સધ્ય વીર ! હુ એજ ઇચ્છુ,
પ્રેમાં પ્રણામ ગ્રહીને ઉરવાસ દેજો,
આ ભાવિના વરસમાં મમહિતં કદેજો,

ગુલશન પારસીઓમાં માની-
તું છે. વડોદરા રાજ્ય રીપોર્ટ
૧૯૧૩-૧૪.

Gulshan is popular
among the Parsis.
Baroda Ad. Report
1913-14.

# ગુલશન.

# GULSHAN.

ફેબ્રુઆરી ૧૯૧૬ વૉલ્યુમ ૭ Vol. 7 February 1916.

## સાંકળીયું.

# આ તમારે માટે.

અનુભવ એ ચીજ ન્યારી છે. છાપાખાનાઓની હાડમારીથી કંટાળી ઘરનું છાપાખાનું કાઢી દોલતના ગાંસડાં બાંધવાના હવાઈ સ્વપ્નાં જોવાનું મારૂં મન થયું. દુન્યામાં રહ્યા તો જીવ્યા કરતાં જોયલું ભલું છે એવું માની છાપાખાનું કાઢયું પણ ત્યારેજ જાણ્યું કે બે ને બે મળી ચાર થતા દેખું' ચાલો, એટલું બી શીખ્યા એ ગની મત છે. એટલે મેલ કરવત મોચીના મોચી ! વાળી હાલત પર પાછા આવ્યા છે અને ફરી પાછા વડોદરા સાથેજ કાંઈક પુનર્જન્મનો સંબંધ હશે તે ત્યાં ગોઠવાયા છે. ભવિષ્યના પેટામાં શું ભરાયું છે તે તો ભાવીને ખબર પણ એટલું તો કહીશ કે બે વર્ષનાં ગુલશનોમાં અને હવે પછીના અંકોમાં મોટો ફેર માલુમ પડયા વિના રહેશે નહિ હવે તો ખાઈ પીને એ પરજ કમર કસી છે તો પછી પુછવાનું કે કહેવાનું રહ્યુંજ નથી

× × × ×

મને ઘણીજ હોંશ હતી કે ગુલશનમાં સંગીન વધારો વાચનના પાનાઓનો કરૂં, પણ બાપજી આવો' કમબખ્ત લડાઈ યુરોપમાં જાગી છે પણ તેના એવા તો જબરદસ્ત છાંટા છાપખાનાઓની સામગ્રીઓ પર પડવા લાગ્યા છે કે ન પુછવાની વાત ! કાગળોનો જાણે દુકાળજ પડવા લાગ્યો છે, અને તેના ભાવો ડાઢ સુધીમાં તો બેવડા થઈ ગયા છે, અને હવે પછી શું થશે તે તો અલ્લાહ માલુમ ! તેવા વખતમાં સંગીન વધારો આપવો કેમ પરવડી શકે ? છતાં લગભગ ૬૪ થી ૬૮ પેજનું વાચન અને અવરનવર ચિત્રો આપવાના ચાલુ રિવાજમાં કશીએ કાપ કુપ કરવામાં આવી નથી. હમોજ આવું વાંચન આપી શકયે છીએ ને બીજાઓ ..એવા ગર્વિષ્ટ ઉદ્ગારોથી ખુદા હમોને બચાવો, છતાં સરખામણી કરવી હોય તો વાચકે પોતેજ કરી લેવી એટલે બસ છે

× × × ×

ચાલુ અંકમાં ગુલશનના બધાજ અંગભુત જેવા થઈ ગયેલા લેખકો બીરાજેલા છે. મેસર્સ એ પી. માદન, ભવાનીશંકર, ત્રીંબકરાવ જે દેસાઈ બેરીસ્ટર તથા બ્હેન રૂપાંબાઈથી જાણ્યા કયો ગુલશનનો વાંચક અજાણ્યુ છે ? એઓ માટે સીફારસ કરવી એ સોના પર ઢોળ ચડાવવા સમાન હું સમજુ છું. બડો ભાઈ સરમોકા તીન પાઉ પણ ગુલશનનો અંગત સ્નેહી છે. ગુલશનનું દીલ એ ભાઈને મોટું છે, નકર કયો શખ્સ હોસપીટલમાં બે માસ બીમાર રહી ઘેરે આવવાની સાથે બીજે દીવસે પોતાનો હફનો મોકલી આપે. એ ભલા ભાઈપર ખરેખર ગજબ ગુજર્યો છે પણ તે બધુ એ ભાઈએ પોતાની નબળી તબીયત છતાં બહુજ ધીરજથી સહન કર્યું છે. પરમાત્મા એ ભાઈ પર વધુ મહેરબાન થાઓ. મીસીસ પીરોજા કાપડયા ભરત-ગુંથણના એક્સપર્ટ છે અને તેવીજ રીતે તેઓ મુંબઈમાં જાણીતાં છે. બ્હેન લીલાવતીએ ત્રીયારાજ પર કલમ ચલાવી છે એઓના વિચારો હાલની અપ-ટુ-ડેટ, સુધારામાં મસ્ત થયેલી હિંદુ બ્હેનોને કદાચ અવાચીપર અવાચી ખવડાવશે ખરા. મી કાવસજી ધ. મહાલક્ષ્મીવાળાનું નામ પણ બહુજ જાણીતું છે. એમના અનુભવનું આ રસીલું બ્યાન વાચવા જોગ છે, અને હવે રહ્યા મી દુરબીનને ભોળેડોળો. આ બન્ને સાહેબો ગુલશનના ખેરખ્વાહો છે એટલે એમને માટે વધુની જરૂર નથી.

× × × ×

આ કરતા હવે વધુ સરસ યોજના તમો શી માંગશો ? દરેક વિભાગ બનતા સુધી તેના ખાસ અનુભવી લેખકોનેજ સોંપવામાં આવ્યો છે એટલે ગુલશનનું ભવિષ્ય ઉજળું થાય તેમાં નવાઈ નથી આ જાણે ઓછું હોય તેમ થોડાક ખાસ અંકો નીકળનાર છે આ તો એક પારસી બાનું લેખકોના લેખથી બ્હેન ઘેરમાએ તૈયાર કર્યો છે બાગપી ચૌદ લેખકોના લેખ તેમાં પ્રકટ થશે અને દરેક લેખ વાચવા જોગજ પ્રકટ થાય તેની મોટી સંભાળ બ્હેન ઘેરમાએ રાખી છે એટલુંજ આ અંકમાં જણાવવાની જરૂર જોઉં છું. આ ઉપરાંત ગુલશન માટે ખાસ ખરચાળ યોજના તૈયાર થએલી છે. રૂપીઆ નવમાં મારાં આઠ પુસ્તકો ગુલશન મફત છે ખરી કિંમત રૂપીઆ સાડા પંદર છે તેને બદલે ફક્ત રૂપીઆ નવજ લેવાના છે. શું ભલા. તમે આ યોજના તરફ તમારા મિત્રનું ધ્યાન ખેચ્યું નથી. એમ કાં ?

+ × × ×

એક બીજી યાદ આ તકે આપવાની હું જરૂર જોઉં છું. માર્ચ માસની તા ૧૦ મીએ ચાલુ સાલનાં આહકો પર ભેટનુ પુસ્તક વી. પી થી મોકલવામાં આવનાર છે. મહેરબાની કરી તે સ્વીકારી લેવાની ગોઠવણ કરાવશોજી કે જેથી વી. પી. પાછું ફરતા મને કોઈ પણ જાતના કચવાટનુ કારણ રહે નહિ. ચાલુ સાલ માટેનુ ભેટનું પુસ્તક ૩૨૭ પાનાનુ છે એમ ખાસ જણાવવાની કાંઈ જરૂર છે ?

# પારસી બાનુ લુપીન !

( નામાંકિત ચીતારાઓનાં ચીત્રો સાથે. )

રંગપર ચહડેલી રંગીલી ડાકણ
કેવાં હાડેહાડ ધ્રુજાવનારાં પાપી
કામો કરે છે તે વાંચો ને ધ્રુજો ! ! !

( લખનાર—સરસેકા તીન પાંઉ. )

## પ્રકરણ છ ઠું

( જેમાં એક ભાંગેલા ગેટનું પકડાવું થાય છે. તથા ધાકોપર ગામની પાદરે મીસ ગંડેરીન માનપત્ર આપવાના મેળાવડામાં એક ભેદી ભેંસ ઉપર મીસ ગંડેરીનો શક જાય છે. )

મીસ સુના ગંડેરીના શોફરે જે ઘડીએ પેલો મહાન લઘુતમ સરવાળો સંપુર્ણ કીધો કે લેવલ ક્રોસી ગવાલા પોરટરે ટકોરાબંધ દરવાજો ઉંઘાડી નાંખ્યો. સુનાબાઇએ સ્હેજ ગભરાટ વચ્ચે જોયું કે તે દરવાજાનું એક પાટ્યુ સદંતર ગેબ થઇ ગયલું હતું. તેમણે તુરતજ પોતાની ડાયરીમા તે બાબેની નોંધ કરી લીધી.

"હા ! એ ગેટનાં ભાગેલાં પાટ્યાંની મદદ વડે હું પેલા રાવજીની બૈરીનાં ખુનવાલા કેસના ગુનેહ-ગારને પકડવાની છઉ !"

શોફરે ઉતરીને કારનું હેંડલ ફેરવ્યું પણ આપણાં મહાન બાનુ ડીટેકટીવે તે પર ધ્યાન નહીં આપતાં પેલા ભાગેલા દરવાજાનું બારીકબીન અવલોકન જારી રાખ્યું. તેવણે કારમાં બેઠા બેઠાંજ પોતા પાસ-નાં એક અદભુત યંત્ર વડે જોઇ લીધું કે તે દરવાજા માહેલાં ગેબ થયલાં પાટ્યાનો એક અરધો ભાંગેલો ખીલો હજી દરવાજાની કોરે લટકટો રહી ગયલો હતો.

વાચનારને આ દુન્યાવર્ણની મહાન ડીટેકટી વારતા વધારે સહેલથી સમજ પડે તે કાજ દરેક બનાવનાં ચીત્રો મોટ મોટા ચીતારાઓ પાસે રંગા-વીને તે અત્રે વારતાની વચ્ચે વચ્ચે રજુ કરતા જવાનો મેં મારી કુવામા પડીને આત્મઘાત કીધેલી બેહસ-તન કુતરીના સમ સોગંદ ખાઇને ઠરાવ કીધેલો છે વાસ્તે અએ બસ્તે કુસ્તીઆન બીરાદરો મારાં એ ભલાં ધાર્મિક કામની આરે આવતા નાં.

**ઉપલાં આંખે ઉડી વળગે તેવાં પસ્થાંરેકાં સુંદર પેનટીગની સમજણ**—મહાન પારસી બાનુ ડીટેકટીવની ડાયરીનુ એક મોહક ચીત્ર અમો ઉપર રજુ કરયે છીયે જે મદરાસના ચીત્રચ ચુ ( એટલે ચીતારા ) એ ખાસ "ગુલશન" માટે ( બબડી ફ્ફડીને ) ખાસ તજદીર લઇને ચીતારી મોકલ્યુ છે એ ડાયરી આપણી આ તવારીખરૂપી મહાન ડીટેકટીવ વારતામા આગળ ચાલતા ઘણો અગત્યનો ભાગ ભજાવશે વાસ્તે જે જે વાચનારના ભેજ મા ભુસુ ભરેલું હોય યાને કે જે સુજ્ઞ વાચકોની યાદદાસ્ત શક્તી પરના પાક સેહતાને ગળબો ફીરેલો હોય તેવાં અતી મોટી સ ખ્યાના વાચનારાઓને નમનતાઇ-પુર્વક આગ્રહ કવિા વિનતી કરયે છીયે, કે મજકુર ઓઇલ વગરનું પેનટીંગ હોરાજી પાસે ફ્રેમમા જડાવી સુવાના ઘોલ્યાની ઇસ સાથે લટકાવેલુ રાખવુ ફ્રેમ માટે કાચ મોઘો પડતો હોય તો પછી કાચ વગરની ફ્રેમ કરાવશો તો તેમા આ વારતાના નામીચા લેખક સાહેબને કશોબી વાધો નથી. બીજા જેઓને એ બાબે કાઇ પણ વાધો ઉડાવવો હોય તેઓએ આએ ચેતવણી પ્રગટ થાય તેની બરાબર એક મહીનો અગાઉ મુબઇ ખાતેના પ્રખ્યાત સોલીસીટરો મોશર્સ ટામલીનસન, ટામલીનસન, ટામલીનસન, એન્ડ ટામલીનસનની આરીસમા પોતાના વાધા લખી મોકલવા

પણ તેવા વાધા લખી મોકલનારાઓની સ્હેજ પણ દર ાર યા પરવાહ કર્યા વીના મીસ ગંદેરી ઘાટ ઉપર જઇ પુગ્યા ગામની પાદરે એ નામવર બાનુને આવકાર દેવા ભૈયા ગ ગાસી ગ દુધવાળા પોતાની સૌથી માતેલી ભે સ સાથે હાજર હતા અને તેવણે પુર છટાથી પરદેશીભાષામા માનપત્ર વાંચી સમજાવ્યુ

"એ સબ તો હમકુ માલમ છે ભૈયા, પણ આએ ભે સ તુમ કીદરસી લાવ્યા ?" શુદ ઉરદુમા મીસ ગંદેરીએ ભૈયા ગ ગાસી ગને પુછ્યુ

ગ ગાસી ગ જરા ગભરાયો પણ પછી સઘળી હીમત એકઠી કીધી ને તે મહાન પારસી બાનુ ડીટેકટીવની છેક લગોલગ જઇ તેવણને પહેલા વિશ્વાસમા લીધા અને પછી ઘણુ હલુથી કહ્યુ કે તે ભે સ તો જાણીતા શેઠ વરજીવનદાસની હતી

"વરજીવનદાસ ? ભૈયા ! ભૈયા ! ભૈયા ! તુમારા ખાતરી છે કે એ ભેસ વરજીવનદાસકા હય ?" સુનઇ અજાયબીથી મોટે મોટે બરાડવા લાગી.

"હાજી."

"વરજીવનદાસ કા ?"

"હાજી, બાઇ સાબ ?"

"વરજીવનદાસ કાજ, ઓર દુસરા કોઇના બી નહીં ?"

"હાંજી, બાઇ સાબ, હાંજી હાં !"

"એક વખત ફીરસે બોલો, કીસકા ?"

"વરજીવનદાસ કા, બાઇજી"

'વરજીવન——"

પણ મીસ ગંદેરી વધુ કાઇ બોલે તેટલા તો પેલી જાડી ભે સને ઉભુ રહેતા પાકી આવ્યું હશે તે લાંબા બે શીંગડા વાળુ ડોકુ વાકુ કરીને સુના તરફ ધસી આવી

તે ઘડીપળ મામલો હતો !

ઘણોજ ઘડીપળ ! !

ઘડીપળ વખત ! ! !

બારીક જેવો ઘડીપળ ! ! ! !

ઘડીપળ કરતા બી બારીક ! ! ! ! !

બારીકમા બારીકમા બારીક ઘડીપળ ! ! ! ! ! !

હજી મને "ઘડીપળ" વીશે ઘણાક અવ કાશોના ઉદગારનો પ્રહાર કરવો હતો પણ બેગીબાપ કેપોઝીટર મી ભાગલીઆ પાસે પેલા આશ્ચર્યવીરામ ચીન્હ ( ! ) ના ટાઇપનુ નવુ પેકેટ લેવા ગયો તે મી ભાગલીઆએ જણાવ્યુ જે ખપી ગયા હતા વાસ્તે મી સસ્સેમ તીન પાઉને તાર કરવો જે પોતાની વારતામાથી હવેથી સઘળા આશ્ચર્યવીરામ ચીન્હો બાયકાટ કરવા

શીંગડા મારવા ધસી આવેલી ભે સના સપાટામા સપડાયલી સુનઇ કેવી સમયસુચકતા વાપરી છટકી ગઇ તે માટે જુવો પ્રકરણ આઠમુ.

[ઉપલા ગંજાવર પેનટીંગનો સમજઃ— ઉપલું ગંજાવર પેન્ટીંગ જે ઇટલી ખાતેના મહાન ચીતારા ઓકાસીયો ડી ખાંભડીંગન્યાં એ સ્પેનના રાજાની દરબારમાં બેઠેલા ડોનકવીઝોટીના હજુરયા સેન્ડો પાનઝાની ખાસ રજામ દીથી ચીતારીને "ગુલશન" માટે ખાસ મોકલાવી આપ્યું હતું તે ઇસવીસન પુરવે (કદાચ પોશ્ચમેઝી હોય, કાંય જે લેખ બરાબર વંચાતો નથી) પચીસ હજાર પાંચસોમાં સાલમાં પોમપીઆઇની પરત પડેલી પાઠશાળામાંથી મળી આવ્યું હતું. એ મોટા સવાલનાં મોટા સવાલ જેવા ચીનમા ખરેખરો મોટો સવાલ શું હતો તે એક મોટા સવાલ જેવો મોટો સવાલ થઇ પડયો છે. એ મોટા સવાલનો અતી મોટો જવાબ જ્યારે મોટો ડીટેકટીવ ગાનીમાર્ડ હીંદુસ્તાન આવી પુગશે ત્યારે આપણ સરવે ખાસ વ આમને મળી શકે એવો દરેક સંભવ હોવાનો વાયરલેસ સંદેશો મળી ચુકયો છે—સહી.]

શાસએરી આઇસનું એક ગલાસ ધમંધુકાર ગસમટાવી જઇને પેટ પસવારતાં ચાંદનબાઇ બેઠા અને ભીંગાયલા હોઠપર બ્લાઉઝની બાંહે ફેરવી તે સફાઇદાર બનાવ્યા જેના બદલામાં બ્લાઉઝની બાંહે લાલ છટ થઇ બેઠી.

"મારો બન્નેવી લુલુ પીરોસા નવલઇ કુમાના તે પેલો લુપીન પેરીસથી નાહાસીને હંઇ આવેછ ત્યારે તો કંઇ મોટો ભરમ હોવો જોઇયે. હું. સમજ્યા કે હોરમજજી?"

[કર્તાની નુકતેચીની.—ઉપલા ફકરામાં પારસી બાનુ લુપીનને મનસે બટબટતાં ચીતારયાં છે જેમાં તેઓ નેકનામ મુરંબીજી બાઇજી સાહેબ છેડેના ભાગમાં મનમાંજ પુછે કે "સમજ્યા કે હોરમજજી?" હવે કદાચ કેટલાંક કમસમજ વાંચનારાંઓ વીચારમાં પડશે કે એ નખોદનો ગીયો હોરમજજી કોણ વચમાં ઘુસી ગીયો? પણ અતરે જણાવવાની ખાસ અગત્યતા નીરખવામાં આવે છે કે ઉપલા ફકરામાં સમાઇ ગયલા મીશટર હોરમજજીને આપણી વારતા સાથે બીલ્લ્લ્લકુલ્લ્લ્લ્લ્લ્લ્લ સંબંધ નથીજી. એ તો ચાંદણબાનુ કોકટજીની એક સાધારણ આદત હતી કે પોતે મનમાં કાંઇ વીચાર કરતાં હોય ત્યારે તેવણુની આએ વારતાનાં કોઇ કોઇ વાંચનારાં સખી સજ્જનોને નામ દઇને બોલાવે તથા તેઓને કંઇ કંઇ અનાડી જેવા સંવાલો પુછે. એવીજ રીતે ઉપર લખ્યા પ્રમાણે પુછાયલો સવાલ આ વારતાના કોઇક "હોરમજજી" નામના વાંચનારને પુછાયો હોવો જોઇયે. જુવો દીનકરદ...વાલમ પીસ્તાળીશ]

ગેનીમાર્ડે દેખઇતી રીતે મીસ સુના ગંડેરીને ખાનગીમાં જણાવ્યું હતું કે ફ્રાંન્સનો શાહુચોર લુપીન જે ખરેખર તો એક પારસી હતો અને આપણાં પારસીબાનુ લુપીનની ગરીબ ગાય જેવી બેહેન બાઇમાયનો મંગલ્યો માટી થતો હતો તે પારીસની નામાંકીત શરત "ગ્રાં પ્રી" (એટલે ગ્રાંડ પ્રાઇઝ) નો લણોજ માનીતો (ફેવરીટ) ઘોડો "ફ્રામબોઆઝ" તેના તબેલામાંથી પીત્તીને મુંબઇ લઇ આવતો હતો. દેખઈતી રીતે લુપીનની મતલબ એવી લાગતી હતી કે જો પારીસની "ગ્રાપ્રી" વાલી શરતનો ઘોડો મુંબઇની શરતોમાં નામ કહાડે તો પછી તેને એકાદ ભાંગેલાં વહાણમાં ચહડાવીને વેલાતની જાણીતી "ડરબી" માં દોડાવવા લઇ જવો અને તેને માટે પચીસ લાખનો વીમો ઉતરાવવો અને પછી વહાણ ભર દરયે ડુબાડી દેવું અને એ રીતે વીમાનાં નાણાં હાઉ કરવા અને.........................

પણ સબર એમ અને–અને–અને કરતાં તો આએ વારતાનાં બીજા બસોને સીત્યાંહેંસી પાણાં ભરાઇ જશે. ખરેખર લુપીનની શું મતલબ હતી તે હવે પછી આપણે જોઇશું.

(ખબરદાર! માનપત્ર આપવા આવેલા ભૈયા ગંગાસીંગ સાથની ભેંસના ભેદનો ભરમ આવતા અંકમાં ખુલ્લો થશે તે વાંચવા, ઓ કુલ જેહાન, ખબરદાર હો!)

---

કહે છે કે બરાબર લડાઇને લીધે યુરોપમાં ભારે કરકસર ચાલી રહી છે. પેરીસનાં એક નાનાં હોટેલમાં એક ગ્રહસ્થે ખાનાંપર અડધી રોસ્ત મરઘી માંગી.

અરધો કલાક...એક કલાક થયો પણ મરઘી મળે નહિ.

'વેટર' તેણે બરાડ પાડી. 'શું તું મરઘી સેવવા બેઠો છે કે?'

'નહિજી...હમારે ત્યાં કરકસર કરવાંનો હુકમ છે. સાહેબે અરધી મરઘી માંગી તે બીજો કોઇ અડધી માંગે તેની હું રાહ જોઉં છ...અડધીને ખાતર કંઇ આખી મારી નંખાય, સાહેબ?'

# ભરત-ગુંથન.

## સ્ત્રીઓને ઉપયોગી વિષય.

ગુલશન માટે ખાસ.

લખનાર—મીસીસ પીરોજા રૂસ્તમ કાપડયા.

(મીસીસ પીરોજા રૂસ્તમ કાપડયા, બાનુઓના આ ખાસ હુન્નરનાં કુશળ અનુભવી છે. જાણીતાં રોજીંદાં, અઠવાડીક અને માસીકોમાં એઓ બ્હેન અવાર નવાર લખે છે, જે ખાસ કરીને બાનુઓમાં બહુ વખણાય છે. હમારી ખાસ ફરમાસને માન આપવા માટે હમો એઓ બ્હેનના આભારી છીએ. હવે પછી એઓ બ્હેનના વિષયો ચિત્રોયુક્ત પ્રગટ થશે; અને હમોને દરેક ઉમેદ છે કે ગુલશનનાં બાનુ વાંચકોમાં તે બહુ ઉમંગથી વંચાશે-અધિપતિ.)

ભરત-ગુંથનનો હુન્નર બીજા બધા હુન્નરો માફક એક માણસને વધારે ઉંચે લઇ જાય છે. તેના ઉંડાણમાં ઉતર્યાથી આત્માને ખુદા આગળ લઇ જવાનું સાધન થઇ પડે છે, કારણ કે એક માણસ પોતાના હુન્નરથી ઉત્પન્ન થયેલાં કામ તરફ ખુશાલીથી ભરપુર જીગરે જોઇ ખુદાની જ યાદ દીલે વસાવે છે, ને તેના તરફની આભારની લાગણીથી પોતાના હૈયાને ભરી નાખે છે કે, આ હુન્નરથી થયલું કામ તે તારીજ અણહદ ઉંચ શક્તિને આભારી છે. તે ખુદાનાજ વખાણમાં પોતાની જીભ હલાવી ખુશીના ખાબમાં ગરક જાય છે. એક કવી પોતાની કવીતાઇ શક્તિને કલ્પનાથી દોરવી તરેહવાર જાતનાં કાવ્યો રચી પોતે તેમાં લીન થઇ એવો આનંદ ભોગવે છે કે, જે આનંદથી તેના જીગરની એકે એક નસો ભરપુર થાય છે ને ત્યારે તેનો આત્મા તે મહાન્ પીતા-ખુદાના આત્મા સાથ એક થાય છે. એક ચીતારો પણ પોતાના હુન્નરથી ને કલ્પનાથી દોરેલું ચિત્ર એમજ મોજથી નિહાળી પોતે કવીની માફક ખુશીના આવેશમાં આવી જઇ તે મહાન કીરતારની યાદમા પોતાના હોઠ હીલવે છે. તે વખતે તેઓને એટલો આનંદ થાય છે, કે તે આપણે કલ્પી શકીયે નહિ. ખુદાઇ આનંદ તેઓના જીગરને ભરી નાખે છે. એક મ્યુઝીશીઅન પોતાના નાદર હુન્નરથી એજ માફક પોતાના મહાન્ પીતાની સાથ એકતાન થઇ તેના આનંદમાં લીન થઇ જાય છે. ટુંકમાં કોઇ પણ હુન્નર તેના ભાવિકોને ખુદાના ઘર આગળ ખુદ ખુદાનેજ પ્યાર અને આનંદ આપવા ઘસડી જાય છે; અને તેજ પ્રમાણે

આ ભરત–ગુંથણનો હુન્નર છે. દલગીરની વાત એટલીજ છે કે દેશીઓમાં હજુ એ હુન્નરનો જેવો જોઇએ તેવો શોખ ઉત્પન્ન થયો નથી. તેઓ કોઇ સુંદર ભરત કામની ચીજ જોઇને તેને વખાણ કરવી, યા પસંદ કરવી એટલો બી ઉચ ખ્યાલ ધરાવતાં નથી, તેઓમાં મોટે ભાગે એનો ટેસ્ટજ ખીલ્યો નથી. એનું કારણ હું એટલુંજ જાણું છું, કે એ હુન્નરને ખીલવવા માટેના ને લોકોમાં એનો શોખ ઉત્પન્ન કરવાને માટેના સાધનો ઘણાં ઓછાં છે. છોકરીઓની સ્કુલોમાં પણ એ હુન્નરને ખીલવવાને માટે કાંઇજ કરવામાં આવતું નથી, જે થોડું ઘણું કેથે કરવામાં આવે છે, તે નજીવું છે. છોકરીઓને મેટ્રીક માટે તૈયાર કરવા મોટા પગારના માસ્તરો રાખી હેકટ ખર્ચ કરવામાં આવે છે. મેટ્રીકના અભ્યાસના બોજાથી છો... નાખવામાં આવે છે, ... લાયકના હુન્નરો તર... લાયકાત ધરાવનારા ... ખાસ સારા પગાર આ... પરવડતું નથી. ભરત કા... પશ્ચિમમાં જે ... ત્યાં નાદર ... દેખાડવામાં આ... દેશીઓમાં આ... કામ, ને તેના ડેવ... તેના કેટલા ડીઝાઇન તમારી આ... દગી તેની પર પુરી કરો, તો પણ તેની સંપુર્ણતાને પહોંચી શકો નહીં, એ હુન્નર પર

...જ વાચનારાઓ વીચારમાં ...મજી કોણ વચમાં ...વાની ખાસ અગ ...પણ ફકરામાં સમાઇ ... વારતા સાથે

પોતાનું ધ્યાન એકસરખું રોકી દિવસના કેટલા કલાકો હુન્નર પછવાડે મંડે, તોજ થોડું ઘણું જ્ઞાન મેળવાય છે. શ્રીમંત વર્ગની છોકરીઓ એ હુન્નર શીખતી નથી, શીખવાની દરકાર કરતી નથી, મધ્યમ વર્ગની છોકરી મોટે ભાગે ઘરના કામકાજથી પરવારી એટલો બધો વખત ફાજલ પાડી શકતી નથી. સીવણ ને વેતરકામ એ બાનુઓને અંગતનું છે ખરૂં, પણ એ, બાબતનું થોડું ઘણું અગત્ય જોગું જ્ઞાન મેળવી આ હુન્નર તરફ જો વધુ ધ્યાન અપાય, તોજ કાંઇક મન માનતું પરિણામ લાવી શકાય. જેઓ પાસે પૈસા છે, જેઓ બીજી આડીતીડી બાબતમાં પૈસો વાપરી નાખે છે, તેઓ પોતાના અગતની ઘરગતુ ચીજો વેચાતી સીવડાવી, ગરીબ વર્ગને કમાઇનું સાધન કરી આપી પોતે આ નાદર હુન્નર તરફ પોતાનો વખત ...કે તો એક કાંકરે બે પક્ષી મરાય. ... ઘણોજ મધ્યમ વર્ગ, જે તદન, ...ય એવો વર્ગ તેને માટે પોતાને ...ને પહેરવું કદાચ કરકસર ...ણ તે વર્ગમાં પણ ફાશીનની ... પાછળ પૈસો એવી રીતે બરબાદ ...કે પોતાને હાથે–જાતે કપડાં સીવી કરકસર ...સર કરવાના નિયમનું સત્યાનાશ વળી એક અંગ છે. ફક્ત વેતરવાનું તો નવાં બદયાનો ...ત જાતની ફેસનનાં સીવી એસ્કી થઇ ફરવાને માટે શીખવામાં આવે છે. થીંગડા મારવાનું, રફૂ કરવાનું, નામ પાડવાનું એવી એવી અગતની ચીજો શીખવાની બાજુ મુકી બ્લાઉઝ ને પેટીકોટ બચ્ચા-

ઓના ડ્રેસ ને વળી પછીથી મોટીઓના શર્ટ ને પાટલુન ને ડગલા સીવવા શીખે છે. હું ફરીથી ભાર મુકી કહું છું, કે મારા લખાણુની મતલબમાં કાંઇ પણ સમજમાં ફેર નહિ થવો જોઇએ; સીવવાનું, વેતરવાનું દરેક બાનુને જાણવાનું અગત્યનું છે. બલકે કોઇબી હુન્નર લેવાં કરતાં ઘણું અગત્યનું છે પણ તે શીખવા માટે છ મહીના યા વરસ દહાડો ઘણો થયો. જો તમારામાં એટલી શક્તિ હોય કે સાધારણ ઘરનું હાથે સીવી બાકીનું વેચાતું સીવાડી શકો, તો આ ભરત-ગુથનના હુન્નરને ખીલવવા શીખવા પાછળ તમારો વખત ને ધ્યાન રોકો એ હુન્નર છે, કે તે હુન્નરથી જે ઉપર સમજાવ્યું તેમ જુદાની આગળ જવાના પગથીયાંપર તમે ચઢવા માંડશો. હું ઇચ્છુછું કે મારી બ્હેનોમાં આ હુન્નર માટેનો શોખ જાગ્રત થાય!

---

## વ્હાલાંનું હેત.

( જરા કહેદો સાંવ રયાસે આયા કરે-એ ગીતનો ઢાળ ).

કોણ અમને વ્હાલાં વિણુ બોલાવ્યાં કરે!
બોલાવી હસાવી ડોલાવ્યાં કરે:
નયનના બોલે,
હૈયાંને હિંડોલે,
હેતના ગીત ગવરાવ્યાં કરે:
ગવરાવી ગાયાં અમ એ ગાયાં કરે!
વ્હાલાં! પ્રિયતમ પ્રાણુ છો:
અમને તો દિલ દેવ!
કેવલ અનુકૂલ રંજને-
માની લ્યો અમ સેવ:
સ્નેહ સેવાની ધૂને ભાવ્યાં કરે:
ધૂમાવી એ બ્હાવરાં બનાવ્યાં કરે!
કોણ અમને વ્હાલાં વિણુ બોલાવ્યાં કરે:
બોલાવી હસાવી ડોલાવ્યાં કરે!

વરાહરૂને રાજવડલે }
૨૩-૭-૧૫ } લલિત.

# ત્રીયારાજ.

## મનન કરવા જોગ વિષય

ગુલશનને માટે ખાસ

લખનાર—બ્હેન લીલાવતી.

બ્હેનો આ યુગ પ્રવૃત્તિનો છે, ને જે પ્રવૃત્તિમાં આગળ વધે છે તેની ઉન્નતિ થાય છે. દરેક માણસને એટલું તો કબુલ કરવું પડશે કે, કોઇ પણ સમાજ કે દેશની ઉન્નતિનો આધાર તેની પ્રજાની ઉન્નતિ ઉપર છે, અને પ્રજા કેળવવાનું કામ સ્ત્રીઓનું જ છે. મહાન્ નેપોલીયન વૉશિંગ્ટન; શ્રીરામ; ધર્મ, ભીમ, ને અર્જુન જેવા વીર પુરૂષોને ઉત્પન્ન કરવાનું માન પણ સ્રીઓને જ છે, તો આ જગતમાં સ્ત્રીની જવાબદારી કાંઇ ઓછી નથી. બીજી કોઇ પણ વ્યક્તિ કરતાં તેણે પોતે સુધરવાની, અને શુભ સંસ્કારમય જીવન બનાવવાની જરૂર છે. પિતાના ગુણ પુત્રમાં, અને માતાના ગુણો પુત્રીમાં હમેશાં ઉતરે છે, અને માતા જો સદ્ગુણી હોય તો જ તે સદ્ગુણો પુત્રીમાં ઉતરી તેને પણ ભવિષ્યમાં સદ્ગુણી ગૃહણી તેમજ માતા બનાવશે.

× × × ×

આપણા કેટલાક લોકોમાં લગ્ન પ્રસંગે ફટાણા ગાવાનો રીવાજ હજુ પ્રચલિત છે. હવે ફટાણાં જેવાં ગીતો ગાવાથી શું ગેરફાયદો છે તે આપણે જોઇએ. લગ્ન પ્રસંગે વડિલ વર્ગો, પુરૂષો તેમજ સ્રીઓ સર્વ ભેગાં મળ્યાં હોય છે. તેઓનાં દેખતાં ગમે તેવા અપશબ્દો બોલવાથી મર્યાદાનો લોપ થાય છે. અને આપણાં બાળકો આપણું જોઇ એવાં અનીતિમય, વચનો અને અપશબ્દો બોલતાં શીખે છે, તો માતાની ફરજ તો ઉલટી પોતાની પ્રજાને અનીતિને માર્ગે ચઢતી અટકાવવાની છે, તો તેને બદલે આ તો આપણે જ ગમે તેવા શબ્દો તેઓના દેખતાં બોલી તેઓને એ વાતથી જાણીતા કરી આપવા જેવું થાય છે.

× × × ×

આપણા લોકોમાં ઘણાં વ્રતો એવાં છે કે જેમાં આખો દીવસ ઉપવાસ કરી રાત્રે જાગરણ કરવાથી વ્રત સંપુર્ણ થાય છે. તેનો હેતુ આખો દીવસ ઉપવાસ કર્યા પછી રાત્રે ભગવત્‌ભજન કરી, સતી સ્રીઓનાં ચરીત્રો ગાઇ, અને મોટી સ્રીઓ, (માતાઓ) એ નાની બાળકીઓને સ[illegible] બોધક ગરબી ગાઇ ઉપદેશ આપી, રાત્રી નિર્ગમન કરવાનો છે. તેને બદલે આપણી બ્હેનો ભેગી મળી જુગાર રમવામાં, અને ખારી ખોટી કુથલી કરવામાં, એવા પવિત્ર દિવસનો ઉપયોગ કરે છે એ કેટલું દીલગીર થવા જેવું છે? માટે હે બ્હેનો! જો તમારે તમારી પુત્રીઓને ભવિષ્યમાં સુધારવી હોય

અને કૌશલ્ય, અને કુંન્તી જેવી આદર્શ માતાઓ બનાવવી હોય તો અધર્મ રૂપી કાચા તાંતણા જેવી મોઝમઝાને તુચ્છકારી, સુધર્મની મજબુત દોરીથી હવે પછીની તમારી જીવન ગ્રંથી ગુંથો.

× × × ×

આજકાલ આપણા હીંદુ લોકોમાં પાશ્ચિમાત્ય અનુકરણ કરતાં ફેશન તેમજ ખરચ ઘણાં વધી પડયાં છે જો આપણે એમ માનતાં હોઇએ કે એથીજ આપણી સ્ત્રીઓની સૌંદર્યતામાં વધારો થાય છે, તો એ તદ્દન મુર્ખતા ભરેલું છે. જે સુંદરતા, લાયકાત, અને મોટાપણું આપણી સાદાઇમાં છે તે એ હદ ઉપરાંતની ફેશનથી ઢંકાઇ જઈ આપણને બીજા પણ અનેક ગેરફાયદા કરે છે. જ્યાં લગી આપણે સાદુ પોલકું કે બે રૂપીઆનો સાળુ પહેરતાં હોઇએ ત્યાં લગી આપણે તે કેટલાં સારાં અને ડીસન્ટ ( લાયકી ભર્યાં ) લાગે છે પણ આજકાલનો વાંયુ જ એવો છે કે આપણું મન સ્થીર રહેતું જ નથી. મુખ્ય કરીને સ્ત્રીઓમાં અનુકરણ કરવાની ટેવ વધારે જ હોય છે, અને તેજ ઘણી ખોટી છે. એક દિવસ એક સહીપણીએ પાંચ રૂપીયાનું કાપડું ને સાત રૂપીઆ સીલાઈનું ફેશનેબલ પોલકું પેર્યું, અને તે બીજીએ જોયું તો પછી પોતાના પતિની સ્થિતિ ગમે તેવી હશે, તેનો વિચાર ન કરતાં તે તો બસ તે જ પોલકાની હઠ લઇ પતિની ના મરજી છતાં પોતાની ઇચ્છા પૂર્ણ કરશે. પણ એ ફેશનની લત પણ એક દારૂ કે જુગાર જેવી જ છે. એક વખત તેવું પેર્યું એટલે બીજું વળી તેના કરતાં સારી ફેશનનું જોયું તો પાછું એટલુંને એટલું જ મન થશે; અને એમ લાગશે કે પેલાના કરતાં આ ઘણું સારૂં છે. માટે એવું તો મારે કરાવવુંજ જોઇએ. હવે એવું બને કે પહેલું સીવડાવ્યું તે તો પતિની ના મરજી છતાં હઠ લઇને કરાવ્યું પણ હવે શી યોજના ઘડવી? ત્યારે પતિથી છાનું કરાવે એમ કરતાં કરતાં પછી શરૂઆત થઈ જાય અને પતિ બિચારો ત્રીસ કે ચાળીશ રૂપીઆ કમાતો હોય, તો તેમાં આવા મોઘવારીના વખતમાં પોતાનું ગુજરાન ભાગ્યે કરી શકે? તો આવા ખોટા અને ઉડાઉ ખર્ચો શી રીતે વેઠી શકે? અને પછી તેને અંતે વખત જતાં, પતિપત્નીમાં પ્રીતિ વધવાને બદલે અંદર અંદર કલેશનું બીજ રોપાય.

પાશ્ચિમાત્ય અનુકરણ કરતાં આપણે કેટલાં હેરાન થઇએ છીએ, તેનો ખ્યાલ અનુકરણ કરનારને ભાગ્યે જ આવતો હશે. હમણાં તમે મુંબાઇ જેવાં શહેરમાં જઇને જોશો તો દરેક નાની ચાલીઓમાં એકએક બબ્બે ઓરડી ભાડે રાખીને રહેતા ભાડુતો ઘણા નજરે પડશે. તેઓ ત્રીશથી પચાસ રૂપીઆ મેળવનારામાંના ઘણા હશે. હવે તે લોકોના ઘરમાં પણ તમે જોશો તો એક ટેબલ, બે ત્રણ ખુરશીઓ, એક ઇઝીચૅર ને એક કૉચ અને એક કબાટ, એટલું તો જરૂર હશે જ. અને રવિવારે ઑફીસમાંથી રજા મેળવી પતિપત્ની ચોપાટી, પાલવા કે બૅન્ડ સ્ટેન્ડ ફરવા જશે; તે વખતે સાધારણ સ્થિતિના પારસી યુગલને પણ અં-

જાવી નાખે તેટલો ફેશનેબલ શું આપણા યુગલનો હશે. તો વિચાર કરો કે એ ખર્ચ એ લોકો કેમ પુરો કરતાં હશે. પછી પુરૂષો બિચારા એ અનુકરણીય વધી પડેલી અતિશય ફેશનને અંતે કેટલો હેરાન થાય છે. તેઓ સવાર સાંજ ફુરસદનો વખત ટ્યુશન આપવામાં કાઢે છે. બાકીનો આખો દિવસ ઑફીસમાં જાય છે, અને તે કરતાં જો વધારે વખત મળે તો ઘરમાં આજે તો દરજી આંકડો લઇને આવ્યો હતો, અને કાલે તો કાપડવાળો આવ્યો હતો, એની ચિંતામાં ગાળે છે. તો બોલો પછી એ પતિપત્નીને પ્રીતિ કે પ્રણય જેવી ચીજની તો અવકાશજ ક્યાંથી હોય, અને જે ખરો દાંમ્પત્ય સુખનો લ્હાવો તો એ બિચારાં ક્ષુદ્ર પ્રાણીઓ મેળવી જ ક્યાંથી શકે ? તો હવે વિચારો કે ઉપલું જીવન જોતાં આપણને ફેશનના અથવા અનુકરણથી શું ફાયદો મળ્યો ? હવે જુઓ કે એની જગ્યાએ આપણું અસલનું સાદું જીવન, સાદું ગૃહ, અને સાદો પોશાક શું આપણને હરેક રીતે ફાયદાકારક નથી ? આપણું કે જે કાંઇ વાંચવું, લખવું કે બીજું કામ ટેબલ ખુરશીએ થાય છે, તેજ કાંઇ એક સાદી ગાદી પર બેસીને કરીએ તો નથી થતું? ઉલટું વધારે આરામથી થાય છે અને એવું ખોટું અનુકરણ કરતાં આપણે જે ખરૂં સૌભાગ્યને શોભાવનારૂં પતિ રૂપી રત્ન છે, તેને ત્રાસ આપીએ છીએ. અને પછી આપણે આપણી અતિશય મોજશોખમાં બ્હેકાવી મુકેલી જીંદગીને એકી વખતે ધુળમાં મેળવવી પડે છે.

શાબાશ છે પારસી, અંગ્રેજ, અને બીજી કોમોને કે તેઓ પોતાનું મન સ્થિર રાખી તેનું કાર્ય કરે જાય છે. કાં તેઓ આપણું અનુકરણ નથી કરતાં ? જેવાં આપણે મનુષ્ય છીએ તેવાંજ તેઓ છે. કેમ અંગ્રેજો પોતાના સ્કર્ટને બ્લાઉઝ મુકી આપણાં જેવી સાડી ને ચોળી નથી પહેરતાં ? એ જોઇ શું તમને શરમાવું નથી પડતું. અને એમ થવાથી આપણે આપણો આર્ય સ્ત્રીઓનો ધર્મ, અને આપણાં લક્ષણ ભૂલી જઇએ છીએ. હાલમાં આપણા લોકો પુત્રીઓને કેળવવી એટલે માત્ર ગુજરાતી, અંગ્રેજી, અને સંસ્કૃત ભાષાનું જ્ઞાન આપવું એટલુંજ સમજે છે; પણ એમ ન કરવું જોઇએ. હા, મ્હારૂં કેહેવું કાંઈ એમ નથી કે બાળકીઓને ન ભણાવવી કે નિશાળે નહીં મોકલવી, પણ સાથે સાથે ગૃહકાર્ય તેમજ ધર્મશાસ્ત્રનું પણ કાંઇક ભાન કરાવવું જોઇએ. હમણાં તમે આજકાલની ઉધરતી બાળાઓને પુછશો તો ધર્મ શબ્દનો અર્થ પણ ભાગ્યે કોઇને ખબર હશે. માત્ર ગાદરોઆ પ્રવાહની પેઠે મેટ્રીક થવું એમાં જ મોટાઇ માને છે પણ એમાં ભૂલ જ મા બાપની છે, તેઓ જ એમ માને છે કે બિચારી નિશાળે જાય, નિશાળનું લેસન કરે કે ઘરનું કામ કરે? એવા વિચારથી તેઓ જ પહેલેથી બીજું પરતું મુકે છે. હાલની મહિલાઓને પાકશાસ્ત્રનું જ્ઞાન પુરેપુરૂં ભાગ્યે સોમાંથી દશનેજ હશે. પણ મૅકોલેની કે ગોલ્ડસ્મીથની એવી પોએમ પુછશો તો, ફડફડાટ બોલી જશે, એથી કાંઇ આપણી ભારતી માતાનો ઉદય

થવાનો નથી, માટે આપણે આપણું મૂળ-કર્તવ્ય મુકી દઇ અન્ય પદ્ધતિએ ચાલવા જતાં, કાગડો હંસની ચાલ ચાલવા જતાં પોતાની પણ ભુલવા જેવું થાય છે.

આપણી બ્હેનોએ પતિપ્રત્યે શી ફરજ છે? પોતાનાં બાળકો પ્રત્યે માતાનો ધર્મ શું છે? તે જાણવાની સૌથી પહેલી જરૂર છે. કારણ કે આપણું હીંદુ ધર્મશાસ્ત્ર તો એમ જ કહે છે કે સ્ત્રીઓને પતિ એજ પ્રભુ, અને પતિ એજ સ્ત્રીનું સર્વસ્વ છે. અને ઇશ્વરે આપણને જે જે કર્તવ્યો અને જે જે ધર્મો–ફરજો નીર્મી આપેલા છે, તેજ પ્રમાણે આપણે આપણું વર્તન ચાલુ રાખવાનું. આપણે કાંઇ ધારાસભામાં જઇને પુરૂષો બરાબર અંગ્રેજ સરકાર પાસે હક માગવા એ આપણું કર્તવ્ય સમજવાનું નથી. મુખ્ય કરીને આપણે આપણાં કુટુંબ પ્રત્યે તો સ્નેહ અને લાગણ હોવા જ જોઇએ. અંગ્રેજ લોકોની માફક આપણે કાંઇ પરણીને બીજે દિવસે જુદા રહેવાનું નથી પણ હવેની પ્રજાએ તેમ કરવા માંડયું છે. તેઓને પહેલાં તો ઝાંઝવાંનાં જળ જેવું સારૂં લાગે છે પણ પાછળથી તેઓને કેટલો પસ્તાવો થાય છે અને પછી તેઓની વૃત્તિ એવી તો એકળપેટી થઇ જાય છે કે તેઓથી સગાં માબાપ કે ભાઇ બ્હેનને પણ પુછી શકાતું નથી. માટે બ્હેનો મારૂં કહેવાનું એટલુંજ છે કે આપણામાં જે અનુકરણિયવિકાર છે તેને ધીરે ધીરે દુર કરી કાઢી નાખવો જોઇએ, કેમકે આપણું હીંદુ લોકોનું વાતાવરણજ નિરાળું છે.

× × × ×

'જમશેદ, તમે કાલે રાતના છાકટા થઇને આવ્યા. તમારે શરમાવું જોઇએ. ભરભાહુતો જોતે તો મારૂં નાક કપાઇ જતે!'

'પણ રાત્રે કોઇ હતું નહી ને?'

'તેથી શું? તે લોકોએ તમોને શીખામણ આપતાં મને તો સાંભળી હોશે ને?

× × × ×

હોટેલમાં એક શખ્સ જમવા બેઠો હતો. તેજ ટેબલ પર બાજુમાં એક ઇચમજી જમતો હતો.

'મીસ્તર' પહેલાએ કહ્યું. 'જરા સોસ પાસ કરશો?"

'વૉટ! તમે શું મને વેટર સમજો છો?'

'ઓહ! એઅદબી માફ...હું તમોને નવો વેટર સમજ્યો તો!'

× × × ×

ઘરાક—ડાકટર, તમે શું બધાં ઘરાકોની વિગતની નોંધ રાખો છો કે?

ડાકટર—હાજી, મારા ઘરાકો શું ફી આપે છે ને તે મેળવતાં મને લોહીનું પાણી કેટલું કરવું પડે છે તે હું જરૂર નોંધી રાખું છું.

× × × ×

'રૂસ્તમ હાલની ચાકરીએ ઠીક રહેલો લાગે છે.'

'હું નહિ ધારતો કે તે ઝાઝો ટકે!'

'કારણ? તેનો સીનાર તો વખાણ કરતો તો?'

'એ ચક્રમ માટે મેં પહેલાંથીજ કહેલું કે મહીનોબી ટકવાનો નથી; જો કે તેને બે વરસ થયાંજ પણ મારૂં મત હું ફેરવી શકતો નથી.'

× × × ×

# શુરવિરના જીગરના જુસ્સા અને હોંકેરા.



ઘોડો મારૂં તખ્ત ને ઢાલ મારૂં તાજ,
શીકાર મારો અમલ, મેદાન મારૂં રાજ.
તરવાર મારી મશુક, બંદુક મારી બાંગ,
પીતા મારો ભાલો, માતા મારી સાંગ.
કટાર મારી બ્હેન, જમબીઓ મારો ભાઈ,
આ તીર મારાં બાળક, કમાન મારી બાઇ.
ખંજર મારો મીત્ર, જંબુર મારી જોત,
લગામ મારો લોચ્યો, બખ્તર મારો કોટ.
પટા મારા ગેરયા, ને ધુપ મારી તાલ,
બારૂત મારૂં કીમીયું, ગોળી મારાં બાળ.
લશ્કર મારૂં કુટુંબ, હથીયાર મારી ફોજ,
લડાઈ મારી સરજત, જખમ મારી મોજ.
તાલીમ મારો ખોરાક, રગડ મારૂં પાન,
કુસ્તી મારી ખેલવત, તરવું મારૂં સ્નાન.
જંગલ મારી દુન્યા, કુદરત મારી પ્રીત,
વાઘો મારા ખીલ્લુ, પહાડો મારી ભીંત.
જો પાસે ન હથયાર, તો મરદ હું નહીં,
જો ઝમકાઉં હું તલવાર, તો મરદ હું સહી.
જો મારૂં હું વાઘો તો મરદ ખરો,
જો હઠું હું પાછળ તો જીવતર બળો.
જો ચુંકું હું નીશાન તો મરદ શાનો ?
જો ઉતરૂં નહીં મેદાન તો બળદ માનો.
જો લડું હું લડાઇ તો કયાની પુત,
જો ડરૂં હું ઘાથી તો જીવતર આ ધુત.
જો હઠાવું હું શત્રુ તો જીંદગી વાહ !
જો જગાઉં હું મેદાન તો ખરો સીપાહ !

ખુરશેદ.

# રિવ્યુ કૉલમ.

---

## ઓરત.

લખનારઃ—જ. ન. કાબરાજી.

પુરાણાં પુરસદના માલેક અને અધિપતિ તથા જાણીતા વાર્ત્તાનવેશ મી. જ. ન. કાબરાજીથી આજે ક્યો પારસી વાંચક અજાણ્યો છે. મી૦ કાબરાજીની અનેક વાર્ત્તાઓ આજ સુધી પ્રગટ થઈ છે અને તેમણે ગુજરાતી પારસી સાહિત્યમાં મોટો આવકારદાયક ફાળો આપ્યો છે. આ પુસ્તકમાં ઓરત, મોહબત અને મરવતનું કેવું મહાન્ મંદિર છે તે અજુક રીતે પુરવાર કરી આપવામાં આવ્યું છે, અને જગેજગ બોધક ઇશારા કરી વાર્ત્તાની રચનામાં ઘણો આકર્ષક વધારો કરવામાં આવ્યો છે અલબત વાર્ત્તા અંગ્રેજી સંસારની છે......તેને તાણી તોડીને પારસી સંસારને લાગુ પાડવાની ખોટી કોશેશ થઈ નથી. તે બેશક સ્તુત્ય છે. પારસી સંસારને કદી પણ લાગુ ન પડી શકે એવી વાહીયાત કલ્પના કરવાની પારસી લેખકોને કદી જરૂર નથી. પારસીઓમાં ઓરીજીનલ લેખકો થવાનો જમાનો બહુ દુર છે. તેવા સંયો-

ભવિષ્યની ઓલાદ પારસી સંસાર માટે કેવો અભિપ્રાય બાંધી શકશે તેનો ખ્યાલ કરવો ઘટે છે.

આ પુસ્તક ડોંગમોંગવાળા ભાઈ દીનશાહ કરકરીયાએ પ્રગટ કર્યું છે. પુસ્તકની શરૂઆતમાં મી૦ કરકરીયાએ બોલ લખી હિંદુસ્તાનના જાણીતા પબ્લીશર થવાની જે ઉમીદ રજુ કરે છે તે આપણે ઇચ્છીશું કે પરમાત્મા પાર પાડો. મી૦ કરકરીયાએ આ સાતમું પુસ્તક બહાર પાડ્યું છે. આવીજ રીતે ખંત રાખી બીજા જાણીતા લેખકોનાં પુસ્તકો મી૦ કરકરીયા બહાર પાડતા રહેશે, તો જેવી રીતે મરહુમ મી૦ ઇચ્છારામ સુર્યરામ દેસાઇએ અને હાલમાં સસ્તાં સાહિત્યવાળા ભિક્ષુ અખંડાનંદે ગુજરાતી સાહિત્યની અપાર સેવા બજાવી છે, તેવી અપાર સેવા તેઓ પારસી સાહિત્યની બજાવશે. મી૦ કરકરીયાનો આ સાહસ દરેક પ્રશંસાને પાત્ર છે.

નવાં વર્ષ માટે યાદગાર ભેટ તરીકે આપવા મી. ફરકરીયાએ આ પુસ્તકમાં નવી પહેલ કરી છે તે બેશક આવકારદાયક છે.

કિંમત રૂ ૧-૪-૦ મળવાનું ઠેકાણું. ઢોંગસીંગ આફીસ ટ્રામ ટરમીનસ ગ્રાંટરોડ મુંબાઇ.

## ગુજરાતી શાહનામું.

રચનાર—રૂસ્તમ નવશેરવાન માસ્તર.

ઉર્ફે આદીલ.

પારસી કોમમા હાલને કાજ પોતાની પુરાતન તવારિખ શાહનામાં તરફ અથાગ પ્રેમ બરપા થયલો જણાય છે અને તે હાલમાં બહાર પડતાં શાહનામાંઓથી અચુક ઠરે છે. મરહુમ મી૦ મનસુખે ગુજરાતી બેતબાજીમાં પારસી તવારિખને ફીરદોશીની પેઠે જીવતી કરવા બીડું ઝડપ્યું હતું પણ તે અધુરે ગયું હતું. ત્યાર પછી વર્ષો સુધી તેવો પ્રયત્ન કોઇ તરફથી થયો ન હતો. થોડાં વર્ષ થયાં પારસી કોમને ફીરદોશીની રસીલી કલમથી લખાયલી પોતાની પુરાતન તવારિખ જાણવાની ભારે હોંશ થઇ. નાયબ દસ્તુરજી મીનોચેર જામાસ્પજી જામાસ્પ આશાનાએ ચાર વૉલ્યુમોમાં શાહનામું મુખ્તેસર રજુ કર્યું છે. આ પુસ્તકો કેવાં છે તે વગર જોયે હમો જણાવી શકતા નથી પણ નાયબે દસ્તુરજીની સાથે જાણીતા નોશાકરા અભ્યાસીઓ એરવદો માહીયાર અને ફરામરોજ નવરોજી કુઠારે મુળ શાહનામાના ફારસી શબ્દો ગુજરાતી અક્ષરોમાં રજુ કરી સાથે સાથે તરજુમો આપવાનો સાહસ ઉઠાવેલો છે. આ સાહસમાં તેઓ ઘણા આગળ વધેલા છે. તે માટે બીજી વેળા હમો જણાવીશું. હાલમાં આવેલું ઉપલું પુસ્તક જાણીતા કવી આદીલની યાદગાર કોશેશનો સુંદર ખ્યાલ આપણને આપે છે. આપણે ઇચ્છીશું કે દશ વોલ્યુમમા તે પુરૂં કરવાને તેઓ શક્તિવાન થાય. અત્યાર સુધીમાં પ્રગટ થયલાં ગુજરાતી શાહનામાઓમાં આ પુસ્તક તદ્દન નવિન છે. બેતબાજીમાં જો કે આ પુસ્તક રજુ થયુ છે પણ તેમાં એવો રંગીન અને રોનકદાર ખ્યાલ આપવામાં આવ્યો છે કે, ઘડીભર આ પુસ્તક બાજુએ મુકવાનું મન થતું જ નથી. આ પુસ્તકની પ્રસ્તાવના મી. રૂ. બ. પેમાસ્તરે લખી તેના રચનારને યોગ્ય ઉત્તેજન આપ્યું છે. લગભગ સવા બે હજાર બએતો આ ભાગમાં આપવામાં આવી, શરૂઆતથી શાહ ફરીદુનના રાજ્યની સમાપ્તિ સુધીની જાણવા જોગ ખબરો સમાવવામાં આવી છે.

હાલમાં આવાં પુસ્તકોની વિશેષ જરૂરીયાત છે એમ ચોમેર જોતાં દ્રષ્ટિગોચર થાય છે. પહેલું વૉલ્યુમ જસ્ટીસ સર દીનશાહ દાવરને અર્પણ કરી કવિ આદીલે એક અચ્છું પગલું ભર્યું છે. હમો મી૦ આદીલને દરેક ફત્તેહ ઇચ્છતાં, ઇચ્છીશું કે તેઓ જલદી જલદી પોતાનાં પુસ્તકના તમામ ભાગ બહાર પાડવા શક્તિવાન થાઓ. અલબત લેખકને ઉત્તેજન આપવાનું કામ પારસી કોમનું છે પણ પારસી કોમ એટલી જ્ઞાન નથી કે આવાં કાર્યને ઉત્તેજન આપવામાં તે પછાત રહે. પુસ્તકનો સુંદર ગૅટઅપ જોતાં તેની કિંમત

હાલની છાપખાનાની મોંઘવારી ધ્યાનમાં લેતાં કાંઇજ નથી.

કિમત રૂ૦ ૧ાા.

## કયાની કિતન

રચનાર-હરમીસ (હોરમસજી સો. ગીઝી)

કવિ હરમીસનાં નામથી ગુલશનનો વાંચક અજાણ નથી કે તેમના આ નાનકડાં પુસ્તક માટે તેમની ઓળખ આપવાની હમોને જરૂર રહે. આ બાબ ગુલશનના દરેક અંકોને પોતાના સુંદર કાવ્યોથી શોભાવી રહ્યા છે. એઓ જાણીતા લેખક છે અને થોડા વખતમાં જાણીતા લેખકોની સંફમાં આવી ગયા છે. એઓ જેમ ગદ્ય લખાનમાં કુશળ છે તેમ પદ્યમાં બહુ અચ્છુ કામ કરી શકે છે. તેમનું કયાની કિર્તન પણ શાહનામાની મુખ્તેસર તવારિખ છે. વાંચનો કરતાં કિર્તનો બેશક આપણા જીગરમાં એક એવો ઉત્તમ જણુઝણાટ પેદા કરે છે કે જેની અસર સાધારણ અગરો કરતાં લાંબો વખત ચાલુ રહી શકેછે મી. હરમીસનાં આ કયાની કિર્તનની એક ખુબી એછે કે જ્યારે શાહનામાંનાં બીજાં વાંચનો બેતબાજી પર રચાયતાં છે. ત્યારે આ ગાયનો તાલ, સુરમાં સંગીતને કાયદે જુદી જુદી રાગ રાગણીઓમાં રચવામાં આવેલાં છે. મી. હરમીસ આ ગાયનોની નોટેશનો પણ પ્રગટ કરનાર છે, તે બેશક શુભ છે. તેમ થવાથી આ ગાયનો સહેલાઇથી ઘરે ઘર ગવાતાં થઇ જશે પારસીની આ પહેલી પુણી છે. પણ મી. હરમીસ ધીમે ધીમે આ કિર્તનોની હાર માળા લંબાવવાનું પોતાનાં પુસ્તકમાં જણાવે છે તે બેશક શુભ છે. મહાન્ ફીરદોસીના યાદગાર પુસ્તકને જુદી જુદી રીતે હાલમાં પુનર્જન્મ આપવાની જે સ્તુત્ય કોશેષ થવા લાગી છે, તેને હમો દરેક આવકાર આપીએ છીએ. પારસી કોમે આ તવારિખ પોતાના મન પર મજબુત ઠસાવવાની વિશેષ જરૂર છે.

કિંમત ચાર આના. મળવાનું ઠેકાણું:—
ઈંન ફોટોગ્રાફિક સ્ટુડીયો. ગોવાલ્યા તળાવ.
મુંબાઈ.

## ભરત—ગુંથણ.

## Needle-Work.

પાઠ્ય ૧ લું.

કર્તા—પીરોજા રૂસ્તમ કાપડીયા.

મીસીસ પીરોજા રૂસ્તમ કાપડીયા છાપા દ્વારે પોતાના ઉપલા વિષયોની માહિતી આપવાને માટે બહુ જાણીતાં થયતાં છે. ભરત-ગુંથણનાં કામોમાં એઓ બ્હેન જાણે એક વિદ્યાગુરૂની મત્તા સમાન છે. આ વિષયની એમની પ્રવિણતા એમના લેખોથી અચુક માલુમ પડે છે. અલબત આ જાતનો અભ્યાસ મારા જેવા વિદ્યાર્થીને નથીજ છતાં હમારે ત્યાં જે મોજથી આ પુસ્તક વંચાયું છે તે પરથી ખાતરીથી કહી શકાય છે કે, આ પુસ્તકમાં પીરસેલો મસાલો બહુ ઉમદા છે. ખરેજ એમો બ્હેનના બોલવામાં કહીએ તો—

"અબળા જાતિના અગણિત આભુષણોમાં ભરત—ગુંથણની કળા એક અમૂલ્યનું ભુષણ છે. રાંધનકળા, બચ્ચાંઓની

માવજત અને સીવણ-સાધન પછી આ કળા સંપાદન કરવી. દરેક સ્ત્રી, પછી તે મહારાણી કે વહેતરાણી હોય, તો એ હુન્નર હાંસલ ન કરે તો તેની જીંદગીનો થો ભાગ વ્યર્થ ગયો એમ સમજવામાં આવે છે. ધણીએ શણગારી આપેલા મહેલમાં રાજકર્તી ધણીઆણીને ફુરસદના એકાદ બે કલાક ગાળવા માટે આ કળા જો તેને આવડતી હોય તો, રાહત આપવાનું સાધન થઇ પડે છે, જ્યારે અનાથ બચ્ચાંઓની કે બૂઢા માબાપને પાળવા ખાતર રંજ કરતી વિધવા કે કુંવારીકાને તે ગુજરાનનું સાધન થઇ પડે છે."

વેલ, એથી વધુની શી જરૂર છે. આ પુસ્તકમાં લગભગ છવીસ ડીઝાઈનો આકૃતિઓ અને સમજણ સાથે આપવામાં આવ્યાં છે. આવાં પુસ્તકો ઘરમાં રાખવાં બહુ ઉપયોગી છે. દરેક કુટુંબમાં આ પુસ્તક હોંશથી વંચાવું જોઇએ છે. હમારી દીલગીરી એજ છે કે વૉલ્યુમની કીંમત રૂ. ૨) બહુ રાખવામાં આવી છે. અલબત્ત ઉમદા પ્રિંટિંગ ને આર્ટપેપર જોતાં આ કિંમત મોટી નથીજ. છતાં આવી આર્ટ-ડી-લક્ષ આવૃત્તિ રાખવા સાથે બીજી એક સસ્તી આવૃત્તિ રાખવામાં આવી હોત તો ઠીક થઇ પડત. આ વૉલ્યુમ પહેલું છે એટલે બીજાં વાલ્યુમોમાં એઓ બ્હેન આ સુચનાઓ પર ગંભીર ધ્યાન આપશે એવી હમોને ઉમેદ છે.

કિંમત રૂ. ૨. મળવાનું ઠેકાણું એનજીનીઅર બીલ્ડીંગ, ગ્રાંટરોડ, ફ્રીઅર બ્રીજની દક્ષિણે મુંબઈ.

× × ×

**મારવાડી**–એ બૉઇશૉબ, આ શા ધંધા માંડયા છે? કરજ આલતા નથી ને મોટરમાં શીદને ફરો છો?'

**કરજદાર**–જોની ગોમા, હું ફરી શકું છ કે નહિ તે જ જાના હાલ તો અખતરા કરૂંછ!......મર અનાડી?

× × ×

'વલ્લાહ! એ તને શું થયુંછ? ચાર પડ...આવતી કાલે તું આવશે ને તારી બીબીને જણાવતાં તને ચાર પડ ભરવા પડે છે?'

'નહી, દીકરા, તું નહી સમજે? આજે રાત્રે હું કાં નહી આવીશ તેનાં કારણો મને જણાવવાં પડે છે?'

× × ×

'એ કેવો છે?'

'પહેલે નંબરનો બદમાશ!'

'દેખાવે તો શાંત છે?'

'કમબખ્તમાં સૌથી બુરી ટેવ છે. આપણે ઘેર આવેછ ત્યારે ઘરમાં ઉંધું ચત્તું સમજાવેલું હોય છે તે માટે આપણને જુદા પાડે છ!'

× × ×

નસીબ અજબ કાંટાબાજ છે. તેના પર જે કોઇ આધાર રાખતું નથી તેને જઇ તે ગળે બાઝે છે.

જ્યારે કોઇ શખ્સ પોતાને સુખી બનાવે છે ત્યારે તે છતી આંખે આંધળો રહી વાહેમ ઝીપલાવ્યો જાય છે.

ચાલીસ વરસની વિધવા પણ પોતાની વાત કરતાં સત્તર વરસે પરણીને પાંચ વરસમાં રંડાઇ તેનીજ વાતો કરશે!

દુરથી ડુંગર રળ્યામણા છે હોં! આપણા ખેરખાહોને દુરથીજ નમસ્કાર કરવા જોઇએ!

× × ×

# ચિત્રવિચિત્ર.

(રસમય ચુંટણી.)
ગુલશન માટે.
લખનારઃ- સેવક, ભોળોડાળો.

નવેમ્બરના અંકમાં મી. બગવાડયાના કેટલાક ફકરા રજુ કરવા હું ભુલી ગયો હતો પણ ભરૂચાની લેંસે પાડયો જણ્યો ને અધિપતિને જગ્યાની મારામાર પડી એટલે 'આવતા અંક પર' એવો તરારો થયા કર્યો. આ અંકે કાંઈક મહેરબાની થઇ છે તો લ્યો આજે ટુંકુ ને ટચઃ

નારંગીની ગડપી છાલ એક કપ ટીલ-ખુશ પીણું બનાવે છે.

રીબાળાનું રાતના ભુકવું નજીક આવતાં ભારે તોફાનની નિશાની છે.

એક હાથીની સુંઢમાં ૪૦,૦૦૦ ગોટલાં હોય છે, જ્યારે માણસના આખા શરીરમાં ફક્ત ૫૨૭ ગોટલાં છે.

એક માઇલ ઉંચુ વરસાદનું ટાંકણ જમીન પર આવતા ૧૭ કલાક લે છે.

લાંબી ટયુબ વાળની ફીડીંગ બોટલ નાના બચ્ચાંને માટે એટલી તો જોખમકારક છે કે ફ્રાન્સમાં તેનું વેચાણ પણ બંધ કરવામાં આવ્યું છે.

સ્પીડીશ માતાઓ પોતાના બચ્ચાંને મહેતવરેલી વખતે, નહવાડતી વખતે 'દમ' મા પૈસા નાંખે છે કે ભવિષ્યમાં તે પૈસાવાળો થાય!—

ગ્રીસ માતાઓ પોતાના બાળકને પારણામાં મુકવા અગાઉ ત્રણ ફેરા પારણાની આસપાસ ફરે છે કે જેથી 'ભુત પલીદી' તેઓથી દુર થાય!

જરમનીમાં એક લડાઈ પરના ગયલા જર્મન સીપાઇની ઓરતને માસીક છ શીલીંગનું લવાજમ મે થી ઑકટોબર સુધી મળે છે, જ્યારે નવેમ્બરથી એપ્રીલ સુધી મોંઘવારી રહેતી હોવાથી માસીક ૧૨ શીલીંગ મળે છે. કોઇ વખત રોકડ રકમને બદલે પટેટા-આટો-અને બળતણ પુરૂ પાડવામાં આવે છે-તેઓના દરેક બાળક જેઓ ૧૫ વર્ષની અંદરના હોય છે તેઓને માસીક છ શીલીંગ મળે છે.

આખી દુન્યામાં ફક્ત મેડાગાસ્કર પાસે ઓકસન (બળદ) ઉભ્હેતરી છે, કારણ કે ત્યાંની રૂતુ ઘોડાઓને માફક આવતી નથી. લડાઈના કામ માટે જો કે બળદો પુરતા કેળવાયલા હોય છે છતાં તેઓ એટલા બધા ગડપી હોતા નથી

આસ્ટ્રીયન પોલીસમેનને ફરજીયાત સ્કેટીંગ અને સ્કીંગીંગ જાણવું જોઇએ છીએ જ્યારે ટેલીગ્રાફીની ... તથી પણ તે માહિત હોવેજ જોઇએ.

ઇટલીના રાજા વિકટર મેન્યુઅલ રણસંગ્રામની મુલાકાત વેળા એક નાનો કેમેરા પોતાની સાથે રાખે છે, અને તે વડે તેવણના લડાઇને લગતાં ફોટોગ્રાફ્રિ સેન્સર પાસે જવા વગર ગમે ત્યાં બહાર જઈ શકે છે.

જનરલ ડગલાસ હેગ લડાઇમાં ૬) વખત મરણ પામેલો, જુદી જુદી વખતે જાહેર થયો હતો. જ્યારે હજી તે લડાઇમાં પોતાની ફરજ બજાવતો ખડો છે.

બગવાડીઆ.

મી૦ બગવાડયાની આ ટુંક નોંધ જોઇ મારૂં ભેજું પણ કાંઇ ચવડી આવ્યું છે. લ્યો, સાંભળો !

પશ્ચિમ હીંદી દ્વીપોમાં દરરોજ નહાવાના ગરમ પાણીમાં ત્રણ ચાર લીંબુની કાતરી નાંખી અડધો કલાક રાખી મુકે છે કે જેથી તેનો રસ ઓગળી જાય. કહે છે આ પાણીથી નહાતાં ચામડીને બહુ તાજગી મળે છે.

ચંભૂણીનાં બીઆં ખોરાકમ આવે છે. તેનું તેલ ઉત્તમ લીનસીડ તેલ કરત સરસ અને તેના દાંઠા કોયલાના જેવો તાપ આપે છે.

કોઈ પણ જાતનું પક્ષી પાછળ ઉડી શકવાની શક્તિ ધરાવતું નથી.

એક સોય તૈયાર કરતાં તેને એંસી ક્રમોમાંથી પસાર થવું પડે છે.

કહે છે કે મેઢાંના એક રતલ ઉનમાંથી એક વાર કપડું થઇ શકે છે.

જર્મનો ખાઇપીને ગ્રાન્ડડચેસ ઑફ લકસેમબર્ગને જર્મન શાહજાદા સાથે પરણાવવા માગે છે. હવડાં એવી બુમ ઉરાડવામાં આવી છેકે તેણી બેવેરીઆના રાજાના ભત્રીજા જોડે અદરાય છે. વાતમાં દમ નથી, પણ મારા વહાલાઓ મનમાંજ અદરાય છે ને મનમાંજ પરણે છે.

ત્રણ મોટા ગોળા (તોપોના) બનાવવા એક ટન કોયલાની જરૂર પડે છે.

ફ્રેંચ લશ્કરને દરરોજ બે લાખ મોટા ગોળા પુરા પાડવામાં આવે છે.

ઑસ્ટ્રીઅન સરકારે પોતાના લશ્કરના ૬૫ સરદારોને બેદરકારી અને ભૂલો માટે બરતરફ કર્યા છે.

ઇટાલીના વેનીસ શહેરના સઘળા બગીચા, રમત ગમતની જગ્યા ને ફરવા હરવાનાં મેદાનોમાં તરકારી રોપવામાં આવે છે.

મેનચેસ્ટરની એક સિવાય બધી બેંકોમાં સ્ત્રીઓ હવે કામ કરે છે.

સબમેરીનનો મોટો દુશ્મન ડીસ્ટ્રોયર નામની બોટ છે જે પાણીમાં કલાકના ૪૬ માઇલની ઝડપે દોડી શકે છે.

બલગેરીયામાં દરેક રહેવાસીની જાતિ મીલકત હોય છે. ગરીબમાં ગરીબ ખેડુત પણ પોતાનીજ ખેતી ખેડે છે.

જર્મનીમાં હવે ફક્ત ડુક્કરનું માંસ વપરાય છે. કહે છે કે જર્મનીમાં ડુક્કરો ઘણાં છે !–( તેમાં નવાઇ નથી ! )

અત્યાર સુધી દરિયામાં સુરંગો ઉપરથી મુકવામાં આવતી હતી પણ હાલમાં જર્મનીએ નવી યુક્તિ રચી, સબમેરીનમાંથી તે છોડવાની યુક્તિ કરી છે અને તે સફાઇથી તેમ હાલમાં કરી શકે છે.

બીચારા પોપ જર્મનીની તરફથી સુલેહ કરાવવા નીકળ્યા છે તેમાં કેથો ભરમ દેખું. કહેછે કે જર્મનીએ તેમને જેરૂસલેમ અને જાફા ખાતે સ્વતંત્ર રાજ્ય સત્તા આપવાનું કબુલ્યું છે. આગલી શાહનશાતની ઉમીદ તો ન હોય ?

જીવતી ખેરી પર બીજી રાખવાનાં ઘણાં કેસો હાલમાં લડાઇને લીધે બહાર આવ્યા છે. લશ્કરી સીપાઇની ઓને લવાજમ મળતું હોવાથી ઘણાકો પરણેતરને છોડી પોતાની રાખેલીને પરણી લવાજમ આપતું કરી ગયા છે પણ બન્ને બાઇઓએ લવાજમની માંગણી કરતાં ભોપાળાં નીકળવા લાગ્યાં છે. લડાઇ પણ શું કરે છે ?

રશીઆમાં ઠંડી કહે છે કે ઘણીજ પડે છે. તેનો ખ્યાલ એટલાથીજ આવશે કે ત્યાં ઠંડીમાં હવામાં લાકડાં બળી શકતાં નથી. દારૂ, સ્પીરીટ ઠરી જાય છે, પક્ષીઓ ઉડતાંઉડતાં ઠરી જઇ નીચે પડી મરી જાય છે, માણસનાં જીભ પરની થુંક બંધાઇ જાય છે અને ઘણાંકોના શરીરના અવયવોનો નાશ થઇ જાય છે.

ટીબેટનોને માંસ વગર ચાલતું નથી. તેઓ દયાળુ જીગરના હોવાથી કસાઇઓ માટે ખરાં જીગરની બંદગી કરે છે. તેમને શાહી ને ધાર્મિક ફરમાનથી આ પાપથી મુક્ત કરેલા છે. તેઓ મચ્છીને અડકતા નથી અને મચ્છી ખાવામાં મહા પાપ સમજે છે.

ટીબેટની ફીલસુફી જણાવે છે કે જ્યાં સુધી એક સ્ત્રી ઉંચ કામો કરી પુરૂષન અવતારમાં જન્મ લેતી નથી, ત્યાં તુલીક તે નિર્વાણ પ્રાપ્ત કરી શકતી નથી. પુરૂષો આ હક પાર્લામેંટ પેપરપર લખાવી લેવેલા હોવા જોઇએ !

---

'રૂસ્તમ, આજે મીસીસ સાથે હમે તારે ત્યાં આવવાનાં છે.'

'ખુશીથી. પણ દોસ્ત મારૂં કહ્યું માની તારી બૈરીને તેં કાલે અપાવેલી સાડી પહેરાવી લાવતો ના. નહીતો મારૂં ચામરૂં વેતરાશે.'

'મારા ખુદા! નવી સાડી બતાવવા તો જર કુદી રહેલી છે !

× × × ×

આદમજી બા ફરવા નીકલ્યા. હિંદુસ્થાનનાં બધાં શાહેર ફરી કરાંચી આવ્યા. કરાંચીમાં કોઇ બીલ્લુ હાય લાગ્યો તે ખરચી ખુટી. ફક્ત સ્ટીમર મારફતે મુંબઇ જવાની ટીકીટનાજ પૈસા રહ્યા. એક તો કાંકણું માણસ ને કરકસયું એટલે મુંબાઇ જતાં સુધી ભુખે રહેવાનો ઠરાવ કર્યો. જૂદાં જૂદાં શહેરની હવા, એ અપવાસથી ફાયદા ભરી થઇ જવાની તેમને વકી હતી. સ્ટીમરમા બેઠા ને નાસ્તાનો ઘંટ થયો, પણ આદમજી બાને કુદરતી હાજત થઇ. સાંજના ચા આવી પણ આદમજી બાને વામીટ થયું. પણ આખરે પાપી પેટ રહ્યું નહી. ભુખ્યઃ દાંસ થતાં રાતે ટેબલ પર જેમી આવ્યું તે ચાંપ્યું, પછી વસણાયલે મોઢે વેટર તરફ જોઇને કહ્યું,

'બોય, બીલ લાવ.'

'કયસા બીલ, સાબ ?'

'ખાનેકા'

'હેરે...હમારી કંપની ટીકીટકે પૈસે મેં ખાના દેતા હય !'

તારો બાપ મરે તારો ! નકામો ભુખમરો વેઠ્યો !

# "ઔના સુભાન્ કોઈ શાન નંહિ"

---

લખનાર—હરમીસ.

સમજ કરલે એહીં તું ધ્યાન,
તેરી જીંદગી બને આબાદ,
જો લેના હુએ, વો દેના હુએ,
ઉલટ રાહે બને નાશાદ.
દીએ જાંનોસે ભર ભર કર
સબ રહેવે અલ્લાહુ ઘર પર
કહરસે માલ કિસી પર ભર
એહીં બોજા સુભાન સિરપર.
જીસે કાફીર સમજતા તું
ઓહી કાફીર નહિ ભાઇ
નજર તેરી તો, હુએ તેડી,
ઉસીમે ગયર સમજ આઇ.
દિલમે સોચ, સમજ કર પહોંચ,
કહાં કાફીર, કહાં ઇમામ,
કાંઇ જો દૌર કહે કીસપર
ઓહી કાફીર હુવા ઇમામ.
કોઈ તનસે જુદા નહિ હુએ
કોઇ, સિવા ખુદા નહિ હુએ,
એકહી સાહેબ, એકહી સુલતાન
નેગાહમે સબ એહી બહોતાન
હવસારી ટોકરી તું છોડ,
એહી કામીસે મુંહ તું મોડ
બડી કે સાથ લડી સંગ છોડ
ઇલાહી હાલમે મન જોડ.
ભલે કાભા તુંજે કોઈ કહે
લીયા જો માલ પીછે ના દે
ભયે દાવાબી હો તારા
અલ્લાહ નામીસે જાને દે. !

# કીસ્મતનો ભોગ.

( એક ટુંકી વાર્તા. )

ગુલશન માટે ખાસ.

'વિચાર કર !...આહ !...સોહ્રાબ, તુંજ વિચાર કર કે તેમ થતાં દુન્યા આપણે માટે શું ધારશે ?' દબાયલા અવાજે, ભારે ફીકરમંદ છતાં કાંઇક ગભરાતા તે સ્ત્રીએ સવાલ કર્યો.

'દુન્યા શું ધારશે !... ફુહ !' તેણે ભારે ક્રોધમાં તુચ્છકાર કર્યો. 'દુન્યાની મને પરવા નથી. આ દુન્યામાં જો મને કોઇની પરવાહ હોય તો તારી અને એકલી તારીજ છે. દુન્યા...બાહ, તે એક ગોળ રમકડું છે કે જે મદારીની વાંસળી પર નાચતા સાંપની પેઠે ગમે ત્યાં ટોકું ફેરવે છે. આજ પંદર દીવસ થયાંનો હું એનો એજ ખ્યાલ કરૂં છું. મને દીવસે સુખ નથી કે રાત્રે ચેન નથી. બસ એના એજ વિચાર આવ્યા કરે છે પણ હવે મારી ખાતરી થઇ છે કે દુન્યાની ઝાઝી પરવા કરવાની જરૂર નથી. આજે શ્રીમંતાઇને માન છે. ગમે તેવો પાપી, કાળાં ડબ્બ હૈયાંનો શખ્સ, નીચ હવસી, પૈસાને જોરે ફાવી જાય છે તો તારી ને મારી સામે આંગળી ઉંચકવાની સરકરી કોણ કમબખ્ત કરનાર છે !...આપણું ભવિષ્ય આપણાજ હાથમાં છે. તેને રોશનના ઉંડા ગારમાં ફેંકવું કે બેહેસ્તની અમર ખુશાલીમાં રાખવું આપણું કામ છે તો પછી આપણને શા માટે ચિંતા !...બાહ !...આપણી પાછળ થોડાક દીવસ ચાપાચીથી થશે...કંઇક પેટનાં બળેલાંઓ ગુસ્સાનો ઉભરો પણ અંદરોઅંદરમાં સૌ કોઇનો આવી જશે.'

ગુલ દાવરના હાથો સપર થવર થરાજ કરતા હતા. તેણીના ચહેરાપર શરીરમાં વ્યાપી રહેલો ભારે ગભરાટ પ્રગટ જણાતો હતો. ભારે દુઃખમાં તેણી તેની નજર સામે જોયા વગર ચોમેર ટગરટગર જોતી હતી.

'પણ મારી દીકરી—મારો ધણી !'

'ધણી ?...તારો ધણી ?' તે તરડાઇને બોલ્યો. 'હું ધારૂંછું કે આપણી વાતોમાં હવે તેનું નામ વચ્ચે લાવવાની જરૂરત નથી. તેને ને તને હવે શું સગાઇ સુતક છે ?...બાહ, ને તને હવે એક પારકા શખ્સ જેવો છે. એક જવાન સુંદર નારને પરણી તેણીને પોતાની પેઠે એકાંત જગ્યામાં પુરી મુકવાનું એક ખરા મર્દ બચ્ચાને છાજતું નથી.'

'નહિ, સોહ્રાબ, તારી ભુલ છે...દીનશાહે આજ સુધીમાં મારે માટે કશી વાત કરી નથી' નમ્ર જવાબ મળ્યો. 'મારે માટે તેણે ગમે તેવા ભોગો આપ્યા છે. તે ભલો—ઘણોજ ભલો છે તેજ મને ઘણું ખૂંચી આવે છે. કમનસીબે સ્ત્રી તરીકેની મારી ફરજમાં હું પછાત પડી છું અને હવે......હું મારૂં ઘરબાર તજું છું. આહ ! આજ સુધીમાં તેણે મને ના એક કડવો સુખન કહ્યો કે તાણો માર્યો.'

'કેમકે તેને તારી મુતલક પરવા નથી' ખાતરી જવાબ મળ્યો. 'જે મર્દ પોતાની સ્ત્રીને ખરાં દિલથી ચહાતો હોય તે મર્દની ફરજ છે કે પોતાની સ્ત્રી સાથે રહેવું. દીનશાહ દાવર જેવા નામચીન લેખકે કલ્પાણી જેવાં ખુણાંખાંચાનો ગામમાં ભરાઇ બેસવા કરતાં દુન્યા જોવાની બહુ જરૂર છે.'

'પણ તેની આ રીતભાતથી તેની સાથે પરણવા આગમજ હું વાકેફ હતી' તેણીએ પ્રોટેસ્ટ કીધો. 'તેની નામચીન કલમ...તેની ઉત્તમ શક્તિ માટે હું ખરાં દિલથી મગરૂર હતી. ગામડાંમાં રહેવા હું પોતે તૈયાર રહી હતી પણ તેનો 'દાવર લોટજ'...ઓહ ! તે એકાંત કબ્રસ્તાન મને બદુજ કરવા આવે છે. મુંબઇની મોજમજાહમરી જીંદગી મેં ભોગવેલી તે મને આ એકાંત જગ્યા બદુજ કરવા આવે છે. સ્ટેશન તરફ હમે રહેતાં હતે તો પગ નાંખી પણ સ્ટેશનથી

'શીરીન કોણ જાણે શું છે તે દીનશાહની વિરૂધ્ધ છે' તેણી કાંઇક યાદ કરતી બોલી. 'તેણીની સમજાવટને લીધેજ હું મારૂં ઘર છોડી મુંબાઇ આવી છું કે જ્યાં......'

'શુકર ખુદા કે તું આવી' તેણે ભારે જુસ્સામાં જણાવ્યું. 'કેમકે હવે તું મારીજ થનાર છે—હા, તું હવે મારીજ છે!'

તેણીના નાજુક આંગળા તેણે પોતાનાં મોટાં હાથમાં પકડી બચકી નાખ્યાં: 'હા, આપણે અહીંથી ચુપચુપ નાશી જઇશું અને તું કહેશે તો યુરોપ કે અમેરિકામાં જઇને રહીશું. તારે ખાતર મારી દોલત, આબરૂ અને સર્વનો ભોગ આપવા હું તૈયાર છું. યા ખુદા!' તે ભારે જોશમાં આવી બોલ્યો 'તે મહાન બાપજ ફક્ત જાણે છે કે તારે માટે હું કેવો ટળવળું છું. મને વચન આપ—સોગંદ ખા ગુલ—મારા આગળા પર હાથ મુકીને કહે કે તું મારી ને મારીજ થશે!

તેની આંખોમાંથી બળતો અંગાર નીકળી જાણે તેણીને બાળી મુકતો હોય તેમ તેણીને લાગ્યું.

'નહિ! એમ ના કર!....રૌલ, મને રીબાવ ના!' તેણી કરગરી 'મારાથી નહિ થવાનું'

'તારે તેમ કરવુંજ પડશે!' તેણે દ્રઢતાથી કહ્યું કે જે ફક્ત આગળ તેણીનો ઠરાવ હવામાં સફાઇથી પીગળી ગયો. હવે પોબાવાની કશી જરૂરજ નથી. તું એક કલાક પણ મારી નજરથી દૂર થાય છે તે મને કલ્પો ઉપર સમાન લાગે છે. આવતે અઠવાડીયે તો તૈયાર થશે ને. ગુલ, બોલ હા!'

તે તેણીની છેક લગોલગ આવી ઉભો હતો. બન્નેને એક બીજાના શ્વાસના ફુંફાડા લાગતા હતા. તેના ચહેરાપર પ્યાર, પ્યાર અને પ્યારજ ભાસી રહયો હતો. તે એવી રીતે જોવા લાગ્યો કે જે સામે થવાને તેણી તદન અશક્ત હતી. તેણીનું આખુ શરીર ધ્રુજવા લાગ્યું અને દમબ્યાં પછી જાય તેની હાથમાં તેણી રહી. બીજી પળે તે મજબુત હાથોમાં તેણી વીંટળાઇ.

'હા...મારે કબુલ છે' અંતે અને આખેરીએ તેણીએ હા ભણી.

* * * *

શિયાળાની સાંજ હતી અને અપોરે બહુ જ ઝડી આપી રહે તેવો સંભવ હતો જ્યાં દીનશાહ ફાવર પોતાના બંગલાના ઓરડામાં બની આવે તે આગમજ અધુરે રહેલું પોતાની વાર્તાનું પ્રકરણ બનતી ઝડપે પુરૂં કરતો હતો.

હાઆઆશના ઉદ્ગાર સાથે હવે તેણે હાથમાંની પેન બાજુએ ફેંકી અને ખુરસી ખીસાડી બારી આગળ જઇ પોતાનાં તપી આવેલાં કપાળને તે ઠંડુ કરતો ઉભો. તેનું ભેજું જાણે આજે ચકડોળે ચઢયું હતું.

બે મિનિટ પછી તેના નોકરે અંદર આવી ટપાલમાં આવેલું કાગળ તેને આપ્યું અને બની સલામ ભરી તે ત્યાંથી ચાલ્યો ગયો. થાકેલાં જીગરે તેણે તે કાગળ ઉપાડ્યું પણ તેની આંખો આગળ તે અક્ષરો જાણે લીપાઇ ગયા હોય તેમ તેને લાગ્યું. તે કાગળમાંથી આવતા સેંટના વાસે તેને કાંઇક સચેત કર્યો. તે સેંટ તેની વાઇફ ઉપયોગમાં લેતી હતી અને તેના વાસથી તે અત્યાર આગમજનો વાકેફ હતો.

ધીમેથી તેણે તે કાગળ ફોડ્યું અને બની ઉશ્કેરી તેના ઉતાવળમા તે વાચ્યું. તે ટુંકુ ને ટચ નીચે મુજબ હતું:

"વહાલા દીનશાહ,

હું ગુરૂવારે તમો તરફ આવીશ અને બે દીવસ રહેવશ. ઉતાવળ માફ.

ગુલ."

બસ—આ ટુંકું ને ટચ ને કાગળ હતું. એક મહીના પછી કાગળ આવ્યું અને તે પણ ફક્ત પંદર શબ્દોનુંજ..ને છતા તે બસો જવાન બહુ ખુશ ખુશ થઇ ગયો. તેજ પળે તેના ખ્યાલો પોતાની સુંદરવાર્તા તરફ દોડ્યા કે જેમાંનું બેહદ્દાં જ્વાલાજાનું પાત્ર આબાદ તેની ગુલને મળતું આવતું હતું-ને એક નમુનેદાર પુસ્તક થતું હતું અને તેમાં તેણે ગોરા પોતાનાં બળવાન બેલ નો અરકજ રેડ્યો હતો.

આ વાર્તા આજ છ મહીનાં થયાં તેણે શરૂ કરી હતી અને જેમ જેમ તેને વંચાવવામાં કુદરત તેને બરાબર કરતી હતી તેમ તેમ તે વંચાવ્યો જતો હતો. તે ચાર વૉલ્યુમમાં બહાર પડનાર હતી અને તે ચારે વૉલ્યુમો તે પોતાની વહાલી પત્નીરને ખાસ અર્પણ કરનાર હતો. બનવા જોગ હતું કે તેની જીંદગીનું ને છેલ્લુંજ પુસ્તક પણ હોય.

એક વર્ષની વાત પર જાણીતા એકસ્પીરટ ડાક્ટર સ્પેનસરે તેને ચેતવણી આપી હતી કે તે જો

હતી તે વખતે તેણે તેની કશી દરકાર કરી ન હતી પણ હવે—ગોહ હરેજ તે તે બધુ તેના પુર્ણ સ્વ રૂપમા જોઇ શકયો હતો.

પહેલા તો તેને ભારે અદેખાઇ લાગી પણ તુર તજ તે શાત થયો તે પોતાના ઉશ્કેરાયના મનને સમજાવવા લાગ્યો કે ગુલ સદતર નિર્દોષ હતી, ભુલ તો તેની પોતાનીજ હતી સોસાયટીના તે ઉડતા પખેરાને તેણીના જેવા સાથીની જરૂર હતી તેને બદલે તેણે તેણીને ઉજ્જડ વેરાનમા લાવીને ગાધી મોટી ભુલ કરી હતી પોતાના ભુલનુ પરિ ણામ ખમવા તેણે તૈયાર થવુજ જોઇતુ હતુ ખુબ સુરતીને લલચાવનારી ચીજો આ દુન્યામા કેટલી બધી છે તે તે સારી પેઠે સમજતો હતો.

તેણીના સુખની આડે કદી ન આવવા તેણે સોગદ ખાધા હતા તો હવે તેણીને તેની કગાળ હાલતમા બધનમા રાખવાની જરૂરજ નહતી તેણીને મરજી મુજબ વર્ત્તવાની છુટ આપવાની વિશેષ જરૂર હતી

તે ધીમેથી ખુરસીપરથી ઉઠયો તેજ વખતે ઘડયાળમા નવનો ટકોરો થયો દસ મિનિટમા જમના માટે નોકર બોલાવવા આવશે એટલે તેનો ભરમ ફુટી જવા વિના રહેનાર નહતો વિચાર કરવાનો હવે વખતજ નહતો ધીમેથી તે ટટોસતો ટટોસતો બહાર પડયો તેના ઓરડામાથી બાગમા જવાનો દરવાજો હતો આ દરવાજે તે હજારોવાર આવ્યો અને ગયો હતો એટલે તેને બાગમા જતા અને ત્યાથી બહારના દરવાજા તરફ જતા કશી વાર લાગી નહિ

બહાર આવતા હવાના ઠડા સુસવાટાએ તેને લગાર શાન્ત કર્યો પ તો આથડતો તે સડક પર આવ્યો અને ત્યાથી ઝડપી પગે યાહોમ આગ અને આગળ ચાલવા માડ્યુ તેના વિચારો વિજ ળીક ઝડપે દોટમદોટ કરી તેને વધુ આગળને આગળ ધસડતા હતા જાણે તેને ચાલતા કલાકના કલાકો વહી ગયા હોય તેમ તેને લાગ્યુ તે તો આધળા ઉટની પેઠે ચાલ્યાજ કીધો.

એકાએક દૂરથી તેના તરફ મોટર આવતી હોય એવો અવાજ તેના કાને આવ્યો તે અચકીને ઉભો તે મોટર પુરઝડપે આવતી હતી ભયાનક ખ્યાલ તેને થયો ગુલને તે પોતાના બધનમાથી મુક્ત તો કરવાજ માગતો હતો એગ્યે આ તક તદન બધબેસ તી હતી જેવી તે મોટર થોડે દુર રહી કે તે રસ્તાની વચમા લાબો છટ થઇને સુઇ ગયો એક પળમા તે બનાવ બની ગયો ચીસની બરાડ પડી મોટર એકદમ ,અટકાવવામા આવી અને તેમાથી કોઇ ઉતરી પડ્યુ

'યા ખુદા ! રખે એ મરી ગયો હોય' એમ બબ્બત જાણી જોઇને પડયો હતો તે હવે બેભાન આકારપણ વાગે વળ્યો

તે બેભાન શખ્સે ટગનો ના પહેરેનો હતો ના કોઇ ફક્ત શર્ટ ને સદરા લેવાનરજ તે હતો શર્ટ ખોલી તેની છાતી પર હાથ મુકતા તે ધબકારા લેતી જણાઇ બરાબર તપાસ કરતા જણાયુ કે મોટરના આગના પૈડા તે કમનસીબ શખ્સના ડાબા હાથપરથી ફરી ગયા હતા જમણા ચાવણાપર એક નાનો ઘા નજરે આવ્યો પણ લોહી લોટી મુકાઇ ગયલુ હોવાથી તે આગમજનો હોય એમ જણાયુ

તે મોટરીસ્ટે હવે ધીમેથી પોતાનુ પરસેવે ગરકાવ થયલુ કપાળ લુછ્યુ અને છુટકારાનો દમ ખેચ્યો ડાબા હાથનેજ ફક્ત ઇજા થયની હતી પણ ઇજા પુરતી ભાવજત અને સભાળથી ઓછી થઇ જાય તેની હતી તે ઉપરાત કશી ગભીર ઇજા જણાતી નહતી

બે મિનિટ પછી એક પારસી સાઇકલીસ્ટ ત્યા આવી પુગ્યો અકસમાત બનેનો જોઇ તે થોભ્યો

'શુ થયુઝ, રોડ?' તેણે તે મોટરીસ્ટ જે અ ગ્રેજ ડ્રેસમા હતો પણ પારસી જેવો લાગતો હતો તેને સવાલ કર્યો

આ કોઇ દીવાનો રસ્તાપર સતેલો મળી આવ્યો છે એ મરી કેમ ન ગયો તેજ અજાયબી છે જરા મદદ કરશો ભાઇ હુ હાલ તેને ઓળખતો નથી એમને ક્યા લઇ જવા તે જણાવશો તો ઉપકારી થઇશ!

'ઓલ રાઇટ સર ફીકર ના કરો હુ કલ્યાણીનો રહીશ છુ' તેણે પોતાની સાઇકલની બત્તીનો ઉજાસ તે બેભાન શખ્સપર ફેકયો તે જોતાજ ચોકી ને પુકારી ઉઠયો,

'યા ખુદા! અ તો દાવર લોટજવાળા જાણીતા લેખક મી૦ દીનશાહ દાવર!'

તે નામ જાણતાજ ડાક્ટર સોરાબ પટેલની આ ખોમા અજબ ખુશાલી પ્રકાશી રહી હવે તે સાવધ

થયો અને પેલા પારસીની મદદ સાથે તેણે તે બેભાન આકારને ઉંચકી, મોટારમાં મુક્યો.

'દગલા પાટલુન વગર!' તે નવો આવનાર પારસી પરપરયો. 'યા ખુદા! એ શું છે? એવન પોતાનાં મકાન ચાર માઇલ દૂર કેમ આવી લાગ્યાં...કાંઇ સમજ નહિ પરતી.'

સોરાબ એક બોલ બોલ્યો નહિ, પણ તેજ પળે દીનશાહની આંધળી આંખો ખુલી ગઇ ને તે ચોપાસ રીકવા લાગ્યો.

'ગુલ!...ગુલ!' તે પટપટયો. 'તું છુટી ચરો...છુટી, મારા જાન!'

'બીચારા બકબકારો કરે છે!' તે પારસી દયાથી પટપટયો, પણ જમશેદે હવે મોટારનું એનજીન ચાલુ કર્યું અને પોતે અંદર બેઠો.

'ચાર માઇલ પર એમનું મકાન છે ને?' તેણે સવાલ કર્યો.

'હાજી...સીધા જાઓ. કોઇ તરફ વળતા ના. પહેલું જ મકાન એમનું છે!'

'સાહેબજી!'

બીજી પળે તે મોટાર ત્યાંથી ધસારાબંધ ઉપડી ગઇ. કુદરતના મહાન સાહેબે ઘણીજ અજબ જેવી રીતે એકજ સ્ત્રીને ચહાનારા બે આશકોને આ પ્રમાણે એકઠા કર્યા હતા.

પા કલાકમાં તેઓ ત્યાં આવી પુગ્યા. બહાર ઉભેલા માણસને તેણે બોલાવ્યો.

'તારા શેઠને અકસ્માત થયોછ તે હું મોટરમાં લાવ્યો છું' તેણે કહ્યું, પણ તે વફાદાર નોકરને ભારે ગભરાટમાં પડેલો જોઇને તેણે તરડાઇને કહ્યું,

'ચુપ...ગડબડ ના કર...તારાં બાઇને ગભરાવવાની જરૂર નથી!

'અરે મારા શેઠ...ઓ મારા બાપ!' તે નોકર રડવા લાગ્યો.

'આહ શુ હજામ...અહીં આવ...આ બાજુ... પકડ...પગ પકડ...સંભાળ...હું, ચાલ ઉઠાવ!'

ગુપચુપ તે બોજને ઉઠાવી તેઓ અંદર આવ્યા.

'શેઠના ઓરડામાંજ લઇ જઇએ' તે નોકરે જણાવ્યું. 'અને પછી ડાકટરને બોલાવવા હું કોઇને દોડાવું!'

'તેની જરૂરજ નથી...હું માગું તે તું લઇ આવજે...હું પોતેજ ડાકટર છું...આ ઓરડો કે?'

તેઓ ભોંય તળયે આવેલા દીનશાહના ઓરડામાં ગયા અને ત્યાં કોચપર તે બીમારને મુકવામાં આવ્યો.

'ચાલ દોડ, બત્તી લાવ' તેણે હવે પોતાની કુદરતી ઝડપથી કામ લેતાં જણાવ્યું. 'બત્તી લાવી મોટારમાં નાનો કાથો, કોથળો છે તે લાવ. થોડુંક ગરમ પાણી લાવ...ચાલ, ઝડપ કર.'

તે નોકર દોડતો ગયો અને બત્તી તથા ગરમ પાણી ત્યાં મુકી જઇ ડોકટરની બૅગ લઇ આવ્યો.

'અચ્છા...ચુપ ઉભો રહે. ઘરમાં કોઇને હાલ જણાવવાની જરૂરજ નથી!'

પણ નોકર કાંઇ બોલે તે આગમજ તે ઓરડામાં અચબુચ ગુલ આવી ઉભી. સોરાબ ને ત્યાં જોતાં તેણી ગભરાઇ ગઇ.

'સોલ...તું!' તેણી પુકારી.

એકાએક તેણીની નજર બીછાનામાં પડેલાં પોતાનાં ધણીનાં શબ પર પડતાં તેણી ત્યાં ધસી ગઇ.

'દીના...દીના! મારા ખુદા...ગુજરી ગયો!... ઓ માય!' તેણીથી ચીસપર ચીસ પડાઇ ગઇ.

લપેડો ખાઇ તેણી ત્યાં તુટી પડતી હતી તેવામાં સોરાબે તેણીને પકડી;

'સબર, બુમ ના પાડ. એ ગુજરી નથી ગયો. હું નહિ ધારતો કે ઘણો જખમી પણ થયો હોય!' અને તે સાથે તેણે તે અકસમાતની વિગત જણાવી.

'પણ એમ કરવાનું કારણ?' તેણી ફગલાઇ જઇ ગભરાતી બોલી. 'મને બહુ બીક લાગી. હું કયારની એમને શોધુંછ. રખે એમને ખબર પડી હોય...ઓ મારા ખુદા!'

'ગુલ!' તે બીમારનો અવાજ આવ્યો.

ભયમાં ધ્રુજી તે બન્નેએ એકએક તરફ જોયું. તે બીમાર હવે બીછાનામાં બેઠો થઇ ફાટ ફાટ થતે ડોળે તેમના તરફ જોતો હતો.

'ગુલ!' તે નિરાશાજનક અવાજ ફરી પાછો સંભળાયો. 'યા ખુદા!...ગઇ...ગઇ!...ઓ બાપ...દયા...દયાકર, મારા જાન...દયા!'

ગુલ તેના તરફ ધસી ગઇ પણ તુરતજ તેને સોરાબે અટકાવી;

# The London Exhibitions
AND
# Places of Amusement.

*( A leaf from "My Seven Years in England" )*

BY

Trimbakrai .adavrai Desai,

*Bar-at-Law.*

## The London Exhibitions.

I used to go now and then to places of amusement like the Olympia, the Earl's Court, the Crystal Palace, the Royal Aquarium, the Royal Agricultural Hall, &c. I learnt much by going there about the people, their scientific progress, their wealth, their enterprise on a large scale, and their total greatness as a nation The Olympia is a large building. I saw at different times the Exhibitions of Venice, Constantinople and "Paris in London." The whole thing was so arranged there that while walking through the different parts of the exhibition we felt that we were actually in Venice, Paris or Constantinople as the case would be. At Earl's Court I saw, in 1896, "India and Ceylon," exhibited in a life-like manner. Huge and white buildings with domes like those of the Taj Mahal were erected round an artifical lake or river filled with water. They were illuminated beautifully with gas-lights at night. Electric boats carried us backwards and forwards. Both the sides of the long and zigzag lake or artificial river were also beautifully illuminated with fancy gas-lights at night. There were streets in which we found Indian artisans like goldsmiths, weavers, &c., actually carrying on their daily avocations. There were halls in which Indian dancing girls were amusing the people by their dancing with "*Tablas*", &c. There were Refreshment Rooms fitted up after the Indian fashion. There they supplied us also with strawberries and cream, a dainty of England. There was an elephant and there were also camels, and the people used to ride on them and go about the streets of India. Articles of Indian workmanship were exhibited in various stalls and sold by nice young ladies. In short, when we walked round the Exhibition, we felt as if we were walking in India There was invariably a Rifle Range associated with all such Exhibitions. I was very fond of Shooting and I did not lose the opportunity whenever I saw a Rifle Range. In shooting at bottles I seldom missed my aim. There was also the Switch

Back Railway at Earl's Court. There was the Gigantic Wheel, the greatest wheel ever constructed in the world. There were hanging compartments in it like the carriage-saloons of our railways As each compartment came down, fresh persons were admitted into it. There were two classes of compartments. The wheel was moved by a steam-engine. We went up to the height of nearly 300 feet, when we had a beautiful view of London. The wheel moved very slowly. Once it was out of order and those who were in the compartments had to pass a night there. The manager wisely paid them £5 each on the next day when they got-out, in order that they would not sue him for damages.

There was also a captive balloon on the ground of the Earl's Court Exhibition. It took people up in a basket, hanging underneath, to a certain height and brought them back. I had a mind to go up but on that day. The weather was not quite congenial to it and so the balloon was not let loose. The people there have made tremendous progress in aerial navigation. Once a man crossed the English Channel and got down in France at the desired place.

There was, besides, a large theatre in Earl's Court where sensational scenes from the History of India were represented. One of the scenes showed how a woman became "*Sati*" in former times. A huge funeral pyre was erected on the stage, surrounded by hundreds of peoples. They were beating tom-toms, &c., and a woman with loose hair came there, knelt down and prayed to God, and after going round the ignited funeral pyre, several times, threw herself into it with a loud and heart-rending shriek, and the people ran away into different directions, giving out terrible screams when the curtain dropped.

There was another scene in which the invasion of India by some Mahommedan Conqueror was represented. Hundreds of men came on the stage and the fight between the Hindoos and the Mahomedans was actually reproduced. In another scene we have the glorious days of the Mogul Emperors of Delhi actually brought before our eyes. The Emperor is seen receiving an European ambassador with all the gorgeousness of an Oriental Emperor.

After several scenes of this nature we have the *Grand Finale. Big steamers full of English soldiers leave Southampton* for going to India, for putting down the Mutiny of 1857. Plenty of ladies and gentlemen are seen on the stage. They bid Good-bye to the departing soldiers. The Parting scene is very pathetic. There are mothers, and sisters, wives and sweethearts, fathers, and brothers, relatives and friends, waving their hats or handkerchiefs towards their loved ones, when the bell rings and the steamer

starts. The soldiers in their turn wave their hats to their dear relatives and friends. As the steamer moves slowly onward, the Band plays the touching tune "*Shall old acquaintance be forgot for Auld Lang Syne?*" till the steamer passes altogether out of sight. When one sees such scenes he does not know whether he is in this world or in the next, whether he is in Maya or in Reality. Everything on a grand scale ! That is the sum and substance of all this. The Exhibition closes at about 11 o'clock at night and the people hurry up to wend their way homeward. On Saturdays generally there is a great crush at the Earl's Court Station. Trains come in one after another, and yet the number does not seem to be decreasing, although good many persons go home by cabs, trams, omnibuses &c.

× × × ×

## The Royal Agricultural Hall.

In June 1897, I saw the Military Tournament at the Royal Agricultural Hall. H. R. H. the Duke of Connaught was there. I saw many interesting scenes. Actual men, guns and cavalry were brought on the scene, fortresses were besieged and bombarded, bridges were instantly thrown over rivers and the whole army passed over them ! There were, besides, scenes of actual fighting. The wounded were carried away from the battle-field by Ambulance corps with extreme rapidity. The scouts, the animals loaded with arms and ammunitions, all presented before us vivid pictures of what might be going on in actual warfare. The final triumphant hoisting up of the Union Jack on the stormed Castle drew plenty of cheers from the patriotic audience, especially as it was the Jubilee time. Some kind of Exhibition was always going on at the Agricultural Hall. It was brightly illuminated at night. Once I saw the Laundry Exhibition there. At another time there was the Exhibition of the Salvation Army. On a third occasion there was a Cattle Show. Everything in connection with the subject-matter of the Exhibition was exhibited there in all it details. I used to practise Shooting at that place now and then. There were rows of bottles standing just opposite to us and we had to break them by aiming at particular bottles. I hardly missed my aim. I think I can be a good shot if I practise it now and then.

We learn much from such Shows and Exhibitions and they increase the general knowledge of the masses of the people.

• • •

## The Alexandra Palace.

The beautiful Alexandra Palace was in my neighbourhood. I had a season-ticket for the same in 1898, and used to go there pretty frequent-

ly Very often I used to read there on the quiet and beautiful grounds of the Palace It was situated on a height and commanded a very picturesque view of the surrounding districts It was very similar to the Crystal Palace, with this difference that it was not so paying as the latter

It enclosed extensive grounds There was a huge Organ in it Some kind of Music or Performance was always going on there Excepting on Saturdays and Bank Holidays it was generally very quiet Prof Boyd a Phrenologist occupied one of the Halls where he examined the heads of his patrons I also had my head examined by him He had grown fond of me and I used to see him whenever I went there Sometimes there was a Battle of Flowers there and ladies and gentlemen used to throw Confetti at one another It was made of fine coloured pieces of paper That reminded me of our throwing of Gulal at the Holi times

* * *

## The Holi Festival at the Indian Tea and Tiffin Bungalow, London

Kumar Udaya Vira Sinha Raghubansi of Delhi had invited Indians and a number of high class English ladies and gentlemen to attend it An excellent Programme was arranged for the Evening Mr Balkhi gave a Hindustani song After that I was called upon to sing something from the Meghaduta Miss Hardy struck up the notes of her Taus ' and Miss Mabel Hardy accompanied me on the Piano As I was away from my wife for a long time I sang it rather feelingly After my song was over a titled lady who was regarded as a connoisseur in Music and to whom I was instantly introduced by Mr Edmund Russell of America told me that she was very much pleased with my song and asked me why it was so similar to and in accordance with the rules of the Science of European Music I told her that I knew nothing of the Science of Music either English or Indian but I guessed that as the Meghaduta was written at a time when the highly cultivated Science of Indian Music had not degenerated the Tune resembled that of European Music The Hindoos and the English trace their descent from the same Aryan Race and hence too there might be a similarity in their Musics

Confetti was freely used at this Holi Festival and the young English waitresses were dressed up by the Manager of the Bungalow like Parsi Ladies Indian curried vegetables and other article of food were served to all and we enjoyed ourselves immensely It was a great Success Mr Edmund Russell recited his Poems on the Art India He being a professional Shakesperian Reciter did perform his part splendidly

# ભવિષ્યની ઓલાદ કેવી પેદા કરશો ?

## તમોને નમુનેદાર બાળક જોઇએ છે ?

( માતા થનારી સ્ત્રીઓ માટે અતી અગત્યનું. )

ગુલશન માટે ખાસ

લખનાર—મી૦ બે. પી. માદન.

આજના સુધરેલા જમાનામાં એક સ્ત્રીને બાળકનો જન્મ આપતી વખતે ઘણી વેદના ખમવી પડે છે, અને વળી ઘણાં અવતરેલાં બાળકો ટુંક વખતમાંજ મરણ પામે છે તો કોઇ બાળક મુવેલુંજ પેદા પડે છે, કે જેવા દાખલાઓમાં ગરીબ બિચારી માતાઓ મોટે ભાગે મોતને પણ શરણ થાય છે અને તેઓનાં નાનાં નાનાં બચ્ચાં છોકરાઓની સંભાળ લેવાવાળું કોઇ હોતું નથી તો તેઓ પણ રવડી જાય છે.

મજબુત અને તંદુરસ્ત બાળકો પેદા થવા માટે કેટલાક અગત્યના નિયમો પાળવા જોઇએ. જે બરાબર નહીં પાળવાથીજ બાળકોનું મરણ પ્રમાણ વધે છે અને પ્રજા ઉત્પત્તિ પણ કમજોર, રોગીષ્ટ અને નાલાયક નીવડે છે. કોઇ પણ સાધારણ તંદુરસ્તીના પુરૂષે લગ્ન કર્યો અગાઉ પહેલો એ વિચાર મનમાં કરવો જોઇએ કે હું સારી તંદુરસ્તી અને મજબુત બાંધાવાળી સ્ત્રી સાથેજ લગનના ગાંઠથી જોડાઇશ, અને ત્યાર બાદ તેને ઘટારત છે કે તેણે જે સ્ત્રી સાથે લગ્ન કરવાં ધાર્યાં હોય તેની તંદુરસ્તી વિષે ફક્ત મોઢાંપરથીજ પરિક્ષા કરવી નહિ પણ બારીક જુસ્તેજો. પછી ખાતરી કરીનેજ લાયક જણાય તોજ તેણીની સાથે જોડાવું જોઇએ. સ્ત્રીને પણ મરદના જેટલોજ હક્ક છે, અને તેણીએ પણ સારા, તંદુરસ્ત, અને મજબુત બાંધાના મરદનીજ પસંદગી કરવી જોઇએ. એટલુંજ નહિ પણ નાની ઉમરમાં લગ્ન કરવાની કોઇ પણ સમજુ આદમી સીફારસ કરશે નહિ, પણ લગ્ન કરવાનો ખરો વખત મરદને માટે ૨૫ થી ૩૦ વર્ષ સુધીનો છે, અને સ્ત્રીને માટે સરાસરી ૧૮થી ૨૫ વર્ષ સુધીનો કહી શકાય. પરંતુ તે મરદને કોઇ ભીતરના દરદની અસર તો નથી તે માટે ખાસ ધ્યાન રાખવાની જરૂર છે, નહિ તો તેની સાથે ગાંઠથી જોડાયાથી તેણીનો જન્મ સુધી દુઃખ ખમવું પડે છે તેમજ બચ્ચાં પણ દરદીને જોખમાયલાં પેદા થઇ તેણીનો જન્મારો દુઃખમાંજ જાય છે.

મોટી ઉમરે લગ્ન કરવામાં, જો આપણા શરીરને બરાબર જાળવી રાખવામાં આવ્યું હોય તો ભવિષ્યની ઓલાદ ઘણી મજબુત પેદા પડે છે, અને બીજો અગત્યનો ફાયદો એ થાય છે કે મોટી ઉમરે પરણનાર જોડું સાધારણ રીતે દુનિયાના અનુભવોથી ઘડાયલું હોય છે,

અને તેથી તેઓ થી ઉત્પન્ન થયલાં બાળકો પણ સમજુ અને દ્રઢ નીવડે છે. લગ્ન કરનાર ધણીધણીઆણીની ત્યાર પછીની ફરજ એ છે કે તેઓએ પોતાના હવસને બિલકુલ કાબુમાં રાખવો જોઇએ, અને સંસાર સુખ ભોગવવા માટેનો હેતુ એટલે પ્રજા ઉત્પત્તિ માટેજ ઇશ્વરે નિર્માણ કરેલો વેહવાર રાખવો જોઇએ. વળી તેવો બીજો આડોઅવળો વિચાર નહિ કરતાં માત્ર બચ્ચું તંદુરસ્ત અને ઉમદા પેદા પડે તે વિષેનાજ વિચાર ( આઇડીઅલસ ) બન્ને એ મનમાં ધારણ કરવા જોઇએ. આ બાબત ઘણી નાજુક હોવાથી, વાંચનારની માફી ચાહી થોડીક વધુ સુચના કરવાની ફરજ પડે છે. સંસાર સુખના હેતુ ઉપરાંત તે ભોગવવાનો વખત પણ યાદ રાખવું કે ફક્ત રાતનોજ છે, અને આપણા સુવાના ઓરડાનો જેમ બને તેમ સારી ચીજોથી જેવી કે ફુલપાન અગર, લોબાનના ધુપવાડ કરી સાફ ઓરડો રાખવો જોઇએ. તેમજ ત્યાં મહાન્ પુરૂષોની ચીત્રો સાથની સધી વગેરે બખ્તાવર ચીજોથીજ આરાસ્તેહ રાખેલો હોવો જોઇએ, કે જેથી આપણા નેકવિચારોની આકૃતિઓને વધુ જોશ મળે. છેલ્લી અને અગત્યની સલાહ એ છે કે એક માતાએ બાળકનો જન્મ આપ્યા પછી, તેણીને બની શકે ત્યાં સુધી ત્રણ વર્ષ સુધી, નતો એ વસતો જરૂર વગર આનાકાનીએ પુરતી આશાએશ મળવીજ જોઇએ. બચ્ચું એથી ત્રણ વર્ષનું થવા પછી બીજા સંતાનની વૃદ્ધિ થાય તોજ તેણીનો દેહ મજબુત અને તંદરોસ્ત રહી શકે. ઉપરના નિયમો પાળવા ઉપરાંત, સ્ત્રી પોતે ગર્ભવંત થયા પછી જ્યાં સુધી તેણીનો છુટકારો થાય ત્યાં સુધી, કદિ પણ પુરૂપ વેહવાર કરવો નહિ અને પોતાની હીલચાલ ઉપર પૂરતું ધ્યાન આપે, તો કેવી ઉમદા કીસમનું બાળક પેદા થવા પામશે, તેનુ વર્ણન ચીતારવાની આ નાકેશ કલમમાં તાકાત નથી. ગર્ભવાળી સ્ત્રીની પહેલી ફરજ પોતાના સ્વભાવને કાબુમાં રાખવાની છે, અને ઠંડા સ્વભાવને લીધે તેણીનું બચ્ચું પણ નરમ અને મિલનસાર નીવડશે. ખોરાક પણ જેમ બને તેમ સાદોજ લેવો, અને આળસુ થઇને બેસી અથવા સુઇ નહિ રહેતાં, નિયમિત જે કામ કરતા હોય તે કરવાનું ચાલુ રાખવું અથવા મોટે ઘરનાં હોવાથી તેવું કામ કાજ કરવું પડતું ન હોય તો તેવી ખાસ હીલચાલો, કસરતો કરવી અથવા ચાલવાનું સાંજસવાર ખુલ્લી હવામાં સારી પેઠે દરરોજ નિયમીત રાખવું અને પુરસદનો વખત બે સારાં માણસ સાથે વાતચીતમાં ગુજારવો નહિ તો તેવી સારી ચોપડીઓ વાંચી તેમાંની સભ્યો બાબતો ઉપર મનન કરવું. પણ કોઇબી તેવું વાંચન કે જેથી શરીરમાં જુદા જુદા જુસ્સાઓ ઉત્પન્ન કરે તેવાં વાંચનથી અથવા વાર્ત્તાઓથી તેણીએ જરૂર દુર રહેવું.

## આજની સુધરેલી માતાઓ.

આ દુનિયાની અંદર સ્ત્રીનો માતા તરીકેનો દરજ્જો, બીજો કોઇબી દરજ્જો તેણી ભોગવે તેના કરતાં શ્રેષ્ટ છે. માતા

તરીકેના દરજ્જાની જોખમદારીઓ તેણીને માથે એટલી બધી હોય છે કે જો તેઓને એક પછી એક વિસારી મુકવામાં આવે તોજ ઓછી થાય. આજની શીખેલી ભણેલી સ્ત્રીઓ ખરેખર માતા તરીકેની ફરજો ભુલી ગઈ છે, અને ગુલાબ જેવાં બચ્ચાંઓને આયા દાયાઓના હવાલામાં સોંપી દે છે. જેઓજ બચ્ચાંઓને પોતાના હલકાં દુધથી ધવડાવે છે, અને છોકરાની માવજત પણ તેઓજ કરે છે. પણ સૂધરેલી બાઇઓને નમનતાઇથી કહી શકાશે કે પોતાના પેટનાં પુલજેવાં બચ્ચાંઓને આયાદાયાઓના જતન નીચે મુકયાથી, તમારા હાથેજ તમારાં બચ્ચાંઓનુ નખોદ વાળો છો.

## ખુલ્લી હવાની જરૂર.

ખરી માતાઓ તો તેજ કે જેઓ તંદુરસ્ત બાળકો પેદા કરવા ઉપરાત, ઓને અચ્છી રીતે ઉધારવામાં અથાગ રંજ ખેંચે છે. તેવી માતાઓને ભલામણ કરી શકાશે કે તેઓએ જેમ બને તેમ પોતાનાં બચ્ચાંઓને તંદુરસ્ત બનાવવાની કોશેશ કરવી જોઇએ. બાળકોને જેમ બને તેમ ખુલ્લી હવામાં હરવા ફરવા દેવાં જોઇએ, અને તેઓને ધીમેધીમે પુંકાં ગરમ પાણીથી ટેવ પાડીને ઠંડા પાણીએ અંગોળ કરવાં જોઇએ. તેમજ બચ્ચાંઓના સુવાન ઓરડાના દરેક બારીબારણાં આખો દિવસ અને રાત ઉઘાડા રાખવાં જેથી દિવસે ઓરડામાં સુર્યનો તડકો દાખલ થઇ ઓરડાને (ડીસઇન્ફેકટ) સ્વચ્છ રાખે, અને રાત્રે ખુલ્લી હવા છોકરાંઓના મ્હોમાં દાખલ થવાથી તેઓની તંદુરસ્તી ઘણી સારી રહેશે અને દુખદરદોથી નિરાળાં રહેશે. જો બાળક શરીરે મજબુત અને તનથી તંદુરસ્ત હોશે, તો આપોઆપ તેની બુદ્ધિબી ખીલશે અને ચાલાક નીવડયા વિના રહેશે નહિ.

જે માબાપો પોતાનાં બચ્ચાંઓને ઘરની બહાર જવા દેતા નથી, અને નિશાળમાંથી છુટતાનેવાર ઘેર આવવાની સખ્ત તાકીદ અપાયલી હોય છે, તેમના બાળકો હમેશાં માંદા જેવાં દેખાય છે, અને પૂરતી કસરત અને ચોખ્ખી હવા દમમાં લીધા વગર રહ્યાથી તેવો વારંવાર માંદા પડે છે. ગરીબ વર્ગનાં છોકરાંઓ જો કે તેઓના માબાપો ખરી રીતે તેઓની પછવાડે ઘણી થોડી મહેનત લે છે, તે છતાં તેઓ બહુ મજબુત અને આરોગ્ય હોય છે. કારણ કે આ બાળકો ઘરમાં ભાગ્યેજ રહે છે પણ તેઓ આખો દિવસ ખુલ્લી હવામાં-ધુળમાં રમીનેજ ઉછરે છે. તેઓને તેઓની માતા કરતાં કુદરત માતાનો વધારે આશરો હોય છે, જે તેઓને સ્વચ્છ હવા સૂર્યની રોશની અને તડકો છુટથી પુરી પાડે છે, જેથી તેઓની નસોની અંદર સ્વચ્છ લોહી નિરંતર ફરતું માલમ પડે છે, અને ખુલ્લી હવામાં દોડધામ કરવાથી તેમને હવાની ખુટ નહિ હોવાથી તેઓ શરીરે આરોગ્ય રહે તેમાં કાંઇ નવાઇ નથી.

માબાપોએ છોકરાંઓને જયારેબી તેઓ બાહાર ખુલ્લી હવામાં રમવા જવા માગે ત્યારે જવા દેવું જોઇએ, અને તેમ કરવાની સામુ તેઓને ઉલટ આપવી

જોઇએ. થોડાજ દિવસ ઉપર બનેલો એક તાજો દાખલો વાચનાર સનમુખ રજુ કરવામાં આવશે, જે ઉપરથી માલમ પડશે કે પારસીઓ ખુલ્લી હવાના ફાયદા કેટલે દરજજે સમજે છે.

એક પારસીનો છોકરો જેની ઉમર આશરે ૧૦ વર્ષની હોશે, તે નિશાળેથી તરત આવવાને બદલે થોડા દિવસ સુધી સાંજે ઘેર આગળ મોડો આવવાને સબબે, માયે તેના મામા આગળ ફર્યાદ કીધી કે છોકરો રોજ મોડો આવે છે તેથી તેને તેમ કરતો અટકાવવો મામાએ કાંઈ પણ તપાસ કર્યા વગર તેને ધમકી આપી કે જો તું ફરીથી મોડો આવશે તો તને ઘેરમાંથી જ કાઢી મૂકીશ. પણ પેલા મામાને જો ખુલ્લી હવાની પીછાન હતે તો છોકરો બહાર રમવા જવાને લીધે કે કાંઇ બીજા કારણને સબબે મોડો આવે છે તેની તપાસ કરતે અને પછી જો તે ખુલ્લી હવામાં રમવા જવા કરતાં કોઇ આડે રસ્તે જતો માલમ પડતો તો તેને મોડો આવતો અટકાવાનું મુનાસેબ ધારતે, પણ અહીંયા તો ખુલ્લી હવામાં છોકરો ફરીહરી આવ્યો તેની જ ફરીયાદ હતી.

## માંદાં બચ્ચાંઓ

ખુલ્લી હવા જેમ સાધારણ તંદુરસ્તીના બાળકોને વધુ તંદુરસ્ત અને જોરેમંદ બનાવે છે, તેમજ દરદી અને માબાપોને રાત દિવસ જરા પણ ઉંઘ્યા વિના, કંટાળો આપતાં બાળકો માટે પણ બહુ ફાયદાકારક છે. ડાકટર જ્યોર્જ લૉરટન જેમ્સ લખે છે કે એક વખત ચાર વર્ષનો છોકરો પૂરતી બરદાસ્ત વગર બીલકુલ ઉંઘી શકતો નહેતા, અને રાત દિવસ રડીને તેના માબાપને ઘણો કંટાળો આપતો હતો. એવામાં એક રાત્રે તેઓ કોઇનાં લગ્નમાં જનાર હતાં, પણ તેઓ ગુંચવણમાં પડયાં કે આ બચ્ચાંને લગનમાં લઇ જઇ શકાશે નહિ તેમજ તેઓએ બચ્ચાંને ઘેરમાં મુકી જવાનું પણ દરોબસ્ત ધાર્યું નહિ. સંજોગ એવો બન્યો કે તેજ દિવસે પેલાં માબાપને ડા. જ્યોર્જ સાથે ઓળખાણ થઈ અને તે પણ પેલાં લગનમાં જનાર હતો ડા. જયોર્જ તે સાંજે એક પાસેના ગામમાં જનાર હતો તેથી પેલાં દુખી માબાપોને તેની સાથે પેલાં બચ્ચાંને લઇ જવા કહ્યું, અને તે લોકોને ધીરજ આપી કે તમારે ખુશીથી લગ્નની ક્રીયામાં જવું. જ્યાં તે પોતે પણ હાજર થઇ શકશે. ડા. જયોર્જ ત્યાર પછી પેલાં બાળક પાસે સાથે ગામમાં ગયો અને આશરે ચાર વાગતે પહેલાં તો પેલાં બાળકને એક નાળામાં પાણીની અંદર માથા સુધી બોળી કાઢયું,ત્યાર પછી તે છોકરાંને જમીનમાં અડધું ડાટીને થોડો વખત સુધી ઉભૂં રાખ્યું અને પછી તે છોકરાને જયાં ઘાસ ઉગેલું હતું ત્યાં લઇ ગયો અને તેને આમથી તેમ ખુબ દોડાવ્યું હમેશનું રડતું બાળક આ કસરતો દરમ્યાન જરા પણ રડવાને બદલે હસ્તે ચહેરે જાણે બીજાં છોકરાંઓ સાથે રમતું હોય તેમ ડા૦ જયોર્જની કુનેહથી તેની સાથે ભાગ લેતું. થયું. છેવટે એક પાસેના ઝુપડાંમાંથી તેને દુધ પાવામાં આવ્યું અને ૧૫ મીનીટમાં

જ પુષ્કળ થાક ચઢેલી હોવાથી સુઇ ગયું. અને બધાંની અજાયબી વચ્ચે પેલાં ઉંઘેલાં બાળકને ગાડામાં બેસાડીને જ્યાં લગનની ક્રીયા થતી હતી ત્યાં લઇ જવામાં આવ્યું. તે બાળકને જ્યાં પીઆનો વાગતો હતો ને બધાં ડાન્સ કરતાં હતાં ત્યાં લઇ જઇને મૂક્યું; પણ જ્યાં સુધી આ બધી રમત ગમતો પૂરી થઇ ત્યાં સુધી તે બીલકુલ જાગ્યું નહિ. આ બનાવથી પેલાં છોકરાંનાં માબાપ ઘણાં અજાયબ થઈ ગયાં અને તે લોકો તો હજુ સુધી એમજ સમજે છે કે તેને કોઇ તેવી ઉંઘની દવા આપવામાં આવેલી હોવી જોઇએ; અથવા તેની ઉપર કાંઇ જાદુ કીધેલું હોવું જોઇએ. પેલું બાળક ત્યાર પછી હમેશને માટે સુધરી ગયું હતું. તેને આસાયશની ઘણી જરૂર હતી, પણ કસરત વગર તેને આસાયશ કયાંથી મળી શકે? પણ ઉપર મુજબ જ્યારે તેને કસરત મળી, ત્યારે અતિશય થાકને લીધે ઉંઘની દેવી તેના પર પ્રસન્ન થઇ અને ત્યાર પછી પેલા નિર્દોષ બાળકની તબીયતમાં મનમાનતો ફેરફાર આસ્તે આસ્તે થવા લાગ્યો.

---

# સભી મંજુર હે મુજકો.

દેસાઇ મોતીલાલ મથુરભાઇ—દસાડા.

હુકમ કર જો મેરે પ્યારે, વોહી મંજુર હે મુજકો;
બહેતર વા બુરાઇ હો, સભી મંજુર હે મુજકો. ૧
કદી જંગલ રહા તો કયા, કદી ઘર બસ્તીમાં તો કયા;
કદી ફીરતા રહા તો કયા, સભી મંજુર હે મુજકો. ૨
કદી લા મહેલમાં છોડે, કદી દે પાઉંમે તોડે;
કદી ના પાઉંમે જોડે, સભી મંજુર હે મુજકો. ૩
કદી પકવાનકી લુકી, કદી રોટી મીઠી લુખી;
કદીના નાન જો સુકી, સભી મંજુર હે મુજકો. ૪
કદી કઉસર પીનેકો દે, કદી ભર દુધ પ્યાલે દે,
કદી ના આબ કો ભી દે, સભી મંજુર હે મુજકો. ૫
કદી મહોરે ભરી ધર દે, કદી ના કોડી યક જર દે;
કદી જોના રોના સર દે, સભી મંજુર હે મુજકો. ૬
કદી પરીસે નીકા કર દે, કદી બદ સુર્તિકો ધર દે;
કદી વાંઢા પરના સર દે, સભી મંજુર હે મુજકો. ૭
કદી ઝીનત મીલા તો કયા, કદી દોઝક મીલા તો કયા
કદી ખલકે રહા તો કયા, સભી મંજુર હે મુજકો, ૮

# જર્મન જાસુસ

યાને

# ઈંગ્લાંડ પર ભેદી હલ્લો.

( ગુલશન માટે ખાસ. )

લખનાર—દીનશા કુંવરજી ભાગલ્યા.

( વાર્તા ચોથી. )

## જર્મન લશ્કરી હદેરો.

'આપણે ઈસેક્સમા આવેલા માલદન શહેરમાં જઈએ છ' ગાડીમા ગોઠવાયા પછી જોને મારા તરફ હસીને સહજ ખોલાસો કીધો.

હવે ભલા એને કોઈ પુછે ? હમેશનો એ એવો રહી ગયો. મારૂં ચાલતે તો મારા હાથમાનો કોથલો છુટો માગ્તે પણ...ઉ હુ ! કમબખ્ત જર્મન જાસુસો ની બુ ઈ મારા નાકમાં એવી ભરાઇ ગયલી કે સહજ સુધારો થતાં શીકારી કુત્રાની પેઠે હું ત્યાં દોડયો જતો તો પછી જોન ને હું ક્યાં રોકો તાણું ?...

મહીનોક થયાં મારો જાની મીત્ર જોન ક્યાં ગુમ થઇ ગયો હતો તેની મને ખબર નહુતી. હુ માનતો હતો કે પોતાની બીબીની પનાહમાં રહી મારો દોગ્ત આ દગાખોર દુન્યામાં બેહેશ્તની અમર્ગીનો ઝાંખો સ્વપ્ન જોતો હશે પણ ના ..તેમના મારી બાઇ મને પંદરેક દીવસ પર મળ્યાં હતા તેઓ લાણુ જેવું વસ-લાયલું ટાચું કરી પોતાના નાવજ્યાની ખબર પુછતા હતાં.

એક રાત્રે હું મારે ત્યાં ફરાધાત થઇને જમવા બેઠો હતો. હજી સુપ પુરો કરૂં તેટલામાં ટરરરરરીંગ ટરરરર-રીંગ કરતો ટેલીફોન ચંગ વાગ્યો. મારો નોકર તપાસ કરવા ગયો ને આવી ને સનાનના સમાચાર જણા-વ્યા કે કોઇ પોતાનું નામ જણાવવા ના પાડી બહુજ તાકીદે મને બોલાવે છે. હવે ભલા, ગરમાગરમ કટ-લેસ છોડી ક્યાં જાઉં ? મેં દરકાર ન કરી, હનુસો દબાવ્યો પણ ના, વળી ચંગ જોરમાં કુટવા લાગ્યો કે મનમાં ફરૂી ચટકી, ભ્લાસમાંના વ્હીસ્કીનો ગોટ ગળી હું ત્યાં ગયો તો ઓજ્જન—એ તો કેધો મારો ભમતો ભુવ જોન નીકળ્યો.

કેધો એ મવાલી કલાકેક થયાં સહેલ કરવા ની-કળી પડેલા કલાર્કના જેવો એશ્કી મેશ્કી થઇને પો-તાને મકાને આવ્યો હતો ને મને એક સાધારણ ઇજ-નેર જેવો ડ્રેસ કરી એક કલાકમાં મારાં કામનો હથ્યારો સાથે બોલાવતો હતો. હા બા, ચીઓ થયા વગર કહીશ કે પહેલાં તો હું ફફડી પડયો પણ જ-ર્મન બોલ સાંભળનાં મારાં શીકરાં ફફડયાં ને ઘોડાની પેઠે મારા કાનો ઉભા કરી એક કલાકમાં આવવાની કબુલાત આપી હું જમવા બેઠો. ઉપરાચાપરી દબુસા મારી, બે ચાર પેગ વ્હીસ્કીના ધીચી હું મારા ઓર-ડામાં ભરાયો અને ત્યાં રાખેલાં કપડાંઓમાંથી થોડાંક પસંદ કરી એક સુટ પહેરી લઇ, મારો હાવભાવ બદલી હું સ્ટેશન પર જઇ ઉભો, પાંચ મિ નટ પછી ત્યાં આવ્યો અને હમો બન્ને ત્યાં ઉભેલી ટ્રેનમાં ગોઠવાયા કે પછી જોને મને સહજ વિગત જણાવી.

'આજ સાંજના પેપરો વાંચ્યા કે ?' સવાલ થયો.

જવાબમાં મેં ડોકુ નમાવ્યું.

'બટન હીલ આગળનાં ખુનની ખબર વાંચી ?'

'હા, તેનીજ તપાસ કરવા આપણે જઇએ છે નો'

'હા, જેક. મારી તેજ મતલબ છે.'

તેણે ગંભીર ચહેરે સીગાર ફુકતાં જણાવ્યું, 'આ વિચિત્ર બનાવ પાછળ ઘણી અગત્યની ખબરો છુપા-વવામાં આવેલી છે એવી મારી ખાતરી થઇ છે, જૅક આથી મેં મારી ને પણ ત્યાં આવવા તૈયાર રહેવા જણાવ્યું છે. આ કેસને લગતી બહુજ થોડી ખબર હાલ જણાઇ છે. પેપરોમાં આવેલી પોલીસની વિગત પરથી જણાય છે કે આજ સવારે લેચીંગટન અને સાઉથ મીન્સ્ટર વચ્ચે કામ પર જતાં એક ખેડુતે ખાટીમાં

પડેલું મુડદું જોયું. પોલીસને ખબર આપતાં જણાયું કે તે શબ જેમ્સ પેવલી નામના ૪૩ વર્ષના એક જાણીતા માછીમાર અને વહાણોના પાઇલટનું હતું. ભયાનક ફટકાઓથી તેનું માથું ચગદી નાંખવામાં આવેલું હતું. તેનાં કપડાં લોહીથી ખરડાઇ ગયલા હતાં અને રાત્રે પડેલાં બરફમાં તે બાપડો અર્ધ ઢંકાઇ ગયલો હતો. પોલીસ તે મુડદું સાઉથ મીનસ્તર ખાતે લઇ ગઇ હતી. માલડનના દક્કા પર મરનાર પેવલી બહુ જાણીતો અને માનીતો હતો. તે કુંવારોજ હતો અને થોડુંક પર તેની સ્થિતી સારી હતી પણ કાંઇક બનાવ બનતાં થોડા મહીના થયા તે સદંતર બેરોજગાર બન્યો હતો. ના, તેનો મછવો તેની પાસે રહ્યો હતો કે ના કોઇની સાથે તે ભાગીદાર તરીકે રહયો હતો. ગયે મહીને તો તેને ખાવાના વાખા પડયા હતા. તે થોડા દીવસ પર આવી તંગ હાલતમાં હતો છતાં પોલીસ તપાસમાં તેનાં પાટલુનનાં ગજવામાંથી એક રૂમાલમાં બાંધેલી ૪૯ ગીનીઓ મળી આવી હતી ?

'કાં નહિ તેણે તે રકમ એકઠી કરી હોય ?'

'પૈસા હોય તો કોઇ ભુખે મરે ? મરનાર તેવી ખીસમનો કંજુસ ન હતો.'

'પણ ખુનજ થયું ત્યારે ચોરી કેમ ન થઇ ?' મેં પુછ્યું.

જોન રીકકું હસ્યો ને મારી ખાતરી થઇ કે તે મવાલી કાંઇ પણ જાણનો હોવો જોઇએ.

'તે કારણજ જાણવાનું છે ને ભલા ?' તેણે જણાવ્યું 'મરનાર અચ્છો પાઇલટ હતો અને હું જાણું છે ને કે હાલમાં આ બંદરે જર્મનો ઉતરાઇ જાય છે.'

'પણ જર્મનોને તેની સાથે શું કામ ?'

'તેજ જોવાનું છે.'

માલડન પુગતાં સ્ટેશન પર સામાન છોડી હમો શહેરમાં ગયા. રસ્તાઓ બરફથી ઢંકાઇ ગયલા હતા ગણ હાલમાં બરફ પડતો નહતો. ધુમસ પુષ્કળ વરસતો હતો. અંધારામાં સંભાળથી હમે તે સરકણા રસ્તાપર થઇને ગયા. નદીનું પાણી બરફથી જાણે ઢંકાઇ ગયું હતું.

આગળ ચાલતાં દારૂનું પીઠું આવ્યું અને વિચાર કરી હમે બન્ને ત્યાં ગયા. ત્યાં ઘણા માછીમારો દારૂના કોપટાં ચઢાવતા ને મરનાર પેવલીની વાતો કરતા બેઠા હતા. તે પીઠાનો માલેક લીઓપોલ્ડ બ્રેમબરગર નામનો જર્મન હતો. આગળ તે લંડનનાં હોટેલોમાં વેટર હતો અને ચાલાક હોવાથી થોડાંક દોકડાં થતાં અત્રે ભઠ્યારખાનું ખોલી, ફાવી ગયો હતો.

હમે પણ વ્હીસ્કીનો પેગ લઇને ખુણામાં બેઠા.

'પેવલીનો ખુની જો મારા હાથમાં આવે તો દીકરાને એવો લાંબો કરૂં કે સગી માય બી ઓળખે નહિ' એક લાંબટાંગ બરાડ્યો. 'બીચારો પેવલી બહુ ભલું મનીખ હતો.'

'બધા જાણતા હતા કે તેની પાસે ખાવાની ખાખ હતી નહિ તો પછી કોણે તે બદમાશી કરી હશે ?' બીજાએ ટાપસી પુરી.

'પણ પેલી ૪૯ ગીની કયાંથી આવી ?' તે પીઠાંવાળાએ સીપલાસ કીધો.

'તેમાંજ ભરમ છે તો !' ત્રીજાએ જણાવ્યું. 'અજાયબી એ છે કે પેવલી પાસે એ પૈસા આવ્યા કયાંથી...ઓહ, લે, આ સારજંટ કેમ હયાં આવ્યો?'

તેજ પળે માલડનની પોલીસનો સારજંટ ન્યુન્સ ત્યાં આવી ઉભો. ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન નેમ આ સારજંટ સાહેબ ગામમાં હતા. તેમનું ટીચકું હમેશ ઉચુંજ રહેતું.

'સાહેબની શી ફરમાસ છે ?' પીઠાંવાળાએ નરમાસથી પુછયું. 'આજે ગરીબની ઝુંપડી પાવન થઇ !'

'નહિ, મને આજે કાંઇ જોઇતું નથી' તે સાહેબ બહાદુરે તરડાઇને કહ્યું. 'મરનાર પેવલી તારા પીઠામાં હર હમેશ આવતો હતો તેથી તેને લગતી ખબર મેળવવા હું આવ્યો છું. હાં છેલ્લો તે કયારે હતો ?'

'મોશી, તે રાત્રે સાત વાગને ગયો હતો ને ?' પીઠાંવાળાએ પોતાની બૈરીને વચ્ચે ખેંચી. 'ના... ના, તે પોણા નવે આવ્યો હતો. ગરીબ બીચારો, છેલ્લોજ હમોને મળ્યો તો.'

સારજંટે ગજવામાંથી નોટબુક કાઢી વિગત લખવા માંડી.

'તે વખતે અહીં બીજું કોણ હતું ?'

'બીજું કોઇ નહિ. બધા ગયલા હતા. મરનાર આવ્યો, એક પેગ પીધો ને પછી પાંચ સાતેક મિનિટમાં તો ચાલ્યો ગયો'તો.'

'તારી ભુલ છે, ક્રેમબરગર' જેનની પાસે બેઠેલા એક લાબટાંગ માછીએ બરાડ પાડી કે બધા તેના તરફ જોવા લાગ્યા અને સારજન્ટે તેને સવાલ કરવા માંડયા

'વાત એમ છે કે તે દહાડે મારા મછવાપર બેસી હુ ચલમ ફુકતો હતો બરાબર બારને ટકોરે પેવ લીને મે અહીંથી સરે વાળાને ત્યા ખેતીનુ કામ શીખતા જવાન સાથે નીકળતા જોયો હતો'

આતો નવોજ ધડાકો હતો

'તારી ખાતરી છે કે ?' કડક સવાલ થયો

'તદન' નિર્દોષ જવાબ મળ્યો એ લોકો નીકળ્યા ને ટાવરમા બાર વાગ્યા હતા મે પેવલીને તે જવાન સાથે કિનારે થઇને જતા જોયો હતો તેઓ વાત કરતા હતા એટલે તેમણે મને જોયો ન હતો'

તે જર્મન ટીકટો રગ પડી ગયો પણ સફાઇથી ફેરવી બોલતા બોલ્યો,

'અનવાજોગ છે કે બાર વા યા હોય મને કાઇ ધ્યાનમા નથી'

'પેલા જવાનનુ શું ?' સાર્જન્ટે હવે ટીકટા ફફડાવી પુછ્યુ 'તે કોણ છે ? તે શુ પેવલી સાથે ગયો હતો ?'

'મને તે કાઇ યાદ નથી'

'પણ તે કોણ હતો ?'

'બધા તેને ઓળખે છે અર્લ ઓવ સરેની જાગીર પર તે ખેતીવાડીનુ કામ શીખતો જવાન મી ફીમેન હતો અવાર નવાર તેઓ અહીં આવે છે.'

'હઅ ! જર્મન છે કે ?'

'નાજી, અગ્રેજ જેવા છે કોઇ જર્મન એવુ સફાઇદાર અગ્રેજી બોલી શકતો નથી'

'કહે છે કે કેળવાયલા જર્મનો હવે નફાઇદાર અગ્રેજી બોલી શકે છે' બાદએ ટાપસી પુરી

'પેલી ગોનીની તને ખબર છે ?' સવાલ થયો

'ના જી'

'ટોની ઓવન પરમ દીવસે મને કહેતો તો કે દવરા દવરા પેવલી ઉંડા પાણીમા ફરતો હતો તેણે તેને લડનમા કોઇ પરદેશી સાથે ફરતો જોયો હતો' એકે વળી ધડાકો કર્યો

'ઓવન કયા છે ?' સાહેબ બહાદુરના ભવાનો ચઢ્યો ચઢયો

'તે તો ગઇ કાલનો નોર્વે ગયો છે તે બે મહીને આવશે.'

અરે તારૂ સત્યાનાશ થાય તારૂ ! કમબખ્તે ગળે લગાડી ગરદન મારી સા જન્ટ સાહેબે હવે પોતાના થાકી ગયેલા ભેજાને વધુ તકલીફ ન આપતા વ્હીસ્કી નો પેગ પુરો કરવામા ડહાપણ જોયુ

થોડો વધુવાર થોભી હમે હોટેલમા ગયા અને પેટની પુજા કરી બીછાને ગયા

'મારી ખાતરી છે કે આ બાબદમા ઉંડો ભરમ છે' જેને જણાવ્યુ 'કાઇ નવોજ ધડાકો એમાથી નીકળી આવશે હાલ કાઇ સમજાતુ નથી પણ

મે સફાઇથી માર મરડી કે જેને વધુ બોલવાનુ મોકુફ કર્યું

ત્રણ દીવસ સુધી હમે બન્નેએ છવતોડ મહેનત કરી પણ ફો ટ ! પીઠાવાળા સાથે જેને દોસ્તી પાડી પણ કશુ વળ્યુ નહિ જેન અધેબધ વળખા મારતો રહયો ત્યારે હુ ચુપચુપ મારૂ કામ કરતો રહયો મરનારને માટે જ્યુરી ભરાઇ અને જાણીબુઝીને ખુન કરવાનો કોઇ પર આરોપ મુકવામા આવ્યો

તે ખુન પછી પદર દિવસ વટી ગયા પણ મારી તપાસમા કશું નવુ જણાયુ નહિ જેન તો ચારેક દિવસનો બીજે ઠેકાણે ગયો હતો નિરાશ થઇને હુ બીજી સહવારે લડન જવાનો વિચાર કરતો હતો તેવામા સ્ટેશન તરફ જતા મે એક જોડાને આગળ જતુ જોયુ તે સ્ત્રીની ચાલ મારી ઓળખમા આવતી જણાઇ તેઓ ધીમેધીમે થકને ચાલતા હતા અને જાણે કેવાએક વહાલા હોય તેમ બનાવતા હતા જ્હેમ પાસે તા હુ ઝડપથી આગળ ગયો ને સફાઇથી તેમને જોયા-યા ખુદા ! તે સ્ત્રી બીજી નહિ પણ મારા જેનની માશુક મારી હતી, અને તેની સાથ ચાલતો એરકો જવાન તેણીના આશક જેવો હતો

હુ દર્દ તેમની પુઠે ગયો તેઓ સ્ટેશનપર આવ્યા અને તે જવાન ટ્રેનમા બેઠો તેઓ વચ્ચે જબરા

ધરાંધરાં ચાલતાં હતાં. જેન ઉપરતાં ફક્ત ક્રોસ કરવાનીજ બાકી રહી હતી.

ભારે વમાસણમાં હું પડ્યો. શું ત્યારે ઓરત જાત આ ખરે બેવફાજ હતી કે? મારી માટે કોઇ કહેતે તો હું લડી પડતે પણ મારી આંખે જોયલો ફારસ હું કેમ ભુલી જાઉં? છતાં વધુ તેહકીક કરવા હું પુઠેજ પડયો. ત્રીજે દીવસે તે મારાં હોટલમાં આવ્યો અને ત્યાંના હમાલ સાથે તેણે ચીઠી મોકલી. એક કલાક પછી તે હમાલથી તેહકીક કરતાં જણાયું કે તે ચીઠી પીઠાંવાળા લીઓપોલ્ડ બ્રેમબરગર પર મોકલવામાં આવી હતી, તથા તે લખનાર કોઇજ નહિ પણ અર્લ ઓફ સરેની જાગીર પર ખેતીવાડીનું શિક્ષણ લેતો મી. ક્રીમેન હતો.

'તું એ ગૃહસ્થને બરાબર પીછાણે છે કે?' મેં એક શીલીંગ સેરવતાં પુછયું.

'હાજી, ઘણીવાર પીઠાંવાળા પર હું એમની ચીઠ્ઠી લઇ ગયો છું.'

યા ખુદા! આ શું કરામત હતી? ક્રીમેન જેવા અક્કલહીણને ખાતર શું મારીએ પોતાનાં વર્ષ વેચ્યાં હતાં?...યા તો તેમ કરવામાં મારીની કાઇ મતલબ હશે? હું ભારે વમાસણમા પડયો.

વધુ તજવીજ કરવા હું મારીની પુઠે પડયો. મારી તપાસમાં જણાયું કે, તેણી કોઇ ઓળખીતાને ત્યાં રહેતી હતી. તે સાંજે ક્રીમેન તેણીને મળ્યો અને તેઓ બંને ફરવા ગયાં. બારીકીથી જોતાં મને જણાયું કે તે સ્ત્રી તે બેવકુફ હસ્તીને સાફ સાફ બનાવતી હતી.

રાત્રે હું મારાં હોટલમાં આવ્યો અને પેટની પુજા કરી, સુવાની તજવીજ કરૂં છું તેટલામાં ભુતની પેઠે જેન કુદી નીકળ્યો. ખાણું મંગાવી તે ભુખ્યા હાંસને તૃપ્ત કર્યો.

'મારી અહીં છે જો' મેં પસગવન જણાવ્યું.

'હા...પેલા ક્રીમેન સાથે ઠીક દોસ્તી પાડી છે...મને આજે મળીતી!' જવાબ મળ્યો અને હવેજ મારી નજર આગળથી અંધકારનો પડદો નીકળી ગયો.

'જેક, તું અહીંજ રહી બ્રેમબરગરની તપાસ રાખ...હું નદી તરફ મજુરના વેશમાં મારૂં બનતું કરીશ' તેણે સમજાવ્યું અને વધુ વાતચીત પાડી હમે છુટા પડયા.

બીજે દીવસે હું બ્રેમબરગરના પીઠાંમાં ગયો અને મારી હમેશની રીત મુજબ તે પીઠાંવાળા સાથે સપાટાબંધ દોસ્તી પાડી નાંખી. પાપરીની પેઠે હું પૈસા વેરતો હોવાથી તે પીઠાંવાળો મારાપર ઓઢાઇ પંથરાઇ જતો હતો.

એક દીવસે સાજે પીઠામાં હું બેઠો હતો તેવામાં એક જર્મન ત્યાં આવ્યો. તે હમેશનું ગ્રાહક જેવો લાગતો હતો. પાકલાક પછી બન્ને જણા એક ઓરડામાં ભરાયા ને બેએક કલાક સુધી વાતો કર્યા કીધી.

મને કાંઇક શક જતાં હું મોડે સુધી થોભ્યો. તે રાત્રે દશ વાગતાંમાં પીઠું બંધ થઇ ગયું. હૉટેલમાં ન જતાં હું બાજુમાં ભરાઇ રહ્યો. બરાબર બારને સુમારે નદી આગળથી બે ખલાસીઓ ભારે પેટીઓ ઉપાડી ને આવ્યા. ચોક્કસ જાતનો અવાજ થતાં તે પીઠાની બાજુમાનો દરવાજો ઉઘડયો અને તે ખલાસીઓ પેટીઓ મુકી ચાલ્યા ગયા. આ પ્રમાણે ચાર ફેરા તે બન્નેએ ખાધા અને તે બાદ કિનારેથી મછવો ચાલી ગયો.

સાહવારના પહોરમાં જેનને ચીઠ્ઠી લખી આ બીનાથી મેં વાકેફ કર્યો. રાત્રે અગ્યાર વાગતે પીઠાં આગળની નદીના ટકા તરફ મળવા તેણે મને કહાવ્યું.

આખો દીવસ મેં પીઠામાં ગાળી નાંખ્યો. બરાબર વખતસર નેમેલી જગ્યાએ જતાં મને જેન મળ્યો.

'તેં ક્રીમેનને જોયો કે?' તેણે સવાલ કર્યો.

'ના, કેમ?'

'હવડાંજ તે પીઠાંમાં ગયો છે...તારી રીવૉલ્વર છે કે?'

'હવે તો ગજવામાંથી બહાર નીકળતીજ નથી.'

'ઠીક, ત્યારે...આજે ગમ્મત છે ખરી!'

'જો...જો...પેલા ત્રણ જણા કોણ?' મેં પીઠાં આગળ અંધારામાં ભમતા આકારો તરફ આંગળી બતાવી કહ્યું.

'એઓ આપણા દોસ્તો છે. આજ રાત્રે ગરીબ પેગીનાં ખુનનો બદલો મળશે. હું તારે ચુપ રહીને જોયા કર જે, જેક.'

મેં જોયું કે તે ત્રણે શખ્સો માછીમારો હતા. તેઓ અલમસ્ત હતા અને દેશને ખાતર પોતાનો ભોગ આપવા ચુકે તેમાંના નહતા.

ત્રણેક કલાક હમે થોભ્યા કે દૂર પરેલાં જર્મન બારકસ પરથી બોટ કિનારે આવી અને આગલી રાતની પેઠે તેમાંની પેટીઓ પીઠાંમાં ગઇ.

ચોથે ફેરે જેને કહ્યુ 'જેક તૈયાર રહે...આપણને ધસારો કરવો પડશે. રીવૉલ્વર હાથમા લે' અને ધીમી સીપટી ફેકી.

બીજી પળે કસ્ટમના અમલદારો અને માછીઓ મળી પંદરેક જણા નીકળી આવ્યા અને તે પીઠાંની કરતે ફરી વળ્યા. જે બારણેથી તે ખલાસીઓ ગયા હતા તે બારણુ ઠોકવામાં આવ્યું પણ કશો જવાબ ન મળતા બે જણાએ બે ચાર આચકામા તે તોડી પાડયું ને બધા અંદર ધુસ્યા.

ઘરમા કળાબકોર થઇ રહયો. તે જર્મનો જર્મન ભાષામા ગાળો ભાંડવા લાગ્યા ને હાથમા આવ્યું તે પકડી છુટું મારવા લા યા. રીવૉલ્વરનો ધડાકો થયો. કોઇ સ્ત્રીની ચીસ સંભળાઇ અને મારામારી છુટથી ચાલી. હમારા મદદગારો બ્રેમબરગર અને ક્રીમેનને પકડવા માગતાં હતા, જેઓ છુવપગ આવી લડતા હતા.

જેને ક્રીમેન પર ધસારો કર્યો પણ નકામા તેના હાથમાંની વહેતી છુરીથી જખમી થયો હતો. તે બદમાશ ઉકછેલ્લે પાટલે બેઠેલો હતો. તેની આંખો લાલ લોહી જેવી થઇ ગઇ હતી. બીજે પળે બ્રેમ બરગરને પકડી હાંકરીયાં પહેરાવવામાં આવ્યાં કે જેને બરાડ પાડી.

'સબર...રીચર્ડસન, આ બદમાશોને કેદમાં પુર્યે તે આગમજ તારી વિગત જણાવ'

મેં જોયું કે બે અમલદારો પોતાની રીવૉલ્વરો ક્રીમેન સામે તાંકીને ઉભા હતા.

બીજી પળે એક લાંબટાંગ માછી આગળ આવ્યો 'જીમ પેવલી જેને આ બદમાશોએ મારી નાંખ્યો હતો તે મારો સાળો થતો હતો.' તેણે જણાવ્યું. 'પોતાનાં મરણની આગલી રાત્રે તે મારે ત્યાં સુતો હતો. તે પીધેલો હતો અને તેથી પીવાંના બદારમાં જે કાંઇ બોલ્યો તે મેં માન્યું નહિ. તેણે મને જણાવ્યું કે આગલી રાત્રે મોડેથી બંદર પર ફરતાં તેણે જર્મન વહાણમાંથી ચુપચાપ સેકરીનની પેટીઓ આવી પીઠાંનાં ગોદાઉનમાં ભરાતી જોઇ હતી. તેણે બ્રેમબરગરને તે માટે કહ્યું હતું. જેણે તેને ચુપ રહેવા માટે મોટી રકમની લાલચ બતાવી, બીજે દીવસે પૈસા લેવા આવવા જણાવ્યું હતું. મને કાંઇક શક પડતાં હું જીમની પુઠે પીઠામાં તે દીવસે સાંજે ગયો હતો; પણ જીમને ઓરડામાં લઇ ગયલા હોવાથી હું કશું જાણી શકયો ન હતો. મોડેથી જીમ ઘરે આવ્યો ને તેણે મને પચાસ પાઉન્ડ રોકડા અને ચુપચુપ ફ્રાન્સ ચાલ્યો જાય તો બીજા દોઢસો પાઉન્ડ આપવાનું કરારનામું બતાવ્યું.'

'હં, પછી?' તેને ચુપ થયેલો જોઇ મેં સવાલ કર્યો.'

'જીમે મને કાંઇ કહ્યુ પણ મેં તે હસી નાંખ્યું હતું. તેણે મને કહ્યું કે તે તે રાત્રે એક ફ્રેંચ વહાણમાં જનાર હતો. બ્રેમબરગરનો ભાગ્યો ક્રીમેન તેને તે વહાણપર લઇ જનાર હતો. રાત્રે તેના જવા પછી મને વિચાર આવ્યો એટલે ચુપચુપ હું તેની પુઠે ગયો. મધરાતે મેં તેને પીઠાંમાંથી ક્રીમેન સાથે આવતો જોયો. તેઓ બટન્સ હીલ પર ગયા. હું ઘણે દુર હતો. તેવામાં મેં જોયું કે ક્રીમેને જીમ પર પાછળથી હુમલો કરી તેનું માથું ફાડી નાખ્યું અને તેના ગજવામાંથી કરારનામું લઇ નહાસી ગયો!'

તે ખુની આ સાંભળતાં ફીકકોફ્ચ પડી ગયો. તેણે બોલવા માંડ્યું પણ તેનો અવાજ તેના ગળામાં ગુગળાઇ ગયો.

'હું તુરત પોલીસને જણાવવાનો હતો પણ જીમે જણાવેલી વિગતની ખાતરી કરવાની મને જરૂર જણાઇ...હાલ તે હું મીઃ જેન રેમંડની મહેરબાનીથી કરી શકયો છું જીમને જે વહાણની વિગત જણાવી હતી તે ખરી હતી પણ તે વહાણ તો બીજે બંદરે અહીં ઉતારેલા જેવો માલ ઉતારનાર હતું.'

'કેવો માલ?' મેં પુછ્યું.

'દારૂગોળો. ઇંગ્લાંડપરના જર્મન હુમલા વખતે જર્મન લશકરને ઉપયોગી થઇ પડે તે માટે જુદે જુદે મથકે દારૂગોળો ભરવામાં આવતો હતો. પેવલીને આ વિગત બીજે દીવસે માલુમ પડી હતી. તેણે મને

આ ખબર જર્મનોના પૈસા મેળવ્યા પછી લડાઇ ખાતાંને આપવા જણાવ્યું હતું !'

'ખરી વાત છે' તેને ગંભીર અવાજે જણાવ્યું. 'આ પીઠાંનું મોટું ભોંયરૂ દારૂગોળાથી સીંચાયલું છે. હવડાં પણ તેનોજ સામાન આવેલો છે !'

ખાતરી કરવા એક પેટી ઉખેડવામાં આવતાં તેમાંથી બંદુકની કારતૂસે નીકળી.

'આ હીમેન પોતાને અંગ્રેજ ગણાવે છે પણ ખરેખરો તો તે જર્મન છે' તેને હવે ધડાકો કીધો. 'એ અહીં જર્મન જાસુસનું કામ કરી આ વિભાગની બધી ખબરો મેળવે છે. બ્રેમબરગર પણ જાસુસ છે અને એને ત્યાં દારૂગોળો એકઠો થાયછે. આ બદમાશોને હરમન હાઉંમન-જર્મન જાસુસોના વડા સાથે બહુ સારૂંજ છે.'

'ધુત ! તું મને જીવતો પકડજે ની ?' હીમેન બરાડયો ને ઉગામેલી પીસ્તોલ છતાં તે એક તરફ ખસી ગયો. તુરતજ તેને રોકવામાં આવ્યો પણ શયતાનનું જોર કરી તેણે એકના હાથમાંથી રીવૉલ્વર ઝુંટવી લીધી. બીજી પળે તે કુદી અને બ્રેમબરગર માર્યો ગયો. પોતાનો સાથી રખે વિગતો જણાવી દે કરી, ઠાર કરી તેણે બીજી ગોળી પોતાના માથાંમાં મારી અને હજી તે રીવૉલ્વર ઝુંટવી લેવાય તે પહેલા તે પાપી હરતે ત્હેરે હમેશાની નિંદ્રામાં પડયો.

તે પીઠાંનું ભોંયરૂં તપાસતાં દારૂગોળા અને કારતૂસોની સંખ્યાબંધ પેટીઓ...ડીનેમાઇટના ગોળાઓ... તેમજ બીજાં હથીઆરો મળી આવ્યાં. આ ઉપરાંત લડાઇ શરૂ થતાં ઇંગ્લાંડ માટે તૈયાર રાખેલા જર્મન હૂકમોની સંખ્યાબંધ નકલો મળી આવી હતી, જે અમે વાંચકોની જાણ માટે પ્રગટ કરીએ :

## જર્મન લશ્કરી ફરમાન.

હમો પુર્વ ઇંગ્લાંડનાં ગવર્નર જનરલ,

જર્મન સરકારના વડા અને શાહનશાતના નામદાર વડા શાહનશાહ કેયસર તરફથી બક્ષવામાં આવેલી સત્તાની રૂએ હમારા આ નવા છતેલા મુલકનાં રક્ષણાર્થે નીચલા નિયમો ફરમાવ્યે છીએ :

**કલમ ૧.** નામદાર ગવર્નર જનરલ યા તેમના લશ્કરી અને સનદી અમલદારોમાંના કોઇ એકની સામે કોઇપણ શેહરી ખોટી અફવા ઉરાડશે યા સામો થશે ,યા હુમલો કરશે યા કોઇપણ શહેરી કેદીને નસાડવામાં સીધો યા આડકતરો ભાગ લેશે તો તેને **મોતની શિક્ષા** કરવામાં આવશે.

સંજોગ જોઇ એવા બનાવોમાં આરોપીને વીસ વર્ષ કેદની સજા પણ થઇ શકશે.

**કલમ ૨.** પહેલી કલમમાં દર્શાવવામાં આવેલા ગુનાહ માટે કોઇપણ સખસ કોઇ બીજાને ઉશ્કેરણી કરશે તો તે માટે દશ વર્ષની દેશનિકાલની સજા થશે.

**કલમ ૩.** લડાઇ યા રાજદ્વારી બાબદોને લગતી અફવા કોઇ ફેલાવશે તો તે માટે એક વર્ષની કેદ અને સો પાઉન્ડનો દંડ થઇ શકશે.

જર્મન લશ્કર સામેની નાપાયાદાર વિગતો માટે ઓછામા ઓછી દશ વર્ષની કેદની શિક્ષા થશે.

**કલમ ૪.** કોઇપણ શખ્સ પોતાને અમલદાર લેખી વગર પરવાનગીએ હુકમો છોડશે તો તેને પાંચ વર્ષની કેદ અને દોઢસો સુધીનો દંડ થશે.

**કલમ ૫.** જાહેર ખાતાંના દફતરોમાં કોઇ પણ શખ્સ નાશ કરવાની પેરવી કરશે યા કરાવશે તો તે માટે બે વર્ષની કેદ અને દોઢસો પાઉન્ડ સુધીનો દંડ થશે.

**કલમ ૬.** જર્મન સરકારની નોટીસો, સરક્યુલરો કોઇ પણ શખ્સ ફાડી નાખતો યા ખરાબ કરતો જણાશે તો તેને છ માસની કેદ અને ૮૦. પાઉન્ડ સુધીનો દંડ થશે.

**કલમ ૭.** લશ્કરી અને સનદી સત્તાવાળાઓ તરફથી પ્રજા બચાવ માટે જે હુકમો થાય તે સામે નાફરમાની કરનારને એક વર્ષની કેદ અને દોઢસો પાઉન્ડ સુધીનો દંડ થશે.

**કલમ ૮.** કલમ ૧ થી ૭ સુધીની દરેક સત્તા લશ્કરી કારોબાર સભાને હસ્તક રહેશે.

**કલમ ૯.** દરેક જાતના ગુનાહો નવા પ્રાંતોમાં બને તે સામે અંકુશ મુકવા વખતોવખત હુકમો છોડવાની સત્તા કારોબાર સભાને આપવામાં આવી છે.

કલમ ૧૦ જર્મન લશ્કરને હેરાનગતી થાય તથા બ્રિટિશ લશ્કરને મદદ મળે એવા વર્તણુ માટે સખત ઉપાયો યોજવાની મળેલી સત્તાની રૂએ બ્રિટિશ સીપાહ હોય નહિ તેવા શખ્સોને નીચલા ગુનાહો માટે દેહાંતદંડની શિક્ષા થશે

(૧) જેઓ બ્રિટિશ સરકાર યા લશ્કરના જાસુસ હોય તેમને મદદ કરતા હોય

(૨) જેઓ જર્મન લશ્કરને ખોટે રસ્તે દોરવવાની કોશીશ કરતા હોય

(૩) જેઓ જર્મન સીપાહ યા અમલદારને ઠગવાની ધારણા રાખતા હોય

(૪) જેઓ વ્યવહારના સાધનો તોડી ખલલ પહોંચાડતા હોય તેમ જ ખોરાકીને નુકશાન પહોંચાડતા હોય

(૫) જેઓ જર્મન લશ્કર સામે થતા હોય

કલમ ૧૧. કલમ અને ૯ મા જાહેરનામાની સજાને ઇ. સ ૧૮૭૦ મા બહાર પાડવામા આવેલી દરે સત્તા આપવામા આવે છે પરદેશીઓ માટે જોઇતા નિયમો કરી લેવાની વધુ છુટ આપવામા આવે છે

કલમ ૧૨ આ નવા નિયમો જે દીવસે તે જાહેર કરવામા આવે તેના બીજા દીવસથી અમલમા આવેલા સમજવા હુકમથી

## વ્હીલ્હેમ વૉન કલુક

ગવર્નર જનરલ–પુર્વ વિભાગ–ઇ ગ્લાંડ

આ બનાવે ભારે ગભરાટ ફેલાવ્યો લશ્કરી ખાતુ ઉપર તળે થઇ ગયુ પણ પોલીસે ખોટો ગભરાટ થાય નહિં કરી મહા મહેનતે તે દાબી નાખ્યો.

જર્મન પ્રપંચનો આ નમુનો ખુલ્લુ બતાવે છે કે જર્મની વર્ષોની કેવી તૈયારી કરતુ હતુ

---

અઢોર ઉમરના આશક–માશુક–ચાળીસ વર્ષ ઉપર મીં૦ ટરશી નામનો ગૃહસ્થ દેશ દાઝ હૈયે ધરીને પોતાના વતન તરફથી લડાઇમા ભાગ લેવા ગયો તે વખતે અઢારે વર્ષનો હતો લડાઇ બંધ થયા પછી પાછો આવીને લગનનો બંદોબસ્ત કરવા લાગ્યો પણ કમબખ્ત કન્યાનો શોધવી પડી નથી 'કચેરીમા કચેરો પડ્યો!' એક જણ અધરી પડ્યા જેને પરીણામે મીં૦ ટરશી અમેરીકા તરફ ઉપડી ગયો ત્યાની નામીપામી વીસરી જવાની કોશીશ કરવા લાગ્યો વસવાટ માટે તેણે કેલીફોર્નિયા પસંદ કર્યું જ્યા એક ફાંકડી ફૂલકસુરના ફંદામા ફસ્યો અને તેની સાથ લગનના ગાંઠથી જોડાયો તેની જુવાનીની (પહેલી) માશુક બી બીજે શોધી લીધો અને તે પણ પરણી ગઇ અને એવુ ધારવામા આવતુ હતુ કે વખતના વહેવા સાથ નાઉમેદીનો જખમ બી રૂઝાઇ ગયો

ચાર વર્ષની વાત ઉપર ફરીથી પોતાની જુની જગ્યા જોવાને માટે મી ટરશી ઇંગ્લાંડ આવ્યો જ્યા તેની આગલી માશુક–મીસીસ સેલીસબરીને મળ્યો જેને તેણે તરત ઓળખી કહાડી જુવાનીનો વખત બન્નેને યાદ આવ્યો એક બીજા સાથ અથડી પડવાનુ કારણ નજીક જણાયુ અને દરારની મરી ગયેલી મોહબત પાછી શરૂ થઇ

બન્નેને ચોક્કસ બાબતનો બંદોબસ્ત કરવો હતો પણ જેમ બને તેમ જલ્દીથી પોતાનુ કામ આટોપી લઇને આપણો ઘરડો લક્ષ્મી ગોલંદર પોતાની વહાલી માશુકને ઘેર પાછો ફર્યો તરતજ લગ્ન થયા અને લાંબા વખતના ઉમેદ મરજી થવાથી નવુ જોડી ઉત્પન્ન થઇ જાણે જુવાનજ હોય તે પ્રમાણે અકે પગ શીદા ગીરી દેખાડે છે કન્યા અને વરરાજાની ઉમર એક સરખી પંચ્યાશી વરસની છે અને તોપણ જુવાનજ હોય એવા ઉમંગી અને આનંદી જણાય છે 'કોણ કહે છે કે "સાઠી ને બુધ્ધિ નાઠી!"'

બમલા

× × × ×

## કોણ ગાંડો ?

દીવાનશાળાના એક નવા ઓવરસીઅરે પોતાના ખાનામા રહેતા એ શખ્સને હાથગાડી ફેરવતો જોયો અને ભુલમા તેને મજુર સમજ્યો

'છોકરા ગાડી ઉંધી કેમ ?'

'નહીજી, સીધી છે!'

'તુને ના કહ્યુ ને? ઉંધી છે તે સીધી કર!'

'હા સીધી કરુ કે તુ બેસે ને તુને હુ ખેંચુ!'

હારે એમ સીધી ફેરવી તો સાનાન મુકી મારી પાસે ખેંચાવી મારા સાહેબ તમે બી હસ્તુના રાજ છો જે' 'દીવાનો સાફ દીવાનો બાપે દાદે દીવાનો''

' ,

# હેલીગોલૅંડ.

## યાને....બીસ્માર્કનું પતન,

---

(જર્મન કાફલાનું મુખ્ય મથક)

ગુજરાત માટે,

રોન ફરતી બ્રીટીશ મનવારોએ બ્રિટનના વાવટા સાથની સખ્યાબધ બોટોને કબજે કરી છે. એમાની ઘણીક પરથી જર્મનો મળી આવ્યા હતા જો નૌકા ખાતાના અધિકારીઓને એવી બાતમી ન મળી હોય કે, એ બોટો ઉપર જર્મન બનાવટની સુરગોનો જથ્થો ન હતો, તો ખરી હકીકત ખાસ કારણો સારૂ છુપાવવામા આવી છે એમ સમજવું

હવાઇ વિમાનો પણ હેલીગોલેડમા છે ત્યા શરૂઆતથીજ ઓછામા ઓછા દસ વિમાનોનો મોટો કાફલો હતો દરિયાઇ વિમાનોએ દરિયા ઉપર ઘણી એક ઝડપી તરાપ મારી છે, અને કેટલીક બ્રીટીશ રોન ફરતી મનવારો ઉપર હવાઇમાથી બોબો ફેકયા છે એ બેટ ઉપર એક બ્રીટીશ વિમાની ઉતરતો ગયો છે તે કોઇ નહી પણ ફ્લાઈટ કમાંડર ફ્રાન્સીસ હુવેટ હતો, જેણે, બ્રીટીશ હવાઈ વાહાણોએ કોકસહેવન પર હુમલો કીધો હતો તેમા ભાગ લીધો હતો એ વીમાનીને ડચ સ્ટીમરે દરીયામાથી બચાવી લઈ હોલાંડમા ઉતાર્યો હતો તે પોતાની વિગત રજુ કરતા જણાવે છે કે “મારી સાથના બીજા વીમાનોથી ધુમસમા હુ વિખુટો પડી ગયો, અને સેવટે કોકસહેવનની પાછળના જરમન પ્રદેશમા નીચે ઉતર્યો ધુમસ નીકળી જવા પછી મને માલમ પડયુ કે મે મારો રસ્તો ગુમાવ્યો હતો હુ પાછો હવામા ચઢયો અને મે દરિયા તરફ વળણ લીધી એકાએક મને માલમ પડ્યુ કે હુ હેલીગોલેંડ ઉપર ઉડુ છુ મે મારા સચાની બાજુથી નજર કીધી અને આખા જર્મન કાફલાને બેટની પાછળ પડેલો જોયો ત્યા સખ્યાબધ મછવાઓ પણ હતા એ બેટમાથી અને ઘણીક મનવારો પરથી મારા ઉપર ભયાનક ગોળા છોડવામા આવ્યા મે કેટલાક બોબ નાખીને જવાબ આપ્યો મારૂ એવુ મત છે કે મે એક જર્મન મનવારને નુકશાન કર્યું હશે કારણ એક બોબ ફેકતાજ એક મોટી મનવાર ઉપરથી ધુમાડાના ગોટેગોટ નિકળવા લાગ્યા હતા કોઇ બ્રીટીશ મનવાર કે બ્રીટીશ લશ્કર જણાય કરી મે ચોમેર ધ્યાનથી નજર ફેરવી, પણ આપણુ કોઇની વહાણો મારી નજરે પડયા નહિ ”

હેલીગોલેંડમા જર્મન મારૂલામાના એકએક વહાણને જો અગન પડે તો પુર્વ બાજુના ભાગમા આશરો મળી શકે તેમ છે. એ બેટ કયસરના હાથમા હોવાથી ઇગ્લાંડની એકસો માઇલ નજદીકમા છે. જો એ બેટ કયસરના હાથમા ન હતે તો જર્મની એટલુ નજદીક નહિ રહેતે આટલુ તો હુ નિશક ગણાય છે કે જે જર્મન મનવારોએ ઇગ્લીશ કોસ્ટ ઉપર નિર્દોષોની કતલ ચલાવવા સ્કારબરો, હાર્ટલપુલ અને વ્હીટબી ગામો પર તોપોના ગોળા છોડયા હતા તે બધી હેલીગોલેંડથીજ આવી હતી એજ બેટ તેમનું મથક છે.

એક અમેરિકન, જેની સચ્ચાઇ અને પ્રમાણિકપણુ શક વિનાનુ છે, અને જેને થોડાજ વખત ઉપર હેલીગોલેંડની મુલાકાત લેવાની છુટ આપી હતી તેની આ નીચલી હકીકત વિશ્વાસને પાત્ર છે તે કહે છે કે —

“એ બેટ તરફ જવાના માર્ગનો રસ્તો સુરગોની દશ હાર રક્ષા કરે છે એ કિલ્લાની અદર એગણવન ટોરપીડો બોટો તૈયાર રહેલી છે, અને એ બોટોની અને જર્મન કાફલાની વચ્ચે ૨૪૨ ટોરપીડો બોટો અને ડીસ્ટ્રોયરોનો એક મોટો કાફલો છે ત્યા આગળની દરેક મનવાર આખા રાખોડી રગથી રગાયલી છે ગમે એવા આછા ધુમ્મસમા પણ દુર-ઘણેજ છેટે પડેલી મનવાર પણ દરિયા અને ગગન સાથ મેળાઇ જતી દેખાય છે.

“એ બેટ ઉપરના અમલદારોને હૈયે નેહ છે કે કોઇ પણ બ્રીટીશ મનવાર હેલીગોલેંડની નજદીકમા કોઇ પણ આવવાની કદી હીમત કરી શકેજ નહી”.

“૩૦૪ તોપો જે હાલમા બેટ ઉપર તૈયાર ચઢાવેલી છે, તેમાની ૧૦૦ તો ૪૨ સેન્ટીમીટર થા તો લગભગ તેટલા વજનની છે એ બેતાલીસ સેન્ટી મીટરની તોપો છુપી ગાડીઓ ઉપર ચઢાવેલી છે લડાઈની શરૂઆતમા એ ત્યા નહી હતી ગયા ગપટેમ્બર માસમા એ ક્રુપના કારખાનામાથી લાવવામા આવી હતી લડાઈની શરૂઆતમા ઉત્તર સમુદ્રમા દરેક બ્રીટીશ મનવારને ટોરપીડો લગાડવામા આવી હતી, તે આ બેટમાથી રવાના થઈ હતી જેમ જેમ જરમનો દક્ષિણે બેલ્જીઅમ તરફ વળતા ગયા તેમ એ સબમરીનોને ડીસ્ટ્રોયરો તેજ તરફ મોકલવામા આવ્યા બેલ્જીઅમના કિનારા ઉપર મથક કરતા ગયા જેથી તે સબમરીનો ઇગ્લાંડની વધુ નજદીકમા ઊભી રહી છે પણ જર્મન સબમરીનનું મુખ્ય મથક હજી હેલીગોલેંડજ જ્યા કિલ્લાની તોપો તેમનું રક્ષણ કરે છે.

' '

એ કિલ્લેબંધીમાં વીટલાયલો ભેદ હાલ જાહેર થયો છે. કિલ્લો બંધાતો હતો તે અરસામાં એક પછી એક જાસુસ પકડાયા હતા અને કેદ કરવામાં આવ્યા હતા. ઘણે ભાગે એમાંનો મોટો નામાંકિત જાસુસ લીઓપોલ્ડ એવર્ટ હતો જે ( Heligoland ) નો અસલી વતની હતો પણ અમેરીકામાં જઇ વસ્યો હતો. કિલ્લાની કિલ્લેબંધીના નકશા ઉતારતાં તે પકડાયો હતો; એનો કોર્ટમાં કેસ ચાલી લીપઝીગની પાડોસમાંના કેદખાનામાં રાખવાની દશ વર્ષની તેને મોટી સજા થઇ હતી.

આ યુદ્ધ શરૂ થવા પછી એ બેટ આગળથી અને જર્મનીના વધુ નજદીકનાં મથકોથી જાસુસોને દુર રાખવા માટે છુપી પોલીસની મોટી ટુકડી રોકાઇ હતી. હેલીગોલેંડ ઉપરની છુપી પોલીસ, કૃપની મોટી તોપોના કામ ઉપર ખાસ ચોકી પણ રાખે છે.

કોઇ પણ જાસુસ જે કંઇ કિમતી અને ઉપયોગી બાતમી હેલીગોલેંડ બાબેની લાવી આપે જેથી એ બેટ કાપરના ઝુમલામાં મદદ થાય તેને બહુજ મોટું ઇનામ મળે તેમ છે.

આ ખુનખાર જંગ પુરં થયા પછી, હેલીગોલેંડનું શું થશે તે બાબે કો મત તો ઉભા નથી. જર્મનીનો પરાજય થતાં હેલીગોલેંડ બ્રીટીશ કબજામાં આવ્યાના શહેરીજ નહીં અને તે વખતે જરમનીને કંઇ ડરવાનું કારણ નહીં રહે. હેલીગોલેંડના કારણમાં આવશે ખરા, તે દીવસ જલદી આવો!

જ્યાં સઘળાં પરોણાંઓની ટોપીઓ ખુંટીઓ ઉપર લટકાવેલી હતી ત્યાં જઇ ઉતાવળમાં એક જે તેને બંધ બેસતી આવી ટોપી કોઇનીજ નહિં પણ આપણા પ્રસિદ્ધ હસમુખા માર્ક ટ્વેનનીજ હતી! અને જ્યારે ટ્વેન પોતાની ટોપીની શોધમાં પડ્યો ત્યારે તે જડી નહિ, પણ તે પાદરીની ટોપી ત્યાં પડેલી જે બંધબેસતી આવતાં પોતે ખુશ ખુશાલ ઓઢીની નિકળ્યો.

હવે જુઓ કે આથી શું હસવા સરખા બનાવો બન્યા તે: ગરીબ બાપડો પાદરી પોતાના હંમેશની રીત મુજબ જ્યારે અતીશય ગંભીર, વિચારવંત બની ફીલસુફી ભરી વાતો અને ટીકા કરતો ત્યારે લોક તેન ટોપી ઉપરથી માર્ક ટ્વેનને નવા સેશનમાં ધારી લઇ પેટ પકડી હસતું. અને બાપડો વિક્રંબર્સ કાંઇ ન સમજ પડવાથી પાણી ઉનાર થઇ જતો! આખરે ઉપલી સાહસિક ટોપી તપાસનાં સઘળો ભેદ ખુલ્લો થયો, અને આ ચુક વિષે માર્ક ટ્વેન ઉપર પત્ર લખી માફી માંગી પોતાનો અનુભવ દર્શાવ્યો!

બીજા દાવ ઉપર માર્ક ટ્વેન કાકાએ પેલી તરફેણવાળી પાદરીની ટોપીનું રંગરૂપ થોડુંક ફેરવવા તેને ટકટક બનાવવાનો નિશ્ચય કરી એક મોટી દુકાનમાં ધુળી અસ્તરી કરવા માટે હુકમ આપ્યો. તે દુકાનદારે ઘણુંજ માન સાથ તેનો આદરસત્કાર કર્યો, અને પુર ઝડપે કામ કરી આપ્યું. તેનું દામ જ્યારે તેણે પુછ્યું ત્યારે દુકાનદારે નમી જણાવ્યું જે તે પાદરી પાસ કશું એ લેનો હતો નથી! અને મનમાં રમુજ પામતો તેમજ મગન થતો તે પ્રસીધ્ધ અમેરીકન ત્યાંથી ચાલતો રહ્યો

# સાપ.

## તેની રચના, ખાસિયત અને ઝેરીપણું.

( લખનાર—મી. કાવસજી ધ. મહાલક્ષ્મીવાળા, સુપ્રિન્ટેન્ડેન્ટ વિકટોરીયા ગાર્ડન્સ—મુંબાઈ )

લોકમા સાપો વિષે સાધારણ ઘણાક ખોટા ખ્યાલો અને વહેમો તથા સહરાગાત ભરેલી ધાસ્તી રહે છે, તે કાંઇક દરજ્જે દુર કરવાની મતલબથી આજના વિષયની બાબત મે પસંદ કરી છે

મારે પહેલા જણાવવુ જોઇએ કે સાપોના એક ખાસ અભ્યાસી અથવા scientific expert હોવાનો હુ દાવો કરતો નથી બાગોના સુપ્રીનટેન્ડેન્ટ તરીકે છેલ્લા ૩૦) વરસની મારી નોકરી દરમિયાન ત્યા રાખેલા જાનવર ખાનાઓના ઉપરી દાખલ, જાનવરો ઉપર દેખરેખ રાખવાની મારી ફરજને લીધે સાપો વિષે જે કાંઇ સાધારણ જાણવા જોગ જ્ઞાન—થોડુ ક જાતી અનુભવ ઉપરથી અને બાકીનુ સત્તાધારી લખાણો ઉપરથી—મે મેળવ્યુ છે તે ફક્ત તમો આગળ રજુ કરવાની મારી મતલબ છે

### કરોડવાળાં પ્રાણીઓ.

આ દુનિયામા નાના મોટા સેંકડો જાતના જાનવરો વસે છે જેઓ આકાર, રચના અને ખાસિયત વગેરેમા એક બીજાથી તદન જુદા હોય છે, પણ તેઓની સામગી તપાસ લેતા માલમ પડે છે કે એમાના ઘણાક જાનવરો બીજી બધી વાતમા તદન જુદા છતા એક બાબતમા તેઓ એક બીજાને મળતા આવે છે તે એ કે તેઓ દરેકની પીઠમા નાના કઠી રેકા દાડકા જોડાએને બનેલો પોકળ નળી સરખો એક કાંટો હોય છે એ કાંટો તેઓના ધડને પુરતી રીતે વાકુ ટીકુ થવાની સગવડ કરી આપવા સાથે તેને ટટાર ટેકવી રાખવા, તેમજ ભેજામાથી નીકળતા જ્ઞાનતંતુઓના રેસા ( spinal cord or marrow ) ને કાંટાની નળીમાથી રસ્તો આપી એ વધારે અગત્યના પણ નાજુક ભાગનો બચાવ કરવા માટે ઉપયોગી છે એ કાંટાને બરડાની કરોડ કહે છે એ કાંટાવાળા સર્વ પ્રાણીઓને પ્રાણી વીદ્યામા કરોડવાળાં પ્રાણીઓ તરીકે ઓળખવામા આવે છે

### કરોડવાળાં પ્રાણીઓના પાંચ વર્ગો

એ વિભાગ (sub kingdom) મા સર્વે ચડતી જાતના પ્રાણીઓ સમાઇ જાય છે, અને તેઓને પાચ વર્ગમા વેહચી નાખેલા છે પેહલો સૌથી ચઢીઆતો વર્ગ ધવડાવનારા પ્રાણી (mammals) નો, જેમા માણસ પણ આવી જાય છે બીજો તેથી ઉતરતો પક્ષીઓ (birds) નો, ત્રીજો પેટે ચાલનારા પ્રાણીઓ (reptiles) નો, ચોથો જમીન અને પાણી બેમા રહી શકનારા પ્રાણીઓ (amphibians) નો, અને પાચમો તથા છેલ્લો માછલાઓ (fishes) નો

### કરોડ વગરનાં જુદાં જુદાં પ્રાણીઓ

બાકીના બીજા સર્વે પ્રાણીઓને કરોડ હોતી નથી, અને તેઓને છ વિભાગો (sub kingdoms) મા વેહેચી નાખ્યા છે જેમા સઘળા ઉતરતી જાતના પ્રાણીઓ આવે છે, જેવા કે કીડી, મકોડા, માખ, મચ્છર, ભમરા, મધમાખ, કામટયા, પતંગિયા, કસારા, તીડ, વગેરે જીવડા (insects), કાનખજુરા, કરોળિયા, વીંછી, કોલમી, કરચલા, કીડા, કરમ, કરમ અળસિયા, ગોકળ ગાય તથા પાણીમા વસતા ઘણાક પ્રાણીઓ જેવા કે પરવાળા, વાદળા વગેરે વગેરે

### સાપ પેટે ચાલનારાં પ્રાણીઓના વર્ગમાં આવે છે

સાપ કરોડવાળા વિભાગના પેટે ચાલનારા પ્રાણીઓના વર્ગમા આવે છે કે જે વર્ગમા એ સિવાય ઘીરોળી, સરડા, કાચબા અને સુસવાટ જેવા જુદા જુદા પ્રાણીઓ પણ છે

### પેટે ચાલનારાં પ્રાણીઓને ઓળખવાની નિશાનીઓ

શરીરની રચના, ખાસિયત વગેરે જે જે બાબતોમા પેટે ચાલનારા પ્રાણીઓ બીજા બધા વર્ગના

પ્રાણીઓથી જુદા પડી ઓળખાઇ આવે છે તેમાંની કેટલી મુખ્ય નીચે મુજબ છેઃ—

(ક) ધવરાવનારાં પ્રાણીઓ અને પક્ષીઓની ચામડી ઉપર વાળ અને પીછાં હોય છે, તે પેટે ચાલનારાં પ્રાણીઓને હોતાં નથી, પણ તેઓની ચામડીના રક્ષણ માટે કેટલાકો જેવા કે સાપને ભીંગડાં હોય છે અને કેટલાકો જેવાકે કાચબા તથા મુસરાટને સખ્ત શીપ અથવા ઢાલ હોય છે.

(ખ) ધવરાવનારાં પ્રાણીઓ અને પક્ષીઓ ગરમ લોહીવાળાં કહેવાય છે, કારણ કે તેઓના શરીરની ગરમી ચોક્કસ પ્રમાણમાં હમેશ એકસરખી રહે છે, અને ગમે તેવા ગરમ અથવા ઠંડી ઋતુ અને મુલકના ફેરફાર છતાં કદી બદલાતી નથી. તેથી ઉલટું પેટે ચાલનાર પ્રાણીઓ ઠંડા લોહીનાં કહેવાય છે, કારણકે તેઓના શરીરની ગરમી દેશ અને ઋતુના ફેરફાર સાથ તેઓનાં રહેઠાણની હવા પાણી વગેરેની બહારની ગરમીના પ્રમાણમાં વધઘટ થયા કરે છે

ઋતુનાં ફેરફારને લીધે એ ઠંડા લોહીના પ્રાણીઓની શરીરની ગરમીમાં કેટલો બનો ફેરફાર થાય છે તેનો બાતમી "બોમ્બે નેચરલ હીસ્ટરી સોસાયટી" ( Bombay Natural History Society ) ના ઓનરરી સેક્રેટરી મી૦ ફીપસને ( Phipson ) એ સોસાયટીના રૂમ ( room ) માં રાખેલા એક છવના મોટા અજગરના શરીરની ગરમીનું માપ ( temperature ) લઇ તેની નીચલી નોંધ રાખી છે તે ઉપરથી કાંઇક જણાઇ આવે છેઃ—

| શરીરની ગરમી માપવાની તારીખ. | શરીરની ગરમી. (temperature) |
|---|---|
| ૫ મી નવેમ્બર ૧૮૮૬. | ૮૨° |
| ૨૮ મી " " | ૭૬॥° |
| ૩ જી જાન્યુઆરી ૧૮૮૭ | ૭૫॥° |
| ૨૫ મી " " | ૭૩° |
| ૨૦ મી ફેબ્રુઆરી " | ૭૮ |
| ૭ મી માર્ચ " | ૮૨° |

(ગ) પેટે ચાલનારાં સર્વે પ્રાણીઓ ઇંડાં મુકે છે.

(ઘ) તેઓનાં દાંતો જડબામાં હોવા ઉપરાંત કેટલાકોને તાળવામાં પણ હોય છે. વળી ધવરાવનારાં પ્રાણીઓમાં જ્યારે આગલા દાંતો આખી જીંદગીમાં એકજ વખત પડી જઇ નવા આવે છે ત્યારે પેટે ચાલનારાં પ્રાણીઓના જુનાં દાંતો અવારનવાર પડી જઇ નવા આવ્યા કરે છે. કેટલાકો જેવા કે કાચબાઓને તો બીલકુલ દાંત હોતા નથી પણ તેઓના જડબાંપર હાડકાં જેવું સખ્ત ચામડું હોય છે, અને તેથી તેઓનાં જડબાં ચાંચને વધારે મળતાં ગણાય છે.

(ચ) પેટે ચાલનારાં પ્રાણીઓનું મગજ પુરતી રીતે ખીલેલું હોતું નથી, અને તેઓની હીલચાલ ઘણી સુસ્ત હોય છે.

(છ) ધવાડનારાં પ્રાણીઓ અને પક્ષીઓમાં પેટ અને છાતી વચ્ચે ચામડીનો પડદો (diaphragm or midriff ) હોય છે, તેવો પડદો પેટે ચાલનારાં પ્રાણીઓમાં હોતો નથી.

(જ) એ જાનવરોમાંનું કોઇ પણ પક્ષીની માફક ઉડવામા ફરી શકતું નથી, અને દરિયાઇ કાચબા અને દરિયાઇ સાપો સિવાય બીજા કોઇ પણ પાણીમાં જણુક રહેવાસ કરતાં નથી.

(ઝ) તેઓ સખ ઠંડી ખમી શકતાં નથી તેથી મુખ્ય કરીને ગરમ મુલકોમાંજ તેઓનું રહેઠાણ હોય છે.

હાલ પ્રાણી વિદ્યામાં સાપને, ઘીરોળી અને સરડાની સાથે એકજ વર્ગમાં મુકેલા છે કારણકે તેઓ વચ્ચે-મુખ્ય કરીને પગ વગરની ઘીરોળી અને સાપ વચ્ચે-કાંઇ જાણવાજોગ ફરક હોતો નથી.

હવે આગળ જણાવ્યું છે તેમ પેટે ચાલનારાં પ્રાણીઓના વર્ગમાં સાપ ઉપરાંત ઘીરોળી, કાચબા, મોરગાઇ વગેરે જુદાં જુદાં પ્રાણીઓ પણ હોય છે પરંતુ તે બીજાં બધાં પેટે ચાલનારાં પ્રાણીઓથી સાપ કઇ બાબતમાં જુદો પડી ઓળખાય છે તે સાપના નીચલાં સામટાં વર્ણન ઉપરથી માલમ પડશે.

### સાપનું શરીર.

સાપનું શરીર ઘણું કરીને ઘણુંજ લાંબુ અને પાતળું હોય છે, અને છેડેથી આસ્તે આસ્તે વધારે પાતળું થઇ પુછડી બને છે.

### સાપનું માથું.

માથું ઘણું કરીને ચપટું અને ત્રિકોણ અથવા ત્રિકોણાકાર હોય છે.

### શરીરપરનાં ભીંગડાં તથા કોટલાં.

ઘણાખરા સાપોમાં શરીરના ઉપલા ભાગની ચામડી ઉપર એક ઉપર એક કિનારીએ ચઢેલાં નાનાં ભીંગડાં ( overlapping scales ) હોય છે, અને નીચલા ભાગ ઉપર એક બાજુથી બીજી બાજુ વેર આરાં ( completely across from side to side ) કોટલાં ( shields ) હોય છે જે તેઓને ચાલવામાં ઘણી મદદ કરે છે.

અળશિયા જેવા જમીનની અંદર નચુક રહેનારા આંધળા સાપો તેમજ ઝાડ ઉપર અને દરિયામા વસનાગ સાપોને નીચલી બાજુએ કોટલા હોતાં નથી પણ આખે શરીરે એકસરખાં ભીંગડાજ હોયછે, કારણકે તેઓને જરૂર હોતી નથી. ઘણાખરા સાપના માથાં ઉપર નીચલી તેમજ ઉપલી બાજુએ ચોક્કસ સરખા આકારના કોટલા હોય છે. સાપની પુછડીને છેડે ઘણુંકરીને એકજ ભીંગડુ અથવા કોટલું હોય છે જે કેટલાક સાપમા શરીરમા ભોકાઇ જાય એવું અણીદાર હોય છે.

### સાપની પુછડી

દરીઆઇ સાપોની પુછડી માછલીની પુછડી જેવી ઉભી ચપટી ( vertically flattened ) હોયછે જે તરવામાં તેઓને મદદ કરે છે. કેટલાક અમેરીકાના સાપ જેને ગુગરયા સાપ કહે છે તેઓની પુછડીને છેડે હાડકાની પોકળ કડીનો જોટાયલો જુમખો હોય છે જેથી તેઓ જ્યારે ઉશ્કેરાયલા હોય છે ત્યારે ગુગરાના જેવો અવાજ કરે છે. કેટલાક લોકોને ખોટો ખ્યાલ છે કે એક ઝેરી સાપ જેમ જેમ માણસને દંખતો જાય છે તેમ તેમ તેની પુછડી બુઠ્ઠી થતી જાય છે અને તેથી એવી રીતે બુઠ્ઠી થયલી પુછડીવાળા બાંડા સાપ ઘણા ઘાસતી ભરેલા હોયછે. એ વાતમાં કાંઇ પણ સચાઇ નથી. કેટલાક સાપને કુદરતી બુઠ્ઠી પુછડી હોયછે, જ્યારે બીજાઓની કાંઇ અકસ્માત તુટી જઇ બુઠ્ઠી થાય છે.

### સાપના કાન.

સાપને કાનનું છીદ્ર હોતું નથી તેથી તેઓની સમજવાની શક્તિ આપણા જેવી તો હોઇ શકેજ નહિ, અને એ કારણને લીધે મદારીઓ સાપને વાંસળીની મદદથી પોતા તરફ ખેંચી સકવાનો અને તેઓ ઉપર કાબુ ધરાવવાનો દાવો કરે છે તે ઘણું શક ભરેલું છે. બીજ એટલું તો ચોક્કસ છે કે તેનું ધ્યાન ખેંચે તેવી કોઇ વસ્તુ સાપની સામે ધરીને તેને હીલવી હોય તો સાપ તે હીલચાલો સાથે તે પોતે પણ હીલતો રહે છે, અને તેથી મદારીઓ સાપ સામે વાંસળી વગાડી તેઓને એકચિત્તે પોતા સામે ડોલતા રાખી કાબુ ધરાવવાનો દાવો કરે છે. તે વાંસળીના અવાજને લીધે નહિ પણ વાંસળી વગાડતી વખતે મદારી પોતે ડોળા ખાતી હીલચાલ કરે છે તેને લીધે હોય એ સંભવ જોગ છે. જો કે હવામાં થયલો અવાજ (air vibrations) તેઓ સમજી શકતા નથી તોપણ જમીન ઉપર પડતા પગલાઓ વગેરેથી થતી હીલચાલો (earth vibrations) તેઓ ઘણા સ્પષ્ટ રીતે જાણી શકે છે. એ વિષેના અખતરાઓનો હેવાલ "એશીઅન" (Asian) પત્રમાં 'Ghorepore' ના તખલ્લુસવાળા કોઇ ગ્રંહસ્થે તા૦ ૨૮ મી ડીસેમબર ૧૮૯૭ એ લખી મોકલ્યો છે તેમાંના નીચલા ફકરાઓ જાણવા જોગ છે:—

"(૧) મેં ગારોડીને વાસળી વગાડતો અને ડોળા ખાતો નાગની સામે ઉભો રાખ્યો તેથી નાગ ઉપર અસર થયલી જણાઇ.

(૨) હું પોતે નાગની સામે હીલચાલ કીધા વગર ઉભો રહ્યો અને ગારોડીને નાગની પાછળ ઉભો રાખ્યો અને કાંઇ પણ ડીલ્યા વગર વાંસળી વગાડવા કહી તો નાગ ગુપચુપ ફક્ત મારી સામે જોતો ઉભો.

(૩) અમે બેઉએ જગા બદલી. ગારોડી નાગની સામે વાસળી વગાડતો ઉભો અને હું તેની પાછળ ત્રણ વાર દુર ઉભો અને જોરથી તાબડ્યા ફોડ્યા પણ નાગ કાંઇ હાલ્યો નહી, પણ જેવો હું ખસ્યો કે નાગે તરત પાછું ફરી જોયું કે કોણ આવે છે."

### સાપની આંખ.

સાપની આંખના બચાવ માટે આપણાં જેવાં ઉઘાડ ઢાંક થઇ શકે તેવા પોપચાં હોતા નથી પણ તેને બદલે આંખના ડોળા ઉપર ઘડીઆળના કાચ જેવું પારદર્શક ચામડીનું પડ હોય છે. જ્યારે સાપ કાચળી કાઢે છે ત્યારે એ પડ ઉપરની ખોલ પણ તેની સાથેજ નીકળે છે જે કાંચળીમાં ચસમાના કાચની માફક દેખાય છે.

### સાપના અવયવો.

સાપને પગ જેવા અવયવો બીલકુલ હોતા નથી તોકે કોઇ સાપને અપૂર્ણ પગની નીશાનીઓ (vestiges) સહુરા આગળ બહાર કાંટા (spurlike

છે. તે મહાન લેખક પોતાનું દુઃખ રડતાં જણાવે છે કે તેની બૈરીએ તેની બધી મોજમજાહ છોડાવી છે.

જ્યોર્જ એક વાચ બાંધે રાખેલી હોવાથી તેમાં ફરવા આવવાને પારબરીને ઇન્જન કરે છે. પારબરી ખુશીથી કબુલ થાય છે. આ લેવા બન્ને મીત્રો જાય છે ને મીસીસ પારબરી રૂખસદ કરેલા પરોણાને જોઇ ચોંકે છે.

જ્યોર્જ હવે મીસીસ પારબરી ને લગ્નની મોતે બરી પર લેકચર આપે છે કે પારબરી ત્યાંથી સટકી જઇ આર્ટીકલ પુરી કરે છે. દરયાઇ સફરમા પોતાને સામેલ કરી ન હતી એવું જાણતા મીસીસ પારબરી રાંધ્યું ધાન ખાવા દેતી નથી. તેણી રડે છે કે તેણીનો ધણી બદલાઇ ગયો. જ્યોર્જ ગભરાઇને નહાસી જાય છે ને રડતી બૈરીને પટાવવા આખરે પારબરી નહિ જવા કબુલ થાય છે.

'ઓરત...ઓરત .ઉઉઉફ્! ' તે બાપડો ભારે નિરાશામા બબડે છે.

## . અંક બીજો.

જ્યોર્જ ગર્નીગને ખાતુ લેવા સમજાવવામાં આવે છે અને ત્યાં તે મીસીસ પારબરીના બાપકર્નલ આર-મીટિજને મળે છે. તે જવાન પોતાના મીત્રની નિરાશા જાણે છે અને તેને માટે તે તેને ટોકે છે. પારબરી રડે છે કે તેની મીસીસ હવે તેને બરાબર લખવા પણ દેતી નથી. લગ્નની ઝુંસરીમા પડવા આગમજ વિચાર કરવાનું જ્યોર્જ પોતાના મીત્રને સમજાવે છે પણ તે મીત્રની સેક્રેટરી મીસ વુડવર્ડ તેને ઘણી ગમે છે એટલે તે તેણીને સોડ સાધતો ફરે છે.

તેણીની હકીકત તે સાંભળે છે. તેણી જણાવે છે કે તેણી પાદરીની સાત દીકરીઓમાંની એક છે. કુટું-બની ગરીબાઇ બાબે બહુ કરૂણારસ બ્યાન કરે છે, પણ તુરત પસ્તાઇ તેને જવા કહે છે. તે જાય છે અને 'ગરીબ બીચારો ' કરી પટપટતી તે સુંદર સેક્રેટરી મી૦ પારબરીની છબીને ચુમ્બી લે છે.

તેજ પળે મીસીસ પારબરી ત્યાં આવે છે અને ગુસ્સામાં સ્તબ્ધ થઇ જાય છે. તેણી કઇ ટ્રેનમાં જનાર છે તે હવે તેણી તેને પુછે છે.

તેણીને ત્યાંથી જવાનું કશું કારણ ન હતું એવું જણાવી મીસ વુડવર્ડ ના પાડે છે પણ મીસીસ પારબરી ટાઇમ ટેબલ લાવી ટ્રેન પસંદ કરે છે.

'હું નથી જવાની' તે સુંદરી બરાડે છે. કે મીસીસ પારબરી પોતાના ધણીને બોલાવી તેણી કે મીસ વુડવર્ડ ત્યાંથી જવું તે પસંદ કરવા સુચવે છે.

પહેલા તો તે હસી કાઢે છે પછી ગુસ્સે થઇને બખાળે છે કે તે પોતાની સેક્રેટરીને રજા આપી શકતો નથી.

હમેશાની પેઠે આસુઓના ધોધ વહે છે. તેજ વખતે કર્નલ આરમીટિજ, જ્યોર્જની સાથે હસતો હસતો અંદર આવે છે. પોતાની દીકરી પોતાની સાથે આવનાર છે તે જાણી તે ગભરાઇ જાય છે ને તેણીને સમજાવે છે, પણ છેડાયલી મીસીસ પારબરી બધું ના પાડી પોતાનો સરસામાન તૈયાર કરવા જાય છે.

## અંક ત્રીજો.

બીજી સહવારે બાગમાં નાસ્તો પીરસવામાં આવે છે. પારબરી કે જ્યોર્જને ભુખ લાગતી નથી. તે બાપડા રાતના બે વાગતા સુધી વાતો કરતાં ને દારૂ ઢીચતા બેઠા હતા તે હાલમાં તેમનાં માથાં દુખતાં હતાં–શામપીનનો ઓરડર થાય છે.

મીસ વુડવર્ડ પોતાના ઓરડામા નાસ્તો લઇ બાગમાં ફરે છે. તેણીના હાથમાનો ગુલાબ જ્યોર્જની માંગણી છતા ના પાડી તેણી વગર માગણીએ પારબ-રીને આપે છે. કર્નલ પોતાના જમાઇને તેના મીત્રને સહવારના પહોરમાં દારૂ પીતા જોઇ દારૂની બદીપર ભાષણ આપે છે ને તે પછી મોટું ટંબલર ભરી પોતે શામપીન ગટાવી જાય છે. મીસીસ પારબરી, જ્યોર્જને મળવા માગે છે એવું તે જણાવે છે.

પારબરી ચાલ્યો જાય છે. ને તેની મીસીસ ત્યાં આવે છે મીસ વુડવર્ડને કાઢી મુકવા તેણી જ્યોર્જને સમજાવે છે કે જેથી પારબરી પોતાના મિત્રની સલાહ માન્ય કરે.

જ્યોર્જ પોતાનું બનતું કરવા કબુલે છે અને પો-તાના મીત્ર ને બૈરીને છછેડતાં શું પરિણામ આવે છે તે પર લાંબુલચ ભાષણ આપે છે. પારબરી હવે મીસ વુડવર્ડની સલાહ લે છે. અને તેણીનું મત માગે છે. તે જણાવે છે કે તેણીએ જવું જોઇએ. તે સાંભળતાંજ તેણી નીરાશ થઇને ડુસકાઇ પડે છે. દયાથી તે તેણીને પસવારે છે કે તેજ પળે મીસીસ પારબરી ત્યાં આવે છે ને તે છાની પુતળાનો નાચ જોઇ વિચારમાં પડે છે.

# "મણીપુરના મહારાજા"

## ( હિંદુ રાજ્યસ્તાનનો જુનો રંગ. )

### ( નવલકથા )

લખનારઃ—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

( ડીસેમ્બર અંકથી ચાલુ )

### પ્રકરણ ૧૨ મું.

" શ્રીમુખસિદ્ધાંત. "

( પદ )

ઇસ તન, ધનકી કોણ બડાઇ,
દેખત નયનમેં માટી મિલાઇ. ઇસ. (ટેક)
હાડ જલે જૈસી લકડેકી મોલી,
બાલ જલે જૈસી ઘાસકી પોલી. ઇસ. ૧
અપને ખાતર મ્હેલ બનાયા,
આપહી જાકર જંગલ સોયા. ઇસ. ૨
કહત કબીરા સુન મેરે ભૈયા,
આપ મુએ સબ ડુબ ગઇ દુનિયાં. ઇસ. ૩

---

બ્રહ્મ ભજનથી ભજનાલયનો મંડપ ગાજી રહ્યો. ભક્ત મંડળી સંત મહારાજની ગાદીને તથા સંત ગુરૂને પ્રણામ કરીને પોતપોતાના આસન પર પુનઃ ગોઠવાઇ બેઠી, એટલે સંત ગુરૂએ "શ્રીમુખસિદ્ધાંત" શિષ્યમંડળને સંભળાવવાનો પ્રારંભ કર્યો.

" પ્રિય શિષ્યો ! નરથી ઉત્તમ કોઇ જન્મ નથી, વેદ શાસ્ત્રથી ઉત્તમ કોઇ ધર્મ નથી, વિપ્રથી ઉત્તમ કોઇ વર્ણ નથી, ગૃહસ્થાશ્રમથી ઉત્તમ કોઇ આશ્રમ નથી, કર્મથી કોઇ પ્રબળ નથી, વૃધ્ધાવસ્થાથી વિશેષ શ્રમ નથી, સ્ત્રી શરીરથી વિશેષ કોઇ ભુલવણી નથી, ગુરૂ સમાન કોઇ વૈદ નથી, વિચાર બરાબર કોઇ ઉપચાર નથી, અજ્ઞાની જેવો કોઇ રોગી નથી—અસયમી નથી, મનથી વધારે કોઇ અપકારી નથી, બુધ્ધિની બરાબર કોઇ દેહધારી નથી, દેહના સમાન કોઇ દેવળ નથી, અને આત્મા સમાન કોઇ દેવ નથી. જે વિશ્વરૂપી પીંજરાંના પાપ તથા પુણ્યરૂપી નીચે ઉપર મજબુત પાટીઆં છે તેને લૌકિક તથા અલૌકિક, આશાઓ-વાસના રૂપી બારી છે, કામ, ક્રોધ, તથા લોભ રૂપી ખીલાઓથી તે પીંજરાંને જડેલું છે, અને કર્મ રૂપી મોટાં ચક્રો છે. તેને પછાડી—ભાગી ભુકો કરી નાખીને તથા વર્ણાશ્રમતી અભિમાન રૂપી સાંકળોને તથા સુખ તથા દુઃખ રૂપી બારણાંને તોડી નાખીને ભ્રાંતિનું નિવારણ કરી, પોતાના સ્વરૂપને સંભારી આ પ્રબોધરૂપી સિંહ એ (જગત રૂપી ) પીંજરાંને ફાડીને બ્હાર નીકળે છે.

જીવ ઇશ્વર ને માયા અનાદિ છે. સંસ્કાર યોગે કરીને જીવ શિવ થાય છે. "તત્વમસિ—તત્—હું ઇશ્વર છુ. ત્ર જીવ અસિ એ બન્નેની ઐકયતા જણાય છે. યોગ કાંઇ આકાશમાં, પૃથ્વીમાં કે પાતાળમાં નથી જીવ અને પરિબ્રહ્મની અભેદ અનુભવવામાં આવે એજ યોગ છે. યોગ સાધ-

વાના આઠ અંગ છે. યમ, નિયમ, આસન, ધ્યાન, પ્રાણાયામ, પ્રત્યાહાર સવિકલ્પક ને સમાધી એ યોગિઓનાં યોગ સાધવાનાં આઠ અંગ કહેવાય છે.

યોગિઓએ કોઇને પીડા ન કરવી, સત્ય બોલવું, ચોરી કરવી નહિ, આઠ પ્રકારનું મૈથુન છોડી દેવું. પ્રાણિયો ઉપર દયા રાખવી, સરળતા ધારણ કરવી, અલ્પ આહાર કરવો, અને અંદર તથા બહાર પવિત્રતા રાખવી, એ દશ યમ યોગિઓએ પાળવા; વિધિમાં કહેલું કરવું. સંતોષ રાખવો, આસ્તિકપણું રાખવું, યથાશક્તિ સુપાત્રને દાન દેવું, ઇશ્વરનું પુજન કરવું, વેદાંતનું શ્રવણ કરવું, દુષ્કૃત્યથી લજાવું, સારાં કર્મ તથા સારાં શાસ્ત્રો સમજવાં, મન્ત્રોનો જપ કરવો, અને નિત્ય હોમ કરવો, યોગિઓએ બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો.

શ્રુતિમાં કહ્યું છે કે,

" સર્વં ખલ્વિદં બ્રહ્મ સચ્ચિદાનંદ માત્રં."

" આ સર્વ જગત્ સચ્ચિદાનંદ માત્ર બ્રહ્મ જ છે!"

મીમાંસાકાર ભગવાનશ્રી જૈમિનીનો મત છે કે, " વેદ છે તેજ બ્રહ્મ છે."

પાતાંજલયોગના કર્ત્તા ભગવાન્ પતંજલીનો અભિપ્રાય છે કે—" ક્લેશ કર્મ વિપાકાશયૈર પરામૃષ્ટઃ પુરુષવિશેષ ઈશ્વરઃ એટલે " કલેશ, કર્મ, વિપાક અને આશયનો કાલત્રયમાં પણ જેને વિષે સંબંધ નથી તે પુરૂષોત્તમ ઈશ્વર છે."

સાંખ્ય શાસ્ત્રકાર ભગવાન કપિલ મુનિએ કહ્યું છે કે—" પ્રકૃતિ, પુરૂષના વિવેકનું જે જ્ઞાન તેજ મોક્ષ છે "

પ્રકૃતિના અટકવાથી જન્મ ટળે છે, અને જન્મ ટળવાથી ત્રણે પ્રકારના દુઃખની આત્યંતિક નિવૃત્તિ થાય છે. ત્રણ પ્રકારના દુઃખની આત્યંતિક નિવૃત્તિ એજ પરમ પુરૂષાર્થ અને મોક્ષ છે."

બીજું ન્યાય શાસ્ત્ર કે જેને વિશેષિક શાસ્ત્ર કહે છે, તેના કર્ત્તા ભગવત કણાદ મુનીનો મત પણ મહાત્મા ગૌતમના મત સાથે મળતો છે. જીવ ઈશ્વર ને જગત એ સર્વ આત્મ સ્વરૂપજ છે. આત્મ દ્રવ્યથી કાંઇ ભિન્ન નથી.

" શ્રીમદ્ ભગવદ્ ગીતા " નો મૂળ આશય એવો છે કે, જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ લોક સંગ્રહને વાસ્તે લૌકિક તથા વૈદિક કર્મો કરતાં રહેવું; પરંતુ માત્ર કર્મોને વિષે સ્ત્રી, પુત્ર, ધન, જન, જમીન, ઘર તથા કુટુંબ, અને ઇષ્ટ મિત્રોએ આદિકને વિષે પદ્મપત્રવત્ નિર્લેપ રહેવું એટલે કે તેઓની સાથે રહેતાં છતાં પણ અનાશક્ત રહેવું.

કર્મવાદીનો મત કર્મનીજ દ્રઢતા કરાવે છે. તેઓ કહે છે કે, જીવ કર્મથીજ ઉત્પન્ન થાય છે, અને કર્મથીજ મરે છે. સુખ, દુઃખ ભય અને શોક પણ કર્મથીજ પ્રાપ્ત થાય છે, જીવ કર્મથીજ ઇંદ્ર થાય છે, કર્મથીજ બ્રહ્માનો પુત્ર થાય છે, કર્મથીજ ભગવાનનો દાસ થાય છે, કર્મથીજ જ્ઞાનનો અધિકારી થાય છે, કર્મથીજ સઘળી સિદ્ધિઓ પામે છે, અને કર્મથીજ અમરપણું પામે છે. વિષ્ણુ સંબંધી સાલોક્ય આદિ ચાર મુક્તિઓ કર્મથીજ મળે છે, અને મૂઢપણું, મનુંપણું, ગજેંદ્રપણું પણ કર્મથીજ પ્રાપ્ત થાય છે.

હું, શિવ, બ્રહ્મા, અને સનકાદિક મુનિઓ પણ એ માયા જીતવાને સમર્થ થતા નથી. દેવતું, મનુષ્યનું, પશુ–પક્ષિનું અથવા બીજા પણ કોઇ પ્રકારનું જેણે શરીર ધરેલું હોય, તે તો એ માયા કેમ જીતી શકે ? માયા જીતવી હોય તો શરીર રહેવાનો સંભવ નથી. વેદ જાણનારા, યોગ જાણનારા સર્વજ્ઞ અથવા જીતેંદ્રિય ગમે તેવો હોય, તોપણ જે પુરૂષ ત્રણગુણથી બનેલાં શરીર વાળા હોય, તે માયાને જીતવામાં કેમ સમર્થ થાય ?

જે જન્મ લે છે, તેની પાસે દુઃખ નિરંતર પથરાયેલું રહે છે, અને તેને માથે મૃત્યુ અવસ્ય ઉભેલું છે. યુવાવસ્થાની શોભા શરદ ઋતુનાં વાદળાંઓની છાયા સમાન ચંચળ છે, અને વિષયો પ્રાપ્તિ કાળે રમ્ય લાગે છે; પરંતુ તેનો જ્યારે અંત આવે છે, ત્યારે તો સર્વે દુઃખ રૂપ થાય છે. એ વાત વિચારી સર્વથા ત્યાગ કરવાને લાયક જે આ સંસાર છે, તેમાં ભવ્ય પુરૂષો મોક્ષ મેળવવા યત્ન કરે છે.

હું ઉત્પન્ન થતો નથી, હું મરતો નથી, હું બંધાયેલ નથી, હું મુક્ત નથી, જ્ઞાનિઓને આ સંસાર, છોડેલાં બાણની ગતિ સરખો છે.

જેમ અણહદ મ્હોટા મ્હાસાગરની સપાટીપર તણાતાં લાકડાંના કડકા એક બીજાને અથડાય છે, અને પાછા છુટા પડી આગળ ખેંચાઇ જાય છે તેમ આ જીંદગીના દરિયામાં પણ એક માણસ અનાયાસે બીજાંની પાસે ખેંચાઇ આવે છે, તેને મળે છે, અથડાય છે, અને પાછો તેનાથી છુટો પડી આગળ વધ્યો જાય છે.

જીંદગી અસાર છે. જ્ઞાનિઓ ને અજ્ઞાનિઓને ભગવત્ ભજન અવસ્યનું છે. શુભ–અશુભ કર્મનો વિચાર કરીને, તેનું પારણામ જાણીને મનુષ્યોએ જીંદગીનો વિકટ રસ્તો કાપવો, માનપાન છોડી દેવું. સર્વ મતમાંથી સાર શોધી લેવો. ન્હાના પ્રકારનાં પુષ્પોમાંથી મધમાખીઓ રસ ચુસી લે છે, તેવી રીતે અનેક મતમતાંતરના ઝઘડામાં પડયા વગર સર્વ શાસ્ત્રમાંથી સાર ગ્રહણ કરવો એ તત્વજ્ઞાનિઓનું કર્ત્તવ્ય કર્મ છે. સંસાર સાગરના તોફાની પ્રવાહમાં તણાતાં મનુષ્યોએ ભક્તિરૂપી નાવનો આશ્રય ગ્રહણ કરવો.

ભક્તિ અનેક પ્રકારની છે. તેમાં ભેદભાવ ન રાખવો. ઇશ્વર અનેક રૂપ ધારણ કરે છે તેમાં સંશય ન ધરવો. ગમે તે ભાવ, ગમે તે શુભ ક્રિયા કર્મે પણ ભગવત્ ભજન કરવું એવો અમારો ઉપદેશ છે. હવે આપણે અનેક રૂપે, અનેક અંશે જણાતા, ગવાતાં, ઇશ્વરનું ધ્યાન ધરવાનો પ્રારંભ કરવો જોઇએ.

" ઉત્તમ કીર્તિ વાળા–ઉત્તમ શિળવૃત, અને લક્ષણવાળા, મનને જીતનાર, લોક રીતિને અનુસરનાર, સજ્જનપણાની કસોટીરૂપ, બ્રહ્મણ્યદેવ, મહાપુરૂષ, અને મહા ભાગ્યશાળી, રામચંદ્ર ભગવાનને અમે વારંમવાર નમસ્કાર કરીએ છીએ. શુક્લપક્ષમાં દેવતાઓને, અને કૃષ્ણ પક્ષમાં પિતૃઓને પોતાના કિર્ણોથી અન્ન વહેંચી આપનાર અને સઘળી પ્રજાઓના રાજા ચંદ્ર પ્રસન્ન થાઓ. "

હે **અગ્નિ** ! તમે સાક્ષાત્ પરિબ્રહ્મ ભગવાનને હવ્ય પહોંચાડનાર છો, એટલા માટે ભગવાનના, અંશરૂપ દેવતાઓના નામથી કરેલી પૂજા ભગવાનને પહોંચાડવાજો.

હે **જળ** ! હમને ઇશ્વર પાસેથી સામર્થ્ય મળ્યું છે, તેને લીધે ત્રૈલોક્યને પવિત્ર કરનાર અને પાપને મટાડનાર, તમે તમારો સ્પર્શ કરનાર અમ લોકોના શરીરને પવિત્ર કરશો.

સાક્ષાત્ અંતર્યામી ઇશ્વરરૂપ **વાયુ** કે જે સર્વમાં અંદર પેશીને પ્રાણ અને અપાન આદિ પોતાની વૃત્તિઓથી પ્રાણિઓનું રક્ષણ કરે છે, અને જેના સ્વાધિનમાં આ સઘળું જગત્ છે, તે અમારી રક્ષા કરો.

તેજના આશ્રયરૂપ, કાળરૂપ, અને દેવતાઓના સ્વામી મહારૂપને અમે તમીએ છીએ. અમે તેમનું ધ્યાન ધરીએ છીએ.

કર્મના ફળરૂપ, પરબ્રહ્મને જણાવનાર પરબ્રહ્મમાંજ સમાપ્તિવાળા, અદ્વૈત અને શાંત જે સ્વરૂપને લોકો પૂજે છે, તે ભગવાનને પ્રણામ હજો."

સંત મહારાજની સાથે પ્રભુપ્રાર્થના કરવામાં ભક્તિમંડળે એકસરખો ભાગ લીધો. પોતાનાં હૃદય ભક્તિભાવથી અને "શ્રી સુખ સિદ્ધાંત" શ્રવણ કરીને શ્રદ્ધાં. ગુરૂ મહારાજના ધર્મજ્ઞાનથી તરૂણ યોદ્ધો ચકીત થયો. આ સંસારમાં સાર રૂપજ્ઞાન–ઉપદેશ અને હરિસ્મરણું છે, એવું તેના માનવામાં આવ્યું. ક્ષણિક સુખવિલાસને માટે અનેક તરેહના કર્મોની જાળમાં ઉપાધિયુક્ત પુરૂષો બંધાય છે એજ અજ્ઞાન છે. પોતાની રચેલી જાળમાં કરોળીઓ જાણી જોઇને જાતેજ બંધાય છે એ જ્ઞાનનો ઝળુઝળાટ જ્ઞાનિ શિષ્યોના મગજમાં થયો.

ક્ષણવાર વિરામ પામીને સંત મહારાજે કહ્યું "શિષ્યો! તમારે સ્વભાવિક ધર્મને અનુસરીને ચાલવું યોગ્ય છે. સ્વભાવિક ધર્મ સ્વચ્છ હોય છે, અને તે સ્વચ્છ અંતઃકરણવાળા સાધુ પુરૂષોને સેવવા લાયક છે. હવે તમારા પ્રત્યેનો સાધારણ ઉપદેશ પુરો થયો છે, પણ મારા મનમાં પ્રતાપસિંહજીને સંદેશો પહોંચાડવાની પ્રભુ તરફથી પ્રેરણા થઇ છે, તે સંદેશો પહોંચાડવાને આ સિંહ પુરૂષ કરતાં વધારે યોગ્ય પુરૂષ મળવા મુશ્કેલ છે." એમ કહીને તરૂણ યોદ્ધા ભણી અમી દ્રષ્ટિ કરીને શ્રી ગુરૂ મહારાજ બોલ્યા, "સિંહ પુરૂષ! અમારો વખત હવે ભરાઇ ગયો છે. કર્માનુસાર આ લોકને વિષેથી કુચ કરવાનો સમય આવી ચુક્યો છે, તેથી તમારા પ્રતાપી પુણ્યશાળી માલિક પ્રતાપસિંહજીને મળવાની–મળીને છેલ્લા રામરામ કરવાની ઉત્કંઠા રહે છે, માટે તમે પ્રતાપગઢના પારધીને આ અમારો સંદેશો પહોંચાડશો અને વિશેષ કહેવાની કૃપા કરશો કે, ગુરૂપ્રતાપથી અધર્મ અને અન્યાયનો નાશ કરવામાં જેમ અગ્રેશ્વરપણું આજ સુધીમાં પ્રાપ્ત કર્યું છે, તેવું ને તેવું અવિચ્છિન્ન સાચવી લેશો એવી અમારી ઇચ્છા છે. અધર્મ પર ધર્મનો હમેશાં જય થાય છે, અસત્ય પર સત્ય ફ્તેહ મેળવે છે. તેમ તમે પણ આ લોકને વિષે સત્ય કર્મ કરીને યશ પ્રાપ્તિ કરશો ને પરલોકને વિષે પરમ ફળ પામશો. રાજાના ધર્મને વિષે મહાભારતમાં શાંતિપર્વમાં શ્રી ભિષ્મપિતાએ યુધિષ્ઠિર પ્રત્યે આ પ્રમાણે કહ્યું છે.

"રાજાએ સદા ગર્ભિણીના જેવો ધર્મ પાળવો. જે કારણથી આવું ઇષ્ટ છે તે હે મહારાજ, સાંભળો! જેમ પોતાના મનને અનુકુળ નિજપ્રિયનો ત્યાગ કરી, ગર્ભિણી ગર્ભનું હિત ધરે છે, તેમ હે! કુરૂશ્રેષ્ઠ! ધર્મનું અનુવર્તન કરનાર રાજાએ પછી પોતાનું પ્રિય હોય તેનો તો ત્યાગજ કરીને લોકનું જે જે હિત હોય તે નિઃસંશય કરવું."

વળી ડાહ્યા પુરૂષો આવા પ્રજાપ્રિય રાજાનો આશ્રય શા માટે કરે છે? મિત્રોને ઉપકાર કરવા અને શત્રુઓને અપકાર કરવા. બાકી પોતાનું એકલું જઠર ભરવાનું જ કામ તે તો કોણ નથી કરતું? છેલ્લો ઉપદેશ એવો છે કે તમારે "सहसा विदधीत क्रियाम्" કોઇ દિવસ સહસા ન કરવી"

હવે આપણે પરમધામના પ્રકાશરૂપ પરમાત્માનું ધ્યાન ધરીને તેની કરૂણા માગવાને પ્રવૃત્ત થવું ઉચિત છે. ૐ શાંતિઃ શાંતિઃ

ભક્તિ મંડળીને સંત મહારાજની આજ્ઞાનુસાર પૃથ્વી ભણી શિર નમાવીને પરમાત્માની ક્ષણવાર એકધ્યાનથી પ્રાર્થના કરી. પ્રાર્થના કાર્ય પૂર્ણ થયા પછી ભક્તમંડળીએ ગુરૂ મહારાજની ઇચ્છાનુસાર વાજીંત્રો સાથે નિશ્ચયું બ્રહ્મજ્ઞાનનું પદ ગાયું–

( જંગલો. )

અમે રે બ્રહ્મ રસતણા ભોગીઆ,
બ્રહ્મ રસ પર ભાવજી,
રાતને દિવસ હૃદય વિષે,
અન્ય રસનો અભાવજી. અમે રે. ૧
રૂચી થાતાં બ્રહ્મ રસ તણી,
ખટરસ પર ખેદજી,
પરમ મુનિજન પારખે,
બ્રહ્મરસ તણો ભેદજી. અમે રે. ૨
રસમસ છે બ્રહ્મરસ વિષે,
જેને રસની છે જાણજી,
તલભાર પણ બ્રહ્મરસ તણી,
શકે જનને ન સાનજી. અમે રે. ૩
બ્રહ્મરસના જે જે ભોગીઆ,
તેના તનમાં ન તાણજી,
તૃષ્ણા વિષય સુખ ત્યાગીને,
કેવળ ઇચ્છે કલ્યાણજી. અમે રે. ૪
કલ્પના મુકીને જે કરે,
પ્રેમે બ્રહ્મરસ પાનજી;
જીવન મુક્તિ તો તેને જડે,
ધરવું ન પડે ધ્યાનજી. અમે રે. ૫
ભવાની બ્રહ્મરસ પીને ભાવથી,
ભુલ્યાં શરીરનું ભાનજી,
સુખડું ગમે ના સંસારનું,
ગમે નહિ ગાન તાનજી. અમે રે. ૬

બ્રહ્મ ભજન પૂર્ણ થયું, અને સર્વે સાધુ પુરૂષોએ અને શિષ્યમંડળે ગુરૂ મહારાજની શ્રદ્ધાપૂર્વક પ્રદક્ષિણા કરી પાદ પુજા કરી. મુખ્ય શિષ્યે આરતી ઉતારી પુષ્પહાર પહેરાવ્યા, કેશર ચંદનની ચર્ચા કરી, શરીર પર અબીલ ગુલાલની વૃષ્ટિ કરી, અને શંતમંડળે ગુરૂ મહારાજના ચર્ણામૃતનું પાન કર્યું; એટલે ગુરૂ મહારાજની જય બોલાવીને સર્વે મંડળ " જય સિતારામ જય સિતારામ " ના આશય સાથે અધડાપ એવા શબ્દઘોષ કરીને વિસર્જન થયું.

તરૂણયોદ્ધાની અને તેની સાથેના ભાલાદારા સરદારની તથા તીરંદાજ સ્વારની સાથે કેટલાક ઓળખીતાપાળખીતા કિલ્લાના રજપુત સિપાહીઓ મળી ભેટીને સંતોષ પામ્યા અને કિલ્લામાં પધારવાનું આમંત્રણ કરીને વિદાય થયા.

આપણા ત્રણે મિત્રો પોતાના વિરામસ્થાનમાં દાખલ થયા, અને ભોજનનો ઘંટ વાગવાથી જઠરદેવને શાંત કરવાની સાવધાનીમાં પડયા.

## પ્રકરણ ૧૩ મું.

### નિવૃત્તિમાં નિવાસ.

Far in a wild, unknown to public view,
From age to age a reverend hermit grew
The moss his bed, the cave his humble cell
His food the fruits, his drink the castle well,
Remote from man, with God he passed his days;
Pray'r all his business, all his pleasure praise.

" વનને વિષે દૂર અને દુનિયાના લોકોને અદ્રશ્ય, ઘણો કાળ રહીને પૂજ્ય (માન આપવા યોગ્ય ) સાધુ થયો. ઉપરક્ષ એ પોતાની શય્યા અને ગુફા એ પોતાની સાદી નિવાસની જગ્યા હતી. વનફળ એ પોતાનું ભોજન, અને ઝરાનું જળ એ તૃષ્ણા મટાડવાને હતું. મનુષ્યથી ઘણે દૂર રહીને પરમાત્માની સાથે પોતાના દિવસો નિર્ગમન કરતો. પ્રાર્થના એજ પોતાનો ઉદ્યોગ, અને ઇશ્વરનો મહીમા ગાવો એજ પોતાનો આનંદ હતો. "

( પાર્નલ )

" સ્વર્ગભુવન " ના પવિત્ર ધામને રામરામ કરીને આપણા ત્રણે મિત્રો અને દીનગતિને વશ થયેલા પેલા પામર પ્રાણિઓ સન્ધ્યાક્રિયા ભણી જવાને સત્વર સાવધાન થયા. પ્ર-

ભાતનો પૂર્ણાનંદ પ્રાપ્ત કરાવનાર શાંત સમય હતો. પ્રાણી માત્ર, વનસ્પતિ માત્રનું પોષણ કરી જીવન આપનારા પ્રત્યક્ષ દેવ, સવિતાનારાયણનાં દર્શન દેવાની પૂર્વ દિશામાં કુદરતે તૈયારી કીધી હતી. સવિતાનારાયણ ભગવાનના અસ્ત સમયમાં પતંગીઆંની માફક પ્રકાશ આપીને ઉન્મદપણું પામેલા તારાઓ ઝાંખા પડવા લાગ્યા. પૂર્વ દિશામાં પીળા, ઝાંખા સોનેરી રંગને ઘણે અંશે મળતા આવતા, સિંદુરીઆ રંગના ભભુક મારતા પડદા પથરાવા માંડ્યા. "સ્વર્ગભુવન" ના શાંતવન—ઉપવનમાંથી નિકળેલો શિતળ ને સુગંધમય પવન મંદ મંદ ગતિથી વાવા લાગ્યો. વૃક્ષોની કુંજમાં લત્તામાં રાત્રી કાળ નિર્ગમન કરીને ક્ષુધાની શાંતિ પમાડવાને પચરંગી પંખિઓ કોમળ કંઠથી મધુર ગીતો લલકારતાં, પાંખો ફફડાવતાં, આમ તેમ ઉડવા લાગ્યાં. "સ્વર્ગભુવન" ના સંત સાધુઓ—નિંદ્રાનો ત્યાગ કરીને હરિસ્મરણની ધુન્ય મચાવા લાગ્યા.

આવા શાંત સમયના નિવૃત્તિ સુખનો અનુભવ અવલોકતા આપણા મુસાફરોએ અશ્વારૂઢ થઈને મંદ વેગે કિલ્લા ભણી કુચ શરૂ કીધી. "સ્વર્ગભુવનની શાંત ટેકરી અને તેના સ્વર્ગ સુખનું સ્મરણ થતાં મુસાફરોનું મન મુદિત થતું હતું. સંત સમાગમથી મનુષ્ય પ્રાણિને સ્વર્ગિય સુખ પ્રાપ્ત થાય છે. એ સુખનો અલૌકિક લ્હાવો આપણા આ પ્રવૃત્તિમાં અહોનિશ રચ્યાપચ્યા રહેતા રણધીર પુરૂષોને થયેલો આપણે જોયો. પ્રવૃત્તિ એ મનુષ્યોને નાશવંત પદાર્થોનું ક્ષણિક સુખ મેળવવાને પુરૂષાર્થપણું અર્પે છે. એવા પ્રવૃત્તિમાં પડેલા પુરૂષો આ લોકને વિષે ન્હાનાવિધની શરીર સંપત્તિ મેળવવાને સામર્થ્યવાન થાય છે, પણ તેથી કરીને તેમનાં મન સ્થિર થતાં નથી. મન સ્થિર થયા વગર ચિત્તનું ચંચળપણું નાશ પામતું નથી, સ્વાભાવિક સુખ થતું નથી, આત્માનંદ પ્રાપ્ત થતો નથી. નાશવંત પદાર્થોના મોહમાંથી અંતે ક્લેશ થાય છે, નિરાશા ઉપજે છે, અહોનિશ અસંતોષ રહે છે, અધીરતા અને અદેખાઇ વધે છે. દેહ ભાવને લીધે ક્ષણિક સુખ દુઃખને વશ મન થાય છે, તેથી તે પોતાનું સમતોલપણું ત્યાગ કરે છે, અને સમતોલપણું તજી દીધેલા અસ્થિર મનથી સ્વર્ગિય સુખ મેળવવાને પ્રયત્ન થઇ શકતો નથી. એટલે આ જગતને વિષે એવા પ્રવૃત્તિના કિચડમાં ગળી ગયેલાં પ્રાણિઓ સ્વાભાવિક સુખનો અલૌકિક લ્હાવ લઇ શકતાં નથી. સ્વર્ગ સુખ તો રહ્યું, પરંતુ તેના દેવીદ્વાર સુધી પણ તેઓ પહોંચી શકતાં નથી. એવા વિચારના વમળમાં આપણા મિત્રો ધીમે ધીમે અશ્વ ચલાવતા "સ્વર્ગભુવનની" ટેકરી ઉતરવા લાગ્યા. એ ટેકરીના ઢોળાણમાં—ખીણના ગહ્વરમાં એક ન્હાની સરખી ગુફા નજરે પડી. એ ગુફાની પાસે એકાદ બે પર્ણકુટીઓ હતી, અને તે અતિથિ—અભ્યાગતોનું નિવાસ સ્થાનક હશે એવું અનુમાન થતું હતું. આ ગુફા ને પર્ણકુટીઓનો સ્પર્શ કરીને મુસાફરોને રસ્તો કાપવાનું હોવાથી તેઓનું ધ્યાન તે શાંત સ્થળ ભણી સ્વાભાવિક રીતે ખેંચાયું. અંધારી ને ઉંડી ખીણમાં જ્યાં આગળ મધ્યાનકાળે સવિતાનારાયણનાં ઝાંખાં કિર્ણો ઘડીવાર પ્રકાશ આપીને અદૃશ્ય થઇ જતાં હતાં. તેને લીધે આ એકાંત સ્થળને વિષે અહોનિશ આછો અંધકાર વ્યાપી રહેતો હતો. તે છતાં જ્ઞાન રૂપી સૂર્યના પ્રકાશે કરીને તે ગુફા અને ન્હાની પર્ણકુટીનું આ એકાંત સ્થળ પ્રકાશિત દેખાતું હતું. જ્ઞાન સૂર્ય અવિદ્યા—અંધકારને ક્ષણ માત્રમાં દુર કરી નાખે છે. એ પ્રકાશ, એ જ્ઞાન મહિમા, જ્ઞાની પુરૂષોજ જાણી-પીછાની શકે છે.

ઝુંપડી અને ગુફાની હદમાં પ્રવેશ કર્યા પછીનાં પાસેના વૃક્ષકુંજમાં મુસાફરોએ પોતાના અશ્વો વૃક્ષો સાથે બાંધ્યા, અને તેઓએ પેલા

સ્વામીજીએ સ્મિત્ હાસ્ય કરીને કહ્યું–

" પ્રિય આર્ય ! ગંગા નદિના કાંઠાના ઝુળીઆં એજ રહેઠાણ, ભુમીએજ સુવાનું, મૃગચર્મ એજ લુગડાં, સર્વ પરિગ્રહ અને ભોગનો ત્યાગ, તથા વૈરાગ એ કોને સુખ ન કરે ? અમારે યોગીઓને એકાંતવાસ સરખો આનંદ નથી. વૃત્તિઓને ચંચળ કરનાર, ઇંદ્રિયોને ઉશ્કેરનાર, ક્ષણિક વિષયોને પોષણ કરનાર, વ્યહવાર અમને વિષ કરતાં પણ વિષમ લાગે છે. અમારે તો આ સ્વપ્નવત્ સરખા અસ્થિર, મથ્યા, માયાવી સંસારમાંથી મોહ ઉઠાવી, ચિત્તનો ક્ષય કરી, પ્રવૃત્તિનો પરિત્યાગ કરી, પરમપદ પામવાના પ્રયત્નમાં પડવું જોઇએ; એજ અમારો ધર્મ, એજ અમારૂ કર્તવ્ય કર્મ, અને મનુષ્ય જન્મનું સાર્થક્યપણું છે. તે સંસ્કાર યોગે અને જન્મ યોગે સાફલ્ય થાય છે."

સ્વામિશ્રી સંભાષણ કરી રહે એટલામાં પ્રવાસીઓના અશ્વોએ તોફાન મચાવ્યું. તેના કોલાહલથી શિષ્યોની અને સ્વામિજીની વૃત્તિ ચચળ થઇ. પ્રવાસીઓનાં ચિત્તે પણ અસ્થિરતા પકડી, તેથી તરૂણ યોદ્ધાએ અને ભાલાદાર સરદારે સ્વામિજીની આજ્ઞા માગીને આશ્રમમાંથી ઉઠીને ચાલ્લા માંડયું.

ઝ્હો માથે બાંધેલા અશ્વો પાસે જઇને તેમને શાંત કીધા. પેલા પરાધીન પ્રાણીઓ આટલો વખત સુધી ઝાડના શિતળ છાંયા નીચે બેઠા હતા. તેમના હાથો રસીથી બાંધેલા હતા, શરીરો વસ્ત્ર વગર ઉઘાડાં હતાં. ભુખથી ને પ્રવાસના દુઃખથી તેમનાં મુખડાં નિસ્તેજ થયાં હતાં. એ સઘળો દેખાવ જોઇને સાધુ પુરૂષોના મનમાં ગ્લાનિ ઉત્પન્ન થઇ. મનુષ્યો બહુતપણું ભુલી જઇને સ્વાર્થ બુદ્ધિથી અને પરાક્રમના ઉન્મદપણાથી પોતાનાજ બંધુઓને કેટલું કષ્ટ આપે છે તે જોઇને સાધુઓને સંસારી લોકોપર અભાવ થયો. એટલામાં પેલા ઘોડેસ્વારો અને તેની પાછળ ઘસડાતા પરોણાઓ અદૃશ્ય ઘણાંજ દુર થઇ ગયા.

' સ્વર્ગભુવનની ' શાંત ટેકરી અને તેના દિપાયમાન દેવાલયોનાં વેત શીખરો અને તે પર આવેલા સોનેરી કળશો પ્રવાસીઓની નજરે પડતા હતા. તે હવે અદૃશ્ય થવા લાગ્યા. ટેકરીઓનો ખડબચડો રસ્તો પ્રવાસીઓએ હળવે હળવે કાપવા માંડયો. તેમ તેમ તેમનો ઉચ્ચ-નિવૃત્તિ–નિવૃત્તિ સુખને આનંદ ઉતરતો ગયો. હવે કીમતી નદિના વિશાળ તટપર આવી પહોંચ્યા હતા. જે પવિત્ર નદી સૌરાષ્ટ્રના ઉંચા પર્વતોમાંથી નીકળીને તેના ઇતિહાસ પ્રસિધ્ધ પ્રદેશને અને તેમાં વસતાં કરાડો પશુ–પંખી–પ્રાણીઓને સ્વચ્છ પાણીથી તૃપ્ત કરતી નીજ સ્વામી, રત્નાકરને ભેટવાનો પ્રવાહ રૂપે વહન કરતી હતી. તેનો રમણિય અને શાંત કિનારો છાયાવાળાં અને ફળથી લચી રહેલાં વૃક્ષોથી ઢંકાઇ ગયો હતો–આચ્છાદિત થયો હતો, અને તેમાં અગણિત પશુ–પંખિઓ એકાંતવાસનું અલૌકિક સુખ અનુભવતા હતાં. રાતા મ્હોડાના કપિઓ, આ ડાળથી પેલી ડાળ પર ફાળો ભરતા હતા–કુદતા હતા. મોર ટિહુક ટિહુક કરીને રિસાયેલી ઢેલોને રીઝવતા હતાં. કોયલો ટિહુક્ ! ટિહુક્ ! કરતી હતી. બગલાઓ મુનિવ્રત ધરીને કિનારા પર બેઠા હતા. બતકો નદિના આછરાં પાણી પર તરતી હતી–ડુબકી મારતી હતી. એવી વિચિત્ર રચના જોઇને પ્રવાસીઓ વિસ્મય થયા.

આ નદિના કિનારા પરની ઘાટીઝાડીમાંથી કાળા પથરથી બાંધેલો પ્હાડી કિલ્લો રાક્ષસની માફક તેના ભયંકર કદ સાથે ઉભો હતો.

નદિના પાણીનાં તરંગો મંદમંદ વાયુની લહરથી ઉઠયા હતા, તે પસાર કરીને ક્ષણવારમાં પ્રવાસીઓ સામે કાંઠે કુશળ ક્ષેમ જઇ પહોંચ્યા.

ગુલશન પારસીઓમાં માની-
તું છે. વડોદરા રાજ્ય રીપોર્ટ
૧૯૧૩-૧૪

Gulshan is popular
among the Parsis.
Baroda Ad Report
1913-14.

# ગુલશન
# GULSHAN.

માર્ચ ૧૯૧૬ | વૉલ્યુમ ૮ | Vol 8 | March 1916.

## સાંકળ્યું.



Printed by [illegible] at the Shree Sayaji Vijaya Press Baroda, for Mr. Dinshah K. Bagalia [illegible] Navsari. Dated 5-3-16.

# ગુલશનને આશિષ.

" જપું નમું ફરં " ( એ રાહ )

જપું દાદાર તને, દાદાર નમું તને—" ગુલશન " થકી હું માગું રે !
તું જ માત–પિતાની સેવા કરીને—ઉધર્યું એ ભુલકું સીંગારે !
ભોગવી ભવના આયુષ્ય લાંબા—જાહોજલાલી ભોગવે રે !
એવી છે એના પિતાની આસ્થા—પરમેશ્વર બર લાવો રે !
અદલ-ઈનસાફ-ન્યાય થકી બસ—મેળવો નામના સારી રે !
આબાદીની ટોંચે ચઢીને—પિતાની કરે બળીહારી રે !
શું સંસારે શું વ્યવહારે—ખરે ઠરેલ ને ઉપયોગી રે !
એ બાળકની કુનેહને-દાનાઇથા—રંક-રાય બન્ને રાજી રે !
શું બાળ-વૃદ્ધ, શું નર કે નાર—દિયે આવકાર સારો રે !
જે વડે પંથરાય સંસારમાં પણ—ગોલાબનો ખુશ બહારરે !
જપી દાદાર તને, નમી દાદાર તને—" ગુલશન " થકી હું માગું રે !
એ સર્વ આશિષો પામીને—થાય વૃદ્ધ એ ભુલકું વહારે !

રૂપાંબાઈ દોરાબજી રબાડી

# સુખ્યારો અધિપતિ !

અધિપતિની આપદાનો ખરો ખ્યાલ તો જે એ ઓધ્ધો ભોગવે, તેનેજ આવે; બાકી બાહેરનાઓને મનથી તો એક પત્ર યા માસિકના અધિપતિ થવું, એ નાનું સરખું રાજ ભોગવવા જેવું લાગે છે.

અધિપતિ બાપડાને જેમ પોતાનાં વાંચકો, તેમજ લેખકો બંનેને રાજી રાખવાં પડે છે, છતાં કેટલાંકો એવોજ ખ્યાલ ધરાવે છે કે, અધિપતિના હાથમાં કલમનો નેજો પકડેલો છે, એટલે તેને કોઇની દરકાર નથી; મગર વાંચકો અને લેખકોને સાગી તેની દરકાર છે, કારણ કોઇને છાપરે ચઢાવવું, અને કોઇને ખાકમાં રગડોળવું તે તેનાં ફાંટા ઉપર આધાર રાખે છે.

હા, એવા પણ કેટલાક અધિપતિઓ હસ્તી ધરાવે છે, કે જેમને માત્ર પોતાની અને પોતાનીજ બડાઇ મારવાનો મેન્યા લાગેલો હોય છે, અને તે મેન્યામાં તે એટલો બધો તો લીન થઇ ગયલો હોય છે કે, તેને પોતાના લેખકો—કે જેઓને તેઓની મહેનતનું દામ તો રહ્યું, લેકીન તેઓના લેખો જે અંકમાં પ્રગટ થયા હોએ તે અંક વટીક વગર દામે મોકલી આપવા જેટલી ઉદારતા તે ધરાવતો નથી, છતાં તેઓ—નાં સ્વમાન યા લાગણીની પણ દરકાર હોતી નથી, અને તે બેધડક તેઓને અપમાન કરે છે; મગર તેમ કરી તે કોઇ રીતે પોતાને લાભ કરતો નથી. આ જાતના અધિપતિઓ ઘણા જુજ છે, માટે તેઓ વિષે વાધુ લખવાની હું જરૂર જોતી નથી.

અત્યાર તક હું પોતે પણ એવાજ ખ્યાલમાં હતી કે. અધિપતિઓને કાંઇ આગ્રી તકલીફ પડતી ન હશે, અને તેઓ ખાસ્સા પોતાની ટેબલ નજદીક ખુરસીમાં અરડાઇને બેસતા હશે, અને માણસો ઉપર હુકમ ચલાવવા ઉપરાંત "અધિપતિની નોંધ," "અધિપતિનો પેગામ" "લેખકોને ખબર," યા એવુંજ એક ટુંકું લખાણ ચિત્રી કાઢી પ્રુફ તપાસી પોતાના ઓદ્ધાની ફરજ અદા કરેલી માની લેતા હશે; મગર આ "ગુલશન" ના બેજ અંકો એડીટ કરતાં મારી પુરેપુરી ખાતરી થઇ ગઈ છે કે, અધિપતિ બનવું એ કાંઈ સહેલું અને સુતરૂં કામ નથી. ગઇ વેળાએ મારાં જે લેખક બેનોએ પોતાના લેખો મોકલી મારાં કામમાં સવળતા કરી આપી હતી, તેઓ માહેલાં થોડાકો આ વેળાએ તેમ કરી નથી શક્યાં, છતાં બીજાં કેટલાંક નવાં લખનારાંઓ એટલે નવાં સવાં નહિ; લેકીન જેઓએ આગલા અંકમાં પોતાનાં લખાણો નહિ મોકલ્યાં હતાં તેઓએ આ વેળાએ પોતાનાં લખાણો એકે બોલે મોકલી આપી મારૂં કામ સહેલ કરી આપ્યું છે, તેઓનો તેમજ જે આગલાં લેખકોએ પણ પોતાનાં લખાણો મોકલી આપી, મને જે મદદ કરી છે, તેઓનો હું ખરાં દિલથી ઉપકાર માનું છું, અને ઉમેદ રાખું છું કે આ અંકનાં વાંચકોને મારી પસંદગીના આ લેખો પસંદ પડશે.

હવે છેલ્લે આ માસિકના લાયકના અધિપતિ અને માલેકને જણાવવાની હું રજા લઇશ કે, માત્ર બેજ અંકો એડીટ કરતાં મારી ખાતરી થઇ ચુકી છે કે, એડીટર કાંઇ સહેલથી થઇ શકાતું નથી, અને તે કારણે હવે એ જંજાળ મારે શીર ઓઢવવાની મહેરબાની કરશો નહીંજી.

"પેરમા."

# બે બોલ.

બે બોલ ! યા પરવર, બાનુ લેખકોના આ ખાસ અંકમાં જો કે મારા જેવાનું કશું કામ નથી, છતાં મારી તરફના બે બોલ વિના જો હું તે પસાર થવા દઉં તો મારી ફરજમાં પછાત પડેલો ગણાઇ શકું. એટલે ફરજનું કરજ અદા કરવા બે બોલ લખવાની સરકશી કરીશ તો તે હમારાં અધિપતિ સાહેબા બ્હેન ધેલ્મા લઇ ચલાવશે એવી મને પૂર્ણ ઉમીદ છે.

× × ×

અંકની વખાણમાં જો કાંઇ લખું તો "મામાને ત્યાં લગ્ન ને મા પીરસનાર" વાળી વાત થાય, તોએ લખ્યા વિના ચાલતું નથી કે આ અંકને સુંદર લખાણોથી તૈયાર કરવા બ્હેન થેલ્માએ ભારે તકલીફ ઉઠાવી છે. જોકે રાબેતા પ્રમાણે વાર્તાઓએ મોટી જગ્યા રોકી છે પણ તે બાબેની ચુટણી ઘણી સંભાળ ભરી થયલી બેશક લાગે છે. વિષયો પણ ઘણા વાંચવાજોગ છે. કયો લેખ ઉમદા છે તેની ખટપટમાં મારે ઉતરવું નથી; કેમકે દરેક લેખક બ્હેને પોતાની કલમને જેબ આપવા બનતું કરેલું છે. આ તકે મારી પોતાની તરફથી તેમજ મારા વાચક વર્ગ તરફથી ગુલશનની આ યોજના પાર પાડવામાં કિમતી મદદ કરવા માટે હું એ બ્હેનોનો ખાસ ઉપકાર અત્રે માનવાની જરૂર જોઉં છું. બ્હેન થેલ્માનો ખાસ ઉપકાર માનવા મારે ભૂલવું જોઇએ નહિ પણ ગુલશન તો એમનું લાડકું બાળ છે એટલે ગરીબડું ગુલશન પોતાનાં મમતાળુના આવા અનહદ પ્રેમની ખુશાળીમાં નાચકુદ કરતું થાય તો તેમાં કશી નવાઇ નથી !

× × ×

મગર એઓ બ્હેનના બોલસાનો છેલ્લો પેરા મારે ગળે ખુટયો છે અને તે ફાઇનલ પ્રુફમાંથી સદાબરો ઉડાવી દેવાનો હચુપચુ, વિચાર મને થયો હતો; પણ તેમ થતાં વિવેકનો ભંગ થતો હોવાથી "ગળે ગાઠ ને મોઢે ડુચો" મારી તે પસાર થવા દીનો છે. બેશક એઓ બ્હેનને ફુરસદ ઝાઝી હોતી નથી પણ વર્ષે દહાડે એટલો વખત ફાજલ પાડી ન શકાય એ તકરાર બેજા છે. ગુલશન પોતાનાં મમતાળુને કેમ છોડે છે તે હવે જોવાનું છે. આખેર કરેને એ નોશાકરે જીદ્દી બચ્ચું છે એટલે તેની 'બાંગ' (બહોસ) આગળ એઓ બ્હેનને પોતાનો ઠરાવ હવામાં પીગળાવી નાંખ્યા વિના છુટકોજ નથી.

× × ×

પણ એ બધી અકળામણ શાને ખાતર ? એગણીસ માસના અરસામાં બે અંક એડીટ કરતાં એઓ કંટાળી ગયાં તો પછી ગરીબ બિચારા અધિપતિઓનો શું અવતાર થતો હશે ? બ્હેન થેલ્માએ રોરેલા સુખચારા અધિપતિનો જમાનો હું ધારું છું તેમ એકાદ બે જમાના પછી આવે ખરો ! કેમકે હાલને કાજ અધિપતિ તો બાપડો ભારબરદારી જનવર કરતાં પણ કેટલીક બાબતોમાં બદતર છે. બહારથી ચલકતી ચાઇ ચાઇ જેવી લાગતી આ જીંદગી અંદરખાનેથી કેવી હાડમારી ભરી છે તે તો જાતી અનુભવ વિના જાણી યા જોઇ શકાઇજ નથી એટલે અત્રે તો એ "લકડેકા લડુ પર મીઠા ગારોજ" મુકેલો બહેતર થઇ પડશે.

× × ×

મેરી અધિલી મત ભૂલ્યો ! હા બા, "પીંજ્યો પીંજ્યો ને રૂને રૂ" તેવી વાત છે તો એ તે કરીશુંજ ! કેમ—તા. ૧૨ મી માર્ચ યાદ છેને ? તે દીવસે ચાલુ લવાજમ વસુલ કરવા તમો પર ભેટનું પુસ્તક વી. પી. થી આવશે. જે જે ગ્રાહકો પર વી. પી. આવનાર છે તેમને આ અંક સાથે જુદી યાદ આપી છે કે જેથી તેમની ગેરહાજરીમાં વી. પી. નો સ્વિકાર કરવા યા કરાવવાનું બની આવે. આટલી બધી ઠોકઠાક કરવાની ખાસ જરૂર એટલા માટેજ પડે છે કે કાંઇ ગેર સમજુતીને લીધે વી. પી. પાછું ફરે નહિ અને નાહક કડવાસ થવાનું કારણ મળે નહિ.

× × ×

આજના અંકનાં ચિત્રો તરફ સહજ ધ્યાન ખેંચવાની જરૂર જોઉં છું. તેઓ અંકને અનુસરતાં

કે દેવતાએ સુખ ને મઝાહ વેચે છે તે કાંઇ પૈસાથી આપણાથી ખરીદી શકાતું નથી, પણ તે ખરીદવા માટે મહેનતનું કીમતી દામ આપણને આપવું પડે છે. યાને સુખ કાંઇ પૈસાથી નહીં પણ મહેનતથીજ પ્રાપ્ત થાય છે. મહેનતનાં ફળ કાંઈ અજબ મીઠાં હોય છે. 'Labour is the key to happiness & success." મહેનત દરેક સુખ અને ફતેહની ચાવી કહેવાય છે. આપણે દુન્યામાં ઘણાએક એવાં મહાન કાર્યો જોઇએ છીએ, જે અખુટ ધીરજ ને અથાગ મહેનતનાંજ પરિણામો હોય છે. અત્રે થોડાક નામીચા ગ્રંથકારોની ભારે મહેનતને ધીરજના દાખલા ટાંકેલા પ્રસંગોપાત થઇ પડશે. આજે દુન્યામાં કંઇ કંઈ એવા મશહુર ગ્રંથો પડેલા છે જે તમામ આલમ ભારે વખાણ ને માનની નજરથી જુએ છે, પણ ને બહાર પાડવા આગમજ તેમના કર્ત્તાઓને પોતાના બીકટ ગ્રંથો રચતાં શી જેહમત ને મહેનત કરવી પડે છે, તથા સાથે કેવી ધીરજ રાખવી પડે છે તેનો કાંઇક ઝાંખો ખ્યાલ નીચલી થોડી ટુંક નોંધો ઉપરથી આપણને મળે છે. પેલા મહાન ફિલસુફ "પ્લેટો" એ જાણીતો "રીપબલીક" નો ગ્રંથ રચવાનો શરૂ કર્યો, ત્યારે ફકત તેનો એક પહેલોજ વાકય નવ જુદી જુદી રીતે ગોખીને લખી જોઇ દસમી વખત નક્કી કરી રહ્યો ત્યારેજ તે સંતોષ પામ્યો. "ટોમસ ગ્રે" એ એક ટુંકો વિષય એક મહિને તૈયાર કીધો ! ફકત દસ લીટીની પણ એક સુંદર કવિતા રચતાં કવિ વૉલરને એક આખો ઉન્હાળો લાગ્યો ! આપણ બાનુઓ ની લગાર માનીતી નવલકથા લખનારી શારલેટી બ્રોન્ટે અકેક શબ્દ પાછળ ખાસ્સો અકેક કલાક મનન કરતી ! મશહુર કવિ પોપ અકેક બયત (કળી) જોડવા માટે આખા, આખા દિવસો લેતો ! પેલો આપણો જાણીતો ઓલીવર ગોલ્ડસ્મીથ પણ આખે દિવસે ફકત ચાર લીટી જોડી રહેતો, અને એ હિસાબે તેની ડેઝરટેડ વીલેજ (જે દરેક વિદ્યાર્થિને મોઢે આપણે પરપર સાંભળ્યે છીએ) નું પહેલું સુંદર કાવ્ય સાત વરસે પુરૂં કરી રહ્યો ! અઢારમી સદીનો પેલો પ્રખ્યાત તવારીખનવેશ ગીબનની "રોમન રાજ્યની પડતી ને નાશ" ની તવારિખ જે આજે બી જગજાણીતી છે તેનું પહેલુંજ પ્રકરણ ત્રણ ત્રણ વખતે લખી જોયા પછીજ ગીબનને પુરતો સંતોષ મળ્યો, અને એ મુજબ ત્યારે તેનો તે આખો ગ્રંથ લખતાં લગભગ પચીસ વર્ષની લાંબી મુદત લાગી તેમાં કાંઈ નવાઇ છે? આહા ! મહેનત ને ધીરજ તે એનું નામ ! આ નામીચા ગ્રંથકારોની જગ આશકાર ફતેહ અને કીર્તિ શાને આભારી છે? ખચીત તેમની અખુટ ધીરજ ને અથાગ મહેનતનાં બે મૂળ ખજાનાનેજ ! જે માટે આફ્રીનના ઉદ્‌ગારો આપણાં મોંહમાંથી નીકળ્યા વિના રહેતા નથી. બેશક, મેહનતનાં ફળ મીઠાંજ છે !

# Thoughts about Home.

( For Gulshan. )

[ *Written by*—" Thelma " ]

The average theory of home life is that the happiness of home depends almost solely upon the wife & mother; that woman's first and highest mission is her home; that there are no clouds that ever overhang the home that sunbeams, bright and joyous, cannot penetrate. Love and reason, hope and aspirations, blend in a glorious, gorgeous rainbow of promise that arches the holy circle of home.

Home means much in this twentieth century; it means all that makes life really worth the living. It is the object to which all unselfish endeavour is directed. It is the one solitary spot in the desert of the world where all those principles taught us in childhood preserve their living green, and reach out of the twilight of the past into the sun-gold of the future, preserving unbrokenly for generations to come the lessons therein taught.

Home is a word that we love to linger on. It brings around our hearts a confiding trust and repose. It has been said that there is no sweeter word in all the dialects of earth than the word home, unless it be the word " Mother, " and home always suggests her and clusters about it more happy and hallowed associations than any other place. Its impressions are the strongest, deepest and most ineffaceable, It means life after death, the hereafter, to all who are blessed with offspring, in whom their own characteristics and energies are perpetuated.

It is the golden chrysalis, wherefrom the hope of the future takes wings at last. The home life is the nucleus around which all life has its growth, and that its tone and coloring are transmitted not to one generation alone, but to many generations, is an indisputable fact.

## Mother.

Some writer has said that each member of the family contributes his

or her share towards the making of the home, but the principle, presiding spirit is the wife and mother. She is, or should be, its life, heart & center.

The mother holds the key of the soul, and she it is who stamps the coin of character for her sons and daughters Then crown her queen of the home. We should make our homes as tasteful as possible and beautify them with all the adornments which nature and our purse can provide. We should adorn our grounds with those natural attractions which the creator has so profusely spread around us, and especially should we adorn the family circle with noble traits and kindly inclinations, fill the atmosphere with affection and thus induce others to love rather than fear us.

## What Makes an ideal home.?

The ideal home is not made up simply of furniture and fixtures and decorations. The furnishing may be elaborate and luxurious, the decorations of the most artistic character, the arrangements for comfort, perfect in every respect, still, if it lacks the sunshine and warmth of love and affection it is not an ideal home; it is cold and dull and without life. It is marvellous, too, if the home lacks this element, how soon it will be manifest. The absence of it permeates the very atmosphere. There are Homes, however, whose memory is a perpetual joy, and to which we always turn with emotions of gladness and pleasure. Neither statuary nor paintings may grace niche or wall. They are plain and unpretentious, lacking everything but the necessaries of life. Yet they are filled with beauty because of the spirit of love and affection abiding therein.

It is the duty of every father and mother to make the home attractive. Make the living rooms pleasant, give them the sunniest side of the house. The plant that lives in the shade is sickly and unsightly.

One of the indisputable conditions of a pleasant home is the preservation of order. Have a plan for everything and put everything in its place. "Order is Heaven's first law." We should cultivate a habit of reading, if we have it not. We need it as well as we need air and sunshine, sleep and food. How refreshing it is to be able to lose one's self, even for a short time, in places where nature reigns . . .

## સાડીની કોરોના બે નમુના.

( ૧ )



( ૨ )



# ભરત–ગુંથન.

(ગુલશન માટે ખાસ.)

લખનાર–મિસિસ પીરોજા રૂસ્તમ કાપડીયા

## સાડીની કોર ને માટેના બે નમુના.

"આપ્લીક" વર્ક ને તીલી કસબ સાથ મેળવી ભરાય એવા સાડીની કોરને માટેના કોનવેનશલ ડીઝાઇન.

આ નમુના, માંહેલો પહેલો નમુનો ભરવાની સમજણ હું પહેલે આપીશ.

સફેદ એવડી સાટીનનો પટો આવે છે તે માંહેલો છાપની પહોળાઇના પ્રમાણમાં આવે તેવો લઈ તેની પર નમુનો લઈ તેની પર નમુનો ચીતરાવવો યા છપાવવો.

સફેદ પીઅરસલ રેશમના બે તારસોયમાં પોઇ પહેલે પાતરી શરૂ કરે. છાપની અંદરની અંદર સાંકળી ભરી જઈ ઉપરથી આડે ટાંકે ઉઠાવદાર પાતરી ભરવી. એક શાંત ટાંકો લેવો, ને પાતરીનો ઘાટ બરાબર કાઢવો. ફુલને માટે પતળો લોંગ કલોથનો કટકો લઈ ફુલ ચીતારવું, ને પછી છાપની અંદરથી ગોળ સાંકળી ભરી એકેકી પાંખડી આડે ટાંકે બે છુટા ભાગે ભરવી, એટલે પાંખડીની વચ્ચેવચ્ચ કાપો આપેલો છે, ત્યાં વચમાં સીધો કાપો દેખાય. જો એમ નહિ ભરવા ગમે, તો સાદું ફુલ ભરી જવું, પછી આજુબાજુ સાંકળી કાઢી સાંકળીની ઉપરથી આડે ટાંકે સરખું ભરી જવું. વચ્ચોવચ્ચ એક તીલી નહિ તો કુલ્યું ટાંકી લોંગકલોથને ફુલની ભરતની કીનારીથી સફાઇથી કાપી કાઢી ફુલને કોરના છાપ પર સરખું મુકી સફાઇથી ગોળનું ગોળ ટાંકી જવું. એને "આપ્લીક" કરીને કહેવામાં આવેછે. "આપ્લીક" એટલે વલગાડેલું. રેશમનું ભરત થઈ રહ્યું. રૂપેરી લાકડી કસબને બે તાર સરખા કરી ફુલની આજુબાજુ ગોળ ટાંકવું. ફુલની બન્ને બાજુએ જે ગોળ વલ્લાયા જેવા દાંડા છે, તે ત્રણ ચાર વખત રૂપેરી લાકડી કસબે સીધા દાંડા લયે છીએ તેમ કસબે ટાંકી જવા. વળી પાતરીની વચમાં જે જાડો દાંડો છે, તે પણ એમજ ભરવાનો. બન્ને દાંડાની છેક નાકે એકેકું કુલ્યું ટાંકવું. હવે આજુબાજુ જે દીવાલાં છે તેમાં ગોળ દાંડાની ઉપર એકેકું રૂપેરી કુલ્યું ટાંકી સીધી હારોમાં સુનેરી લાકડી કસબ બે તાર સરખા કીધેલા સીધા ટાંકી જવા. પણ હેઠેના ભાગ,

પર તથા છેક ઉપરના ભાગ પર જ્યાં જરાક જાડો દાંડો છે, ત્યાં ત્રણ વખત લેવું. હવે વચમાં જે જાળી જેવું રહ્યું, તેની ઉપર સીધો ને સીધો સુનેરી લાકડી કસબ ટાંકી જવો. પણ બધાં ભરતની આગળ તે ટાંકયાથી વધુ સારૂ થશે. નહિ તો બધાં ભરતની ઉપરથી એ ટાંકવાથી ભરત દબાઈ છાપનો ને ભરતનો ઘાટ બગડી જશે. એ સીધી લીટીઓ પહેલે ટાંકી પછી ઉભા ટાંકા સુનેરી મુંડાના કસબે એટલો એટલો કટકો કાપી સરખો ભરી જવો. સફેદ યા ક્રીમ, ખુલ્લો ગુલાબી, ખુલ્લો વાયોલેટ, ખુલ્લો બ્લુ એ બધા રંગની સાડી પર શોભશે.

---

## બીજો નમુનો.

ઉપર મુજબ જ સાટીનનો પટો લેવો, યા સાડી પર જ ભરો. ફુલ ઉપર મુજબ "આપ્લીક" જ ભરી ટાંકો. ઝીણી પાતરીઓ પર હેઠળ સાંકળી ભરી ઉપર આડે ટાંકે બટ ભરી જવું. પણ ટાંકા તદન આડા લેવા નહિ. ઝીણી "ફરગેટ" તમામ ખાખાએ કાઢવી. વચમાં ઝીણી તીલી મુકવી. પણ તીલી ઘણી જ બારીક જોઇએ. "ફરગેટ" ને પાતરીઓની વચ્ચેનો દાંડો સુનેરી મુંડાના કસબે ભરવો, તે એમ કે "ફરગેટ" ને પાતરીની વચ્ચે જે તફાવત રહે તેટલો તફાવતનો કટકો કાપી ટાંકવો. પણ જો વધારે જ્યાં લાંબો પડતો હોય ત્યાં બે યા ત્રણ કટકા લેવા. એક ફુલને બીજાં ફુલ સાથ જે દાંડા જોડે છે, તે દાંડા સુનેરી લાકડી કસબે ભરી જવો, પણ બે વખત કસબ લઇ જવો ગોળ દાયો પર કુલ્યાં ટાંકી દાયો ને છેડે મુંડાનો કસબનો કટકો ટાંકવો. વચમાં ઝીણા ડૉટ છે, તે રૂપેરી ઘણાજ બારીક કુલ્યાં યા તીલી છુટાં ટાંકી જવાં. હવે રહ્યાં દીવાલાં સીધી ને સીધી લાકડી કસબની હાર ટાંકી હેઠળ ને ઉપર જ્યાં વધારે જાડું છે, ત્યાં ત્રણ યા ચાર વખત હારો લઇ જઇ અંદરની હારો પર પહેલી એક વખત લાકડી કસબની હાર દાયમંડને એક નાકેથી બીજે નાકે આડે ભાગે એક ગમથી બીજી ગમ, વળી ઉપર જવું, એમ ટાંકી જવું, જેથી છાપે છાપે ભરાશે, ને કસબ કાપવો પડશે નહિ. એક હાર ભરાયા પછી બીજી હાર ભરવી. બીજી હાર પહેલી હારની ઉપરથી ક્રોસ થઇને જશે. દાયમંડના ઘાટમાં વચમાં ઝીણું કુલ્યું મુકવું, પણ રંગીન કુલ્યાં આવે છે, તે માંહેલું એક લાલ, એક લીલું એમ મુલ્યાં ટાંકયાથી ઘણું શોભાયમાન લાગશે.

કોઇને વધુ સમજ જોઇતી હોય ને ભરવામાં મદદ જોઇતી હોય, તો ગુલશનનીફેરમાં મારે નામે લખ્યાથી સમજ આપવામાં આવશે.

૯

---

# APPEAL

## for the help of Suffering Serbia.

January 1916,

The Serbian Minister in London has the honour to convey his warmest thanks to all the benevolent donors who generously have sent until now their donations through the Serbian Legation for several Relief Funds existing in Serbia.

At the same time the Serbian Minister has to announce that several Relief Funds in Serbia are sending through him their appeal to all benevolent men and women, fathers and mothers and all philanthropic institutions, painting the horrible suffering of the Serbian Refugees, the starvation of the population staying at home in Serbia, the painful scenes of the desperate mothers and frozen children. Many thousands of Refugees are dispersed in the villages of Greece, in the Albanian desert or in the rocky hollows of Montenegro, without home, without food ! The life of these Refugees is now nothing else than a slow dying out. This help will be a real help only if it comes as quickly as possible.

Such appeals have been made from the following Funds :—

*The Serbian Archbishop of Belgrade's Relief Fund* for the *Families of the Fighting men.*

*The St. Helen's Relief Fund for the Orphans,* whose fathers were killed in the war.

*The Parliamentary Fund* for the *Relief* of *Serbian Refugees,*

*The Serbian Red Cross Fund* for the *Wounded Soldiers.*

The generous donors, who would help any of the above mentioned funds are kindly requested to send their contributions through the Serbian Legation, 195 Queens Gate, London, S. W.

Please do not forget to mark for which of the Funds the donation is destined, which will be duly acknowledged.

## Legation Royale de Serbie.

January, 1916.

To

THE EDITOR,

OF THE GULSHAN,

NAVSARI ( INDIA. )

The Serbian Legation presents its compliments to the Editor, and would be greatly obliged if he will give place in th the columns of his esteemed paper to the enclosed appeal of the Serbian Relief Funds in Serbia for help to the suffering population caused by the War.

# વાર્ત્તા-વાંચક-વર્ગ.

( ગુજરાત માટે ખાસ )

(લખનારઃ—મિસ સીરીનબાઈ ડી. પાલમકોટ. )

આજની ઘણી પારસી છોકરીઓને વાર્ત્તાઓ વાંચવાનો શોખ હોય છે, અને તે શોખ એટલી બધી હદે વધી ગયો છે કે ફક્ત વાર્ત્તા વાંચનારો એક ચોક્કસ વર્ગ ઉભો થયો છે. આ વર્ગને માત્ર વાર્ત્તાના પુસ્તકો, તેમજ વર્ત્તમાનપત્રો અને ચોપાનિયાંઓમાં આવતી ચાલુ વાર્ત્તાઓ વાંચવાનું એક જાતનું ચેટક લાગ્યું છે.

વર્ત્તમાન-પત્રો અને ચોપાનિયાંઓમાં આવતાં બોધદાયક તેમજ નીતિના અગણીત પાઠો, ચાલુ જમાનામાં થતા વિદ્યા-હુન્નરના સુધારા-વધારાનાં લખાણો, દુન્યામાં બનતા રોજના ચાલુ બનાવો અને તાજા સમાચાર વાંચવા-જાણવાને બદલે, ખરી બનેલી યા કલ્પિત કહાણી-કથા વાંચવાની આજની ઘણી ઉછરતી છોકરીઓને એટલી બધી તલપ થાય છે, કે તેઓ પોતાના અભ્યાસમાં પણ ખલલ કરીને વાર્ત્તાઓ વાંચે છે.

આ વર્ગમાંથી કેટલાક સારો સાર ખેંચવાને બદલે કમઅક્કલીપણાંને લીધે કાળી બાજુ ગ્રહણ કરવા ઘડીમાં તૈયાર થાય છે; અને વાર્ત્તાનાં વળાંઓમાં વિંટલાયલા વિધવિધ વિષયોને વશ થઇને, "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" બતાવવા બીહતાં નથી. તેથી જે ખરાબી થાય છે, તે કવચિતજ જાહેરમાં આવે છે; કે જે ઇનસાફની અદાલતમાં ચાલતા બે-પાંચ મુકરદમાઓથી સિદ્ધ થાય છે. પણ સેંકડો બનાવો ખાનગી ઘરોમાં બને છે, કે જેમાં તેઓ મોટે ભાગે વાર્ત્તાઓ વાંચનારાંઓના કુકર્મિ કાર્યોનાં ભોગ થઇ પડે છે.

જેઓનાં ભેજાં અંગ્રેજી બીજીથી ચોથી ચોપડીનો અભ્યાસ કરવા ઉપર ચાલતાં નથી, તેઓનાં ભેજાં કહાણી-કથાની વાર્ત્તાઓ વાંચ્યા પછી, પ્રપંચી કાવાદાવા કરવા, કાવત્રાં કરવા, ચોકઠાં ગોઠવવા, સ્વાર્થિ નેમ પાર પાડવા, બીજાંઓને છેતરવા, ઠગાઈ રમીને બીજાઓનું બુરૂં ઇચ્છી નાશ કરવા, સુખી સંસારને તારાજ કરવા, નિર્દોષોને સતાવવા અને નિંદા કરવા, પોતાનાં ખભાં ઉપરનો ગુનાહનો બોજો બીજાંઓનાં ખભાં ઉપર ઓઝલી દેવા, અને પોતાની નીચ નેમ પાર ઉતારવા નિખાલસ મનનાં ભલાં

બાનુઓને વિના કારણે વગોવી બીજાં- ઓની નજરમાં હલકાં ચિતારવા, ચાલે છે, એજ આપણી અચરતી છે. વાર્ત્તા- વાંચનારીઓ, પણ વિદ્યા-હુન્નરથી અભણ ઓરતો, આ બધું કરે છે; અને તેઓ, પોતાના પંજામાં પુરૂષોને પકડવાની પૂરતી હિમ્મત નહિ હોવાથી, નિર્દોષ, ભલી અને રાંક સ્ત્રીઓને, કાળી કવચ માફક વળગે છે.

જેઓનાં ભેજાં વિદ્યા-હુન્નરમાં ચાલાક હોય છે, તેઓ તો ઉપલી બદીથી તમામે તમામ નિરાળાં હોય છે; કારણ સારી બાબતોમાં મન ચાલુ રોકાયલું રહેવાને લીધે, દુર્ગુણ ગ્રહણ કરવાનો, યા કુકર્મિ કાર્યો કરવા માટે વિચાર કરવાનો તેઓને અવકાશ મળતો નથી, અને જો નવરાસ મળે, તોપણ દુર્જનોથી દૂર વસવાને લીધે, "પાટિયાં ગોઠવવા" અને "ચોકઠાં બેસાડવા" માં તેઓ ઠોઠ હોય છે. તેઓની હુશિયારી અને ચપળતા બીજીજ બાજુ હોય છે, અને તે સારે માર્ગે દેખાય છે.

વાર્ત્તાઓ વાંચવાના એક જાતના આવા હલકા શોખને લીધે, વર્ત્તમાન-પત્રવાળાઓ અને ચોપાનિયાંવાળાંઓ ગરજાવુ હોવાથી, પોતાનાં વર્ત્તમાનપત્રો અને ચોપનિયાંઓ નિભાવી રાખવાની નેમથી, લોકોના ઉતરતા શોખને તૃપ્ત કરવા ઘણા તત્પર રહે છે; કારણ વાર્ત્તા-વાંચક-વર્ગના શોખને જો તેઓ નહિં પંપાળે, તો ઘણા ગ્રાહકો બંધ થાય, અને તેથી ગુજરાનનાં સાંધનો ખુટી જવા સાથે સઘળી દળદેસરી પાણીમાં જાય!

પંદર-વીસ વર્ષોની વાત પર જે સંભાળથી વાર્ત્તાઓ લખાતી હતી, કે જેથી તે નહાનાં કે નાદાનોના હાથમાં વિશ્વાસથી મૂકી શકાતી, તે સંભાળ અને કાળજી ઉપર આજે કેટલાંક વર્ષો થયાં વાર્ત્તા લખનારાંઓએ પાણી ફેરવ્યું છે. હવે ગ્રંથકારો અને તરજુમા કરનારાંઓ કે વાર્ત્તા લખનારાંઓ, અને વળી છાપનારાંઓ, જેમ પોતાનાં ભેજાંમાં આવે છે, તેમ છડેચોક છાપી મારે છે, અને વિચાર નથી રાખતાં કે તેથી નાહાન મગજો ઉપર કેવી અને શું અસર થશે. ઘણાં સારાં અને સુખી ઘરોમાં જે નાશ અને ખરાબી થઇ છે અને થાય છે તે વાર્ત્તાઓ વાંચીને "પાહવરઠાં" બનેલાં બૈરાંઓથી થઇ છે, અને હજી પણ થાય છે; કે જેઓ વાર્ત્તાઓ વાંચવા આગમજ ઘણા નેક, ભલાં અને નિર્દોષ હતાં.

આજનાં મા બાપો અને વાલીઓ પોતાની દિકરીઓ કેવી વાર્ત્તાઓ વાંચે છે, તેની વિશેષ કાળજી રાખતાં નથી. ૧૫) અને ૧૭) વર્ષની છોકરીઓએ જે નહિં જાણવું જોઇએ, જે નહિં વાંચવું જોઇએ ને જે નહિં શિખવું જોઇએ, તે તેઓ જાણે છે, વાંચે છે અને શિખે છે!! કે જે ઉમરે એક છોકરી તમામ નિર્દોષ રહેવી અને હોવી જોઇએ. પાકટ ઉમરનાં ડાહ્યાં અને ઊંચી સમજશક્તિ ધરાવનારાંઓ, જ્યારે વાર્ત્તા વાંચે છે, ત્યારે તેઓ તેમાંથી સારો સાર ઉપજાવી, ખરૂં ખોટું પારખી.

"અંતે ધર્મો જય" નો બોધ લેછે; પણ ઉધરતો વર્ગ, કાહાંણી-કથા વાંચીને તે પ્રમાણે ચાલવા જતાં, કમ અક્કલીપણાંને લીધે, જો કંઇ તાગડો રચવા જાય છે, તો હુશિયારી ઉંધે રસ્તે ઉતરી પડેલી હોવાથી સામી ફજેતીમાં આવી પડે છે. અહિં જે મુખ્ય દેખરેખ અને તકેદારી રાખવાની છે, તે મા-બાપો અને વાલી ઓને માથે છે; કારણ સઘળીજ છોકરી ઓની વિચાર-શકિત અને સમજ-શકિત સારી હોતી નથી.

વિદ્યા-હુન્નરના આ જમાનામાં મા બાપો કે વાલીઓએ છોકરીઓને ફકત કાહાંણી-કથાની વાર્ત્તાઓ વાંચવા દેવા કરતાં, સંભાળથી લખાયલાં સારાં પુસ્તકો, વિદ્યાભ્યાસને લગતા ગ્રંથો, વિદ્વાનો અને શાસ્ત્રીઓની જીંદગીના હેવાલો, તિબોધક લખાણો, વર્ત્તમાનપત્રોમાં આવતા દેશ પ્રદેશના બનાવો, હેવાલો, અને તાજા સમાચારથી તેઓને માહેત-ગાર રાખવાં જોઇએ, કે જેથી તેઓનાં મગજ ઉપર તંદરોસ્ત અસર રહે. ધર્મને લગતાં પુસ્તકો અને ખુદાઇ રાહ પર ચલાવનારાં લખાણો વંચાવવાની ચોતરફથી ભલામણ થવી જોઇએ. વળી શહેરમાં બનતા ચાલુ બનાવો, તેમજ રાજદ્વારી બાબતોથી તેઓને વાકેફ કરવાં જોઇએ, કે જેથી તેઓ જ્યારે બીજાંઓનાં સમાગમમાં આવતાં તાજા બનાવો ઉપર છુટથી વાદવિવાદ કરી શકે, અને રાજ-તાજ તરફની ફરજ અને વફાદારી દર્શાવી શકે.

ફકત વાર્ત્તાઓજ વાંચવામાં લીન થયલી એક ઉધરતી છોકરી, કે એકાદ અભણ ઓરતને જોઇશું તો વાતચિત્ત દરમ્યાન તેણી આફ્રિકાનાં જંગલમાંથી આવી હોય તેવી બેખબરી અને બેવકુફ દેખાશે; પોતાના શહેરમાં કે દેશ-પર-દેશમાં કે રાજ્યમાં બનતા ઘણા અગત્ય-ના બનાવોથી તમામે તમામ બિન માહિતગાર અને જંગલી જણાશે.

આવી છોકરીઓ અને સ્ત્રીઓને વાર્ત્તાઓ વાંચવાનો વખત મળે છે, પણ તાજા સમાચાર વાંચવાનો વખત નથી મળતો એજ આપણને અચરત કરે છે! જ્યારે બીજાંઓ સાથે મળીને વાદવિવાદ ચલાવે છે, ત્યારે તેઓ બેફામ બેસી રહે છે. વાર્ત્તા-વાંચક-વર્ગની હાલના જમાનામાં આ દશા છે. અને તે દશા હવે બદલાવી જોઇએ. વખત હવે એવો આવે છે, અને આવશે કે તવંગર કે ગરીબ સર્વેને વિદ્યા-હુન્નર અને કેળવણીની વિશેષ જરૂર પડશે, સઘળાંઓને રગડાઇને સહુવારથી રાત્રી સૂધી મહેનત કરવી પડશે; અને ખુણાઓમાં ભરાઇને, કે સોફા ઉપર બેસીને કાહાણી-કથા વાંચવા અને આરામથી ફરવાને છેલ્લી સલામ કરવી પડશે. રાજ-તાજ તરફ વફાદારી દેખાડ-વા માટે કેળવણી અને વિદ્યા-હુન્નરના બળથી મન-શકિત અને ચપળતાનો રૂડો ઉપયોગ કરવો પડશે. જેઓ તેમ કરશે તેઓની જીત છે. બીજાંઓની દુર્દશા છે!

# જીંદગી ભલી કે મોત ?

## એક ટુંકી વાર્તા.

ગુલશન માટે ખાસ.

લખનાર—M. P. B. ( મીસીસ મહેરબાનુ કે. આદરીઆન વાળા. )

" પેલો" નવો મદદનીશ ઘણાં દુઃખી ખ્યાલોમાં હમેશાં મશગુલ જણાય છે." ડૉક્ટર હોરેસ હેમીલ્ટને ટીકા કીધી.

તે ત્યાંનો વડો સરજ્યન હતો, કે જે દરદીઓની તપાસ પછીથી તુરતનો પરવાર પામેલો એ ઘડીની રાહત ભોગવતો લેડલો ઑસપીટલની સુંદર ઇમારતનાં વિશાળ વરંડા પર ઉભો હતો.

"જવાન રેમન્ડ મનની બેમારી ભોગવતો જણાય છે." મીસ શેલમરે જવાબ દીધો. તેણી ત્યાંની વડી નર્સ હતી. કાળજીવંત દેખાવનાં, માયાળુ ચેહેરાની તે એક અધેર ઉમરની અબળા હતી. દુઃખી દરદીઓનાં ચાલુ વસવાટમાં તેણી હવે લગભગ પરૂી થઇ હતી જેથી દુઃખ પીછાણવામાં તે એક તબીબ જેટલીજ સમજણ ધરાવતાં શીખી હતી. " મને ભય છે, " તેણીએ જરા અચકાઇને ઉમેર્યું કે " એનાં દુઃખનું કારણ પ્યારની નિષ્ફળતા છે."

અંજાણ હતો. પ્યારનો જુસ્સો, અસર, કે આ:- નો અનુભવ તેનાં કુમળાં હૈડાં પર હજી ફરી ગયો નહિં હતો.

તેટલામાં રસ્તાપરથી એમ્બ્યુલંસ ગાડીનાં ઘંટનો જાણીતો અવાજ તેઓને કાને પડ્યે બીજી પાંચ મીનીટમાં લીફ્ટ મારફતે સફેદ ઇનેમલની દરદીની પૈડાંની બે ગાડીઓ ઉપર ચઢાવવામાં આવી. એક ગાડી બાનુઓનાં વિભાગ તરફ વળી જ્યારે બીજી ગૃહસ્થોનાં વિભાગ તરફ જવા તે ડૉક્ટર અને નર્સ ઉભેલાં હતાં તે બાજુથી લઇ જવામાં આવી. તે ગાડીમાં એક જવાન માણસ બેશુદ્ધ પડેલો હતો તેનું જખ્મી થયલું માથું ઝુંકાઇ પડયું હતું. તેની બેભાન આંખો અડધી ઉઘાડી હતી. ભયંકર વેદનાનો છાપ તેનાં ખુબસુરત ચેહેરાપર જણાઇ રહેલો દેખાતો હતો. ડૉક્ટર હેમીલ્ટન તે ચેહેરો જોતાંજ ઓળખીને અજાયબીથી ઉછળ્યો.

હારવે હીલીઝ, શેહેરનો સૌથી મોટો બેંકર હતો, અને આ કોર્ટની તેનો એક પૂરો દીકરો થતો હતો. વળી હેનરી લેડલો કે જેણે તે મોટી ઓસ્પીટલ સ્થાપી હતી, તેનો તે ભાણેજ થતો હતો. તે એક ઉછાંછળો જવાન હતો. વરીળી આની ઝડપે મોટર હાંકવામાં તે મોટી મોજ લેતો જણાતો હતો. મોટી વસતીના રસ્તાઓ પર તેમ ચલાવતો તે ઘણીવાર જણાયો હતો. તે એક લખપતી હતો. એટલે કાયદાની તેને પરવા નહિ હતી. આજે એક ગીરદીવાલો રસ્તો પસાર કરતાં એક ન્હાની છોકરી તેની મોટર હેઠળ આવી ગઇ હતી. તે ગરીબ બાળકી તેની ઉછાછળી મોજનો ભોગ થઇ પડી. કોર્ટની હીલીઝ તેણીને બચાવવાની કોશેશ કરતાં એક ઝાડ ગાથે અથડી પડયો. તેની મોટરને નુકશાન થયું. અને તે પોતે બેશુદ્ધ બની બહાર પડયો. એમ્બ્યુલંસની મદદથી તુરત હીલીઝ અને તેનાં ભોગને લેડલો ઓસપીટલમાં મોકલવામાં આવ્યાં.

તે બેભાન દરદીને કઠણ, ઠંડી ઓપરેટીંગ ટેબલપર લેવામાં આવ્યો. તેની બ્લુ આંખ્યો મંદ અને અરધી ઉઘાડી હતી. તેનાં સુનેરી બાલો લોહીથી ખરડાયલા હતા. ડૉકટર હેમીલટને વાઢકાપ વખતનો સફેદ પોષાક પેહેર્યો. દરદીને સરખો ગોઠવીને તેણે પોતાની તબીબી તપાસ શરૂ કીધી. તે જખમી માથાંના સુનેરી ઝુલફાંઓ વચ્ચે તેનાં સફેદ આંગળાંઓ આમ તેમ ફરતાં દેખાયાં. ટુંક તપાસમાં માથાની ખોપરી તે ભાગેલી જોઇ શક્યો. એક ઉતાવળાં વાઢકાપની તેને તુરત જરૂર જોઇ, ઝડપથી બીજી બે નર્સોને તેણે મદદ માટે તેડાવી. તેજ વખતે ક્રેમન્ટ એક ટ્રેમાં તૈયાર કરેલાં ઝળકતાં હથીયારો સાથે દાખલ થયો.

"મી. ક્રેમન્ટ," ડૉકટર બોલ્યો, "મેહેરબાની કરીને મને લેબોરેટરીમાંથી એક કલોરોફોર્મની કાચલ લાવી આપો "

હોરેસ હેમીલટન એક જાણીતી સરજરીની યુરોપ્યન સ્કુલનો ગ્રેજ્યુએટ હતો. તે હમેશાં ઇથર કરતાં કલોરોફોર્મને વધારે પસંદ કરતો અને ઇથરની દરખાસ્ત કરનારની તે મજાક કરતો. તેનાં ફરમાવ્યા મુજબ ક્રેમન્ટ લેબોરેટરીમાં કલોરોફોર્મ લાવવા જતો હતો. તેટલામાં તેની નજર દરદીપર પડી. તેનાં સુસ્ત ચેહેરાપર એકાએક ફેરફાર થયો. તે બે પળ તેને ટીકતો સ્થીર ઉભો.

" કલોરો ફોર્મ !" ડૉકટરે પૂકાર કીધો. " ડૉકટર ક્રેમન્ટ હું કલોરોફોર્મને ખાતર ખોટી થાવુંછ."

" કલોરોફોર્મ એના જીવને ઇજા કરશે." તેણે ધીમે અવાજે જવાબ દીધો. "એનું હાર્ટ ઘણું નબળું છે સાહેબ."

તે મોટા સરજ્યને અજાયબીથી તેની તરફ જોયું "હું તમને ફરીથી કહુંછ" તે કરડા અવાજે બોલ્યો " "જલદી જઇને કલોરોફોર્મ લઇ આવો."

"એનું હાર્ટ ઘણું નબળું છે, ડૉકટર હેમીલટન," તે જવાને આજીજીથી કહ્યું. "હું કોર્ટની હીલીઝને સારી રીતે પીછાણુંછ. હમે એકજ કોલેજમાં સાથે શીખ્યા હતા. અગાઉ એક અકસમાતવખતે કલોરોફોર્મ એનાપર વાપરવામાં આવેલું મેં જોયું હતું. તે જીવલેન નીવડયું હતે. ઘણી જેહમતે તે વખતે એને બચાવ્યો હતો. તેથી હું તમોને આ કેસમાં ઇથર વાપરવાની અરજ કરૂંછ"

"પ્લીઝ, મેં હમણાં સુધી તમોને કલોરોફોર્મ લાવવાની અરજ કીધી હતી." ડૉકટર હેમીલટને ગુસ્સાથી કહ્યું. "હવે હું તમને હોકમ કરૂંછ. જાઓ જલદી, હું ખોટી થાવું છું."

એક પળ તેણે લાલચોળ આંખ્યોએ તે ડૉકટર અને નર્સો તરફ જોયું. તેઓ તેની દુર્જાત ભરી બે અદબીથી હેરત થયલાં દેખાતાં હતાં. વિચારોનાં વમળમાં વિંટલાયલો તે બે ધ્યાન

પગલે બહાર પડયો. હવે તેના ખ્યાલોમાં એક બીજા ચહેરાએ જગ્યા લીધી. તે ચહેરો મનોહર મેરી મીડલટનનો હતો, કે જે એકવાર તેની અદ-રાયલી પ્રીયા' હતી. 'મીસ શેલમરની આગાહી ખરી હતી. તેનો પ્યાર બેવફા નીવડયો હતો. સુંદર મેરી મીડલટન આ માતબર કોર્ટની હીલી-ઝની હવ ધણીઆણી થનાર હતી.

હીલીઝ તેણીનીબેહદ ખુબસુરતીથી અંજાઇ ગયો હતો. એક લખપતીનાં ચેહેલ મેહેલની અસર તે મુર્ખ છોકરીનાં બીન અનુભવી જીગર પર થતાં વાર લાગી નહિં. એક ગામડાનાં ગરીબ ડોકટરની પ્યારી પરણેતરની સાદી જીંદગી ભોગવવા કરતાં તે લખપતીની મોજીલી ભાગ્યણ થવા તેણીને વધતું ભાવ્યું. ગરીબાઇમાં તે જન્મી હતી, ગરીબાઇમાંજ તે ઉછરી હતી. તેથી ગરીબાઇમાં બાકીની જીંદગી અટલાવી નાખ-વાનાં ખ્યાલે તે પસ્તાવા લાગી, અને તેથી ત્યારબાદ કોર્ટની હીલીઝ જેવા એક માલેતાઝાર જવાનની માગણી કબુલ રાખવામાં કશું ખોટું તેણીએ માન્યું નહિ.

તેની ઉમેદો તો તમામ નાશ પામી હતી. કોર્ટની હીલીઝ કે જે તેનો પ્યાર પૈસાના બળથી લુટી ગયો હતો, તે મોતને કંઠે હતો. મેરી મીડ-લટનનાં લોભી જીગરપર તે એક સારો ફટકો પડેલો તેને લાગ્યો. ઘણીવાર તેણે મોત ઇચ્છયું હતું. તેની અંધારી દુન્યામાં એક ન્હાનું રોશણીનુ કિરણ તેની વ્હાલી બ્હેન એમેલી હતી કે, જે આ બોહોળી દુન્યામાં તેને એકલી ચાહનારી હતી. તે ફકત સાત વરસની નાજુક બાંધાની બાળકી હતી તેણીનાંજ ખ્યાલે તે મોતનાં વિચારથી દુર રહ્યો હતો.

હીલીઝ, જો કે તેનો હરીફ હતો, તો પણ તેને કમોતે માર્યો ગયલો જોવા તે રાજી નહિ હતો. તેણે ડોકટર હેમીલટનને તેનાં નબળાં હાર્ટ ને માટે ચેતાવ્યો હતો. તેની ખફગીની તેને પર-વા કીધી નહિ હતી. તે હાર્ટનાં દરદનો ખાસ અભ્યાસી હતો. કારણ એજ બિમારીમાં તેણે માબાપને ગુમાવ્યા હતા. તેની ન્હાની એમેલીબી નબળું હાર્ટ ધરાવતી હતી. તેણીને બચાવાની તેને મોટી ઉમેદ હતી.

ઉપલા વિજળીક વેગે દોડતા વિચારોમાં લીન થયલો તે લેબોરેટરીમાં દાખલ થયો.

" હું ઇચ્છું છ કે બીજા ડોક્ટરો પેઠે હેમીલ ટનબી થોડો ઘણો ઇથરનો ઉપયોગ કરે " ઓસ-પીટલનાં કેમીસ્તે હસતાં કહ્યું " ઇથરનો જથ્થો હમેશ પડી રહે છે. જ્યારે કલોરોફોર્મ ખુટી જવાની દરેક વેળાએ બૂમ પડેછ. નવો સ્ટોક હમણાં આવી પુગે તેટલામાં આ છેલ્લીજ બાટલી મારી પાસે છે."

ફ્રેમન્ટ તે બાટલી લઇને ઉતાવળે ઓપરેટીં-ગ રૂમ તરફ દોડયો. તેને લાગ્યું જે હીલીઝનું મોત તેનાં હમણાં હાથમાં હતું. તેને થયલી ઇજા થી તે બચી શકે, પણ આ કલોરોફોર્મની કાતી લ અસરમાંથી તે પાછો કદી બચવા પામે નહિ. ઓપરેટીંગ રૂમ તરફ આવતાં તે જોરથી બારણાં ને અથડી પડયો તેનાં હાથમાંની બાટલી જમીન પર અસંખ્ય ટુકડા થઇને પડી. તે દવાનો રોંગ વાસ ઓરડામાં ફેલાગો. ડોકટર હેમીલટન અને વડી નર્સ ગભરાટમાં ત્યાં દોડી આવ્યા.

" હું ઘણોજ દલગીર છું. " ફ્રેમન્ટે ખુલા સો કરતાં લજવાઇને કહયું. "કલોરોફોર્મની બાટ લી મારા હાથોમાંથી છટકી ગઇ, અફસોસ કે તે કેમીસ્ટનાં કહેવા મુજબ સ્ટોકમાં છેલ્લીજ હતી."

ડોકટર હેમીલટને ઘણાં ગુસ્સાથી ધુરકીને તેની તરફ જોયું, "તમે જૂઠા છેઓ, મી. ફ્રેમ-ન્ટ, " તે તરડાયો. " હું એની ખબર પાછીથી લેવસ. જાઓ ટેબલ આગળ તમારી જગ્યા લેવો. મીસ શેલમર, મેહેરબાની કરીને કોઇને ઇથરને માટે મોકલો, અને કેમીસ્ટને તાકીદે બીજું કલોરોફોર્મ મંગાવાનો હુકમ કરો. બીજે કેસ હજીખાનુઓનાં વિભાગમાં તપાસવાનો રહેલો છે."

ફ્રેમન્ટે ગોઝ કોન મારફતે ... આપવાનું શરૂ કીધું. હીલીઝનું જખ્મી માથું પેહેલાં સંફા-ઇથી અસ્રાવતી સાફ કરવામાં આવ્યું. ત્યારબાદ તે વિખ્યાત ડોકટરે શાંત હાથોએ તે નાજુક બીકટ ઓપરેશન શરૂ કીધું. ફ્રેમન્ટનાં પતલાં

# પારસી બાનુ-

## હાલની અને આગળની.

લખનાર-મિસ પૌરૂચ જીજીભાઇ માદન.

એક અસલી બાનુને નિહાળીને જોઈશું તો આપણને માલમ પડશે કે તેણી શરીરે, આત્માએ, ધર્મે અને ગુણે હાલની બાનુઓ કરતાં ઘણે દરજ્જે ચઢીયાતી છે, પણ હાલમાં સીવીલીઝેશન એટલું આગળ વધ્યું છે કે જેથી હાલની બાનુઓ અસલી બાનુઓ કરતાં ચઢીયાતી ગણાયછે.

અસલી બાનુઓ પોતાની શારીરિક સ્થીતીને સારી રીતે જાળવી રાખવાને ઘટતા નિયમો અખત્યાર કરતાં હતાં. તેઓ ઘરનું સઘળું કામ પોતાને હાથેજ ઉઠાવતાં હતાં. હાલમાં આપણી બાનુઓ તેવું કામ કરવાને અશક્ત ગણાય છે. તેઓ સઘળું કામ માણસો રાખી પૈસા ખરચી કરાવે છે અને પોતાનાં શરીરને તેવી કાંઇ પણ વળાણ આપતાં નથી. જો કદાચ ઘરના એકાદ બાવરચી કે આયા કાંઇ કામસર ચાકરીથી દુર રહે તો તેઓને પોતીકા બચ્ચાંઓને કે ખાવીંદ માટે પકવાન પકાવી તૈયાર કરવાને ખીજવાટ ઉપજશે, જે વખતે તેઓ પોતાની ફરજ અને ધણીની તાબેદારી ભુલી જશે.

અસલના વખતમાં જ્યારે નળ ન હતા, ત્યારે સઘળાને કુવે કે ટાંકાંએ પાણી ભરવા જવું પડતું હતું, ત્યારે તે વખતની બાનુઓ એક્કી વખતે બેથાં ત્રણ તાંબડી લઇ છેક દુર વેરથી ઘરે વીજળીના વેગે ચાલી આવવામાં આનંદ સમજતી હતી તે વેળાએ તેઓના નહિ હાથ દુઃખતા કે નહિ પગ દુઃખતા, પણ જો હાલની બાનુને એક નાની તાંબડી પાણીથી ભરેલી લઇને ચાલવા કહેશો તો મારા ધાર્યા પ્રમાણે ના તો નહિજ કહેશે પણ થોડા દીવસમાં બલકે બે કે ત્રણ દીવસમાં તેઓ એ કામથી પોતાની નાતવાનીને લીધે કંટાળશે. તેમજ કોઈ દરદના ભોગ થઇ પડયા વીના રહેશે નહિ. તેનું કારણ એકે હાલની ઓલાદ જે અવતરે છે ને હવે પછી અવતરશે તે સઘળાના શારીરિક ભાગોનું બંધારણ ઘણુંજ નબળું હોવાથી તેઓ કાંઇ કરી શકતાં નથી, તેઓ પોતાના શરીર પર કાબુ ધરાવી શકતાં નથી ને તેથી, તેઓનું શરીર જેવું કસાવું જોઈએ તેવું કસાતું નથી. હાલમાં ઘણીજ થોડી બાનુઓ એવી હશે કે તે ઉપલું સઘળું કામ પુર ઉમંગથી કાંઇ પણ વધા વગર કરી શકતી હોય. જેઓ એ ગુણ ધરાવતી હોય તેઓ ખરેજ અસલી આર્યન વંશથી ઉતરી આવેલી ઓલાદનાં

ગણાય છે, અને તેમાં આપણે નવસારીના તથા ગામડેનાં બાનુઓને સામેલ કરી શકશું.

એ ઉપરાંત વળી આપણે ઇરાની બાનુઓનાં ધર્મ પરનાં એકીનનો ખ્યાલ કરીશું તો માલમ પડશે કે તેણી પોતાના ધર્મને માટે પોતાની સઘળી માલ મીલકત, દોલત, સુખ અને છેવટે પોતાનો જાન પણ આપવાને તતપર રહેતી. જ્યારે ઘણીક બાનુઓ પોતાની માલ મીલકત ને સુખશાંતિ વધારવા માટેની ઘણી કાળજી રાખે છે.

હાલમાં ઘણું ખરું ધર્મનું એકીન ઘણી બાનુઓ અને ગુહરંગીઓમાંથી નાબુદ થવા પામ્યું છે. આગલા વખતની ઇરાની બાનુઓમાં પોતાના ધર્મનું ઘણું ઝનુન હતું. જો કોઇબી તેણીના ધર્મની વિરૂદ્ધ બોલતાં કે કરતાં તો તેઓને ધર્મમાંથી કાઢી મુકતાં એટલુંજ નહિ પણ કેટલીક વેળા જાન પણ લેવાને ચુકતાં નહિ. જ્યારે હાલમાં જો કોઇ ધર્મને બોલે તો તેની સામે સરાસરી તકરારમાં ઉતરવાને બદલે સામા તેની ફીલસુફી માટે સવાલ કરે, કારણ કે તેઓમાં ધર્મનું રહસ્ય જાણવા માટેનું ભંડોળ નથી.

અસલી ઇરાની બાનુઓ જેવી કે રેની, ફ્રીતી, પૈરુચીસતી, હોમદો, હવોવી અને બીજી બાનુઓએ પોતાથી બનતી કોશેશો કરી મરદ માફક લડત ચલાવી પોતાના ધર્મને ઉંચી પંક્તિ ઉપર મેલ્યો હતો, પણ કમનસીબે હાલમાં એવી થણી-જ થોડી બાનુઓ હશે કે જેણી પોતાન ધર્મ માટે આટલી બધી દીલોજાની બતાવે

હાલમાં વિદ્યાભ્યાસ એટલો બધે આગળ વધ્યો છે, ને સઘળાં તેનેજ માટે હાલ હરીફાઇ કરી રહ્યાં છે, તેઓ સ્કુલમાં પોથા ઉથલાવી કોલેજની મોટી મોટી ડીગ્રીઓ પસાર કરે છે ને લોકોમાં માન પામે છે, એ એક મોટા આનંદની વાત છે, પણ તેજ બાઇઓને અરોમ કે ધર્મની ફીલસુફી ઉપર કાંઇ લખવા, બોલવા કે સમજાવવા કહીશું તો સાફ ના પાડશે કે અમને એ બાબત આવડે નહિ. એ ખરેખર દલગીર થવા જેગ છે.

એક અસલી ઇરાની બાનુ જેને ગોપ-ટીઓનું મુદલ જ્ઞાન ન હતું તોપણ જેટલું લેખકે એટલું નહિ પણ કોઇનીબી સમજમાં ઉતરે એટલું સમજાવી શકતી હતી.

એ ઉપરથી માલમ પડે છે કે જ્યારે કેળવાયલાં બાનુઓ આટલું નજીવું સમજી શકતાં નથી તો પછી ફીલસુફીઓ ક્યાંથી સમજી શકે? માટે મુખ્ય અને પહેલી ફરજ માબાપની એ છે કે તેઓને ધર્મનું જ્ઞાન પુરતું આપવું.

વળી હાલમાં વચલે તથા ઉતરતા વર્ગનાઓ મોટે ઘરોની નકલ કરીને ફેસ-ઉપણું, અસભ્યતા, આળસાઇ અને સાહેબીપણું એ દુર્ગુણોને ઉત્તેજન આપે છે; કારણ કે મોટે ઘરનાંઓ પોતાના પૈસાના જોરે ગમે તે ચીજે ખરીદી શકે, મોજ શોખ કરી શકે છે; જ્યારે નીચલા વર્ગના જેઓ તે મેળવવાને શક્તિવાન નથી. તે

છતાં પોતાના સઘળા પૈસા તેવી ચીજો ખરીદવા પર અને મોજશોખમાં ખરચી પાછળનો મુદલ વિચાર કરતાં નથી. તવંગરો પોતાના સારા સદ્‌ગુણોથી ગરીબોની દાઝ હૈડે ધરી તેઓને સુખી કરવાને ઉમંગ ધરે છે; જ્યારે ગરીબો પોતાથી ઉતરતી પંક્તિનાને ટેકો આપી ઉઠાડવાને બદલે ગરીબાઈમાં સબડવા દેછે.

નવજોતની ક્રિયા એ જરથોસ્તી ધર્મમાં આગળ વધવાનું એક પગથ્યું છે, જે ક્રિયા આગમજ બાળકને ધર્મની ખુબી સમજાવવી જોઇએ. ધર્મનો પાયો મનશની, ગવશની, અને કુનશની પર રચાયલો હોવાને લીધે તે સઘળા ગુણો કેમ અખ- . કરવા તેની પુરતી નહિ તો શરૂઆ- .. પણ સમજ જોઇએ; પણ અફસોસ, હાલની રૂઢી પ્રમાણે કેળવણીના પ્રતાપ વધ્યા છતાં, વરસમાં ભાષણ કર્ત્તાઓનાં કેટલાંક નીતિથી અને ધર્મની ખુબીથી ભરપુર ભાષણો સમજવા છતાં તે પ્રમાણે વર્ત્તવાને હજી કાંઇ કરી શકતાં નથી. બચ્ચાંને નાનપણથીજ ભલા ખ્યાલો, સુખન, સાથે ભલાં કામોને વખાણવાની તાલીમ આપવાની જરૂર છે જેથી ખુદાપર પ્રીત થઇને પાપથી નિરાળાં રહી શકે.

હાલમાં ખુશી થવા જોગ એ છે જે જશન કમીટી તરફથી ધર્મ તરફ માન ભરેલી નજરે જોવાને અને તેની મૂળ મતલબ સમજવાને તથા તે પ્રમાણે વર્ત્તવાને નાનાથી મોટાં છોકરાંઓને સારી રીતે ધર્મનું જ્ઞાન આપવાને, સંભાળ ભરી મહેનત લેવાય છે. તેઓએ એ કામની શુભ શરૂઆતમાંજ છોકરા તથા છોકરીઓને જેઓ ચઢતે નંબરે આવે તેઓને ઇનામો આપી ધર્મનો ફેલાવો કરવાને શક્તિવાન થયા છે. હાલમાં કેટલીક છોકરીઓ તેમજ છોકરાઓએ પરિક્ષામાં હરીફાઇ કરવા માટે ધર્મની ચોપડીઓ વાંચે છે કે જેથી વાંચનારને પોતાના ધર્મની ખુબીઓ અને મોટાઇ સમજ પડે છે અને તેથી તેઓ કુદરતી રીતે તે તરફ વળણ લે છે. માટે સઘળાં માબાપે એ પોતાનાં બાળકોને એ પરીક્ષાની હરીફાઇ કરાવવી કે જેથી તેઓ પોતાનો ધર્મ સમજી શકે અને પાછો આપણો પડી ભાગતો ધર્મ સજીવન કરવાને શક્તિવાન નીવડે.

---

# રંગ વિનાનો રમુજ.

## એક ટુંકી વાર્તા.

( ગુલશન નૌરોઝી અંક માટે ખાસ )

લખનાર—**મીસ બાનુ એમ.**

આહ ! આજે ફીરોઝ વીલા અજબ ખુશાલીમા ધમધમી રહ્યો હતો. તેનો જવાન માલેક આજેજ યુરોપી સફરથી પાછો ફર્યો હતો. તે અપ ટુ—ડેટ જવાન પોતાના લગ્નની સાંજે મેલ સ્ટીમર 'મદીના' મારફતે યુરોપ જવા ઉપડી ગયો હતો. પાચેક માસની સફર પછી તે પાછો ફર્યો હતો, અને તેજ દીને મુંબઇમાં પગ મુકતાજ તેણે જબરી ધંધુખર કરી મુકી હતી. તેના આગલા મિત્રોને તેણે ખાસ તેડયા હતા, અને તે બધા આજે છાંટા પાણીના બહારમા ફીરોઝવીલા અજબ ગજાવી મુકતા હતા. તેઓમાં રંગરાગ જબરો જામી રહ્યો હતો. તેવામા એકાદ મિત્રનું ધ્યાન તેના મેજબાન દીનશાહના જેકેટમાં લટકાવેલા સોનાના છેડામાના ચાર્મ તથા મોટી લોકેટ તરફ ખેંચાતાં તેણે તે જોવા માંગી. તેની માગણીનો સ્વીકાર થયો. તે લોકેટની અસાધારણ મોટી સાઇઝ તરફ તેનું ધ્યાન ખેંચતા તેણે હસીને જણાવ્યું કે " એતો ઇતીહાસીક છે, ને તેના મને પાંચ હજાર બેઠા છ. એની હકીકત રસીલી છે, હું ! સાંભળો તો કહું. "

તુરત બધા કબુલ થયા અને તે જવાને પોતાની વાત શરૂ કીધી.

" આલાં ગાંધી ઘણી ગરીબ ને મુફલેસ છોકરી હતી. તેણીનો તારદેવ ખાતે વાડીયાની ચાલી પર એક નાનો ટયુશન કલાસ હતો. જ્યાં તેણી ગરીબનાં છોકરાઓને શીખવી પોતાનું ગુજરાન ભરવા ગુંથવાના કામ સાથે કરતી હતી. તે જબરી જેહમત ભરી જીંદગી હતી, પણ તે બહાદુર, બહુ હિંમત રાખી, ખોદા પર વિશ્વાસ રાખી, પોતાનો ગુજરો કરતી હતી. સગાં વ્હાલાઓમાં ખાટલે પડેલી તેની માય સિવાય બીજુ કોઇ હતું નહિ. પોતાની માતાને જરા પણ સગવડમાં રાખવા તેણી રાતના પણ ઉજાગરો કરી મહેનત મસાગત કરતી હતી, પણ તેણી બાપડી ચાર માસ થયાંનીજ આ દુન્યામાંથી પોતાનો અસબાબ ઉઠાવી ચાલતી થઇ હતી.

" ભલા તમે જાણો છો તો ખરા કે આપરે કેવા વિંટી પરના નંગ છીએ. મજાક કરવામાં કે કોઇને છેડવામાં તમારો સેવક સૌથી પહેલો છે ?

" એક શુક્રવારની સાંજે તારદેવ પુલ આગળ અંધારામાં લગભગ સાડા સાત વાગતાને સુમારે તેણીને એક જવાન અથડી પડયો. તેનાં કપડાં સુઘડ હતાં, પણ સત્તર ઠેકાણેથી ઠીંગટાં મારેલાં હતાં. માથા પર ફુગાઇ ગયલો કે ટો બેઠો બેસી ગયલો હતો, તેનો દેખાવ ભખી ખાધેલો જેવો હતો. તે લેવાયલો ઉંદાયલો, જેવો લાગતો હતો. તે જાણે કંઇક દિવસનો ભુખ્યો ડાંસ હોય તેવો દીસતો હતો. કંગાલ્યત ને ગરીબાઇનો છાપ તેના મોપર ખુલ્લો દીસતો હતો. તેણે દરગુજર ચાહતાં કહ્યુ.

" બ્હેનજી ! મને તારદેવ હાઉસ કાં આવ્યું તે જરા જણાવશોજી.

' જમણી બાજુએ–સીધા જજો. '

એમ કહી તેણી ઝડપથી ચાલી જતી હતી તેટલામાં તે ચીઠરે હાલ જવાને આગળ આવી, કગલીને કહ્યું,

" બાઇ, એક બે રૂપ્પાની દયા કરશો. " તેનો સાદ દીલ પીગળાવનારો હતો, અને ભીખ માગતાં તેનું જાણે મોત થઇ જતું હોય તેમ લાગતું હતું.

" દીલગીર છું–માફ કરોજી. '

' જી તમે વીચારતાં હશો કે મારા જેવો હટ્ટો કટ્ટો માણસ શા માટે ભીખ માંગતો હશે ? '

'જી હું દલગીર છું કે મારી પોકેટમાં કાંઇ નથી.'

"ભાઇ તમારે ઘેરે તો રૂપીઆજ રૂપીઆ હશે." અને હાં તેણે આંખમાંથી બોર બોર જેવાં આંસુ પાડતાં જણાવ્યું,

'હું તમો બ્હેનનો જન્મોજન્મ આભારી થઇશ. કાંઇ પણ આપશો તો મોટું હેસાન થશેજી. હું આજ આખો દિવસ થયાં–

"તમે ભુખા છો?" તેણીએ કાંઇક અચકીને પુછયું. જવાબમાં તેણે ડોકું નમાવ્યું.

'આજ બે દિવસ થયાં તો–"

"ફેલ ફીકર નહિ, તમે મારા કલાસમાં આવો. હું તમને કાંઇ આપીશ."

તે તેણીની બાજુમાં ચાલ્યો.

"હું મારાં પરોશીઓને પુછી જોવશ, પણ અહિં બધો ગરીબરો કચબાર છે. એટલે મને લાગે છ કે તમારૂં કશું વળવાતું નથી, છતાં મારે બનતું કરશ." તેણી પટપટી "તમે કોઇ શેઠયાને બ ગલે કેમ નહિ ગયા?"

"ત્યાંથીજ હું થાકેલો આવ્યો છ" તે કડવાસથી બોલ્યો. "દોલાવી થોભાવીને તપાસ કરીશું ના બહાના કાઢી, બે દિવસ પછી બધા આવવા જણાવે છે. હું ગરીબ પણ મગરૂર છું. મને ના છુટકે ભીખ માંગવી પરે છે; કેમકે મને થોડા રૂપીઆ ચારેક કલાકમાં તો જોઇશેજ."

તે ચુપ ઉભો પછી રડમસ અહેરે બોલ્યો,

'મારાં માય ખીચારાં ઘડી પલ છે. તે પણ પુના રહે છે. મારી પાસે ઝેર ખાવાની પણ એક પઇ નથી કે હું ત્યાં જાઉં ને તેવણને જોઉં"અને હાં તે બે અખત્યાર રડી પડયો. "મારે આજે કાંઇબી કરીને અગ્યારની ટ્રેનમાં જવું જ જોઇશે."

'તમે એટલી સખત ગરીબાઇમાં કેમ આયા છ? તેણીએ પુછયું.' બે અદબી માફ–પણ આથી તમને ઇનસલ્ટ થતું હોય તો જવાબ ના આપશો–ચાલોજી આ મારો કલાસ રૂમ છે."

તે તેણીની પછવાડે ગયો.

"મારી ઓરીસની હુંપી બાબતુ જાહેર કરવાનો ખોટો આરોપ મારા પર મારા વડાએ મુકી મને કાઢી મુકાવ્યો, તે મારા પર અસલથી અદેખો હતો. તાગડો રચી, તેણે મને સપડાવ્યો. ને હું જેમ તેમ પોલીસના સપાટામાંથી બચી ગયો. નિર્દોષનો વાલી ખુદા છે, પણ ખુદા શા માટે નિર્દોષને મારતો હશે?" તે કડવાસથી બડબડયો. "આજ દિવસો થયાં હું નોકરી શોધું છું પણ કાંઇ મળતું નથી."

તેણીએ પાંચ મીનીટ પછી, પોતાને માટેનું સુકું પાકું ભોનું તેની આગળ મુકતાં નરમાશથી કહ્યું,

"બેસો ભાઇ, ધીરજથી જમો. ગુસ્સો ના કરતા, પણ તમારા જેવા તંદોરસ્ત માણસે તો ભીખ માંગવા અગાઉ કાંઇ પણ ધધો કરવો જોઇએ."

"હું તંદોરસ્ત નથીજી. મારા જેવો કાયલી ખીજો કોઇ હોશે નહિજી. તમે એમ ના બોલો. હું એમ લાગુંછ કે પણ મને હાર્ટ ડીઝીજ છેજી. ને લીવર ખેંચાઇ, ફેફસાંને સોજો આવેલો છે ને ખાધેલું મને.............."

"ઓહ! –માફ કરજો" તેણીએ તેને દુખના રોદરા રડતાં અટકાવી કહ્યું.

"હું મુવો કમબખ્ત" તે દસુસો મારતો, આંસું ખેરવતો બોલ્યો. "મારા જેવો અભાગ્યો આ દુન્યામાં કોઇ હોશે નહિ. માફ કરજોજી તમોને તકલીફ પડી. મારે કોઇબી કીસમે રૂપીઆ મેળવવાજ જોઇએ નહિ તો........."

"તમારાં કોઇ સગાં નથી, જેઓ તમને મદદ કરે."

"નહિ કોઇ નહિ, હું દુન્યામાં તદન વાયેબન છું."

'તમારા કોઇ દોસ્તો?"

"નહિ તે લોકો મને દુઃખમાં છોડી ગયા. મારૂં એવું કોઇ નથી કે હું મરૂં કે જીવું તેની તલભારબી દરકાર કરે. જો હું હવણાં દરીયામાં પડી આપઘાત કરૂં તો એક પણ જણ મને મરતો બચાવવા સારૂં મારી તરફ જોય નહિ."

'આપઘાત! તમે એમ ના બોલો' તેણી દયાથી બોલી.

"તે વિના હવે બીજો છુટકોજ નથી," તો નિરાશ થતો બોલ્યો,

"એ જાતનું મોત ડીચકારાઓજ શોત્રે છે" તેણી હિંમતથી બોલી. "તમારા જેવા મરદે એવ

વિચાર કરવો બેન્ત છે. જરા સબર કરો. હું હમણાં આવું છું” કહી તેણી બહાર ગઇ. આહ તે ખરેજ દયાની બ્હેન હતી. ગરીબાઇ-કંગાલ ગરીબાઇનો તેણીને જાતી અનુભવ હતો. કમનસીબ સંકટામણની અકળામણ તેણીને અનેકવાર લાગી હતી. એટલે તેણીનું દયાળુ જીગર તે ગરીબને મદદ કરવા પીગળ્યું. તેણી આખી ચાલીમાં ફરી વળી, પણ તે કોઇ ગરીબ માટે બે રૂપ્યા આપી શક્યું નહિ. આહ! તેઓ નાટકમાં જવા બબ્બે રૂપ્યાની ટીકીટો ખુશીથી લઇ આવ્યાં હતા, પણ બે રૂપ્યા પોતાના ગરીબ હમદીન માટે આપવા તેઓ પાસે ન હતા!

એવી ખરેજ અજાયબી છે. ઘણાંજ દુઃખી જીગરે તેણી પાછી આવી તેની મારી માંગતી હોય તેમ દયાથી બોલી,

“હું દલગીર છું ને શરમાવું છ, કે તમોને જરા પણ મદદ કરી શકતી નથી. વારુ તમને ઓછામાં ઓછું શું જોઇશે”

“ઓછામાં ઓછા ચાલીશ પચાસ તો જોઇએજ.”

તેણી અજબ થઇ “પુના કંઇ એટલું—”

“હાજી” તે વચ્ચે હોમાયો ‘કદાચ ને મારાં માતાજી ગુજરીબી જાય તો તેમનું સ્વાન રખડી ન જાય, માટે ચાર દિવસની ક્રિયા ગરીબાઇથી કરાવવા તે મને કામ લાગે. એમ તો પછી ત્યા શેકયાઓને ત્યાં જઇ પાઘડી ઉતારી રડી પડશ તો કઇબી થશે!’

“પચાસ રૂપ્યા” તેણી પટપટી. તેની કહાંણી સાંભળતાં તેણીની આંખમાં આંસુ આવ્યાં હતાં.

થોડીક પળ સુધી તેઓ ચુપ બેઠા.

“મારે જવું જોઇએ. મને ભલી દુઆ દેઓ, હું એકાદ બે ઠેકાણે ભીખ માગવા જાવું છું, પણ રાત પડી ગઇ છ—’ અહિંયાં તેણે દુખનું ડચકું ખાધું.

‘જરા થોભો’ તેણી બોલી, ‘હું તમને મદદ કરીશ. હું હમણાં થોડી મીનીટમાં પાછી આવું છું.’

તેણી ગઇ અને અરધા કલાકમાં પાછી ફરી. તેણીએ હવે તેને પચાસ રૂપ્યા ગણી આપ્યા અને તે તેણીને હજારો દુઆ દેનો પોતાની માતાને મળવા દોડયો.

\+ + + + +

“સુજના મયાળુ બ્હેનજી,

એબાબી માફ કરશો, તમો બ્હેનનું નામ તમારા કલાસના બોર્ડ પરથી મને મળ્યું છે. મને કહેવા દો, કે તમે ખરેજ દયાનો ભંડાર છો. તમારી ભલાઇનો અચુક દાખલો મને મળ્યો છે. હું તમો પર પચાસ રૂપ્યાનો ચેક આ સાથે બીડું છું. મને કહેવાની રજા આપશો કે ગઇ કાલે હું તમો બ્હેનને સરકે ઠગી ગયો હતો. તમોને જણાવેલી દરેક વિગત સદંતર ખોટી હતી, હું હડહડતું જુઠું બોલ્યો હતો. હું કંઇ ગરીબ નથી. મારાં મમા સીક છે તે ખરૂં પણ કંઇ વધારે નહિ. મારા એક ફ્રેન્ડે મારી સાથ શરત બકી હતી કે હું જો ભીખ માંગી પચાસ રૂપ્યા લાવું તો હું માગું તે તે મને આપે. આ કારણે ઇનામની કશી દરકાર ન કરતાં મારી મગરૂરીને ખાતર મેં કંગાળ દેખાવ કરી મારી કહાણી રચી હતી, અને તમારી દયાળુ મહેરબાનીથી, હું સરતમાં જીત્યો છું. મને કહેવા દેવ કે એક બાઇ માણસ આ પ્રમાણેની ઉદારતા વદન અજાણ્યા માણસ માટે બતાવે તે સારૂં નહિ લેખાય. કાં નહિ હું લ્હેરો હોવું? કોઇની કાકલુદી પર દોરવાઇ જતાં તમારે બે વાર વિચાર કરવો જોઇતો હતો! કાં નહિ હું ખરેખર એક ઠોરગો હોઉં? આંસુઓ પાડી કાકલુદી કરતાં કેટલી વાર લાગે છે? તમો ભલાં છો, પણ ભલાઇને તમો કાબુમાં રાખી શકતા નથી. એમ ઉતાવળા કરશો તો દુન્યામાં તમે કેમ ટકી શકશો? મારી આ સલાહ તમો માન્ય કરશો. જેમે તે રીતે તમો આ દુન્યવી પાઠ શીખ્યા છો, તે યાદ રાખશો. તકલીફ માફ.

લી૰ દુવાગો સેવક,
દીનશાહ વોરડન.

\+ + + + +

પોતાના દોસ્તોને ટાયું વકાસીને જોતાં જોઇ તે જવાને સહેજ હસીને પોતાની વાત આગળ ચલાવી.

“બીજે દીવસે તેણી મને મળવા આવી, મારાં માણસે મને નામ લાવી આપ્યું.

“આવાંબાઇ ગાંધી” એ કોણ કમબખ્ત છે? મેં સવાલ કર્યો પણ બોલાવવા ફરમાવ્યું.

બીજી પળે તેણી અંદર આવી, અને મેં તુરત તેણીને ઓળખી.

“તમે કેમ છેવ” શેકહેન્ડ માટે હાથ લંબાવતાં હું ખુશાલ ચહેરે બોલ્યો

ભારે ક્રોધમા તેણીએ તે રૂપીઆ મારી પર છુટા ફેંક્યા ને ચીચવાઇ "લુચ્ચા માણસ પર હવે કોણ ભરોસો રાખે ? તુ ખરેખરો બદમાશ છે એક હેવાન કરતા નપેતર-હેવાન છે !" અને બીજી પળે તેણીની આખમા ધસી આવેલા આસુઓ છુપાવવા ત્યાથી ચડપથી ચાલી ગઇ

ત્યારપછી મે હસવાની ઘણીજ કોશેશ કીધી પણ મને તેના શબ્દો તીરની પેઠે લાગવા લાગ્યા જો કે તે દહાડે આપણા ફ્રેંડ રૂસ્તમજી સાથે તાજમા મારૂ મન ખુશ કરવા જમવા ગયો તો, પણ તેણીનો ગુસ્સાબાજ દેખાવ ને ધિક્કાર ભર્યા શબ્દો મારા ભેજામાથીજ નીકળ્યાજ નહિ મે ફરીથી મારાથી શુ ભૂલ થઇ હતી, તે ધ્યાનથી તપાસવા માડયુ પણ મને તો કાંઈજ ખોટુ નહિ લાગ્યુ મને તો ફક્ત એક મશકરી જ જણાઇ ફરીથી હુ તેણીના કલાસમા ગયો, ને નરમાશથી કહ્યુ,

"બાનુ ! મે તમોને જે નુકશાન કીધુ છે તેની માફી માગુ છુ ખરેખર હુ એક દગાખોર બદમાશ નીવડયો છુ મસ્તીની ધુનમા તદ્દન અવિચારીપણે વર્ત્યો છુ " ત્યારે ગુસ્સામા તેણી પોતાના ઓરડામા ચાલી ગઇ ને બારણુ બંધ કીધુ હુ પાછો ફર્યો ને તેજ રાત્રે મે તેણી પર માફી પત્ર લખી લોકેટ કોણને વેચી હતી તેનુ નામ જાણવા માગ્યુ પણ તેનો કશો જવાબ મળ્યો નહિ બે દિવસ પછી પાછો હુ ત્યા ગયો એક બુઢા બાઇ બેસીને ચાનરી કાતતા હતા.

"મીસ ગાંધી ઘરમા છેજી' મે નરમાશથી પુછ્યુ

"નહિ, તે તો બીચારી બેહાલ માંદી પડી તે તેના સગા આવીને લઇ ગીઆ, પણ જી તમે કોણ ?"

"તેની શી જરૂર છેજી ?"

"નહિરે મકુ જે કોઇ મુવો પારસી પોતો પાત્તો થઇ, મારી ગાય જેવીને દુ ખી કરી નાખી જીએ તે તો તમે નથી ને ? તેમ હોય તો હુ કઇજી કહેવાની નથી સાહેબજી સીધાવો "

અને ખસરખસર કરતા તે ડોસાએ આવી બારણુ બંધ કીધું પાછો હુ ઘર ગયો ને મીસ ગાંધી પર બીજ માફીને સગનામુ મેકલી, કાગળ લખ્યો પણ કશો જવાબ મળ્યો નહિ હવે મે ડીટેક્ટીવની મદદ મેળવી અને તેની સાથ દરેક ઝવેરીની દુકાને દુકાન ફર્યો, તેમજ મુંબઇ ઇલાકાના દરેક રોજીંદા તેમજ અઠવાડીક ને માસીકમા જાહેરખબર આપી તે લોકેટની તપાસ મેં હવે પુર ઝડપે કરવા માડી મેં ડઝનબંધ લોકેટો ખરીદીને મીસ ગાંધીને જોવા મોકલી, પણ કશો જવાબ આવ્યો નહિ આખરે એક મારવાડીથી તેનો પત્તો મળ્યો જાહેર ખબર જોતા તેણે આટલો વખત સુધી મને તપાવ્યા કીધો હતો તે લોકેટમા "નાઝુ-જમરોદ' એવા શબ્દો હતા અને અંદર આવાના માનાજીની સબી હતી મહા મહેનતે તેનો પત્તો લાગ્યો ખરો હવે મારવાડીની તંગી ઉંચી ચઢી ને તે એકનો બે નહિ થયો ત્યારે રકઝક પછી પાંચ હજાર રૂપીએ તે લોકેટ ખરીદી હુ જાતે લઇ ગયો તેણી એમ્બીજ હતી મેં તેણીને લોકેટ બતાવી, તે હદ બહાર ખુશી થયેલી દેખાઇ ને મારો ઘણો ઘણો ઉપકાર માન્યો

' મને તમ રી થેન્કસ જોઇતી નથી " મેં નરમાશથી કહ્યું તમે મારે માટે કહેલા સખત શબ્દો પાછા ખેંચી લેવ એટલે મને પુરતો બદલો મળી ગયો હુ જાણીશ ' અને આખરે તેમા હુ ફતેહ પામ્યો

× × × × × ×

અને હવે બીરાદરો મારી વાત પુરી થાય છે આ દુન્યામા એક સ્ત્રી કેટલી બધી હદે ભરી હોય છે તે હુ હરેજ જાણી શકયો હતો આથી ગાંધી સાથની મારી ઓળખે દોસ્તીનુ રૂપ લીધુ અને દોસ્તી પછી વધુ કહેવાની શી જરૂર છે ? આ લોકેટ માગી વાઇફ તરફથી મને લગ્નની ભેટ છે હુ દલગીર છુ, કે આજ થાકી ગએલી હોવાથી તમોને મળી શકી નથી પણ આવતી કાલે આપણે પાછા મળીશું ત્યારે તમો સર્વેને આવકાર આપવા હાજર હશે.'

ફરી પાછા ગ્લાસો વ્હીસ્કીના પેગોથી ભરવામા આવ્યા અને મીસ અને નીસીસ ચોકસનની સલામતી દુઆના નંબરા પોકારો વચ્ચે લેવામા આવી

C

---

# કમનસીબ સર્વાઆની મદદે ધાશો.

# અદલની સાંકળ.

યાને

અદલ ઇનસાફ !

તેના કરતા ઉલટી જ હતી પોતાના લાભનુ યા તો પોતાના ફાયદાનુ કાંઈ હોય તે હમેશા રત થી છુપુ રાખતી તેણી મ્હોરા પર મીઠાસ રાખતી, જ્યારે અ દરખાનેથી કપટી અને અદેખી હતી પણ અફ સોસ કે રતા પોતે ભલી અને ભોળી હોવાથી, તેણીને પણ તેવીજ જાણી દરેક બાબદમા તેણીને વિશ્વાસના લેતી હતી રતા માબાપ વીનાની હતી તેણીના ભાઇ બહેન કોઇ નહીં હોવાથી "રત ગીવા" તેમજ બીજી એસ્ટેટો ઉપરાત મોટી દોલતની એ થી વારસ થઇ હતી પોતાની એવી તવ ગર હાલત થવાથી તેણીએ માબાપ વિનાની એગ્લાઇ સટી મેહરાનેઅવારન વાર મદદ કરી હતી અને ખરી રીતે જોતા તેણીનીજ દોલતે આજે મેહરા ખ બાલા ટીલ ઉપર વાડી બ ગલાની શેઠાણી બનીને રહેતી હતી એવી ટુક ઓળખ પછી આપણે આપલી વાર્તામા આગળ વધીશુ.

ડોળા તણાવી તણાવીને છેક છ વાગે મેહરા આવી પુગી

"શુ થયુ, મેહર! ચાલની, આજે એટલુ લેટ કાય કીધુ? હુ ત્યારની વાટ જોઉછ મારે એક ખુશખબર તુને આજે ક્હેવાની છે" તેણી દાખલ થતાજ રતા બોલી ઉઠી,

"ઍક્સ્ક્યુઝ મી, દલગીર છેઉ કે આજે આ વતા લેટ થયુ વેલ, પણ કહે તો ખરી કે ખુશખબર શું કહેવાની છે?" મેહરાએ અધીરી બની સવાલ કીધો

"તે ખુશખબર એજ છે કે સોરાબ ભરૂચાએ આજે સવારે મને પ્રોપોઝ કીધુ અને મે તે કબુલ કીધુંછ" રતાએ પોતાની હદ બહાર ખુશાલી દેખા ડતા કહ્યુ

પણ સબર, એ એકાએક શુ થયુ? મેહરા જે હમણા સુધી હસતી અને ખુશાલ હતી તે ચોકી અને ગ ભીર બની ગઇ તેણીનો ચેહેરો ફીક્કો પડી ગયો, પણ તુરતજ સમસ્યુ ગ્યાલ વાળી તેણી ફીક્કુ હસી,

"આઇ, સી, એમ થયુ કે? હુ તો જાણ કે શુ જ કહેવાની હશે?" તેણી બોલી,

"એટલે?" રતાએ અજબ થઇ પુછ્યુ "આજે એમ કાંય, મેહરા? અગાઉ તો જ્યારે પણ હુ તને કઇ ખુશી વધાઇ જણાવતી ત્યારે તુ ખુશીથી કુદવા મારતી મારી સર્વથી ઓલ્ડ એન્ડ ડીઅરેસ્ટ ફ્રેન્ડ હોવાથી મે એ હેપી ન્યુઝ તુનેજ પહેલા કહી તુ મારી આજ ખુશાલીમા પાર્ટ નથી લેતી?"

એમ માનીને વિચારમા ઉભી રહેલા પડી તેણી રતા નજદીક આવી, અને હસતુ મ્હોડુ કરી બોલી,

"ઓ નો," સ્વીટ ડીઅર, "તુ એમ શુ બોલેછ! જો? એ વધાઇ સમજીને હુ વણીજ હેપી થઇછ, અને ખરા જીગરથી તુને મુબારકબાદી આપી ઘણુ સુખ ઇચ્છુ છ તે આમીન!"

અફસોસ! ભોળી રતા એ કપટી સ્ત્રીના જીગ નો ભેદ નહી જાણવાથી વળતા જવાબમા તેનો ઉપકાર માન્યો

"પણ ત્યારે તુ એકદમ સીરીયસ બની ગઇ તેનુ કાઇ કારણ?"

"તેનુ કારણ? આ-હા-હા તેનુ કારણ તો-તેનુ કારણ તો એજ કે હવે તુ તો પરણી જશે એટલે તારી આજની નટીને ભુલી જશે"

"નહી, નહી! નૅવર, એમ તો કદી બનવાનુ જ નહીં તુ એ વિશે જરા પણ ફીકર કરતી ના મારો સોની એવો છે જ નહી કે મને મારા ફ્રેન્ડોથી જુદી પાડે તુ જોજેની, એ મારો લોર્ડ એવો તો ભલો અને ભોળો છે કે તુ તારા એ વિચારો માટે પાછળ થી પસ્તાશે" અને એ ઉપરાત બીજી ત્રીજી વાતો કરી તે બન્ને સહીઓ છુટી પડી

"સોરાબ ભરૂચાએ! અને તેણી એની સાથે" બાગમાથી બહાર પડતાજ મેહરા ઉશ્કેરાઇ બડબડી "મારી બધી આશા ધુળમા ગઇ મે એને ચાહ્યો લાબા વખતથી હુ એને છુપી ચ્હાતી આવીછ, તેનુ આજ પરીણામ? યા ખુદા! કાઇ નહી કિનો! કિનો! હા, હુ તો ખરી કે એની ઉપર કિનો લેઉ હુ જ તેણી છ કે એ રતા સાથે કેમ પરણેછ? એને ભમાવતા કેટલો વાર? એ ભોળો છે એટલે વહેમી બનાવતા શુ વખત લાગવાનો હતો?"

અફસોસ! આ પાપી સ્ત્રી, દોસ્તના સાહ્યામા હુ રમનની - ની ગરજ સારે છે "મ્હોડે મરતત અને પેટમા કરપત" એ કહેતીઆ ર ઠોની સ્ત્રીના બાબમા ખરીજ પડે છે પાપી કરતુકોમા લપટાયલા ઇનસાનો ખુદાને ભુલી જઇ તેના હક ઇનસાફનો ડર રાખતા નથી

× × × × ×

"હલો, ગુડ મૉર્નીંગ! મીસ મોદી કેમ છો?" ઉપલા બનાવ પછી બીજે દહાડે મનાર મેહરા પોતાના

"ઠીક છે, ત્યારે આજે સાંજે બતીને ટાઈમે પીક ટાર્યો ગાર્ડનમાં જજે અને ત્યાં મોટું ઓકનું ઝાડ ત્યાં શું બનાવ બને છે તે જોઈને તમારી ખાતરી કરજો. ચાલો સાહેબજી' અને હજુરતો તે કાંઈ પુછે યા કહે તે અગાઉ તેણી સીડીઓ ચઢી અંદર ચાલી ગઇ.

"વેચાયો સાબુત વેચાયો તેને જતો જોતી બારીએ ઉભી રહી તે પબળી "હવે ગોબરાબર વહે માયોઠ, એટલે મારૂં અડધું કામ તો સહેલ થઈ ગયું હશે મારે સાવચેતીથી અડધો પાર્ટ ભજવવનો રહ્યો તેમાંથી મુશ્કેલી નહીં નથી કારણ આજે સાંજે રયા વકને હું મળવાનીજ છઉં ઓકના ઝાડ નીચેજ મળશું, અને કુદરતની પણ શું મેહર છે હું કે રતી અને હું બેઉ દેખાવમાં અને ઉંચાઇમાં સરખાજ છઇયે હું આજે ઠાંને બહાને શોગ બાંધી લેવસ એટલે પછી એ મુર્ખ શું જાણવાનો હતો કોણ છે ને કોણ નહીં વાહ મુશ્કેલી આસાન છે રતઇ ક્વાવર તુંજ હવે જોશે કે તારો લોર્ડ જ્વો છે ફ્રેન્ડ થઇ તો હું થયું ? એને લીધે શું હું મારૂં સુખ જતું મુકું ? ખાટ ખાર તેજ તો ! કુદરત પોતેજ જ્યારે મારી તરફણમાં છે તો પછી બીહવાનું શાનું ? મે ધાર્યું તું તે કરતાં સરસ રીતે મારૂં કામ પાર પડ્યું એજ સંપુર્ણ ફતેહની મને જાણે સીગનલ મળી ચુકી છ હા હા હા

અને તે પાપી ઓરત ! પોતાના પાપી ભેમો માટે હરખાઇ હાન તો ફુલણજી બની ગઇ

મેહરાના ભમાવ્યાથી વહેમી બનેલો બેવકુફ સોરાબ તે સાંજે ગાર્ડનમાં ગયો અને આપણે ઉપર વાંચી ગયા તેમ મેહરાને ત્યાં જોઇ રતા સમજવામાં ભુલ થાપ ખાધી

યા ખુદા તે દાંત કચકચાવતો બોલ્યો, 'આ હું શું જોઉં છ મેહરાએ કહેલું બોલેબોલ ખરૂંજ છે આ ઓરતને મેં એક ફીરીસ્તો માની વફાદાર ગણી પણ એતો એક નીમકહરામ ડાકણ નીકળી મે એને ખરૂં રતન વાર્યું પણ એતો ખોટો હીરો નીકળી ! બેવફા બેઇમાન સ્ત્રી ! તે મને ઠગ્યો તેં મને ફસાવવાની કોશેશ કીધી પણ આભાર ખુદાનો કે તુ નાગણથી મારો બચાવ કરવા તેણે મેહરા જેવો એક ફીરીસ્તો મોકલ્યો અરે, મે આંધળાએ તેને અરમાન રી કેવા નાલાયક કીધો' અને બબડતો અને દાંતો

અને એક આરસા પેઠે લપેરા આનો, ઠેબરાતો ઘેર જઇ પુગ્યો તેને રાતો રાતજ એક કાગળ નીચે મુજબ ચીતરી કહાડ્યું અને નોકર પાસે પોસ્ટમાં નખાવ્યું –

'મિસ દાવર,

જત આજથી આપણો સંબંધ તુટેલો જાણશો. મારા મોહરદાર થવાના તમારી પાસેથી લીધેલા વચનમાંથી હું તમને છુટા કરૂં છું કદી તમને પરણી શકનારનથી શા માટે નહીં તે હું તમને જણાવી-શકતો નથી, અને કદી જણાવીશ નહીં માટે મને મળવાની કે કાગળ લખી પુછાવવાની હવે પણ કોશેશ કરતા ના મારી ધારણામાં મે તો મોટી ભુલ થાપ ખાધી છે, પણ તમે તમારી ખાસ પસંદગીના આશક સાથે પરણી ઘણું સુખ જોજો.

સોરાબ ભરૂચા"

બીજે દીને તેને મેહરા પર એક ચીઠી લખી મળવાનું 'એપોઇન્ટમેંન્ટ' કીધું તે ચીઠી વાંચતાજ તે ફરેબી ઓરત ઘેલી દીવાની જેવી બની હરખાવા લાગી જ્યારે પેલી તરફ ગરીબ બાપડી રતા કાગળ વાંચી બેફામ જેવી બની ગઇ તેણીને કાંઇ સમજ પડી નહીં કે એકાએક એ શું થયું તેમજ કોઇપર તેણીને વહેમ પણ ગયો નહી તેણીએ આખરે સોરાબને ઘરમાં તેમજ ઓફીસમાં મળવાના ઘણાએ ફાંફાં માર્યાં પણ સઘળું ફોકટ તેણીએ પોસ્ટમાં કાગળો લખીને નાખ્યા તો તે પણ વ્યર્થ આખરે નીરાશા સાથે તેણી ચુપ બેઠી કેમકે ટાઇમે સોરાબને મળવા પેલી તરફ ચડાળ મેહરા બની ઠણીને તૈયાર થઇ રહી તે આવ્યું અને વધારે લબાણ નહીં કરતા એટલુંજ બસ થશે કે તેણીએ પોતાના ઢોંગી ચરીત્ર અને નખરાઓથી તેને એવો તો આજેજ કીધો કે છુટા પડતી વખતે તેઓ એકમેકને પરણવાનું પ્રોમીસ આપીનેજ છુટા પડ્યા પણ તે બાગ અબળાએ જ્યારે ફરેબજ માંડયો તો તે કાંઇ અધુરો છોડે ? તેણીએ તેની કને એવું માગી લીધું કે લગન જેમ બને તેમ જલદી કરવા અને તેબી છુપીથી, કશી પણ ધામધુમ વગર અને તે વહેમાયલા વેચાયલા વરે કાંઇપણ કારણ જાણવાની દરકાર વિના તે કબુલ કીધું અને છેક નજદીકનો દીવસ નક્કી કીધો

તેઓ પરણીને એક થયા વાદરેની અગ્યારીમાં કશી પણ ધામધુમ વિના લગ્ન કરી તેજ દીવસે હની

બન્ને હોટલમાં ઉતર્યાં. તેઓ પોતાને ઘણાં સુખી સમજતાં હતાં, પણ તેવામાં સબર,—ખુદાની ગેબી લાકડીને કાંઇ અવાજ નથી ! એક પાપી આખરે પણ પોતાનાં પાપેજ મરે છે. તેનું પાપ પાંચ દસ વર્ષે કહોકે પચ્ચીસ પચાસ વર્ષે પણ પકડાયા વગર રહેતું નથી, અને તેજ મુજબ પાપી અને કર્તુકિ મહેરાંનાં બાબમાં બન્યું. તેઓ હજુરતો હોટલમાં બરાબર ઠરીઠામ થયાં હતાં નહીં તેટલામાં એક વેટરે આવી સોરાબનાં હાથમાં એક એનવેલપ મુકી જણાવ્યું કે "કોઇ અજાણ્યાં શેઠ તમને હાથોહાથ આપવા હવાલે આપી ગયા છે." સોરાબે અચરતી સાથે તે લીધુ અને ઉખેડી વાંચવા માંડ્યું. જેમ જેમ તે વાંચતો ગયો તેમ તેમ તેનો ચહેરો ફીકો પડતો ગીયો. તેનાં હાથ થરથર ધ્રુજવા લાગ્યા અને આંખે અંધારાં આવવા લાગ્યાં, મહા મુશ્કેલીએ તેને આખું કાગજ પુરૂં કીધુ, અને પછી નજદીકની ખુરશી પર ઢબ દઇને બેસી ગીયો.

"શું છે સોલ તમને શું છે ?" મેહેરાં ટ્રંકમાંનાં કપડાં કહાડતી હતી તેણીએ એકદમ દોડી આવી પુછ્યું.

"દુર રહે, દુર રહે, ખબરદાર ! મારા દીલને હાથ નાં લગાડતી," થથરાવનારા રેહાદે તેણે તેણીને અટકાવી.

"કાંય ?" ફીકરમંદ બની તેણીએ પુછ્યું.

"કાંય ?" તે ખુરસી પર ટટાર થઇ બેસતાં બોલ્યો ! "કાંય દગાખોર ઓરત, આ વાંચ ને પછી પુછવાની હીંમત કર." અને એટલું બોલી તેને પેલું કાગજ તેણીનાં ડીલ પર ફેંક્યું.

તે કાગજમાંનાં અખ્ખર જોતાંજ તેણી ગભરાઇ ગઇ, તોપણ હીંમત કરી તે કાગજ વાંચ્યું. તે કાગજ ફક્ત થોડીક લીટીઓનું નીચે મુજબ હતું:—

"સાહેબ,

તમે જે ઓરત સાથે પરણ્યાછ ને એક હડહડતી ઠગારી છે. તમે એ સ્ત્રીને પરણી ઠગાયાછ. દગાનો તમે ભોગ થયાછ. વિક્ટોર્યા ગાર્ડન્સમાં જે સ્ત્રીને તમે જોઇ તે એ પોતે હતી. એકને વચનથી બંધાઇ બીજાને પરણી જનાર એ રીતુરી જુઠી ઓરતથી ખુદાને ખાતર ચેતેલા રહેજો.

લા. એક સાંચો ખયરખાહ "

એ મુજબનું તે કાગજ હતું જે તેણીએ હીંમતથી વાંચ્યું, પણ કાંઇ બોલી શકી નહી. ઉજળી પુણી જેવો તે કરતુકીનો ચહેરોજ તેણીનાં પાપની ગવાહી પુરતો હતો.

"કેમ હવે મુંગી કેમ થઇ ગઇ ? હવે જબાં કેમ સીવાઇ ગઈ ? દગાખોર ઓરત, મને જવાબ આપ ! આ કાગજમાં લખેલી બીનાં ખરી છે કે ખોટી ? સોગંદ ખા, અને મારા સવાલનો અત્તરથી મને જવાબ આપ !"

પણ જવાબ આપવાની તે પાપીને હીંમતજ કહાંથી હોય ? તેણીને ચુપ રહેલી જોઇ તે વધારે ઉશ્કેરાયો.

"દગાખોર, તારાં પાપનો જવાબ તારો ચહેરોજ બરાબર આપે છે, કમબખ્ત ! તેં આય શું કીધું ? મારાં સુખનું તેં સત્યાનાશ વાળ્યું ! મારા સંસારનું તેં નખ્ખોદ વાળ્યું. જનમોજન્મનો તેં મને દુઃખી કીધો. હું આંધળો તારા ભમાવ્યાથી વહેમી બન્યો, કાચે કાનનો થયો. એક નિર્દોષને તારા કહેવાથી સદાની દુઃખી કીધી. બોલ નાપેકાર, તેં એમ કાં કીધું ? તેં એક નહી પણ ત્રણ ત્રણ જણાંનું સુખ કાં લુટ્યું ?"

"તમારે ખાતર મેં આ બધું કીધું ? વળી બીજુ શું ?" આખરે તેણીએ જવાબ દીધો.

"મારે ખાતર કીધું ? બેલા ઓરત, નફ્ટ થઇને કહે છે કે તમારે ખાતર કીધું ?" એક છલાંગ મારી તેણીનાં દીલપર ધસતાં તે બરાડ્યો.

"હા. તમારે જ ખાતર કીધું. હું તમને ચ્હાતી હતી અને તમે રતી દાવરને પરણવા નીકળ્યા તે મારેથી દેખી શકાયું નહી, તેથીજ મેં એમ કીધું. હા. હું કબુલ કરૂંછ કે મેં બીજાને ચહાવાનાં ઢોંગ કીધા હતા. તેને મેં પ્રોમીસ પણ આપ્યું હતું. અને પેલી સાંજે ગાર્ડનમાં તમે જે બે જણાંને જોયાં હતાં તેબી હું ને તેજ હતાં."

ફરશું', 'પણ ખાનગી જીંદગીમાં તો નહીંજ. તારે માટેનો મારો પ્યાર આજથી ધીક્કારમાં ફેરવાઇ ગયો છ. આજ પછી મારૂં નામ તારાં મ્હોંપર લેતી નાં."

"નહી, નહી, સોરાબ એમ ના બોલો. હું કબુલ કરૂંછ કે મેં ગુનાહ કીત્રો, પણ હું તેની માફ માંગુછ."

"કદી નહી, ગુનેહગાર ઓરત! તારો ગુનાહ માફ થાય એવો છેજ નહી. તું એક સ્ત્રી જાત છે, નહી તો આયઘડીએ તારી જગ્યાએ જો કોઇ મરદ હતે તો જરૂર જ હું તેનું ખુન કરતે. અફસોસ! વહેમી અને કાચે કાનનો બનવાની આ મને અચ્છી શિક્ષા છે. રતાં! ભલી વફાદાર સ્ત્રી! મે તુને વગર ફેકટની દુખી કીધી છે" અને એમ બોલતો તે ઝારઝાર રડવા લાગ્યો.

"ખરી રીતે જોતાં વાક તમારોજ છે." તેને રતાનું નામ દેતો સમજી તેણી છેડાઇ પડી. "મેં તો તમને વહેમી બનાવ્યા પણ તમારી શુદ્ધ કહા ગયલી? તમે કાંય તમારી અક્કલ ગુમાવી? હવે રતાં–રતાં કરોછ કે? મેં કહ્યાં તમને પરણવાની પહેલાં ઓફર કીધી હતી? તમેજ ઓફર કરતા તો આયા હતા ને હવે એમ કાંઇ કરો છ. હવે તમે ગમે તેટલું બોલોની, મને તેની શું દરકાર છે? હું લગનનાં મજબુત ગાઠથી તમારી પરણેતર થઇ ચુકીછ એટલે જ મારો કિનો બરાબર લેવાઇ ચુકોછ."

"હા, તારો કિનો લેવાઇ ચુકોછ, પણ યાદ રાખજે કે ખુદાનો કોપ તારી ઉપર કેવો ઉતરેછ. તું હાલતો દરખાશ્ત પણ તુંજ જોજે કે કુદરત તારી પર કેવો કિનો લેછ." અને ત્યાં તે નસોસ થઇ પડયો, કે જ્યારે તે પાપી ઓરત મગરરી સાથ હસતી પાસેનાં રૂમમાં જતી રહી.

ગરીબ બીચારા સોરાબની હાલત અતી ઘણી દુઃખી થઈ હતી, અને ખરી રીતે જોતાં તે વાજબી જ હતું, તે મહાન ગેબી પીતાની તેને એક સખ્ત શીક્ષા હતી. કુદરત તરફનો તે એક મુંગો માર હતો! એકમેક સાથે જોડાવાનું પાક વચન આપી પાછળથી વહેમી બની ફરી જનારાઓનાં એજ હાલ થાય છે. જે આ દોરંગી દુન્યામાં નજરે પડતું આવ્યું છ.

એક સવારે રતાં ડ્રોઇંગ રૂમમાં દલગીર ચેહરે એક ઇઝી ચેર પર લેટેલી હતી, તેવામાં તેણીની આયા એ આવી એ ત્રણ કાગજો સાથે એક ન્યુસપેપર લાવી આપ્યું. કાગજો પહેલાં વાંચવા પછી તેણી ન્યુસ વાંચવા માંડયું. ઉપર ટપકે જોતાં તેણીની નજર એક ચોકાસ પેરા ઉપર પડતાં જ તેણી ચોંકી, અને ધ્યાનથી તે પેરા પાછો ને પાછો વાંચ્યો "ઓ ખુદા!" તેણી ધ્રુજતા સ્હાદે પટપટી. "એ હું શું વાંચુંછ. પુનાના હોટલમાં મેહરાનું ખુન? અને તેનો ખુનીબી વળી તેનો વર પેલો–પેલો સોરાબ! એ કેમ બને? શું એ એનેજ પરણી હશે? અરે, ત્યારે એણે મને કેવી ઠગી! એણેજ સોરાબનેબી જુઠો ભમાવ્યો હોશે? એણેજ–પણ નહી મારે હવે આડું અવળું કાંઇ બોલવુ નહી જોઇયે. કારણ એ બીચારી એને કેજે પુગી ચુકીછ. એનાં પાપની સજા એને બરાબર થઇછ. પણ ખુન કોણે કીધું હશે? સોરાબ તો નહીંજ હશે. એ ગમે તેવો હશે પણ ખુન તો કદી કરેજ નહી. કદી નહી. ગરીબ બીચારો, હમણા કેવો જેલમાં સબડતો હશે? પણ મરે–હું એની દયા શાની ખાંઉં છું! એણે તો બેવફા થઇ મારૂં જીગર તોડયું, એટલે હવે એને ને મને શું?" તેણી થોડોવાર વિચારમા બેઠીને પાછું પટપટવા લાગી, "નહી, નહી એને મને દગો દીધો તો શું હરકત? મારે એમ ઘાતકી થવું નહીં જોઇયે. મારે તો એને એવી વખતે ઉલટી મદદ કરવી જોઇયે. એ બિચારાનાં કહા માય બાપ છે, કે ભાઇ બહેન છે? ભલે નીંદાખોર દુનિયાઓ મારી વિરૂદ્ધ ગમે તે બોલે. મને તેની દરકાર નથી. હું આજને આજ જાલ બૅરીસ્ટરને મળું ને તેની સલાહ મેળવું." તેણી એકદમ ઉઠી અને આયાને બોલાવી ગાડી જોડાવવાનો હુકમ કીધો. બીજી દસ મીનીટમાં તો તેણી તૈયાર થઇ પોતાને દુખી કરનાર બેવફા જવાનને બચાવવાની મકસદથી બહાર પડી.

"સાહાબ, કોઇ બાઇ આપ કુમીલના મંગતે."

જાલ બેરીસ્ટર પોતાનાં બેડપરજ અરદાઇ પડેલો હતો. તેટલામાં તેનાં રામોસીએ આવી જણાવ્યું.

"કોઇ બાઇ મળવા માગે છે?" તે અચરત થઇ વિચારવા લાગ્યો. કોણ બાઇ હશે, રતીમ?" તેણે સવાલ કીધો.

"માલુમ નહી સાહાબ, લેકીન હનો આપકું જલદી મીલને મંગતે"

"અચ્છું જાવ !" તેણે કહ્યું, અને પાછી આળસ ખાઇ તે ઉઠયો. હાથ મ્હોડું ઉતાવળે ધોઇ, પળવારમાં તૈયાર થઇ નીચે ઉતર્યો.

"હલો, સાહેબજી મિસ દાવર, તમે છોઓ કે ?" ડ્રોઈંગ રૂમમાં રતીને જોતાંજ તેને પુછયું. "કેમ કાંઇ ખરી ફ્જર સેવકનું કામ પડયું."

"હા, મી. જાલ, મને તમારી સાથે કાંઇ ખાસ કામ હોવાથીજ આવવું પડયું છે. સવારને પોહોર તમને તીસ્ટર્બ કીધા માટે હું ઘણી દિલગીર છેઉં."

"ઓ–નો–ઓફકોર્સ ! નોટ. સેવકને કામ શું હોય ? બેંડ પર પડીને આળસ ખાયા કરતો તો તેમાંજ ફક્ત ખલલ થઇ, હાં–હા–હા ચાલો બહેન તમે શું કામ આવ્યાંછ તે સુખેથી ફરમાવો." અને હયાં તે તેણીની નજદીક ખુરશી ખેંચી બેઠો.

"મી. જાલ, મને એક ચોકકસ કામમાં તમારી મદદ જોઇયેછ અને મને તે માટે આશા હોવાથીજ હું અહીં આવીછ. તમે મને હેલ્પ કરશો ?"

"ઓ. યસ, સર્ટનલીય. તમે મારો નેચર સારી રીતે જાણોછ તો ખરાં કે મારે મકાને આવતાં ગરીબ કે તવંગર દરેકને હું ખુશીથી વેલકમ કરૂંછ, અને મારેથી બનતી હેલ્પ કરૂંછ તો પછી તમનેજ હું મદદ નહીં કાંય કરૂં ? તમે બેલાશક જે કહેવું હોય તે કહો."

"થેંન્કસ ! હું તમારી ઉપકારી છેઉં." તેણીએ ઉપકાર માન્યો અને પછી તે દીવસનું પેપર બતાવી પોતે શા માટે આવી હતી તે જણાવ્યું.

"આઇ-સી, તમે એ બંધવાને બંચાવવા માંગો છ, એમજ કેની ?" તેને પુછયું.

"હા એમજ ! મારી ખાતરી છે કે બીચારો નિર્દોષ છે. મી. જાલ, તમે એક હુશ્યાર બેરીસ્ટર છોઓ, અને તમારી ચંચળતાથી તમે ખોફમાં બીકટ કેસો આસાનીથી છતાવી આપ્યા છે, તો મારે ખાતર તમે એ બંધવાને બંચાવો."

"હું તમારે ખાતર બનતું કરવા તૈયાર છેઉં, મિસ પણ મને જણાવશો કે એ કેસ કયારે નીકળનાર છે ?" તેને પુછયું.

"આવતી વીસમીએ."

"આવતી વીસમીએ ? તે દહાડે તો વોરડનવાળો કેસ નીકળનાર છે, અને તે લોકે મનેજ રોકેલો છે, તે હવે ?" તે એક પળ કાંઇ ઉંડા વીચારમાં બેઠો.

"કાંઇ નહી, બ્હેન, તમે કાંઇ ફીકર નાં કરો. મારા હાથમાંનો કેસ હું મારા ફ્રેન્ડ મી० વેલીંગટનને સોંપશ. આય કેસનો ચાર્જ હું લેવશ. એ ત્રણ દીવસમાં હું પુને ઉપડી જયશ. તમે મને કહાં મળશો ? આપણે બંધવાને મળી વીગત જાણવી જોઇયે."

"હું ઘણું ખરૂં કાલે પુને જવસ અને વોટસન હોટલમાંજ ઉતરશ. ત્યાં તમે મને મળજો, અને પછી આપણે બંધવાને મળવાની તજવીજ કરશું."

"વેરી ગુડ ! એ પ્લાન ઠીક છે. હું પણ ત્યારે તો એજ હોટલમાં એક રૂમ એન્ગેજ કરશ." અને બીજી બાબદો ઉપર વાતચીત ચલાવી તેઓ છુટાં પડયાં.

તેજ દીવસે જાલ બેરીસ્ટરે પોતાના ફ્રેન્ડ સાથે સઘળો બંદોબસ્ત કીધો અને બીજે દીને તુરત પુને ઉપડી ગયો. ત્યાં તે ઠેરાવ મુજબ રતાંને મળ્યો, અને ઘટતી તેહેકીક પછી તેઓ સોરાબને મળવા જેલમાં ગયાં. ગરીબ બાપડો ! એક ભાંગી તુટી ખાટલી પર માંથે હાથ દઇ બેઠો હતો. રતાં પહેલાં અંદર દાખલ થઇ. તેણીને જોતાંજ તે ચોંકયો, અને પુકારી ઉઠયો- "કોણ ! રતાં, અહીં ? કહાંથી ? રતાં, તુરત તેની આગળ ગઇ અને તેનાં બન્ને હાથો પોતાનાં હાથમાં લઇ દાબ્યા.

"હા, હુંજ છેઉં, સોરાબ ! અરે. આય તારો શું હાલ ?"

તેનાથી બોલી શકાયું નહી, તે ચોધાર રડવા લાગ્યો.

"હીંમત રાખો, સોરાબ ! એમ નાહીમંત બનો નાં. હું જાણુંછ કે તમે નિર્દોષ છોઓ. હું ખાતરીથી માનું છુ કે એવું કામ કદી તમે કરોજ નહીં. વારૂ, તમે તમારા બચાંવ માટે કોઇ બેરીસ્ટર રોકયોછ ?"

"નહી. કોઇજ નહી ! મારૂં ઓળખાણ પીછાણવાલું અને કોઇજ નથી કે હું મદદ માગી શકું. અફસોસ ! હું દરેક રીતે ફસી પડયોછ. ખુદા સીવાય મારૂં કોઇ મદદગાર નથી. હું નિર્દોષ છતાં વગર ફોકટનો માર્યો જવશ." તે કપાળ કુટતાં બોલ્યો.

"નહી, સોરાબ, એમ ના બોલો. ખુદા કેવો બળ,

વાન છે. તે સાહેબ પર વિશ્વાસ રાખો. હાલમાં તમારે માટે એક હુંશ્યાર બેરીસ્ટર ખાસ રોકયોછ, તે તમો મારે........"

"હું મુવો બદબખ્ત," તે કપાળ કુટતો બોલ્યો. "કાચા કાનનો થઇ મેં નાહક........"

"સોલી હાલ તમારે બીજો વિચાર કરવાનો નથી. હું બધુ જાણુછ. બધો મરનારનોજ કસુર હતો. પણ તે બીચારી પોતાના ફેન્ડે પુગીછ. લેવ, બેરીસ્ટર આવ્યા."

તેજ ઘડીએ જલ બેરીસ્ટર તે ખોલીમાં દાખલ થયો. તેણે સોરાબને સાહેબજી શેકહેન્ડ કીધી પછી તેની નજદીકમાંજ બેઠો અને સઘળું વિગતથી કહેવા જણાવ્યું. સોરાબે પહેલેથી સઘળી બીના તેને કટી અને છેલ્લે જણાવ્યું કે "પેલું નેહેરત કાગળ મળવા પછી હમો વચ્ચે જે ટપાટપી ચાલી તે મારા કમનસીબે બહાર ઉભેલા એક વેટરના સમજવામાં આવી. જે આ વખતે મારી સામે એક સુજબુત પુરાવો રજુ કરે છે. બીજું હું બાહાર જવા પછી મરનાર પણ કેયેં બહાર ગઇ હતી, અને થોડે વારે પાછી ફરી ત્યારે ઘણી ઉશ્કેરાયલી હતી. વળી તેણીએ ખાવું લેવાની બી નાં પાડી, અને બારણાને અંદરથી સાંકળ દઇ જલદી સુઇ ગઇ હતી."

"વારૂ, હું એક સવાલ પુછું કે તમે બહારથી આવ્યા ત્યારે અંદરથી બંધ કીધેલું બારણું કેમ ખોળી શકયા?" જલે પુછ્યું.

"તેનો જવાબ સેહેલ છે. હમે હોટલમાં બે રૂમ્સ એનગેજ્ડ કીધા હતા. અને તે બંન્ને રૂમ્સમાં જાવ આવ કરવા માટે વચમાં એક બારણું હતું."

"તે બારનું તે આખી રાત તેમજ રહ્યું હતું, અફસોસ, કે મરનારે જો તે બંધ કીધું હતે તો મારી ઉપર આ આફત આવી પડતે નહીં. વળી બીજી બેદરકારી બીનાં એ છે કે મરનારની લાસથી થોડેક દુરથી એક નાની પેન-નાઇફ મળી છે. જે ઉપર આબાદ જાંન્ને મારેજ નાંમનો મોનોગ્રામ કાઢેલો હતો, અને એક રૂમાલ પણ મલ્યો છે જે ઉપર પણ જાંન્ને મારાંજ નામનાં ત્રણ અખર પાડેલાં છે. મારી પોતાની હને તો એવી પેન-નાઇફ કે રૂમાલ છેજ નહી, અને ખુદાને ખબર કે તે કોણનું હશે? અને, એ બીજેએ તો મારૂં નખ્ખોદ વાલ્યું છે."

"વારૂ, તમે મરનારનાં રૂમમાં કાંઇ ગરબડ થતી સાંભળી હતી?"

"કાંઇજ નહીં. જરાકબી નહી. છેક સવારે હું મારા રૂમમાંથી બહાર નીકલ્યો ત્યારે મને ખબર પડી કે ખુંન થયું હતું."

"બારણું?" જલે બીજો સવાલ કીધો.

"નહી, તે બંધ કરવામાં આવ્યું હતું. મારી સાઇડથી તેને સાંકળ દેવામાં આવી હતી."

"અને મરનારનાં રૂમમાંથી?"

"કમ ભાગ્યે નહી. એજ એક બીજો પુરાવો છે.

"અરરર, માઇ ફ્રેન્ડ હું ખરેખર દરેક બાજુથી ઘેરાઇ ગયોછ. તમો બંને વચ્ચે થયલી ટપાટપી ઉપરથીજ વાજબી છે કે તારી ઉપર ખુંનનો વહેમ લઇ જવાય. તુંને કોઇ ઉપર વહેમ છે? તારા પોતાના કોઇ દુશ્મનો છે, યા તેણીના કોઇ હતા?"

"મારા પોતાના દુશ્મનો તો કોઈ નથી, અને તેણીનાં પણ હોય એમ હું ધારતો નથી. સિવાય કે પેલો તેણીનો આશક, ખુદા માલમ કે તે કોણ હશે. કોઇ નનામો કોણ જાણે કહાંથી કુદી નીકલ્યો. અફસોસ, કે તેની મોહકાંણમાં આય બધું બનવા પામ્યું."

"પેલું કાગજ કહાં છે? તે તો દેખાડ કે અક્ષરપરથી તો કાંઇ માલમ પડે?"

"કહાંથી લાઉં? ઉશ્કેરાયલી હાલતમાં તે તો તેજ ઘડીએ ફાડી નાંખ્યું."

"અને રૂમાલને પેન-નાઈફ?"

તે તો પોલીસનાં માણસો લઇ ગયાં હતાં.

"આ કેસ જરા બીકટ છે. એમાં સંભાળ અને ચોકસાઇનું ઘણું કામ છે. વેલ, તમે હીંમત છોડતા નાં. હું તમારે માટે મારૂં બનતું કરસ. અને જો પહેલી દાયલે તુરતાતુરત કાંઈ નહી બનશે તો હું લાગવગ ચલાવી ખરો ખુની પકડાયું તેટલાં કેસ પોસ્ટપોન કરાવરા." જલ બેરીસ્ટરે તેને ધીરજ આપતાં સમજાવ્યું અને ત્યારબાદ તેઓ પાછાં ફર્યાં. અને કેટલેક દીવસે કેસ નીકલ્યો. કોર્ટ લોકથી ચીકારબરાઇ ગઈ. કોઇ બંધવાની દયા ખાતું તો કોઈ તેને ગાળો દેતું હતું. તપાસ શરૂ થઇ, અને અનેક પાકીનાં મજબુત પુરાવાઓથી બંધનો ચોક્કી ઠરયો. જલ બેરીસ્ટરે બચાવના બચાવ માટે એક ઉઠાદાર ભાસણ કીધું.

છોડી જા! તારી ભલાઇને લાયકનો હુ નથી જાથ, તમેજી હવે મહેનત ના કરો સઘળુ ફોકટ છે મારા બચાવને માટે એકળી બારી નથી ખરો ખુની પન્દાય એમ મને લાગતુ નથી" અને હયા તે નસોસ થઇ ખુરસી પર પડયો

"તુ એમ ટી મત છોડી દેરો તો પછી કેમ થ્ાે, સોરાબ!" જાને તેની આગળ જઇ માયાથી કહ્યુ, "હીમત રાખ, તુ નિર્દોષ છે એમજ હમેશી માનીએ છ ખુદાને યાદ કર તુ નિર્દોષ જ છે તો તે તુને બચાવશેજ. ખરા ખુનીને શોધી કાઢવા હુ મારૂ બનતુ કરશ ચોતરફ હુ ડીટેકટીવો છોડશ તુ સબર કર દોસ્ત, ખુદાનો ઇનસાફ સાચો જ છે'

તેઓએ તેને ઘણા દીલાસાના સખુનો કહ્યા અને પછી તેને છોડી ગીયા કમનસીબ સોરાબ! એક દીવસ તેને એક વરસ જેટલો લાંબો લાગતો હતો ભુખ અને ઉઘ વગર ગોયા ને હાડપીંજર બન્યો હતો આખરે કેસનો દીવસ આવી પુગ્યો પણ ખરો ખુની પકડાયો નહી જાવ બેરીસ્ટરે પોતાથી બનતુ કીધુ પણ સઘળુ ફોકટ તે અને રતા બન્ને અતી ઘણા રજીદા થયા કેસ નીકળવાને દીવસે સવારથી કોર્ટમા લોક ચીકાર ભરાવા લાગ્યુ કેસ પાછો શરૂ થયો અને આખરે જડજ અને જુરીએ એકમત થઇ બધ વાને ઠ ખરો ખુની ઠેરવ્યો.

"આ કેસમા રજુ થયલો બચાવ ખોટો છે બધવા પોતેજ ખરો ખુની છે અને તેટલા વાસ્તે એને સજા દાખલ"

"થોભો, થોભો," જડજ હજુર તો સેનટન્સ પુરો કરે તેટલામા કોર્ટની બહારથી બુમો સભળાઇ કોર્ટનું લોક અજાયબી સાથે એકમેકનુ મોહુ ટીકવા લાગ્યુ, તેવામા એક જવાન પારસી એક હાથે લોકની નીરદી ખસાડતો અને બીજે હાથે માથુ દાબતો આવી સાક્ષીના પીજરા આગળ ફસડાઇ પડયો તે ખુબસુરત અને ખાનદાની લાગતો હતો પણ હાલમા તેનો ચહેરો લેવાયલો અને ફીક્કો હતો.

"સબુર કરો, સબુર કરો" તેણે જડજ તરફ હાથ લાંબો કરી કહ્યુ, "આ જવાન તદન નિર્દોષ છે એ ખુની નથી, ખરો ખુની હુ છઉ" હાંતે હાંફી જવાથી દમ ખાવા રોકાયો

આ નહી ધારેલો બનાવ જોઇ લોક ઘણુ અચરત થયુ સોગણને પણ સમજ પડી નહી કે બનતો બનાવ ખરો છે કે સ્વપનુ છે જાલ અને રતા હરખથી ગાંડા ઘેલા બની ગયા થોડેવારે પેલા અજાણ્યા શખ્સે પાછુ બોલવા માંડયુ—"નામદાર જડજ અને જુરીના ગ્રહસ્થો, તમોએ પીંજરામા ઉભેલા આ જવાનને ખુની ઠેરવ્યો છે પણ તે એ ખુની નથી ખુન મે કીધુ છે વૉટસન હોટલમા થયલા ભેદભર્યા ખુનનો જવાબદાર સોરાબ બેહરામજી ભરૂચા નહી પણ હુ સાનક બહમનજી બનાજી છઉ ફરેબી દગાનો હુ એક કમનસીબ ભોગ બન્યોછ, અને મારી દુખી કહાણી અત્રે રજુ કરવા હુ તૈયાર છઉ"

જડજના હુકમથી તેણે નીચે મુજબ પોતાની દુખી કહાણી કહેવા માંડી

"મરનારને આજે લગભગ ત્રણ વરસ થયાનો હુ ઓળખતો હતો તેણી મુબઇમા વાહરે પોતાના પિતા સાથે એકલી રહેતી હતી, ત્યારની હમો વચ્ચે દોસ્તી પડી હતી દોસ્તીએ પ્યારનુ રૂપ લીધુ અને તેણીના પીતાની રજાથી હમો બન્નેએ એકમેકને પરણવાનુ વચન આપ્યુ પણ પાછળથી હુ તેમા ઠગાયો લગનની જ્યારેબી હુ વાત કહાડતો ત્યારે હુ મેરા તેણી અને કડાગ્યા કરતી અને કારણમા એવુ જણાવતી કે તેણીના જૈફ પીતા અવારનવાર માદગી ને બીછાણે પટકાતા હોવાથી તેણી હાલ તુરત તેમણે છોડી જવા ઇચ્છતી નહી હતી એ ઉપરથી મે તે વાત જતી મુકી ત્યાર બાદ થોડે વખતે તે ડોસો મરણ પામ્યો અને તેણી તદન એકલી પડી તે ડોસાની છમસીને ટાકણે ફરી એકવાર મે લગનની વાત છેડી જેના જવાબમા તેણીએ પાછુ ના કહી જણાવ્યુ કે હજુર તો તેણીના પીતાને ગુજરનાને ફક્ત છ માસ થયલા હોવાથી તેણી હજુર તેનો ગમ છોડતી ન હતી જે સમજી હુ નીરાશ બન્યો અને તેણીને ઉલ્ટુ જણાવ્યુ કે હુ ઇગ્લાડ મુસાફરીએ જનાર છું માટે ત્યાથી પાછો ફરયા બાદ લગન ઉતાવળે કરવા પડશે, વધુ વખત હુ હવે થોભીશ નહી તેણીએ તે કબુલ કીધુ અને હુ મારા રેન્ડો સાથે મુસાફરીએ નીકળ્યો ત્યા જવા પછી મે ઘણા કાગળો લખ્યા જેમાના ફક્ત બે કે ત્રણનો મને જવાબ મળ્યો જે પણ બેદરકારી ભીન્ન લખાયલા હતા મે તેની દરકાર કીધી નહી

ખસેડી અને ધીરેથી જણાવ્યું કે, હું તેણીનાં વરને મળવા માગતો હતો. એ સમજી તેણી છેડાઇ અને મને મ્હોડાંમાં જે આવ્યું તે બોલવા લાગી. “ તમે તેવણને મળી શકશોજ નહી. તેવણને તો કાંઇ એકાએક અહીં કામ નીકળી આવ્યું તે બહાર ગયાછ, છેક સવારે આવશે. તમે તેવણને મળીને કરવાનાઓ શું.. તમે તેવણ પર ચીઠી લખી તે અગાઉ મેં તેવણને બધું કહી દીધું તું. તેવણે બધું જાણ્યું, પણ તેની તો એવણને એક તલભારની દરકાર નથી. નકામો કાગળ પેનસીલનો તમને ખરચ થવા માટે હમે બેઉ દીલગીર છીયે. હું કાંઇ તમને ચહાતીતી નહી તો પછી પરણીને શું કરૂં ? મારા સોરાબને પરણીને હું સુખી થઇછ. તમારી સાથે મને હવે કાઇ કામ નથી. ” એ ઉપરાંત તેણી ઘણું બોલી જે સમજી હું જ્યાદા ઉશ્કેરાયો અને એ બેવફાઇનું વેર કોઇ દહાડે બી લઇશ એવા કસમ સાથે હું પાછો ફર્યો પણ તે દીવસે મારે માટે ખરેજ બદબખ્ત હતો. તેણીની બેવફાઇની યાદે મારાં જીગરમાં કાંઇ તરેહવાર ઉકળપાકળ કીધી. મારૂં દીલ એ બેવફા ઓરતને છટકવા નહી દેવાની ચીસો પાડવા લાગ્યું. એ ઉપરથી ઉશ્કેરાઇ જઇ હું રાતને વખતે ત્યાંજ ભમ્યા કીધો, અને છેક મોડી રાતે બધું નવરૂં જોઇ હું પેલીજ નાકેની બારી આગળ ગયો. મારાં સારાં નસીબ કહો કે માઠાં નસીબ કહો–તે બારી ફક્ત અળગી બંધ કીધેલી માલમ પડી. મેં ધીમેથી તે ખોળી, અંદર ડોકાવ્યું તો તેણી રૂમમાં એકલીજ જણાઇ. મેં ધીરેથી આખી બારી ખોલી અને અંદર દાખલ થયો. મારી પાસે બીજું કાંઇજ હથ્યાર હતું નહી. સીવાય કે એક પેન–નાઇફ. તેબી ખુદા જાણે કહાં હાલમાં પડી હશે. હું તેણીનાં બેડની છેક નજદીક ગયો અને વાકેફવળી તેણી ઉંઘાયલી હતી કે નહી તેણી ખાતરી કીધી અને પછી એક હાથે તેણીનું મ્હોડું દાબી બીજે હાથે છરી તેણીનાં ગળામા આરપાર ચલાવી દીધી એક પળ તેણીએ તરફડયાં માર્યાં અને પછી ખલાસ ! મારૂં ખુની કામ પુરૂં થવા પછી જ મને શુદ્ધ ઉંઘડી કે અરે મે આય શું કીધું ! હું ગભરાયો ‘જતે જાગે ગજવામાંથી રૂમાલ કહાડી મેં છરી નુંછી અને થોડોવાર ત્યાંજ ચોખવા પછી જેવી રીતે હું આવ્યો હુતો તેવી જ રીતે પાછો બહાર નીકળ્યો અને મારે મુકામે જઇ ભરાયો બીજે દીને મેં એ ખુન વિષેની ચકચાર સાંભળી પણ જાણતોજ નહી હોઉં તેમ મુંબઇ છપડી ગીયો. પણ ખુદા સાહેદ છે કે મેં એક ઘડીબી સુખની કાઢી નથી. એક મીનીટબી કરારની મેં જોઇ નથી. મરનારનો ભુત જાણે મારી નજર સાંમે આવી આવીને મને હેરાન કરવા લાગ્યો. ઘડીમાં વિચાર કરતો કે પોલીસમાં એકદમ હાજર થઇ ખુલાસો કરૂં તો વળી ઘડીમાં ફાંસીનાં લાકડાંથી મુંગો રહુ. પણ એતેફાક મારા વાંચવામાં પેપર આવ્યુ, જેમાં એને લગતાં કેસની બીના વાંચી મને મારૂં અંતઃકરણ બેવડું ડંખવા લાગ્યું. *ખુન જેવો અજીમ ગુનાહ કરી, ઉપ*રથી વળી એક નિર્દોષ બેગુનાહને ફાંસીને લાકડે ચહડાવવો એ મારેથી તાબોશ થયું નહી; અને તેથી આજે આ ઘડીએ હું મારૂં ‘ કનફેશન ’ કરવા હાજર થયોછ. મને મારાં પાપની સજા મારાં અંતકરણનાં ડંખથી પુરેપુરી થયલી છે. ખુની માણસને દીલને રાહાત હોતી નથી એમ મારા અનુભવે મને દેખાડયું છે. અફસોસ ! સદહજાર અફસોસ ! હું એ સ્ત્રીનાં ફાંદામાં ફસતે નહી તો મારા આ હાલ થતે નહી. હવે જીવવું એ મારે માટે ફોકટ છે. સંસાર મારે માટે સુનો છે. ઓ મેહરા, હું પણ તારી પુંઠેજ આવુંછ. ” અને એટલું બોલતાંજ તે અભાગ્યા જવાને પોતાનાં ગજવાંમાંથી એક નહાની શીશી કહાડી અને હજી તો કોઇ અટકાવે તે અગાઉ અંદરનો પ્રવાહી પી ગયો. તે બાપડાએ પ્રુસીક એસીડ પીને પોતાનો જાન તે કીરતારને હવાલે કીનો. આખી કોર્ટમાં હો હા થઇ રહી. સોરાબ પર મુંબારકબાદીઓનો ગોયા વરસાદ વરસવા લાગ્યો. પહેલી મુબારકબાદી તેને નામદાર જડજ તરફથી મળી. જેનો તે જવાંને આંખમાં આંસુઓ સાથે ડોકું નમાવી જવાબ દીધો. મહા મુસીબતે લોકની ગીરદીમાંથી હુરરેના પુકારો વચ્ચે તે રતાં અને જાલ સાથે હોટલમાં ગયો. ત્યાં તે તેઓનો ઉપકાર માનતાં એટલુંજ બોલી શકયો કે, “ રતી, તું ખરેજ એક રતન છે મારે ખાતર તેં જો જેહેમત ઉઠાવી નહી હને તો, અને ભાઇ જાડે તો પહેલો કેસ પોસ્ટપોન કરાવ્યો નહી હતે તો આજનો આય દહાડો હું જોવા પામતે નહી ! ”

ડીઅર રીડર, હવે વધુ લંબાવવાની કાંઇ જરૂર છે ? આજનાં જમશેદી નૌરોઝનાં મુબારક દીને રતાં અને સોરાબ ધામધુમથી પરણીને એક થયાં છે ! સરજત ! સરજતની જે સાંકળ ગુંથાયલી હોય છે તો કોઇથી તોડાની નથી. રતાં અને સોરાબની સરજતમાં એક થવાનુંજ હશે તો મેહરાં જેવી પાપી સ્ત્રીનો એવો બુરો હાલ થયો. આખરેબી તેઓ તો એક થયાં. ખુદાનો ઇનસાફ સાચો નથી એમ કોણ કહેવાની હીંમત કરશે ?



રશિયા.

c Manoranjan Press, Bombay

વાની હીંમત કીધીછ તો મારે એને ધડો એ-સાડવો જોઇએછ. એમ્બ્રોસ ચંગ વગાડીને પરકીન્સ ને બોલાવ !

તરતજ ફુટમેન પરકીન્સ દાખલ થયો. તેનો ચેહરો ગુસ્સાના થોથરા સાથનો હતો. "મારા દરવાજા આગળ મને એવી ગડબડ જોઇતી નથી " સર ચાર્લ્સે સત્તાથી કહ્યું.

"સાહેબ તે જવાન ગ્રહસ્થ ચાલી જવા સારૂ ના કહે છે."

"મારા હોકમ પ્રમાણે થવું જોઇશે. હું મારા ઘરનો ધણી છું. તેં એને કહ્યું કે નહીં મારી મુલાકાતનો વખત આ નથી ?"

"હા સાહેબ તે કહેવા મારે મને દરવાજો ખોલવો પડયો. તે વખતે તે જવાને અંદર ધુસી આવવાનું કર્યું, તેટલાં મેં તેના મોંઢા ઉપર દરવાજો બંધ કરી દીધો."

"ઠીક કર્યું, પરકીન્સ" સર ચાર્લ્સે કહ્યું.

"મગર સાહેબ તેણે બહાર એટલું શોખરૂ મચાવી મુકીયુંછ કે આડોસીપાડોસી બધાં બારીએ ટીંગાઇને અને ઝરૂખા ઉપર નીકળીને તમાશો જોવા લાગ્યાંછ"

આ બધો વખત ધમાધમીનો અવાજ આવ્યાજ કરતો હતો. "ઠીક હું એનોજ એક તમાસો કરી નાખુંછ. મારી ફેરવાની લાકડી આ ખુણામાંથી લઇને એના બરડાની ધુળ પખોરી નાંખ, ત્યારેજ એ ઠુકનો ઠેકાણે આવશે."

પરકીન્સ મુછમાં સહેજ હસ્યો.

થોડા વખતમાં નીચેથી લાકડીના ફટાફટ ફટકા પડતા હોય તેવો અવાજ આવી રહ્યા. એમબ્રોસને લાગ્યું કે કોઇ જાણે સેતરંજીની ધુળ પખોડતું હોય તેવો ધમધમ અવાજ થતો હતો; પરંતુ સર ચાર્લ્સ હવે ગંભીર થઇ ગયા.

"નહી નહી ! રખે પરકીન્સ છેકજ છુટો હાથ મુકે. દોડ એમબ્રોસ, એનેપાછો બોલાવ ! પેલા પોર્યાને કાંઇ ઘણું વાગી બેસસે તો પીડા."

પણ હજુરતો તે પોતાનું બોલવું પુરૂ કરે તેટલામાં તેમના ઓરડાના ઉંબર ઉપર એક પાતળો ગબરૂ જવાન હાથમાં તુટેલી લાકડી સાથે ને બેફીકર ચેહરે આવીને ઉભો. તેની બ્લુ આંખોમાં મસ્તી ઝળકી રહી હતી. તેનું ટટાર બદન અને સીધી ડોક ટ્રેલીસ ખાનદાનની ઓપે ઉતરતી ગરૂરી બતાવી આપતી હતી. ખચીત વીસ વરસની વાત ઉપર સર ચાર્લ્સ આબાદ તેના આ ભત્રીજા જેવોજ દેખાતો હતો. તેણે પોતાના હાથ માંહેની લાકડીના બે ટુકડા બતાવતાં કહ્યું,

"મને બીક છે સાહેબ, કે તમારા એક બેઅંદાજ નોકરની પીઠ બોખરી કરી નાખવા જતાં તમારી આ મતાનું મેં નુકશાન કીધું છ. ખાત્રીથી માનજો કે તેમ કરવાની મારી મતલબ ન હતી."

સર ચાર્લ્સે બે પળ આ નફકરા જવાનને ટીકયા કર્યો.

"તમે મારા ભત્રીજા રેજીનોલ્ડ ટ્રેલીસ છો ?" તેણે પુછીયું.

"તમારા હુકમને તાબે" રેજી નાટકી ઢબે નમીને બોલ્યો.

"મેં તારે લગતા કાંઇ સારા રીપોર્ટ ઑક્સફર્ડથી સાંભળ્યા નથી."

"હા સાહેબ ! તેમજ હોવું જોઇએ. હુંજ તે" રેજીએ ગંભીર ચહેરે કહ્યું.

"તમે અહી કાં આવ્યા ?"

"મારા માનવંત કાકાને મળવા !"

"અને તેથી તમે મારો દરવાજો ગગડાવી નાખ્યો ? મારા ફુટમેનને ઝપેટી કાઢયો અને

મારી મોંઘી લાકડીના ટુકડા કીધા ?"

"હા સાહેબ !"

"તમુને મારૂં કાગળ મળ્યું તું ?"

"બરાબર વખતસર."

"તેમાં મેં ચોખ્ખું લખ્યુંતું કે હું તમુને મુલાકાત આપસ નહીં ?"

"આબાદ એમજ લખેલું."

"ત્યારે હું કહુંછ કે તમારા જેવા બે અદબ આદમીને મે આગળ કેથે જોયો નથી. મારા ભાઇને તેના એવા તમારા જેવા દીકરા માટે હું મુબારકબાદી તો આપી શકુંજ નહી."

"હું ધારૂંછ કે તમે ખરા છેઓ. કારણ હજુર તમે મને પુરેપુરા ઓળખ્યો નથી."

"જે દસ મીનીટ થઇ હું તમુને ઓળખુંછ તે બસ છે." સર ચાર્લ્સે તીખાસથી "કહ્યું તે ઉપરથી હું તમારા માટે શું મત ધરાઉછ તે તમોને જાણવા ગમશે?"

"હા ! નહી, કાંય સાહેબ ! જે બધા આસામી તમોને ઓળખેછે તેઓ જ્યારેથી મારા સમાગમમાં આવે છ ત્યારે એમજ કહે છે કે હું તદન તમોને બધી વાતે મળતો આઉંછ." તે નફ્ફરાએ ગાલમાં જીભ પકડી રાખી, પોતાના કાકા તરફ જોયું. સર ચાર્લ્સ લગાર ઝંખવાણા જેવા લાગતા હતા "અને હવે સાહેબ મકુંજે હું જરા થાકી ગયો છ તે એમ ફરાગતથી જરા બેસતે." અને આટલું કહેતાં તે જવાને એક ખુરસી ઉપર બેઠક લીધી.

"હ ! ત્યારે શું તું સીધેસીધોનથી જવાનો ?"

"નહી, સાહેબ ! હું તો અહીં થોભવા આવ્યોછ."

"એમબોસ નીચેથી બે ચાર આદમીઓને બોલાવતો."

"મારી સલાહ માનો તો એવો કાંઇ વિચાર પડતો મેલજો. બાપડા નાહકના પખોશરઇ જશે. બાચારા તમારા ફુટમેનની કંસકરાંજ હજુર પુરી નહી થઇ હોશે.

"હું તુંને મારે હાથે ઉંચકીને દાદર પરથી ગબરાવી દેવસ," સર ચાર્લ્સે ઘણાં ગુસ્સામાં કહ્યું છતાં તે જવાન બેશીની નફ્ફરી રીત ને હીમતવાન દબાછથી તે કાંઇ ઓછો અજબ નહીં થયો હતો.

"ભલે ! મને પાછું ચઢી આવવાની તકલીફ લેવી પડશે, કારણ હું અહીં આવ્યોછ તે તમો મુ છ સાથે કંઇ ખાસ વાત કરવા આયોછ."

જે રીતે તે જવાન અદબ વાળીને એક પગ ઉપર બીજો ચઢાવી ઘરબારનો ધણી હોય તેમ બેશીકર બેઠો હતો, તે જોઇ સર ચાર્લ્સને હવે લગાર મુછમાં હસવું આવ્યું. તેમણે પોતાના નોકરને ઇશારત કરી એટલે તેણે પોતાના માલેકને તૈયાર કરવાનું કામ પાછું ચાલુ કીધું.

દશેક મીનીટ પછી સર ચાર્લ્સ પરવાર્યા. "હવે મી. રેજીનોલ્ડ ટ્રેલીસ તમોનેં શું કહેવું છ તે ઘણાજ થોડા શબ્દોમાં બોલીને પુરૂં કરો. મારો વખત કીમતી છે. આજે પ્રીન્સ આફ વેલ્સ પારલામેંટ ખોલનાર છે અને મારે ત્યાં વખતસર હાજર થવું જોઇએ, બોલો તમે અહીં શું માંગોછ ?"

"એક હજાર પાઉન્ડ."

"બસ એટલુંજ, કાંઇ બીજું વધારે નહીં?" સર ચાર્લ્સે અનકા કીધા.

"બીજું બી. તમારા જાની મિત્ર મી. બીન્સલે શેરીડન ઉપર એક મારી મલામણુ કરનારો પત્ર."

"કાં વારૂં ?"

"કારણ મને એમ કહેવામાં આ યું છ કે કુઆરી લેન થીએટરનો તે કરતોકારવનો

અને મારી ખાહેશ એક નાટકકાર થવાની છે. મારા બધા મીત્રો કહેછે કે મારામાં તેવી વળણ કુદરતી છે."

' "હવે ઘણું થઇ ગયું ટ્રેલીસ! ખાનદાનને એમ લાગે એવું કાંઇપણ થવું જોઇએ નહી. ચાલો સીધા ઓકસફર્ડ સીધારો અને અભ્યાસમાં ધ્યાન આપો."

"ત્યારે તો તમે હજુર મારે લગતી કાંઇજ ખબર બરાબર સાંભળેલી નથી લાગતી. ગઇ કાલે પ્રીન્સીપાલે મને કહ્યું કે મને તે વધારે વખત કોલેજમાં રાખવા ખુશી નથી, કારણ અભ્યાસમાં મારૂં ધ્યાન લાગતુંજ નથી. અને તેમણેજ થીયેટરની લાઇન માટે મને ભલામણ કીધી."

"પણ ત્યારે તુંને એક હજાર પાઉન્ડ કાંય જોઇએછ?" તે કાકાએ આ પોતાના ભત્રીજાની સચ્ચાઇ મતસે વખાણતાં પુછીયું.

"તે તો કોલેજનાં મારાં કરજ ફેડવા."

"પણ તારો બાપ કાંઇ પૈસાવાળો નથી?",

"નહીજી, તેથી તો હું તમારી પાસે આયોછ. તમે મારા કાકા છો અને વળી મારાજ ખવાસના અને મારા જેવાજ દેખાવના."

"હું એક હજાર નથી આપવાનો!"

"જો તમો આપી નહી શકો એવી સ્થિતીમાં હોવો—"

"હું એમ નથી બોલ્યો હું કહુછ કે કદી આપીશ નહી."

"ઓ! ત્યારે તો મને ફીકર નથી, કારણ કે જરૂર તમે મને આપશોજ." રેજીનોલ્ડે હસતાં કહ્યું.

સર ચાર્લસે જુસ્સાથી કહ્યું "તમે એમ ધારવાની ગુસ્તાખી રાખતા હશો કે મને સીસામાં ઉતારી શકાશે, તો તમારી ભુલ છે. એવા હઝાર પાઉન્ડ મફતીઓ પાછળ નાખી દેવા મારી પાસે ફાજલ નથી."

"પણ જ્યારે તેજ હઝાર પાઉન્ડ મફતમાં નહી લેવાશે પણ તેના બદલામાં કાંઇ સંગીન ફાયદો હું તમુનેબી કરી આપું તો પછી કાંઇ ના છે?" રેજીએ પોતાના કાકા તરફ ટગર ટગર જોતાં કહ્યું.

'હું તુંને સમજી શકતો નથી" કાકાએ હવે પહેલીજવાર ભત્રીજાની વાતમાં રસ લેવા માંડયો "કેવી રીતે તું માર ફાયદાનું કાંઇ કરી શકશે?"

"લોર્ડ બેરીમોરને જાહેરની હાંસી, મશકરીમાં લાવી નાખવા હું તૈયાર છુ."

પોતાના હરીફને જાહેરમાં નામોશી લાગે એવું તો સર ચાર્લસનું રોજીંદુ ચાહવું હતું. એટલે રેજીના આ શબ્દોથી તેના ચેહરા ઉપર ખુશીનો રંગ ધાઇ આવ્યો મગર બહારથી તેને તેમ કબુલવુ હતું નહીં.

"બેરીમોર જો લોકની હાંસીમાં આવી પડે તો મને શુ લાગે વળગે?" તેણે બેદરકાર અવાજે પૂછ્યું.

"તો તમારી રાતો દીવસની માગી મુરાદ ફળે." રેજીએ શાંત્તિથી કહ્યું સર ચાર્લસને લાગ્યું કે તેના હરીફ બેરીમોરની પડતી થાએ તો તે માટે ઘણાએક હઝાર પાઉન્ડ કડવા કરવાને તૈયાર હતો. છતાં આ નાદાન છોકરા આગળ તેમ કબુલ કરવા તેનું દીલ ચાલ્યું નહી

"અને શું આ મકસદે તું ઓકસફર્ડથી આવ્યો છ"

"નહી, કાકાજી ગઇ કાલે વાકહોલ ગારડનમાં રાતના મેળાવડામાં હું ગયો હતો, અને ત્યાં મેં એ લોર્ડ બેરીમોરને જોયો અને તેની ચાલ નજરે નજર જોતાં અને તેની રીતભાત માટે બીજાને મોંઢેથી સાંભળતાં મને લાગ્યું

કે આવો એક શખ્સ જાહેરમાં હીણાઇને મોટા-ઓની સંગમાંથી દુર થવા પામે તો સારૂં, અને તેટલાં મેં તમારા સાથના તેના જબરા અણુ-બનાવ માટે સાંભળ્યું એટલે એક કાંકરે બે પક્ષી મારવાનું મેં નક્કી કીધું છે.”

“તેં કાલે શું શું જોયું ?” સર ચાર્લસે પુછીયું.

“લોર્ડ બેરીમોર ઘણાજ ભભકાદાર પો-પાકમાં સજ્જ થઇને ત્યાં આવ્યો અને એની સાથે એક જાડો ઢગરા જેવો માતેલો શખ્સ એક ધર્મગુરૂના વેષમાં ચાલતો હતો. લોકોએ કહ્યું કે આ ધર્મગુરૂના વેષવાળો શખ્સ બાપે દાદે તો એક કલઇગર હતો પણ તેનામાં બુલ-ડોગ જેવું જોર જોઇને બેરીમોરે તેને પોતાના અંગત હજુરીયા દાખલ રાખ્યો હતો કે જ્યારેથી એ પૈસાથી માતી ગયેલો લોર્ડ બહાર ફરવા નીકળે અને પોતાની તુમાખી ચાલથી મરદોને અપમાન કરે તો તેઓ એના સાથના કદાવર આંગથી ડરીને એનું અપમાન ગુપચુપ સાંખી જાય. આથીજ તે ઘણો ફાવી ગયલો છે અને જ્યાં તે જાએ છે ત્યાં બાનુઓને છડેચોક અપમાન કરીને ફાવી જાય છે. એવા એકને તો સખત ધડો બેસાડવોજ જોઇએ અને તે તદન જાહેરમાં થાએ તેટલું વધારે સારૂં છે”

સર ચાર્લસ ખુશીને માટે ધ્રુજવા લાગ્યા. અંતે આ છુકરાજીથી ફાટી ગયલા અહંકારી હરીફ પુરૂષની જાહેરમાં હાંસી થનાર હતી !

“વારૂં પણ તું કરવા શું માંગે છે ?”

“તે નહીં કહેવાય ! બસ લોર્ડ બેરીમોરને જાહેરની હાંસીમાં લાવી મુકું અને એના માલે ગુઝાર મીત્રો એની હીણપસ્તી જોઇ જાણી એને તરત વેળાસર તરછોડી જાય અને એને ક-લબમાં વરસ દહાડો સુધી મોંઢ બતાવવાનું ભારી પડી જાયે એટલું થાએ તો બસ કેની, સાહેબ ”

“પણ કાંઇ ગંભીર પગલું તો તું નહી ભરવા માંગતો કેની ?”

“આતો એક ન લાયક પુરૂષ જેણે સેંકડો વખત નિરાધાર બાઇ બાવરીઓને અપમાન કર્યાં હશે, જે પૈસાથી એટલો બધો ફાટી ગયલો છે કે પોતાના જેવો બીજો કોઇજ ન હોય એમ ધારે છે તેને જન્મોજન્મનો ધડો બેસા-ડવા માટે શું કરવું તે હું બરાબર સમજુંછે અને તમો તે જાતે જોઇનેબી કબુલ કરશો.. કાકા ! મેં ઇનસાફ હાથ ધરવામાં વાજબીજ કર્યું છે.”

“પણ હું તે કેમ જોવા પામશ ?”

આજ રાત્રીએ વૉકહૉલ ગારડન્સમાં જરૂર નવ વાગે તમો પધારજો. આપણા મહારાણીના પુતળાંની સંગે મરમરની પગથી ઉપર બેસી રહેજો. ત્યાં તમુને જોવાજોગ તમાશો દેખાશે. ગમે તો હઝાર પાઉન્ડનો ચેક તમારાં ગજવામાં તૈયાર રાખજો, જોકે કાલ સુધી તેની મને કાંઇ ઉતાવળ નથી. સાહેબજી ! કાકા, આપણે રાત્રે મળીશું.”

રાત્રે નવ વાગતે સર ચાર્લસ પોતાની સુંદર ફેટીન ગાડીમાંથી ગારડનની બહારની રેલીંગ આગળ ઉતર્યો અને જ્યારે તેમની ગાડી બીજી ગાડીઓની હરોળમાં ઉભી રહેવા બાજુમાં ચાલતી થઇ, ત્યારે સર ચાર્લસ પોતાની ટોપી છેક નીચે સુધી ઉતારી ઓવરકોટનો કૉલર ઉંચે ચઢાવી બાગમાં દાખલ થયો. નક્કી કરેલી-જગ્યાએ જઇ પુગી તેણે ગુપચુપ બેઠક લીધી. તે આખો બાગ ઝાડેઝાડે લટકતી વિજળીક બત્તિઓથી ઝળકી રહ્યો હતો. ઠેકઠેકાણે બેન્ડ પોતાના સુસ્વરોથી હવા સુરીલી બનાવતું હતું, અને સુંદર પોષાકોમાં સજ થયલી બા-નુઓ ડાન્સની મજાહ ભોગવતી હતી. જ્યાં નજર ફરે ત્યાં આદમી જાતનાં સુખનાં સાધનો પુરાં પાડવાની ગોઠવણો દેખાતી પણ હવી.તેમ-

જાહમાં ભાગ લેવા વગર સર ચાર્લ્સ ગુપચુપ પોતાની બેઠક ઉપર બેસી રહ્યો.

પૈસાવાળાનું ચલણ જ્યાં જુવો ત્યાં વધારેજ હોય છે, તેમ ત્યાં ઉભાઇ ગએલા મોટાઓનો દમામ જોવા જોગ હતો. જો કે ગરીબ અને મધ્યમ વર્ગનાઓ પણ ત્યાં ઘણાં હતાં પણ તેઓ પોતાનાં ગજવાં પ્રમાણે વર્તતાં હતાં.

આવી તે ધમાલ વખતે બે શખ્સો દમામથી છાતી કાઢી ત્યાંનાં ટોળાં વચ્ચે આવી ચઢ્યા. પેહેલો ચાલનાર ભપકાદાર પોષાકમાં સજ્જ થયલો, બેડેલાં ડાચાનો, ગરૂરી ભર્યો લોર્ડ બેરીમોર હતો અને તેની લગોલગ પાસેથી ચાલતો ધર્મગુરૂના ઢોંગી વેષમાં પેલો ફલફાગર પોતાના બુલડોગ જેવાં માતેલાં અંગ સાથે પોતાના બદીથી ભરપુર શેઠની મુરતાફી ઉપર ડોક ઉઠાવી ચાલતો હતો. ગરીબ આસામીઓ આ બન્ને જણને જાણે ત્યાંની ધરતીના માલેક પોતેજ હોય તે મીસાલે દમામથી ચાલી આવતાં જોઇ બાપડાં ડાંયબાંય થઇ ગયાં. લોર્ડ બેરીમોરે તેવામાં પોતાની નજદીકથી ઝડપમાં ખસી જતી એક ગામડીયન છોડીને જોઇ તેણીનો ગાલ પસવારતાં ઠઠ્ઠાથી કહ્યું "કેમ ન્હાસે છે મારી બીલાડી ?" તે છોડીની સાથે ચાલતા તેણીના ભાઇએ ગુસ્સાથી ઉકળતે ચેહરે તે પૈસાથી ફાટી ગએલા ઉમરાવ તરફ જોયું ! પણ ઝટ પેલો ગોધા જેવો મસતાન ફલફાગર આવીને તે જવાન્યાની સામે ઉભો કે તે બીજા દૈત્ય જેવાને જોઇ તે ગરીબ જવાન ગુપચુપ પોતાની બેહેનનો હાથ ધરી ત્યાંથી વધુ કાંઇબી ત્રણ પાંચ કર્યા વગર ચાલ્યો ગયો. તે બન્ને બદકારો આ જોઇ કુતેહલથી હસ્યા. હવે તેઓ પેલાં પુતળાં આગળ આવી પુગ્યા. ને જગ્યા ઘણીજ સુંદર રીતે આરાસ્તે કરેલી હતી અને ત્યાં ઘણા ખરા અમીર ઉમરાવો પોતાની બાનુઓ સાથે બીરાજમાન થયલા હતા. સર ચાર્લ્સે જોયું કે જોવા તે બે શખસો. શેઠ અને નોકર તે તરફ આવી પુગ્યા કે એક બાંક ઉપર બેઠેલી અઢાર ઉમરની અને લટકતા ઝુલફાંની સ્ત્રીએ ઉઠીને લોર્ડ બેરીમોરની આગળ ધસી ગઇ અને સર્વે કોઇ સાંભળી શકે તેવા મોટા સાહદે પુકારી,

'ઓ મારા લોર્ડ ! જરૂર એને પરણી જાવો ! ખોદા ખાતર તમારૂ વચન પાળો ! મારી ગરીબ એમીલ્યાની સાથે અહરાઇને હવે તમે ફરી ના જાવો ! નહી તો એનું કોમળ જીગર તુટી જશે !"

લોર્ડ બેરીમોર ડંગ થઇને ઉભો રહી ગયો. આસેપાસે લોકો એટલામાંજ જમા થવા મંડી ગયું અને વળી તેઓ વચ્ચે હસાહસખી ચાલુ થઇ. બેરીમોરે આગળ ચાલી જવાનું કર્યું પણ તે ઓરતે પોતાના બન્ને હાથોની હથેલી તેની છાતી ઉપર મુકી તેને આગળ ચાલતો અટકાવી રાખ્યો.

'ઓ ! બચ્ચીત, બચ્ચીત, તમે એટલું પુનનું કામ કરશો. બીચારી એમીલ્યા રાત દહાડો તમારૂંજ નામ જપ્યા કરે છે. ગમે તો આય તમારા નેક ધર્મગુરૂની સલાહ લવો" પેલી ઓરતે ડચકાં ખેંચતાં બોલવા માંડ્યું. "તમારૂં વચન તો યાદ કરો" અને તે ઓરતે એક જવાન નાજુક કદની છોકરીને હાથથી પકડી લોર્ડ બેરીમોર નજદીક લઇ આવી. ને છોડી આંખે રૂમાલ દાબી ડચકાં ખેંચતી હતી. તે હવે બેરીમોરને જોઇ તેનાં ગળાં આસપાસ હાથ વિંટાળી કોટી કરી પડી. "ઓ મારા હેનરી ! મારા હેનરી !" તેણી મજબુત વિંટલાઇ રહી ધસાધસ રડી પડી.

"જહાન્નમમાં જાવ યુ રાસ્કલ્સ ! એ તમો બન્ને વંત્રીઓ છો કે.ણ ?" લોર્ડ બેરીમોરે હવે મીજાજ ખોઇ દઇને કહ્યું. પણ જેમ જેમ

તેણે પેલી જવાન નારને પોતાને ગળેથી છુટી કરવા માગી તેમ તેમ તેણી અજબ ચીવટાઇથી તે છંછેડેલા ઉમરાવની પાતળી ગરદનને મજબુતીથી પકડી રહી.

" ઓ ? મારા લોર્ડ, એતો મારી ભત્રીજી એમીલ્યા છે. હું એની માસી માય થાઉં મને શું તમે ભુલી ગયા, પણ એમીલ્યા તમારાં આંખોની રોશની, તમારી વચને બંધાયલી મોહરદાર ! ઓહ, લીઇચફીલ્ડનું હમારૂં સુખવાસી મકાન જ્યાં તમે કેટલા સુખી દહાડા પસાર કીધા હતા તે બધું યાદ કરો.–"

" લીન્ચફીલ્ડમાં મેં મારા બાપ જનમમાં પગ મુક્યો નથી, અને એમીલ્યા કે તેની માસીને હું બીલકુલ ઓળખતો નથી–" લોર્ડ ગુસ્સામાં બોલવા ગયો તેટલાંમાં પેલી ન્હાની જવાન નાર મોટે ઘાંટે રડતી પુકારી ઉઠી–" ઓ હેનરી એમ ના બોલ. હું તારી મીઠી એમી છું. જેને તું પરણીને તારા બેરીમોર હૉલની લેડી કરવાનો છે. એતો આપરાં માસીમાય છે ! હેનરી ખચીત તું તારાં વચને બેવચની તો થવા નહીંજ માંગતો હોય "

" હા, મારી લાડકી, એ સંગદીલ ઉમરાવનું હૈયું તુંજ પીગળાવી શકશે અને એની ફરજ તુંજ શીખાડી શકશે !" પેલાં માસીમાયે ભાનજીને કહ્યું. જે સાંભળી ભાનજી બાઇએ ભુઉઉઉ ભુઉઉઉ કરતાં લોર્ડનાં ખભાં ઉપર માથું નાખી દીધું.

" હુપર, હુપર કાં ગયો ? " બેરીમોરે ધાંટો તાણી પોતાના સાથીને બોલાવ્યો. પેલો કલઇગર નજદીક દોડી આવતો હતો તેટલાંમાં માસીમાયના ડ્રેસની તેને આંટી લાગી એટલે પડતો બચવા તેને પેલી બાઇને પકડી લીધી. એમીલ્યાની માસીએ તરતજ ત્યાં રમખાણ મચાવી મુકયું.

" જુવો બહેરથો, આય આદમી એક બાનું તરફ કેવી રીતે વર્તે છે. અરે ધર્મગુરૂ થઇને આવી બેઅદબી ! તુને તો તમાચે તમાચે ખોખરો કરી નાખવો જોઇએ. " એમ બોલતાં જંઘા માસીજીએ જે સડાસડ ને તડાતડ તમાચા પેલા ભુલવંગ્યા ગુલામના ગાલ ઉપર લગાવી કાડયા કે આ એક ઓરતના હાથમાં આટલું બધું જોરજોઇ પેલો કલઇગર દબાઇ ગયો. આ વખત સુધીમાં તો ટોળું વધતુંજ ગયું અને બેરીમોરની હીણપસ્તીથી તે ફાટી ગયલા ઉમરાવને જોય ભારી પડી ગઇ; પણ પેલા કલઇગરનો હવે પુરપુરો પીતો ઉછળ્યો. ઓરત હોય કે કોઇપણ હોય તેને હવે પેલી માસીને પોતાની મુક્કા બાજીનો સ્વાદ ચખાડવા ધાર્યો. પણ તેની આખી જીંદગીમાં તેને કદીબી આવી એક અસાધારણ ઓરત જોઇ હતી નહીં. એમીલ્યાની માસી તો બડી તાલીમબાજ નીકળી. પેલાના ફટકા અચુક ઉડાવી દઇ તે ગપોગપ મજબુત મુકીઓ પેલાના માંસથી લચપચ થતાં પાંસળાંમાં પેહેરાવતી ગઇ અને તેના જાડાં બદન ચોપાસ નાચતી ગઇ, " ઓ ! એ અદબ, બદમાશ, કોરગા તું એક બાઇ માણસ ઉપર હાથ ઉગામતાં શરમાતો નથી ? અરે કોઇએ આવો હેવાન જોયો છ કે " એમ બોલતી ગઇ અને ગરમાગરમ મુકીઓ પહેરાવતી રહી. લોકોને મનસે આ ખરેખર રમુજ હતી, તેમાં બડેખાંઓએ હવે સામેલ થવા માંડયું અને બેરીમોરનું પોતાના માલે તુઆર મિત્રો માંહેલા કોઇકોને ત્યાં જેઇને મોત થઇ ગયું. હવે કેટલો વખતસુધી દરેક કલબોમાં અને ડ્રોઇંગ રૂમોમાં એમીલ્યા અને તેની માસીની વાતો સાથ બેરીમોરનું નામ જોડાઇને મશ્કરી થશે, તેના વિચારે તે મગરૂર ઉમરાવને બરડે પાણી ઉતર્યું. ક્રમે કરીને એમીલ્યા હજુર તેની ગરદનેથી છુટતી નહતી. તેટલાંમાં માસીજી પોતાની મુકકાબાજીમાં

ઝડપ કરવા જતાં પોતાના ડ્રેસની આંટી લાગવાથી નીચે તુટી પડયાં. લોકોએ ધાર્યું કે બીચારી સ્ત્રીજાત પડી ગઇ એટલે લાગ્યું બહુ હોવું જોઇએ, અને તેવાજ કાંઇ વિચારોમાં પેલો કલઇગર હુપર ત્યાંથી ન્હાસવાની તજવીજમાં હતો, તેટલાંમાં લોકોએ પોતાનીલાકડીઓ આડી કરી તેને રોકી રાખ્યો અને ઘણા વખતનું લોકોને આ હેવાન તરફ વેર હતું એટલે હમણા વ્યાજ સીકકે તે ફેરવવાનો ચાન્સ મળવાથી સર્વેએ ચોબાજુથી તેની ચાકરી કરવા માંડી. જ્યારે એરીમોર અને તેનો સાથી અને લોકના હાથમાંથી છુટીને પોતાની ગાડી તરફ જઇ લાગ્યા ત્યારે બન્નેનો દેખાવ તેઓ જ્યારે દાખલ થયા ત્યારે જે ગુસ્તાખી ભર્યો હતો તેના કરતાં જુદોજ લાગતો હતો.

અને જ્યારે હસતાં હમનાં ઉથલાઈ ગયલે કલેજે સર ચાર્લ્સ પોતાની એકક ઉપરથી ઉઠી પોતાની ગાડી તરફ વળ્યો. ત્યારે તેને બે આકારોને ગાડીમાં દબાઇને બેઠેલા જોયા. તે એકકે તડાકે પામી ગયો કે તેઓ કોણ હતા ! માસીમાય પોતાનાં ભાનજીની સાથે ત્યાં ખીસજ્યાં હતાં અને બન્ને મોંઢે ડુચો મારી ખુબ ગેલમાં હસતાં હતાં.

"લુચ્ચા પોર્યાઓ !" સર ચાર્લ્સે હસવું અટકાવતાં કહ્યું. પેલા બન્ને સ્ત્રીના વેષમાં બેઠેલા આકારો હસી પડયા માસીમાય થયલા રેજીનલ્ડે પોતાના કાકાને કહ્યું, કાકાજી તમારી સાથે મારા મીત્ર જેક જારવીસને ઇન્ટ્રોડયુસ કરવા દેવ. કેમ ! એમીલ્યા દાખલ એણે કેવી બજાવી અને મકુંજે માસીમાય દાખલ પેલા ખવીસને કુંદીપાક જમાડતાં કાંઇ ઓછી કસરત મને નથી મળી અને તેથી મકુંજે જબરી ભુખ લાગીછ પણ તેમ કાકાજીને તમે કયે વખતે ઉઠશો વારૂ ? હું સવારના એક હઝાર પાઉન્ડનો ચેક લેવા તે વખતે તમારા રૂમમાં હાજર થઇશ."

એરીમોરની પડતીથી સર ચાર્લ્સે એક હઝાર પાઉન્ડ પોતાના નાટકી ભત્રીજા રેજીનલ્ડને કાઢી આપ્યા એમ કહેવાની કશી જરૂર નથી.

---

"કેમ બ્હેન, આજે તમારા મીસ્તર મારાં ભાષણમાંથી અધવચ્ચે ઉઠી ગયા ? તબ્યત તો ઠીક છે ને ?"

"હાજી. એવનને ઉંઘમાં ચાલવાની ટેવ છે તે તેમ કીધું હોસેજી. એમ તો મને સૌ અવાચી આવીતી !"

બાપણુ કેવું હશે !

× × × ×

નાનો કલી હજી બાળપોથી શીખતો હતો. એક દહાડો પાઠ વાંચતાં તે બાપ પાસે દોડયો.

"પપા—પપા—વીછણુ તે શું ?"

"ચુપ—ચુપ, દીકરા-ફરીથી ના બોલતો હં ! તારી માય સાંભળશે તો તારો ગુણ રોટલો કરશે !"

માયજી બહુજ ભલાં હશે !

× × × ×

જમશેદજીબા પીસ્તાલીસ વરસ સુધી કુંવારા રહ્યાને પછી પચીસ વરસનાં મીસીબાબા ઉપાડી લાવ્યા ને દાંતમાં ખાસડું પકડ્યું.

"તમે આગળની માફક મારી સાથે વાત નહિ કરતા, ડીઅર' મીસીસ આંખ ચોળતાં બોલ્યાં–'શું હવે હું તમને અકારી થઇછ ?

'શું કરવા ?' સવાલ થયો. 'વળી તું રડી કે ? એ શું ચેડાં ? બાપા, હું તને મારી જીંદગી કરતાં પણ વધારે ચાહુ છું. હવે ખુશ થઇ ? ચાલ, મુંગી ગગરી મર ને મને ન્યુસ

# જમશેદી નવરોઝ.

## યાને
## નવું વર્ષ.

( ગુલશન માટે )

લખનારઃ—મીસ બપઈ અરદેશર દારૂખાનાવાળા.

નવરોઝ યાને નવું વર્ષ કે જેણે આપણાંમાંનો મોટો ભાગ ભૂલ ભરી રીતે પતેતી તરીકે ઓળખે છે તે-ફરવરદીન મહીનાનો હોરમજદ રોજ-સૂર્યની ચાલ પ્રમાણેની ખરી ગણત્રી મુજબ ૨૧ મી માર્ચ અથવા આજનો આ જમશેદી નવરોઝજ ગણવો જોઇએ.

સર્વથી પહેલાં તો આપણે આપણાં નવાં વર્ષને પતેતી તરીકે ઓળખ્યે છીએ તેજ ઘણું ભૂલ ભર્યું છે. પતેતી એટલે તો થયલા ગુનાહોની પતેત યાને પસ્તાવો કરવાનો દહાડો અને તે દિવસ તો વર્ષનો સૌથી છેલ્લોજ છે કે જે વહીશતોઇશ્ત ગાથા છે, જેને ઉલટી રીતે નવરોઝ કહેવામાં આવે છે, તેજ ગણાવો જોઇએ. જે દિવસે વર્ષ દહાડાના અરસામાં આપણાથી જે ભૂલ, ચૂકો અને ગુનાહો થયા હોય તે માટે પતેત યાને પસ્તાવો કરી નવા શરૂ થતા વર્ષથી તેવી ભૂલોથી બાઝ આવવા માટે કસદ કરવાનો છે.

હવે બીજી જે સર્વથી મોટી અને સુધારવાને ખાસ અગત્યની ભૂલ તે ૩૬૫ દિવસે યાને ખોટી ગણત્રીથી ગણાતાં આપણાં વર્ષની છે. સૂર્યની ચાલ પ્રમાણે ગણતાં ૩૬૫૲ દહાડેજ વર્ષ ગણાવું જોઇએ. અને તે મુજબ દરેક કોમો ગણતી આવી છે. જ્યારે સુધરેલીમાં ખપતી આપણી કોમ પોતાની એ અતિ મોટી ભૂલ જાણવા છતાં તે ચલાવવાની બેદરકારી બતાવતી આવી છે તે ખરેજ ખેદકારક છે.

હાલમાં જેમ યુરોપીઅનો ૫૲ દહાડાની કસર ઉમેરવા માટે દર ચાર વરસે એક લીપયિયર ગણે છે યાને દર ચાર સાલે એક દહાડો ઉમેરે છે તેમ આપણા કદીમ ઇરાની જમાનામાં દર ૧૨૦) વર્ષે એક મહીનો યાને ૩૦ દહાડાનો ઉમેરો કરતાં જેને કબીસો કહેતા તે ઇરાનથી નાહસભાગ કરી, હિંદુસ્તાન આવવાની ગડબડમાં કરવાને ચુકી ગયા તે હજી સુધી તેજ ભૂલ ચાલુ છે. કેટલાકો કહે છે કે તેઓ દર ૧૨૦) વર્ષે ૩૦ દિવસ ઉમેરવાનો કબીસો ન કરતાં યુરોપીઅનોની માફક દર ચાર વર્ષેજ ગાથા પછી એક દિવસનો ઉમેરો કરતા, જે વખતે તેઓ એક મોટું જશન કરતા, જે અવરદાદ સાલગાહથી ઓળખાતું, જેનો અર્ધ વરસનો એક બીજો વધારે મુકરર કીધેલો ગાથા એમ થાય છે. હાલબી આપણામાં અવરદાદ સાલગાહનું જશન થાય છે, પણ તે કાંઇક ગફલતીથી દર ચાર વર્ષને બદલે દર વર્ષે અસફનદાર મહીનાના ખોરદાદ રોજે થાય છે. કોઇબી રીતે હોય પણ તેઓ ૩૬૫૲ દહાડાનુંજ વર્ષ ગણતા હતા, એ તો પુરવાર થયલી બીના છે; અને ત્યારે આપણું નવું વર્ષ કદીમ જમાનામા જમશેદી નવરોઝના દિવસે ને માર્ચમાં પડતું તે હવે આ ભૂલથી છેક સપટેંબરમાં પડે છે. અને તે કારણે આપણાં જશનો અને બીજા દરેક તહેવારો તેના અસલ ને ખરા વખતથી કેટલા બધા વેગળા જાય છે! દાખલા તરીકે મેદયોશાહેમ ગાહમ્બાર અથવા ગરમીનું જશન તે છેક ડીસેમ્બર મહીનાની કડકડતી ઠંડીમાં પડે છે; તેમજ એજ ગાહમ્બારની મુદતમાં પડતું નામીચું તીરંગાનનું યાને વરસાદ વર્શાવવાની બંદગી માટેનું જશનબી તેટલુંજ કવખતનું થઇ પડે છે. અને ત્યારે આપણી પવિત્ર ક્રિયાઓ આ રીતે પોતાની અસલ ઉમદા નેમથી ઉલટાઇજ જાય, તેની સંપુર્ણ અસર કેવી રીતે થાય તે તો વાંચનારાઓએજ વિચારી લેવાનું છે। પણ હાં હું લખવાની જરૂર જોવું છું કે એ બહાનું દેખડાવી જશનો અને ક્રિયા કામોમાં સામીલગીરી ન આપવાનો વિચાર કરણે

ખોટા છે, કેમ જે તેવી બેદરકારી બતાવ્યાથી તો ધાર્મિક એતેકાદનો સમૂળગો નાશ થાય, અને આપણા ધર્મની પડતી પછી જે થોડું ઘણુંબી જળવાઇ રહ્યું છે, તેનો છેડો આવી જાય અને તેમ થવાથી તો એ ભૂલ ભવિષ્યમાં સુધરવાની કદી આશાબી ન રહે ! વળી એ ઉપરાંત કવખતનીબી પણ ખરાં યકીનથી ક્રીયેલી બંદગીની શુભ અસર વધતા કે ઓછા પ્રમાણમાં થયા વગર તો રહેતીજ નથી.

ઘણીકવાર એ બાબતે તકરાર અને મુજાહેમતો જગાડી છે પણ તે દરેક વખતે પારસી ખવાસ પ્રમાણે પહેલાં ઉલટ જગાડી પછી પાછી સુસ્ત પડી છે. એ માટે આપણા તમામ અથોરનાન ને બેહેદીન વર્ગે એકમત થવું જોઇએ. અલબત્ત એ ભુલ સુધારવા જતાં ઘણા ગુચવાડા ઉભા થવાના સંભવો છે; તો પણ પોતાના પવિત્ર ધર્મની ઉત્તમ ક્રિયા કામોની ભુલદ અસરો જાળવી રાખવા માટે પારસી જેવી સુધરેલી અને સહાસીકમા ખપતી કોમ એટલાથીજ ડરી જાય એ ખરેજ ખેદકારક છે.

હવે આપણે જમશેદી નવરોઝનેજ આપણું નવું વર્ષ માની લઇ એ તહેવારની ખુબીઓ વિષે વિચાર કર્યે.

સૂર્યને માટે આખાં વરસમાં ૧૨ રાશી યાને ૧૨ વિભાગમાં ફરવાનું નિર્માણ થયલું છે. તે બારે વિભાગોમાં ફરી, છેલ્લો મીન રાસીમાંથી નીકળી વળી પાછો મેષ રાસીમાં દાખલ થાય છે, તે શુભ દિવસનેજ જમશેદી નવરોઝ કહે છે, જે કુલ જહાનનો વર્ષ ગાંઠનો દિવસ છે હવે એ દિવસ કદીમ જમાનાથીજ અતિ ઘણો મોતેબર અને ઉત્તમ આ માટે ગણાયો છે કુલ જગતની હસ્તીનો આધાર સૂર્યના ઉગવા પરજ છે. એના પ્રકાશથીજ તમામ ગલીચાઓ નાશકારક જીવજંતુઓ અને 'બુરાઇને ઉત્તેજન આપતો અંધકાર નાબુદ થાય છે; તેમજ એની ગરમી ઝાડપાન ભાજીપાલા અને પ્રાણી વર્ગને કૌવત તેમજ જીવનશક્તિ પુરી પાડે છે. અને કુલ જગતને નિભાવતી ને આબાદ રાખતી આવી પ્રતાપી શક્તિનો તહેવાર અતિ ઘણો મુબારક ખુલ દને મોતેબર ગણવોજ જોઇએ.

વળી ઇરાન જેવા શરદ ઠંડા મુલકમાં શીયાળાની રતુ અતિ ઘણી સુસ્ત અને કંટાળા ભરેલી પસાર થાય છે, તે એ દિવસથી વસંત રતુ બેસી તેમજ એક જાતની ગરમી આપનારી અતિ ખુશનુમા હવા કે જે આપણામાં રપીથવનને નામે જાણીતી થયલી છે, અને જે માટેની ખુશાલીનું જશન રૂસ્વહીન મહીનાના અરદીબેહસ્ત રોઝે કરવામા આવે છે-તે કુંકાઇ કુલ કુદરતમાં તદનજ નવો ફેરફાર કરે છે અને તે દિવસથીજ જગતની દરેક પેદાયસો ને તરોતાજગી, સુંદરતા અને આબાદાની મળે છે, તેથી એ દહાડો અસલથી તે હમણા સુધી ઇરાનમાં બમણો યાદગાર ને ખુશાલ ગણાતો આવ્યો છે.

તવારીખ પરથી એવું દીસે છે કે એ આફતાબી સાલના દિવસને એક મોટા તહેવાર તરીકે પાળવાનું જગ મહુશર જમશેદ પાદશાહેજ શરૂ કીધું હતું, તેથીજ એને જમશેદી નવરોઝ નામ આપવામાં આવ્યું છે. આ નવરોઝ કદીમ જમાનામાં નવરોઝે આમ થી બી ઓળખાતો હતો, જેની મતલબ આ છે કે રાજા કે રંક, ગરીબ કે તવંગર દરેકે સાથે મળી ખુદાની યાદમાં અને ખુશી ખુરરમીમા ગુજારતા હતા.

એવું કહેવાય છે કે આપણા પુરાતન ઇરાની પાદશાહોએ નવરોઝના નામને અનુસરતી રીતેજ પોતાની તમામ રૈયતની સાથે ખુદાની બંદગીમાં મશગુલ થવા પછી પોતાના ઉચ્ચ દરજ્જા કે સ્થિતીની દરકાર રાખ્યા વગર ગરીબમા ગરીબ માણસ સાથ ભેળાઇ સામટા મળી ખુશી ખુશાલીમાં દિવસ પસાર કરતા અને હાલ જો કે ઇરાનમા મોહમેદન અમલ જાય છે તોપણ એ અવસરને હજીબી ઘણો મોતેબર ગણી તેની ધામધુમો પહેલાંની માફકજ ત્યાં લગભગ એક અઠવાડયાં સુધી જારી રહે છે.

આપણે જમશેદી નવરોઝનેજ આપણું નવું વર્ષ માની લીધું છે તો તે કેવી રીતે ગુજારવું તે માટેનો વિચાર કર્યે ! સર્વથી પહેલાં તો તે દાદારે આપણી જીંદગીમાં એક સાલનો વધારો કીધો છે તે માટે તેનો આભાર માનવાની બંદગીમાં રોકાવાનું છે. ત્યાર પછી ગયા સાલોમાં જે જે ભૂલ ચુકો થઇ હોય તેથી નવા શરૂ થતા વરસથી બાઝ રહેવાનો મક્કમ ઠરાવ કરી સદ્ગુણોમાં હર દિવસ વધારો કરવા માટે ખુદાની મદદ માગવી જોઇએ ! તેમજ ભલા વિચારો કરી દરેકને માટે સારી મુરાદો અને રૂડી દુવાઓ ચાહવી જોઇએ !

આટલું લખી હવે હું દુવા ગુજારીશ કે આપણા માનવંત ધર્મ ગુરૂઓ, અને તેવાજ વિદ્વાન બીજા ધર્મ અભ્યાસીઓ ખરી ગણત્રીથી વર્ષ ગણવાના અતિ અગત્યના સવાલ પર પહેલું ધ્યાન પોંહચાડશે અને કોમને એક અતિ ગંભીર ભૂલમાથી હજીબી બચાવવાનું મોટું પુન્ય હાંસલ કરશે !

# આખેર ધૂળની ધૂળ.

( જર્મન પ્રપંચની એક કહાણી )

ગુલશન માટે ખાસ.

## લખનાર—મીસીસ રૂપાંબાઇ સોરાબજી સ્બાડી.

"ખુદાનખાસ્તે કંઇ અસાધારણ કામ નહિ બન્યું–" વિલહેલ્મ બોલ્યો–"જો તેવું કંઇ નહિ બન્યું–તો આપનું શું થશે તે હું કહી શકતો નથી."

"પણ એમ કાં, વ્હાલા ?" ઇનીડ ફીકીરમંદ ચેહેરે તેના તરફ જોતાં બોલી–"શું થયું છ ? તમે કાંઇ ગલફત કે ગુનાહ કે કંઇ એવું કામ નથી કીધું ને ?"

"એમ કહે કે મેં કંઇ મારે લાયકનું–કે કંઇ જરૂરી કામ કર્યું નથી." વિલહેલ્મ ઉદાસ ચહેરે બબડયો. તેનો અફસોસ કરતો દિલગીર દેખાવ ઇનીડને સમજાય નહિ એવો હતો. તે સોહામણો જર્મન લેફટેનન્ટ, ઘેરા લીલા લશ્કરી લેબાસમાં સજ્જ થયેલો હતો. તેનો દેખાવ તેનો લેબાસ, તેની ચકચકતી તરવાર તેનાં પેલીસ બુટ તેમજ 'યુનિફોર્મ' ઉપરનાં ચકચકતાં બટન–ઇ. સર્વ કંઇ આબાદી અને ચઢતી પદ્વીનો ભાસ આપતાં હતાં. તે અંગે ઉંચો પતલો, ભુરૂ આંખોવાળો સોહામણો જવાન્યો આસરે ત્રીસેક વર્ષનો હતો. ઇનીડ જોકે તેની ફિકર જોઇ પોતે પણ ફિકરમાં પડી હતી તોપણ તેને એકની એકજ વાત પાછીને પાછી બોલતાં સાંભળી, લગાર વિસ્મય થઇ હતી. "મેં જરૂરી કરવાનું કંઇ નથી કીધું–કંઇજ નહિ–એતો ખરૂં !"

"ડીઅર, એ તું શું બોલેછ !" તેણી કાળજીથી પુછવા લાગી.

"હા, ખરૂંજ કહુંછું. હું નકામો છું, હું મુર્ખ બેવકુફ છું. મને જે ફરમાસ કરવામાં આવેછ તે બરોબર મને સમજ પડતી નથી. કોણ જાણે એનું શું કારણ અને વળી જે કંઇ કરૂંછ તે મુર્ખાઇ ભર્યું કરૂંછ. તેથીજ હું અભાગ્યો રહી ગયોછું, અને તેથીજ હું લાયક નહિ ગણાઇ પડી રહ્યો. એમ સમજ કે હું આ ચાર માસમાં ઉંચી પદ્વીએ નહિ ચઢયો તો મેં તને આગળ જણાવ્યું હતું તેમ જે અમલદાર ત્રીસ વર્ષની ભરતીમાં આવે ત્યાં લગી લેફટેનેન્ટનીજ પદ્વીમાં રહે તો–પણ હાલ ઉમ્મરની વાત નથી–વાત એટલીજ છે કે, જો આવતી અઢારમી નવેંબરે મને જો કેપટનની પદ્વી નહિ મળી તો સદા એજ જગ્યા ઉપર સબડયા કરવાનું થશે. તેમ થયું તો મારૂં આવીજ બન્યું એમ માનવું."

થોડો વખત લગી તે છોડી કંઇ બોલી નહિ. પોતાના પ્યારા અદરાવલાના અફસોસ અને દુઃખે તેણીનું જીગર જખ્મી થયું. પોતાનાં વહાલાનો દુઃખી ચેહેરો જોતાં ઇનીડની છાતી ભરાઇ આવી હતી, અને રડમસ થઇ ગઇ પણ તેણે જોયું કે આ વખત હિમ્મત રાખી રહેવાનો વખત હતો, અને લગનની વર્ક હાય કરવા પોતાના પ્રિયને સલાહ કે ધીરજ આપવાનો વખત હતો.

"તમોને એ લોક ઉંચી પદ્વી નહિ આપવાના ?" તેણે ધીરજથી પુછયું.

"નહિ; અલબત્ત નહિ જ તો......" વિલહેલ્મ વૅાન ટૅાલને તુરત જણાવ્યું. તે લેફટેનન્ટ જો કે જર્મન હતો પણ ઇગ્લીશ સાફ બોલી જાણતો હતો, પણ આવા દુઃખ ને અફસોસમાં તેને યોગ્ય શબ્દ જડતા ન હતા. "સિવાય કે કંઇ અસાધારણ કામ... કંઇ એ ખાતાંને લાયકનું કંઇ મહાન કામ કરૂં તો પદ્વીએ ચઢું, નહિ તો કંઇ નહિ." એમ બોલતાં તે બાડે ડોળે તેણીને જોવા લાગ્યો; પણ તેણીનો કશો જવાબ ન મળતાં તે બોલ્યો–"હું એ જાસુસી ખાતામાં નકામા જેવો છું. જો કંઇ બાતમી........ કંઇ અગતની......" એ વેળા તેઓ બન્નેની નજર

એક થતા ઇનીડને એવુ જ કઇ લાગ્યુ કે તેણીનો એ વહાલો તેને કઇ કહેવા ઇચ્છે છે પણ ખુલ્લુ બોલી શક્તો નથી

"પણ મારી પાસે થોડીક પુજી છે, તે તમે જાણો છો વહાલા, કદાચ તમોને લશ્કરી નોકરી છોડવીજ પડે તો તમો કઇને કાઇ કમાશો અને આપણ પરણીશુ "

"શુ લશ્કરી નોકરી છોડુ !" વૉનટૉલન બ રાડી ઉઠયો " "ના કદી નહિ–હુ છોડી શકુ નહિ ! હુ કદીએ છોડનાર નહિ ! એ નોકરી છોડવા પછી હુ શુ કામમા આપવાનો છુ–અમેરિકા જઇને વૅટર ની નોકરી કરૂ એવુ તુ ઇચ્છેછ શુ ? ને તેવુ જ મારે કઇ કરવુ પડશે ? હુ ધારૂ છ–સિવાય કે તુ— પણ બોલવામા ફાયદો શો ? " તે ગગળતે અવાજે બોલ્યો

"એ તમે શુ બોલ્યા વિલહેલ્મ ? સિવાય કે હુ શુ કરૂ ?" "અરે કઇ નહિ " તે બબડયો

તે બાપડીને ઘણી લાગણી થતી હતી પોતાને સમજ નહિ પડી તેનો બળાપો કરવા લાગી કા કે પોતાના વ્હાલાને મદદ કરી તેનો બળાપો દુર કરવા તે ઘણું ઇચ્છતી હતી. એ પછી બન્ને કેટલોક વાર મુગા બેઠા, પછી વિલહેલ્મ ઉઠી ઉભો થયો

"ચાલો, ઇનીડ–મારે છ વાગે મારી ડયુટી ઉપર હાજર રહેવાનું છે " બાગ આગળથી છુટા પડતા પાછુ ઇનીડનુ મન આશાથી ચિતાતુર બન્યુ, કા કે વિલહેલ્મે એકાદ પળ, જાણે કઇ કહેવા જતો હોય તેમ ઇનીડનો હાથ પકડી રાખ્યો, પછી મન ફેરવી નાખ્યુ અને જતાવખતે સલામ કરી જાણે કઇ આફત થી ન્હાસી જતો હોય તેમ ચાલી ગયો આખી સાજ ઇનીડનુ મન ઘેરાયલુ ને ઘેરાયલુ રહ્યુ "કાઇ પણ છે ખરૂ–પણ શું ? કાઇ પણ એની નોકરી–કે જીદગીના સવાલને લગતુ છે–પણ શું ?" તેણીએ સઘળા સજોગો ધ્યાનમા લીધા ને શું હશે તે જાણવાની ફોકટ તજ વીજ કરી, પણ પરિણામમા મોટુ મીડુ આવ્યું, અને થાકીને તેણે જર્મનીના પાયતખ્ત બર્લીનમા આવેલા બ્રિટિશ એલચી ખાતામાના પોતાના ઓરડામા બીછાને ગઇ

પણ ઉંઘ તેણીને આવી નહિ તે મનસે બબડી–"આજે હું એક જર્મન અમલદારની અદ-રાયલી સ્રી છુ, જેની પાસે કશી દોલત નથી પણ ચાલુ આવક છે હવે એની ઉમ્મર ભરાઇ જવાને લીધે એને ચાકરી ઉપરથી ખસેડવામા આવનાર છે લશ્કરની ચાકરી છોડી દેવી પડવાની–અને તેથી એનુ જીગર તુટી જવાનુ એ મને ખરા જીગરથી ચાહે છે મને અજબ લાગેછ કે—" હા ઇનીડ મનસે વમાસ ણમા પડી કે, વિલહેલ્મને તેના પોતાના કરતા લશ્કરી નોકરી વધુ વહાલી છે કે શું ? પણ પાછી એ વ્હેમ માટે પોતાના મનને ઠપકો દેવા લાગી વિલહેલ્મને તે અતિ વહાલી હતી, તે વાત તેના હાથને હાથ લાગ તાજ જણાઇ આવતુ હતુ, તો આ તેનો વ્હેમ ખોટો હતો

ઇનીડને લાગ્યુ કે આજે તે પોતે તેના કરતા બદતર હાલતમા હતે પણ સારૂ છે કે વરસ દહાડે તેની પોતાની થોડી ચાલુ પુજી છે તે મળ્યા કરશે તે પર જર્મનીમા ગરીબાઇથી જીદગી ગુજારી શકશે એટલોએ આધાર ન હતે તો આજે તેમની કેવી હાલત હતે ! એલચીખાતામાની 'ગવરનેસ તરીકેની તેની ચાકરી નામનીજ હતી, ફક્ત જર્મન ભાષા તે શીખે કરી રહી હતી, કા કે લેડી ડારકીન જેને ત્યા તે રહેતી હતી તેની તેણી પિત્રાઇ બ્હેન હતી

બીજે દિને સહવારે બિછાણેથી ઉઠતાજ વૉન ટૉલનનુ કાગળ મળ્યુ, જેમા ગઇ કાલનીજ વખતે અને તેજ જગ્યાએ તેને મળી જવાનો આગ્રહ થયો હતો ફિકરમદ થઇને તેણી ગઇ, અને એક રાતના ઉજાગરાએ વિલહેલ્મનો ચહેરો કેવો લેવાઇ–સુકાઇ ગયો તે જોતા તેની ચિતા ઉલટી વધી ગઇ આજે તેના બાલ પણ બરોબર સાફ કરવાનુ જાણે વીસરી ગયો હતો, અને કઇ વિલબ ન લગાડતા, જાણે હિમ્મત રખે હારી જાય, કરી બીહતો હોય તેમ એકદમ વાત કરવા મડી ગયો "જાને મન, મારૂ કહેવુ ધ્યાનથી સાભળ હુ ગઇ કાલે તને કહી નહિ શકયો, કેમકે મારી હિમ્મત નહિ ચાલી પણ હવે તે વગર બીજો છુટકો નથી ઇનીડ ! મારા પ્યાર ! મારા પર પ્યાર હોય તો મારે ખાતર તારે એટલુ કરવુજ હુ તને કેવા અથાગ પ્યારથી ચાહુ છુ તે તો તુ જાણેછને ? વાતમા દમ નથી પણ... .'

હા તેણે ઇનીડનો હાથ પકડી કાનમા કાઇ કહેતાજ તે બાપડીને ઠડીનુ લખલખું ચડી આવ્યુ અને તેણીના હાથ પગ જાણે ઠડા થઇ ગયા

"ઓહ ! નહિ...નહિ...મારાથી એ કામ નહિ બને ! કદી બી નહિ !" તેણી દુઃખથી તોતરાતી બોલી. "જાને મન, મારે ખાતર!" તેણે ફુસલાવવા માંડી. "મારે માટે તેમ કર. એ એકજ માર્ગ બાકી છે. જો ઇનીડ તું એટલું નહિ કરશે તો હું આ દુન્યામાં વધુવાર જીવી શકીશજ નહિ. મારે માટે કોઇ બીજો માર્ગ રહ્યોજ નથી. આપણે આગળ વધી શકીશું નહિ, એટલે આપણાં લગ્ન પણ થઇ શકવાનાં નહિ. ઓ! મારા પ્યાર ! વિચાર કર...જરા વિચાર કર...બીજો કંઇજ ઇલાજ નથી."

"વિલહેલ્મ !" ઇનીડ પુકારી. તેણીનો ચહેરો ઉજ્યો પુણી સરખો થઇ ગયો હતો. "મારાથી તે નહિ બને ! તમે જાણોછ કે મારાથી થઇ શકે તેવું તે કામ નથી. હું સર થૉમસને કેમ છેતરૂં ? મારાં વતન ઇંગલાંડને નુકશાન કેમ કરૂં ?"

"પણ મારી સાથના લગ્ન પછી તું જર્મન થશે. તારે તે કરવુંજ-કરવુંજ પડવાનું. એજ એક ઇલાજ છે !" એક કલાક તુલીક તેઓ વચ્ચે રકઝક ચાલ્યા કીધી. ઇનીડ જીદ કરતી કે તે તેણીની દોલત લે અને વાપરે ત્યારે તે કોઇ બદનામીભર્યું કામ કરવાની બહોંસ કરતો હતો. બન્નેએ એકમેકને સમજાવવા બહુ કોશીશ કરી પણ બન્નેમાંનાં એકે પણ જીત મેળવી નહિ. તે દીવસે મોડી રાતનાં ઇનીડને પોતાનાં મન સાથે લડાઇ ચલાવવી પડી. ઘડીકમાં તેણી નક્કી કરતી કે દેશભક્તિ કરતાં પ્રીતિ અને મોહોબત વધુ જોરાવર અને વધુ અગત્યનાં હતાં; અને ઘડીકમાં એવા સિદ્ધાંત ઉપર આવતી કે દેશને ખાતર પોતાના સંસાર સુખનો ભોગ આપવું રવા છે. ધમધોકાર આંસુ વહેવા લાગ્યાં અને એ બલામાંથી છુટવાનો માર્ગ શોધવા તેણી કોશીશ કરવા લાગી. પણ ફોકટ, છેવટે સહવાર પડી;હવે ટસટસ થયલી આંખે બીછાના ઉપર પડી રહી. તે રડી રડીને થાકી હતી. હવે આંસુનો ઝરો ખાલી થયો હતો, અને તેણી પોતે હારી હતી. આખરે પણ વિલહેલ્મ તરફનો તેણીનો પ્યાર ફાવ્યો અને તેને ખાતર તે કોઇ પણ કર્મ કરતાં અચકનાર નથી એવા અનુમાન પર તેણી આવી.

બીજે દીવસે ફરી પાછાં તેઓ મળ્યાં અને ત્યાં વિલહેલ્મે આંખમાં આંસુ સાથે પોતાની માંગણી કબુલવા અરજ કરી કે તેણીનું જીગર પીગળી ગયું, અને તેને પોતાની છાતી સરસો ચાંપતાં તેના હુકમને માન આપવા કબુલ થઇ, કે તે દીવાનો બની ગયલો જવાન તેણીને ચુમ્મીઓથી ગુંગળાવવા લાગ્યો.

"મારી બહાદર ઇનીડ ! શાબાશ ! ધનછે તારી માતને...ધન છે !"

"ચાલો, મારે શું કરવાનું તે ચોકકસ સમજ પાડીને કહો" ઇનીડે કાંઇક ખજવાઇને કહ્યું.

તે પ્લાન ઘણો સાદો હતો. સર થોમ્સ ડારફીતની તિજોરીમાં રશીઅન સરકાર સાથના ચાલેલા કોલ-કરારનો એક ખરડો હતો, જેની મૂળ મતલબ જાણવાની જર્મન સરકારને ઘણીજ અગત્ય હતી, તેથી વોન ટોસેન તેની નકલ જો એકવાર હાથ કરે તો બસ હતું. જો કે તે એક સાધારણ કામ હતું; પણ તે થતાંજ તે પછી લગ્ન-કેપટનનો ઓહ્દો, અને સુખી જીંદગીની વિગતવાર હકીકત સમજાવતાં વોન ટોસેનની બ્લુ આંખ્યો ચમકવા લાગી. એ વેળા તે છુપા જાસુસ કરતાં મસ્તીખોર પોર્યા જેવો વધુ લાગતો હતો.

"કામ તો સાધારણ અને સહેલું છે કે-" તે ફુસલાવતો બોલ્યો. "જેની સર થોમ્સ દરરોજ રાતનાં અગ્યાર વાગતાં તુલીક લખવાનું કામ કરે છે. તેમની તિજોરી એ વખત ખુલ્લી રહે છે; કાં કે તેમને માંહેના કાગલ્યાંઓનું કામ પડે છે. સુકરવારને દીવસે તેવણ ઘરમાં રહેશે, તેની મેં ચોકકસ બાતમી મેળવી છે. તારે તે દિવસે રાતના દસમાં પાંચ ઓછીએ તેવણનાં ઓરડામાં જવું અને કહેવું કે તારી તબ્યત સારી નથી લાગતી તેથી તને એક દીવસની છુટી જોઇએછ. જ્યાં સુધી ટેલીફોન વાગતો સાંભળે નહિ ત્યાં તુલીક તું વાત કર્યાજ કરજે. ટેલીફોન થતાંજ સર થોમ્સ ઉઠીને પોતાના સેક્રેટરીના ઓરડામાંની પોતાની ખાનગી કેબીનમાં જશે અને બારણું ઢાંકશે."

"તેવણ બારણું ઢાંકશે એમ તમે કેવી રીતે કહી શકો ?"-ઇનીડે કંઇક શંકાથી સવાલ કર્યો.

"હું નહિ ધારતો કે તે પોતાની વાત કોઇને સંભળાવવા માગે. ખાસ કરીને કોણે ટેલીફોન કર્યો તે જ્યારે તે જાણશે ત્યારે તો તદન ખાનગી રાખશે."

"તેવો તે કોણ શખ્સ છે ?" ઇનીડે પુછયું.

વિલહેલ્મ લગાર અચકાયો. "જાને મન, તે એક એવા શખ્સ છે કે જેમનું નામ લેવાની જરૂર નથી; પણ તેની ચિંત્તા નથી. તેમની વાત કોઇ ફુટી

નમાં સાંભળશે નહિ તેમજ તેવણ પણ કોઇની વાત સાંભળનાર નથી. તે શખ્સ તેવણની સાથે સાત આઠ મીનીટ તુલીક વાત કરશે, અને સર થોમસ તે વાત છોડીને આવી શકનાર નથી; કેમકે તે કાંઇ જેવા તેવા માણસ નથી. એટલા વખતમાં તું તિજોરીની પાસે જઇ તેની કુંચીઓનો છાપ લઇ લેજે.

"તે કેમ લેવો તે હું કેમ જાણું ?" ઇનીડે હીસ્લાં બીલાં કાઢયાં. તેને મનથી એ સઘળુ બિહામણા સ્વપ્ના સરખું હતું.

"તે હું તને સમજાવશ. " વૉન ટૅાલને જણાવ્યું " ત્યારે તને રજા આપશે એમ તું ધારેછ?"

"હા, તે તો આપશે."

"ઠીક ત્યારે તું તે લઇને માર્બ્ગ જજે. ત્યાં સ્ટેશન આગળ બાજુએ ગીચ જ ગલ છે પણ ત્યાં તે તરફ આખી રાતે ટ્રેનની આવજાવ રહે છે. તું પાછી હ્યાં રાતનાં એક વાગે આવી શકશે, કા કે હું બે કલાકની અંદર તે કુંચી બનવાવી લાવીશ. તારી પાસે બારણાંની બીજી કુંચી તો છેકેની ? ઠીક બહુ સારૂં. ત્યારે તો તું એલચી ખાતામા દાખલ થઇ તે તિજોરી ખોલી હું નિશાની આપું તે લેખ કાઢી શકશે."

વિલહેલ્મે હવે કાન પર પડીને બાકીનું બધું શિક્ષણ આપ્યું. એવી ચતુરાઇ ભર્યું શિક્ષણ હતું કે તે મૂર્ખ વિલહેલ્મને મોહબતે જ ઉત્તેજીત કર્યો. તે લેખ પીછાણવો સહેલો હતો. તે કાઢી લઇને વિલહેલ્મને કોઈ ચોક્કસ ઠેરવેલે સ્થળે મળવાનું હતું. ત્યાંથી વિલહેલ્મ પેલો ખરડો લઇ ઘેર જઇ નકલ ઉતારી પાછો લાવી આપે તેટલા ઇનીડે ગાડીમાં જ બેસી રહેવાનું અને ખરડો લઇને પાછો તેની અસલ જગ્યાએ મુકી દેવાનો હતો.

"એટલુંજ કરવાનું છે, મારાં પ્યારા બુલબુલ" તે હેમક હરખાતો બોલ્યો. "મારા પ્યાર, તારા ઉપર આ તુચ્છ જીવ કુરબાન છે; તું ખરે જ ભલી અને બહાદુર છે. આપણાં સુખનો સૂર્ય આજથી તનુ થયેલોજ સમજજે.........પણ તું એટલું કામ કરશે કેની, મારી મીઠી !"

"હા !" બોલતાં ઇનીડ રડી પડી. વિલહેલ્મ ડહાપણથી ચુપ જ રહ્યા. આખ તુરી ઇનીડ બોલી—

"હા, વિલહેલ્મ હું તારે ખાતર તે કરશ." પછી તાણીતોડી હસવાનું કરતી હોય તેમ બોલી—"ચાલો હવે મને ચોરી કેમ કરવી તે શીખવો. કુંચીનો છાપ કેમ લેવો તે દેખડાવો."

આખરે કમભાગ્ય વખત આવી પુગ્યો. દરેક ચીજ બહુ જ સહેલી હતી. જાણે તે જન્મથી જ ચોરી કરતાં શીખી હોય તેમ તેણી તે કુંચીનો છાપ લેતા શીખી હતી.

તેણીના અંતઃકરણમાં ફરી એકવાર સારાં નરસાંની તકરાર ઉઠી અને એકવાર ફરી પાછી તેણી નિરાશ થઇ; પણ બીજી જ પળે તેણીનો બળવાન પ્યાર ફાવી ગયો અને તેણીએ દાંતો કચકચાવી ભમે તે ભોગે પોતાના વહાલાને નિરાશ નહિ કરવાનો ઠરાવ કર્યો. પોતાનાં વહાલાં વતનની યાદે તેણીને ધુજાવી પણ આખરે તે એક સ્રી તરીકે પુરવાર થઇ. સ્વદેશના ભોગે તેણીએ પોતાના સ્વાર્થને આગળ ધર્યો.

ભયાનક ખ્યાલોમાં રાતના ઉંઘ ન આવે તેથી તેણીનો ચહેરો એવો લેવાઈ—લુટાઇ ગયો હતો કે સર થૅામસ પાસે રજા માગતાં ને વાર ઘણી સહેલાઇથી રજા મળી ગઇ.

"હા, ઇનીડ!" તેઓ બોલ્યા. "તમારી તબ્યત દુરસ્ત નથી લાગતી. તમે છોકરાંઓને તાલીમ આપવામાં વધુ મહેનત લેતાં હશો, તેથી કે પછી હાલ ગરમી પડે છે તેથી હોય; તમે સુખેથી માર્બ્ગ તરફ સેહેલ કરી આવો."

ઉપલું બોલતાં તે વૃદ્ધ ડોસાએ એવી માયાથી હસીને જોયું કે ઇનીડે જેમતેમ પોતાનું મોંહ બંધ રાખી શકી. પછી તેમને વાતમાં રોકી રાખતાં જીવ પર આવી ગયું અને ટેલીફોન વાગે તેટલો વખત જાણે વરસો જેવો લાંબો જણાયો. છેવટે ટેલીફોન વાગ્યો !! પછીનું સર્વ કંઇ જાણે અંધકારમાં બન્યું. સર થૅામસનો ધારો આવાજ કાને પડયો—પેહેલાં જર્મનમાં વાત કીધી પછી ફ્રેંચમાં. "હા, નામવર! હા, જહાંપનાંહ !" તેટલાંમાં સર થોમસે બારણું બંધ કીધું. તેનો અવાજ વધુ સંભળાયો નહિ. તેણીએ હવે વિલહેલ્મે કરેલી સઘળી સુચનાઓ યાદ કીધી અને ગજવામાંથી મીણ કાઢયું. ત્રણ દહાડાથી તેણી આ શબ્દો મોંઢે કરતી હતી. વિલહેલ્મે કહ્યું હતું કે,—"ઉતાવળ ના કરતી, કુંચી મણી દાબવી ના.

અને દાબ્યા પછી કુંચીઓમાં મીણ નહિ રહી જાય તેની ચોકસાઇ રાખજે. એક એક કુંચીનાં બબે છાપ લઇ લેજે." તેમજ હમણાં યાદ કરી કરીને બધું કર્યું. એ થઇ રહેવા પછી તેણી વિચારવા લાગી કે તે આ રાત તેણી જીવતી રહેશે કે તેણીનું ભેજું ખસી જશે. તે એવી નબળી પડી ગઇ હતી કે જ્યાં ઉતરવાનું હતું ત્યાં ઉતરવાનું ભાન પણ નહિ હતું અને ટ્રેનમાંજ બેસી રહી કોઇ બીજે ઠેકાણે ચાલી જતે પણ પોરટરે તેણીને ઉતારી.

ત્રણ કલાક પછી તેણી બ્રિટિશ એલચી ખાતાના કમ્પાઉન્ડમાં આવી પુગી. પોતાના ગજવામાંની ફાલતું કુંચી વડે તેણીએ બહારનો દરવાજો ખોલ્યો, અને માળ પર ગઇ. ત્યાંથી નીકળી અળગે પગલે તેણી સર થોમસના લાઇબ્રેરી રૂમમાં ગઇ. બીજી ચાવી વડે તે ઓરડાનું બારણું ખોલી તેણી અંદર ગઇ અને સંભાળથી પોતાની પાછળ તે બારણું બંધ કર્યું. આ પછી ગજવામાંથી બત્તી કાઢી અને તેનું બટન દાબતાં વિજળિક પ્રકાશ ફેલાઇ રહ્યો. બત્તીના ઉજાસમાં હવે તેણી તે કિંમતી તિજોરી આગળ ગઇ અને ગજવામાંથી કૉનટૅાલનવાળી કુંચીઓ કાઢી તેનો દરવાજો ઉઘાડયો. તે ઉઘાડતાંજ તીણો અવાજ થયો. તે સાંભળતાંજ તેણીને ભારે ગભરાટ થયો અને પુતળાંની પેઠે તેણી જડ થઇને ઉભી. બીજી પળે તેણી હુશયાર થઇ. તેણીએ પોતાની ધાસ્તી હસી કાઢી. તે અવાજ બારણાઓને પુરતું તેલ નહિ આપવાથી થયલો તેણીને લાગ્યો. તે દરવાજો તદન ખુલ્લો કરી બત્તીનો ઉજાસ તે કબાટ તરફ ફેરવ્યો અને અંદરના કાગળો ઉથલાવવા માંડયાં.

તેણીને ઉપરના કાગળો ગણી લેવાના હતા કેમકે તે લેખ પાછો મુકતી વખતે તેજ રવેશે ગણીને નીચેથી મુકવા માટે કામ લાગે. એક-બે-ત્રણ-એમ સત્તર લગી ગણી જવા પછી લેખ દેખાયો. ખુશી થઇ તેણીએ તે વાંચી લેયો-અને ખાતરી કરી કે તે તેજ છે કે કંઇ ભુલ થઇ છે.

એટલામાં મોટો અવાજ થયો. તેણીના હાથમાંની બત્તી ભોંય પર પડી ગઇ, અને અંધકારમાંથી સર થોમસનો અવાજ તેણીને કાને પડયો. "કોણ છે? બહાર આવ!"

ઇનીડને હવેજ ભાન થયું કે પેલો ઘોંઘાટ તો સર થૉમસે બારણું ઢાંકયું તેનો હતો, ફરી પાછો તે અવાજ જર્મન ભાષામાં ગાજી રહ્યો.

"બહાર નિકળો! કંઇ ફાયદો નથી! મારી તિજોરી ઉઘડતી મેં સાંભળી છે અને મારી પાસે રીવૉલ્વર છે."

ઇનીડ હાલીચાલી નહિ. તેણીના અવયવો જડ થઇ ગયેલા લાગ્યા. ત્યાંજ તેણી ઠસકી ગઇ હોય અને તે કદી હાલીચાલી શકવાની ન હોય તેમ તેણીને લાગ્યું. સર થોમસનાં પગલાંનો અવાજ તેણીને કાને પડયો.

"જો તમે નહિ બહાર આવશો તો મારે આવવું પડવાનું, અને હું તમોને ચેતાવું છું કે મારા હાથમાં ભરેલી રિવૉલ્વર છે."

અને તે તરારા સાથેજ સર થૉમસનાં પગલાં અંદર આવતાં સંભળાયાં. બીજી પળે તે ઓરડો વિજળીક લાઇટના ઝબુકામાં ઝળકી રહ્યો, અને તે પછી રિવૉલ્વર તાકેલી રાખીને સર થૉમસ અંદર આવ્યા. ઇનીડ ઉપર નજર પડતાંજ તેણીને ઓળખી અને અજાયબીમાં દંગ થઇ તેઓ ઘવાઇ ગયલા જેવા લાગ્યા.

"ઇનીડ!" બોખરે સાદે ભારે ઉશ્કેરાટમાં તેઓ પુકાર્યા. તેમના ધ્રુજતા હાથમાંથી રીવૉલ્વર સરકી પડી. સર થૉમસ ડારકિન પાસેની ખુરસી ઉપર ફસડાઇ પડયા; અને તે બન્ને થોડી વાર એક બીજાને ઠીકવા લાગ્યા. તે વૃદ્ધની ચશ્મોમાં દુઃખ પસરી રહ્યું હતું-"ઇનીડ! ઇનીડ!" પાછો અવાજ આવ્યો! પણ ઇનીડે કશો જવાબ આપ્યો નહિ. તેણી થરથર ધ્રુજતી હતી અને તેણીના પગો તો ખરેજ ઘસ્યા રમતા હતા.

"ઇનીડ!" સર થૉમસ બોલ્યા-"મને આપી દેઓ તો! તમે શું કરતાં હતાં તે પુછવાની મને જરૂરજ નથી. હું ધારૂંછ તેમ મને સમજ પડી ચુકી. તમારા હાથમાં શું છે? મને આપો તો!"

તે બાપડી હાલી ચાલી શકીજ નહિ. તે વૃદ્ધ પોતે તેની આગળ આવ્યો. "આપો, મને એ આપી દો તો!" તેમનો કરડો અવાજ ગાજી રહ્યો, અને તેણીના એકદમ નબળા પડી ગયલા હાથમાંથી પેલું કાગળ છીનવી લીધું અને તે કાગળ જોતાંજ તેઓ ધડકી ગયા.

"આહ! આ તમને જોઇતું હતું? પણ કારણ? ઇનીડ! મને તુરત કહો કે એ લેખ તું લઇ જતી હતી

કે પાછી લાવીને મુકતી હતી ? જલદી બોલ ? " તે એકદમ તરડાયો.

"હું લઇ જતી હતી." ઇનીદ ગભરાટથી બોલી. "હું લઇ જતી હતી." "યા ખોદા ! કદાચ હજી કંઇ નુકસાન નહિ થયું હશે. પણ તું ઇનીદ—તું—મને સમજ નથી પડતી. કારણ ? તું આ કામ કેમ કરતી હતી ! મારી ગરીબ દીકરી, તને એ શું અવર સુઝ પડી ? તું શું કરતી હતી તેની ખબર છે ? તું કોણ કહેવાય, તેનું તને ભાન છે? બોલ! તું, શું નહિ જાણતી કે તું એક જાસુસ કે રાજદ્રોહીનો ભાગ ભજવતી હતી. તારા દેશના હડહડતા વેરીનો ભાગ તું શું ભજવતી હતી ? "

ઇનીદે ડોકું હલાવ્યું—તે પોતાનો બચાવ કરવા માંગતી નહિ.

"એનું શું ફળ આવતે તું સમજેછ કે ?" સર થોમસે તરડાઇને જણાવ્યું.

"હું તે કહી શકતો નથી. હું છેતરાતે અને ભયંકર ભુલ કરતે. એ બાતમીનો જો કોઇ જર્મન ઉપયોગ કરતે તો હું નાલેસીમાં આવી પડતે—મારી આબરૂનાં કાંકરા થતે ! અરે, તેની પણ કાંઇ બીસાત નથી. તારાં વતનની—તારા વહાલા દેશ ને શું ખરાબી થતે તે તું જાણેછ ? તેના સઘળા હિતને ધોકકો પુગતે—અને તે કેવો ધોકકો ! હું ધારૂં છ તેમ ખરેજ મોટી લડાઇ જરૂર જાગતે ! "

"હાજી! હુ એ બધું સમજું છું." ઇનીદ બબડી.

"પણ ત્યારે કાં તેં એવું કામ કીધું ? કેટલાની લાંચ સામાવાળાઓએ તને આપવા કહી છે ? "

"સર થોમસ ! એ શું બોલોછ તમે ! " ઇનીદનો ગુસ્સો હરકેરાયો.

"વારૂ ! વારૂ ! " હાં બુઢાજી લગાર નરમ પડી માયાથી બોલવા લાગ્યા. " કદાચ તે લોકો પૈસા નહિ આપ્યા હશે. પણ તારે એવી હાલતમાં મિજાજ ખોઈ દેવો ન જોઇએ. તું ચોરી કરતી હતી તે તું જાણેછ ને ?

"હું પાછળથી પાછું મુકી દેતે—પછી... " "તે લોકે જોઇ લીધા—વાંચી લીધા પછી કે ? " સર થોમસે અનકા કીધા. "ઓલરાઈટ ! તને ચોર નહિ તો દેશનું સત્યાનાશ વાળનારી કહું તો ચાલશે ? "

"હું મુઇ અભાગણી ! " ઇનીદ બબડી.

"વેલ, ઇનીદ ! એ કામ તું શા માટે કરતી હતી તે મારે જાણવુંછ. "

"હું કહેવા ના પાડુંછ, હું તે કહેવાની નથી."

"તારે કહેવું પડશેજ ! જો તું નહિ કહેશે તો તું પાછી ઇગ્લાંડ જઇ શકવાની નથી. તીજોરીમાંથી કાગત્યાં ચોરી કરતાં પકડાઇ તેની સાક્ષી આપવા ખાતર હું મારાં સઘળા નોકરોને હાં ભેગા કરીશ. ડોવર પુગતાં ઇગ્લીશ પોલિસ તુને કેદ કરશે.

"મને તેની દરકાર નથી, હું તો હાંજ રહેવાની અને જર્મન થવાની છું. "

"ઓહ ! " સર થોમસ તેણીનો ચહેરો ટીકવા લાગ્યા એકાએક તેની આંખો ચળકવા લાગી, "હું સમજ્યો—પૈસા ખાતર નહિ ત્યારે પ્રિતી ખાતર !... તું એક જર્મન સાથે જોડાવાની છે. વૉન ટોલન..."

"તમે કેમ જાણ્યું ?" ઇનીદ ધ્રુજતી પુછવા લાગી.

"ઓહ ! ત્યારે વોન ટોલન ખરો ? "

ઇનીદનાં ચહેરા ઉપરનો કિરમજી રતાસ તેનાં જવાબમાં પુરતો હતો. સર થોમસે તેનો હાથ પકડવો.

"ઇનીદ ! " તે ધીમેથી બોલ્યા. " મને સઘળું કહે. હું તારો મિત્રછું; મારી ફ્લોરાની તું પિત્રાઇ થાય. તું નાની છોકરી હતી ત્યારનો હું તુને ઓળખતો આવ્યોછ. મને કહેની. હું તુને નુકશાન નથી કરવાનો, ઉલટું મારાથી બની શકતું હશે તો તુને હું મદદ કરશ. "

"તેમા કંઇ ફાયદો નથી—કશું થવાનું નથી—મને જવા દેવ. તમે કંઇ કરી શકવાના નથી." તે બોલતાં ઇનીદે લપેરો ખાધો અને જો સર થોમસે વખતસર તેણીને પકડી ન હોત તો હેઠળ તુટી પડત. સર થોમસે તેને જેમતેમ સોફા પર બેસાડી, પોતે પાસે બેઠા. ઇનીદ હવે ઢાર ઢાર રડવા લાગી. સર થોમસની આંખ પણ આસુઓથી ભરાઇ આવી. તેણી સખત ડચકાં ખાવા લાગી. એ ડચકા બંધ થવાનાજ નથી એવું સર થોમસને જણાતાં તેમનો ગુસ્સો ઉતરી ગયો, અને મુગે મોહડે માયાથી પસવારવા લાગ્યા.

"પ્યારી ગરીબ દીકરી ! તું બીહ નાં અને બધું કહે—ખોલાસો કર. " તે પછી ડચકાંઓ સાથે ધીરે ધીરે બધું ઇનીદે કહ્યું. ઇનીદ અને વૉન ટોલન કેવાં

મોહબતના ગાંઠે જોડાયલાં હતાં–વિલહેલ્મને શા માટે લશ્કરી નોકરી ઉપરથી રજા મળનાર હતી અને તેથી તેની આખી જીંદગી બરબાદ જનાર હતી તે જણાવી આ કાગળ માટે જે જે યુક્તિઓ રચાઇ હતી તેની સઘળી કેફીયતથી સર થોમસને જાણીતા કીધા. અને આ વખતે વિલહેલ્મ સ્ટેશન આગળ ઇનીડની વાટ જોતો ઉભો હતો તે પણ ઇનીડે જણાવ્યું.

"તમે તેને કંઈ નુકશાન નહિ કરશો કેની ?...બો લોની, જોઇએ તો મારો જીવ લે જો પણ મારા વહાલાને કશું કરતા ના જો" તેણીએ ઉશ્કેરાઇને સવાલ કીધો.

"નહિ, જરૂર નહિ, મારી દીકરી ! જો હું ચાહું તો પણ તેને કંઇ નુકશાન નહિ કરી શકું, મારી ઇનીડ ! મારે તને કંઇ પણ મદદ કરવી છે." તે વૃદ્ધ રાજદ્વારી હવે સોફા ઉપરથી ઉઠી ઓરડામાં ફરવા લાગ્યો અને ઇનીડની અધીરી નજર જાણે ટગરટગર જોઈ તેનું જીગર વાંચવા માંગતી જણાતી જણાઇ. માત્ર ઇનીડને તે કંઇ કહેવા જતો હોય તેમ થોભી જતો, "નહિ–એમતો નહિ બને !" ફરી બબડી પાછો ફેરા ખાતો, એ રીતે દરેક મીનીટ પસાર થઇ. એ પછી એકાએક નિરાશ જેવા મશ્કરીખોર પોર્શોની પેઠે ભારે હરખમાં આવી જઈ તેઓ ઇનીડ આગળ ઉભા.

"જો હું તુને એ લેખ લઇ જઇને વૉન ટૉલ્ટનને આપીને તેને એની નકલ ઉતારી લેવા દેઉં તો તું શું ધારે વારુ ?"

"મને સમજ નથી પડતીજી." ઇનીડ ગભરાતી બોલી. સર થોમસ પાછું બોલ્યા અને તેણીને સમજ પડતાં અજાયબીથી તેણી દંગ થઇ, તેમનું મોહું જોવા લાગી.

"તમે એમ કહોછ કે વિલહેલ્મ એ ખરડાનો ઉતારો કરી લે, એમ કરવાથી તેની આંટ વધશે અને ચાકરીમાં ઉંચી પદ્વી મળશે ? ઓહ ! પણ મને સમજ નથી પડતી. હું ધારતી હતી એમાં ગુપ્ત રાજદ્વારી ભરમ સમાએલો છે. એ ભેદ તમે કોઇ પારકાને આપી દો તો નહિજ !"

"નહિ કંઇ નુકસાન નહિ......હું જોઉંછ કે તેનાં તરફ તું ઘણી વફાદાર છે." સર થોમસ હસીને બોલ્યા–"તેને એની નકલ ઉતારી લેવા દેજે. અને મને ખાત્રી છે કે એના પરિણામે તેને ચડતો ઓહ્દો મળશે. તમે પરણશો અને સુખી થશો. યાદ રાખજે કે આ અજીબ કામને લીધે વૉન ટૉલ્ટનને હું થોડો દોષિત ઠેરવતો કે બદમાશ ગણતો નથી. તે પોતાના સ્વદેશ તરફની પોતાની ફરજ બજાવે છે. કદાચ મારા ધંધામાં પણ મને એવું–" ત્યાં સર થોમસ અચક્યા "મને એ વાત કહેવાની જરૂર નથી. એ કાગળ લઈ જાઓ; પણ એક શરતે. આજે કંઇ બન્યું તે તારે કોઇને કહેવું નહિ. કોઇને નહિ–વોન ટૉલ્ટનને પણ ખબર પડવી ન જોઇએ. હું તારા પર ભરોસો રાખું કે ?"

"જરૂર" ઇનીડ શીફતું હસીને બોલી.

"ઓલરાઇટ, ત્યારે ! એક વાત તું તારાં જીગરમાં કોતરી રાખજે કે જો આ કાગળ લઇ જઇ તું વૉનટૉલ્ટનને કંઈ કહેશે નહિ તો નક્કી માનજે કે આ મહિનામાં એનો ઓપ્યો વધેલો પેપરોમાં છપાશે અને તારી મકસદ પાર પડશે; પણ જો તું આ વાત તેને કે કોઇ પણ આસામીને કહેશે તો બધું બંધ થઇ જશે–ના ચાકરીમાં બઢતી મળવાની કે કંઇ ફાયદો થવાનો. હવે તું શું કહેવા માંગેછ ?"

ઇનીડ વિચારમાં રહી, પછી ધીમેથી ઉઠીને ઉભી થતી બોલી:–"લાવો, મને કાગળ આપો. મને સમજતો નથી પડતી, પણ છે તે કરતાં વધુ નુકશાન તો થનાર નથી. હું કંઇજ કહેવાની નથી."

ઉપલા બનાવને આજે ત્રણ માસ પુરા થયા; એ અરસામાં ઇનીડ અને વૉન ટૉલ્ટન લગ્નની ગાંઠે બંધાઇ ચુક્યાં છે. તે જવાનને તેની મરજી મુજબનો હોદ્દાનો ઓપ્યો મળી ચુક્યો છે. એ પેલા એક દીવસે વૉન ટૉલ્ટન હર્ષથી ઉભરાતાં જીગરે પોતાની પત્ની આગળ આવ્યો. તે સામે મળવા ગઇ અને એવી જોરથી તે પોતાનાં પતિને વળગી પડી કે તેનાં 'યુનિફૉર્મ'નાં બટનોનો છાપ તેની ગરદન ઉપર પડ્યો. "ચાલિસ્તે...પ્રીરે–અનેમન......ધંધું

# કમનસીબ સર્વિઆની અપીલ.

# મદદ માટે અરજ.

અધિપતિ,

લીગેશન રોયલ ડી સર્બિએ
ગુજરાત જાન્યુઆરી ૧૯૧૬.
નવસારી (ઈંડીઆ)

સર્બિઅન એલચીખાતું નમ્ર સલામ સહ જણાવવાની રજા લે છે કે તમારાં માન પામેલાં પત્રમાં લડાઇને લીધે હાડમારી સહન કરતી સર્બિઅન પ્રજા માટે ઉપાડેલાં મદદનાં ફંડોની અપીલ પ્રગટ કરતાં મોટો આભાર થશે

## અપીલ.

સર્બિઆમાં હાલ હસ્તી ભોગવતાં મદદનાં ફંડો માટે જે પરમાર્થી સગૃહસ્થોએ મદદનો દયાળુ હાથ લંબાવ્યો છે તેમનો લંડન ખાતેના સર્બિઅન એલચીખાતાના વડા અંતઃકરણ પૂર્વક આભાર માને છે.

સર્બિઅન જણાવવાની રજા લે છે કે સર્બિઆના ઘણાંક મદદ માટેનાં ફંડો તેમની મારફતે દુન્યાનાં તમામ સખીગૃહસ્થ નરનારીઓને, આશ્રય આપનારાં ફંડોને મદદ માટે અરજ કરે છે

નાસી છૂટેલા સર્બિઅનોની કંગાળ હાડમારી, સર્બિઆમાં રહેતી પ્રજા પર પડતો ભુખમરો તથા ભુખે ટળવળતી માતાઓનો કુડીમાં ઢગાં થઇ જતાં બાળકો સાથના ભયાનક દેખાવનાં ભયાનક ચિત્રો દરરોજ છાપાંમાં રજુ કરવામાં આવે છે. હજારો નાસી છૂટેલા સર્બિઅનો ગ્રીસનાં ગામડાંઓ, આલબેનીઆના રણમાં યાને મોન્ટેનિગ્રોની ડુંગરી ગુફાઓ, ઘરબાર કે ખોરાક વિના કળકળતા પડેલા છે. આ કમનસીબો માટે મોત સિવાય બીજું કાંઇજ રહ્યું નથી. જેમ બને તેમ વખતસરની મદદ તેમને બહુ જલદીથી આપવા આ અરજ બહાર પાડી છે,

હાલની અપીલો નીચલાં ફંડો તરફથી થઇ છેઃ—

લડાઇમાં લડતા મરદોના કુટુંબો માટે બેલગ્રેડના સર્બિઅન આર્ચ બિશપ (પ્રમુખ) સ્થાપેલું મદદનું ફંડ.

# ભાઇ માટે ભોગ.

## કુદરતના ફાંટાની અજબ કહાંણી.

ગુલશન નારોજી અંક માટે ખાસ.

લખનાર-મિસ તેહમી મહેતા.

### પ્રકરણ ૧.

"મને સહવાર સુધીમા વીસ પાઉન્ડ મળવાજ જોઇએ; સહવારનાં હમારો વડો સાહેબ આવી હીસાબ તપાસે તે આગમજ મને તે પૈસા અંદર મુકી દેવા જોઇએ. ઓહ લીલી, મને તું શું વીસ પાઉન્ડ નહી આપે ? જો કોઇબી રીતે આવતી રાતે સહવાર સુધીમાં એટલા મેળવ નહિ તો એમજ જાણ કે તારા ભાઇની આબરૂ સદાની ગઇ."

લીલી લોગને ઉજળા પુણી જેવા ચહેરે પોતાના ભાઇનાં તરફ દુઃખી જીગરે ટીકયા કીધું. 'તેણી પોતાના એક પુરા વ્હાલા ભાઇને કદી ઠપકો નહિ આપતી હતી, પણ આજે તેણીને બોલ્યા વગર નહિ ચાલ્યું."

"રોબર્ટ તેં એમ કાંય કીધું ? તારેથી આવું કામ થાય ? હું જે માનવંત શાહનશાહનો સીપાહ તે આવું કામ કરે ?"

તે જવાનનો ખુબસુરત ચહેરો શરમંદીમાં ચ ખવાનો પડી ગયો. તે ઘણોજ સોહામણો અને નિર્દોષ લાગતો હતો. નબળાં મન સિવાય તેનામા બીજી કશી એબ નહિ હતી. પણ તે બહુજ નબળાં મનનો હતો.

"તારો ગુસ્સો વાજબી છે વ્હાલી બહેન, મેં પોતે મને ઘણો ઠપકો આપ્યો છ. અને હું કાંઇ ઓછો શરમીન્દો નથી." રોબર્ટ ઘણા ગળગળતા અવાજે બોલ્યો "હું વચન આપુંછ કે ફરી કદી એવું બનશે નહિ. મને જૉન એક કલબમાં લઇ ગયો જ્યાં ફક્ત મોજને ખાતર હું પીજ્જ રમવા બેઠો. તે હું જોઉં ડ.જીત્યો એટલે મને લોભ લાગ્યો કે હું થોડા પૈસા તારે માટે જીતું, અને તને આવી દળદ્દેસરી માથી છોડવું. ખરૂં માનજે, વ્હાલી બહેન કે તારા સિવાય મેં કોઇનો વિચાર નહિ કીધો હતો. ફક્ત સારીજ નિષ્ટાથી હું રમ્યો અને હારી ગયો અને ત્યાં તો મારે બદલે જૉને રૂપ્યા આપ્યા. આખરે મને કાઇજ સુઝ નહિ પડ્યું. મેં જૉનને વીસ પાઉન્ડ રેજીમેનટલ તીજોરીમાંથી લઇને આપ્યા, અને હવે જો કાલ સવાર સુધીમાં તે પૈસા હું નહિ ભરૂં તો હું પકડાઇ જવશ" તેણે ઉમેર્યું "અને પછી—".

"બસ રોબર્ટ, તું જો એવી વાત કરશે તો મારૂં જીગર તુટી જશે !" લીલી રડતાં બોલી "ઓ, હવે હું શું કરૂં ?"

લીલી અને રોબર્ટને માથે વાંસે કોઇ નહિ હતાં. એક વરસ થયું તે લોકની માતા મરણ પામી હતી.

જ્યારે બાપનુ છત્ર તો તે લોક વરસો આગમ જ ગુમાવી બેઠાં હતાં. રોબર્ટ રેજીમેન્ટમાં સોલજરનું કામ શીખતો હતો જ્યારે લીલી મીસ હેરીંગટન સ્મીથ નામની ખુબસુરત પણ જબરી અદેખી છોકરીની ખાનગી સેક્રેટરી હતી. તે બીચારીને તેણીની પૈસાવાળી શેઠાણી ઘણી જ દુઃખી કરતી હતી.

લીલીનો પોતાના એક પુરા નાના ભાઇ પર ઘણો જ પ્યાર હતો અને તે ભાઇ પણ તેણીની પર પોતાનો જાનનિસાર કરતો હતો. અને આજે તે જ ભાઇની પર આવી આફત આવી પડી હતી. જેમાં તેણી મદદ કરવાને અશક્ત હતી એ વીચાર તેણીને દીવાનો બનાવતો હતો.'

"રોબર્ટ, હું એટલા પૈસા ક્યાંથી લાવું?" લીલીએ બળાપો કીધો "મારી પાસે હરદાં ત્રણ પાઉન્ડ છે તે તું લે, અને પંદર દીવસમાં મારો પગાર મળે તે......"

"મારી બ્હેન, પંદર દિવસમાં તું મને ચાલીસ પાઉન્ડ આપે તો તે નકામા." રોબર્ટ વચ્ચે બોલી પડ્યો. "મને તો આવતી કાલે સહવાર સુધીમાં જોઇએ. તું મીસ હેરીંગટન_સ્મીથ પાસે આગ઼ પર નહિ લઇ શકે?"

જો એમ થાય તો લીલીને મહીનાઓ સુધી એક એક પાઇ વગર રહેવું પડે. પણ તે ગરીબ છોકરીએ તેની કશી દરકાર નહિ કીધી. રોબર્ટને ઇનસાફ આપવા કહેવું જોઇએ કે તેણે તે વખતે એવો ખ્યાલ સરોજ નહિ હતો.

"હું કોશેશ કરીશ, રોબર્ટ" તેણીએ એકદમ કહ્યું "હું મારેથી બનતું જરૂર કરીશ."

આટલી વાત ચીત કરી તે લોક જુદાં પડ્યાં. તે લોક મીસ સ્મીથનાંજ બાગમાં મળ્યાં હતાં. આજે મીસ સ્મીથે નાની ડીનર પાર્ટી આપી હતી એટલે લીલી જાણતી હતી કે તેણીને માટે અત્યાર આગમજથી ધુમ પડી ચુકી હશે, કારણ જો કે તેણીને એક પ્રાઇવેટ સેક્રેટરી તરીકે રાખવામાં આવી હતી, છતા તેણીને તે ઉપરાંત બીજી અનેક ફરજો બજાવવી પડતી હતી...જેવી કે માણસોની પર દેખરેખ રાખવી-પોતાની શેઠાણીને કપડાં પહેરાવવામાં મદદ કરવી, ફુલો ગોઠવવા વગેરે ઘણીક ફરજો તે બાપડી મુંગે મોડે બજાવતી હતી.

તેણી પોતાના બાગથી છુટી પડી કે તુરતજ બંગલામાં દાખલ થઇ.

"મીસ સ્મીથ તમોને ક્યારનાં બોલાવે છે" સાર્જન્ટ બાકર મળ્યો તેણે તેણીને ખબર આપી "તેઓનાં બેડ રૂમમાં તેઓ તમારી રાહ જોય છે."

જ્યારે લીલી મીસ સ્મીથના બેડરૂમમાં આવી તેણીને કાંઇ ની રીતે ખુશી કરવાનો ઠેરાવ કરતી દાખલ થઇ, ત્યારે તેણીએ પોતાની શેઠાણીને કીમતી પોશાકોનાં ઢગલા વચ્ચે કાઉચ પર ગુસ્સામાં ચીડાયેલી બેઠેલી જોઇ.

"કેમરે, તું ક્યારની ક્યાં હતી? ક્યારની હું તને શોધવા માણસો મોકલુંછ ને તું મળતી નથી!" મીસ સ્મીથે લીલીને ટટડાવી; પણ તુરત અટકી ગઇ. આજે તેણી કાંઇ અજબ ખુશ મીજાજમાં હતી.

મીસ સ્મીથ ઉંચી પાતળી અને સોહામણી ઓરત હતી. તેણીની આંખો મોટી અને ભુરી હતી, જ્યારે તેણીનાં બાલો સુંદર ગુલાબી હતા. તેણી પચીસેક વરસની હતી. તેણીની દોલત ઘણી મોટી હતી અને તેણી દરેક રીતે અમનચમનમાં રેહેતી હતી પણ કોઇ દીવસ કોઇ એક અરધી ઓ ગરીબોને પુછતી નહિ હતી. એવી તેણી સખત દીલની હતી. તેણી ઘણીજ અદેખી અને ઘાતકી ખવાસની હતી. અલબત્તી હતી કે લીલી અને તેણીની વચમાં સ્વભાવ તેમજ રીતભાતમાં આસમાન જમીનનો ફરક હતો, છતાં ચહેરામાં તે લોક એકમેકને ઘણુંજ મળતાં આવતા હતાં. જો કે મીસ સ્મીથ પોતાના ઠાઠમાઠમાં દીપતી હતી પણ તેનાં કરતાં ગરબડી લીલી પોતાનાં સાદા પોશાકમા વધુ દીપતી હતી.

"લીલી, મારી રોઝી બાઇ બરોબર નથી કરતી. માટે તુંજ મારા બાલ કર" તેણીની શેઠાણીએ કાંઇક નરમ સાદે કહ્યું "મને આજે રોજની માફક ફેશનેબલ ડ્રેસ નથી કરવો, કારણ આજે એક જણ કોઈ આવવાનું છે એને બહું સાદુંજ વધુ ગમે છ."

લીલીએ ધાર્યું કે આજે કોઇ આવવાનું હશે તે હમેશાં આવતાં મીસ સ્મીથનાં પરોણાં કરતાં કોઇ જુદુંજ હોવું જોઇએ, કારણ જે હંમેશા ત્યાં આવતાં હતાં તે તો પૈસા, અને ફેશનમાં મરીચરી રહેતાંઓજ આવતાં હતાં. તેણીએ ઘણી મહેનત લઇ પોતાની શેઠાણીનાં બાલ હોરી તેણીને આખી તૈયાર કરી.

લીલીનો ડેરસ એટલો સુંદર હતો કે તેણીની શેઠાણીને પણ કબુલ કર્યા વગર ચાલ્યું નહિ.

"આજે ખરેખર તેં મને મજાની ડ્રેશ કરીછ, જો કે તુંને એવી આવરદ ક્યાંથી આવે એ અજાયબી છે, ચાલ હવે મારો પખો આપ, અને તું જા, હવે તારૂં કાંઇ કામ નથી"

હવે લીલીએ પોતાની વાત કેહેવાની હીમ્મત કરી.

"મીસ સ્મીથ, મને તમોને એક અરજ કરવીછ" તેણીએ ધડકતી છાતીએ કહ્યુ "તમે જાણો છો કે પંદર દીવસમાં મારા પગારનો દીવસ છે. માટે તે મને હમણાં આપો અને સાથે દશ પાઉન્ડ

મને આગપર આપો તો હુ તમારી ઘણી ઉપકારી થવશ એ પૈસા જ્યા સુધી પુરા થશે ત્યા સુધી તમારી પાસે એક ગરીબી બીજી નહિ માગસ "

તેણી પોતાનુ બોલવુ પુરુ કરે તે આગમજ તેણીની છાતી ગુગળાવા લાગી કારણ લગભગ પેહેલાજ બોને મીસ સ્મીથે ટીચકુ ચઢાવ્યુ હતુ

"પગાર આગપર આપુ ! અને તેબી દસ પાઉન્ડ !" તેણીએ લીલીના હાથમાથી પોતાનો પચાસ પાઉન્ડનો પખો ઝુંટવતા કહ્યુ હુ દીવાની તો નથી બની ગઇ ? એવુ માગતા તુને શરમ નહિ આવતી ? દસ પાઉન્ડને તુ શું કરવાની છે ?"

"મીસ સ્મીથ મને પૈસાની એકાએક ઘણીજ જરૂર પડીછે હુ ઘણી મોટી આફતમા છુ મારા ભાઇ, તમેબી મારી માફક જવાન છેવા અને તેથી તમોને મારે માટે જરા તો લાગવુજ જોઇએ વળી તમારે મનસે દશ પાઉન્ડતો કુછ ખીસાદમા નહિ ગણાય" લીલી કરગીને બોલી

'પૈસાની એમએક જરૂર પડીછ ! શાને માટે ! તુ મારેથી છુપાવેછ એજ દેખાડેછ કે તુ શારાને માટે નથી માગતી નહિ હુ કોઈબી નોકરને આગપર પૈસા નથી આપવાની મીસ સ્મીથે ટીચકુ ચઢાવી કહ્યુ "પગાર આપુ ને નહાસી જાય તો મારા પકડવા જવુ ઓ વળી એ પૈસા રીટના પાચ મહીના જોઇએ, અને તેટલો વખત કદાચ મારે તુને નહીંબી રાખવી પડે '

આટલું બોલી લુસી ત્યાથી ચાલી ગઇ તેણીને લીલીને તોડી પાડવા ઘણુજ ગમતુ હતુ, કારણ લીલી પોતાના સાદા કપડામા પણ તેણી કરતા વધુ ખુબસુરત લાગતી હતી એ તેણીને મોટી અદેખાઇ હતી

લીલી તો એક બાબલાની માફક જ્યા ઉભી હતી ત્યા બગાના છુગરે હસીજ રહી આવા ધાતકી જવાની તેણીએ વશી નહી નાખી હતી હવે તેણી શુ કરે ? સવાર સુધીમા પૈસા નહિ મળશે તો રોબર્ટ શું કરશે ?

"અરે ખુદા, શું મીસ સ્મીથમા જરાબી જીગર નહિ હશે ?" લીલી બડબડી "હુ બાકી જહેમત કરુ તેનો તેણીને જરાબી ખ્યાલ નહિ હશે !"

તેણીને હજી ઘણી ફરજો બજાવવાની હતી મ્હી તેણી ત્યાથી ઉઠી અને લાઇબ્રેરી રૂમમા ગઇ જ્યા સાંજના ટપાલનો મેળો પડેલો હતો મીસ સ્થીમના મઘળા કાગળો ખોલવાનુ તેણીનું એક કામ હતુ -પણ હવડા તો તેણી બચગાને સામે મુકી હચકા ખાતા છુગરે હવામા ટીકતી બેઠી તેણીને કશુ સુઝ નહિ પડતુ હતુ તેટલા તેણીની સામે એક ખુબસુરત પણ ઘણા મગરૂર દેખાવની સ્ત્રી આવી ઉભી જેણીને જોઇ લીલી એકદમ ચોંકી પણ પછી તેણીએ ધાર્યુ કે પરોણા માની કોઇ હશે કરી પુછ્યુ

'તમોને કાઇ જોઇએછે જી ?"

"નહિ' તે છોકરીએ ઝડપથી કહ્યુ "મારે તમારી સાથે કાઇ વાત કરવીછ, તમેજ સેક્રેટરી છેવાની"

લીલીએ તે ઠરસાવાળી ઓરતની તરફ અજાયબીથી ટીકતા કહ્યુ "હાજી હુજ મીસ સ્મીથની સેક્રેટરી, તમોને શુ જોઇએછ !' તેણીએ સભ્યતાથી પુછ્યુ.

"હુ તમોને ક્યારની જોવુ છ કે તમો કશા માટે ઘણાજ દુખી છેરો ' પેલી છોકરીએ કહ્યુ 'તમે રડતા હતા ઓ તમે ગુસ્સે ન થાવો" લીલી ગુસ્સાથી કાઇ બોલવા જતી હતી તેણીને અટકાવવા પેલી બોલી ' હુ પોતેબી ઘણીજ દુખી છેવુ અને તેથી હુ તમારે માટે ઘણી દલગીર છુ મને દુખમાથી તમારા હાથમા છે, અને મને એમ લાગે છે કે કદાચ હુ તમોને બી મદદ લાગી શકુ "

'મને તમે શું કહોછ તે નહિ સમજ પડતી" લીલીએ કહ્યુ તેણીતો તે છોકરીને ફગવાયેલે ચહેરે જોતી ઉભી

"હુ તમોને સમજાવુ" તે છોકરીએ કહ્યુ "પણ મને પહેલા કહેવો કે તમારી મુશ્કેલી પૈસાની છે ની ?"

લીલી કાઇ બોલી નહિ પણ તેણીના ચહેરા પરથી પેલી પામી ગઇ અને " બોલી તમોને પચાસ પાઉન્ડ મળે તો બસ કે ! '

"વીસ ટકે તો બસ થાય !" લીલીએ ફીકે ચહેરે કહ્યુ ' શુ એ તમો મારી મશ્કરી કરોછ. તમે શું જાણો કે મને વીસ પાઉન્ડની એટલી જરૂર છે કે હુ તે માટે કાઇબી કરુ

આગળ જાણે તરવા લાગ્યો, પણ રોબર્ટને તેનું કશું ધ્યાન નહિ આવ્યું. તે તો તેણીને અંદર ઘસડી લાવ્યો.

"આ મારી બ્હેન થાય, રેવરંડ માતા," રોબર્ટ નમીને તે ભલી સ્ત્રી આગળ પોતાની બ્હેનને લઇ જતાં બોલ્યો. "લીલી, એવણ સેન્ટ અગાથાના કોનવેન્ટના વડાં બાનુ થાય. વ્હાલાં માતા, હું લીલીને પેલી ખુશ ખબર કહું ?"

"જરૂરજ, પણ હું ધારૂંછ કે મીસ વોગનને પહેલાં બેસવા દેવો; એવણ ઘણાંજ થાકેલાં માલમ પડેછ" મેરી લેડીમરે માયાથી કહ્યું. "હું તમારી ઓળખ થઇ તે ઘણી ખુશી થઇ !"

તેણીએ માયાથી લીલીને બેસાડી અને રોબર્ટે વાત કરવા માંડી.

"લીલી, એમ માલમ પડયુંછ કે આપણાં માતાનો કોઇ ઘણો જુનો દોસ્ત હશે જે બચ્ચાં વગર મરી જવાથી તેણે આપણાં માયજીને ખાતર પોતાની દોલત આપણ બન્નેની વચ્ચે સરખે ભાગે વ્હેંચી આપી છ. તેવણ ઘણાજ પૈસાવાળા હતા. અને રેવરંડ માતાને તેવણ ઓળખતા હતા તેથી દૂરથી ડેરવી ગયા છ. "આંપુને એક એક જણને ભાગે પચીસ પચીસ હજાર પાઉન્ડ આવશે, પણ તું એટલી ફીકકી કેમ પડે છ. ડીઅરી ? હું તને ખરૂં કહુ છ"

લીલીનો ચહેરો તદન ફીકકો મારી ગયો હતો તેણી અધીરી પડી મેરી લેડીમર તરફ ફરી બોલી,

"શું આ ખરૂં છે કે હું સ્વપ્નો જોવું છ."

"એ તદન ખરૂં છે" મેરી લેડીમરે કહ્યુ "પણ તું એમ હરકેરાઇ ના જા, એમ કરશે તો ફીક–"

"કેવું અનાયબ જેવું." તેણી વચમાં બે ધ્યાને જાણે સ્વપ્નામાં બોલતી હોય તેમ બોલી પડી. "પચીસ હજાર પાઉન્ડ ! અને ગઇ રાને વીસ પાઉન્ડ મેળવવાને ખાતર હું કાંઇબી કરવાને ચુકતે નહિ ! અને તે બધો વખત મારા પચીસ હજાર પાઉન્ડ તૈયાર હતા. પણ તે જરા–જરા જલદી આવ્યા હતે અરે, મે પેલું–"

એકાયક આટલું બોલતાં તેણીએ આંચકો ખાધો, અને કોઇ પકડે તે આગમજ તેણી શુદ્ધ થઇ ઢળી પડી.

રોબર્ટ તુરત તેણીની આગલ ગુંઠણ મરડીને પડયો અને મેરી લેડીમરની સાથે તેણીને હુશયાર કરવાની કોસેસ કરી પણ લીલી હુશયાર નહિ થઇ.

મેરી લેડીમર સમજી ગઇ કે લીલીનું બેશુધ્ધ થવાનું કારણ ફકત ખુશાળી નહિ હતી, પણ તેણી પોતાની પર પડેલા કોઇ ન જણાયલા બોજાથી કચડાઇ ગઇ હતી એ તેણીની અનુભવી આંખો તુરત જોઇ શકી અને તેણીએ તુરત ડાકટરને તેડવા રોબર્ટને દોડાવ્યો.

ડાકટરે ઘણી મહેનતે તેણીને સાવધ કીધી અને પછી મેરી લેડીમર તરફ ફરી બોલ્યો–"આ બાઇના ભેજાં પર ઘણો મોટો ભાર છે. જો એનું મન ખુલ્લું નહિ થશે તો ઘણુંજ નુકશાન થશે એને કોઇ એક ઠેકાણે લઇ જવી જોઇએ. કે જ્યાં એની ઘણી સારી માવજત થાય."

મેરી લેડીમરે રોબર્ટ સાથે મસલેહત કરી લીલીને પોતાની કોનવેન્ટમાં લઇ જવાનો બંદોબસ્ત કીધો અને વગર ઢીલે તેણી પોતાની સંભાળ-હેઠળ લીલીને કાનવેન્ટમાં લઇ જઇ એક નાનાં ઓરડામાં સંભાળથી રાખી. હમેશના કાયદા મુજબ તે ભલી બાઇએ લીલીની પાસે જે કાંઇ હોય તે પોતાની પાસે રાખવા અને તેણી હુશયાર થાય ત્યારે આપવા કાઢયુ તો તે છોકરી પાસે વીસ પાઉન્ડ નિકળેલા જોઇ તેણી, ઘણી અજબ થઇ. તેણીને તેના ભાઇએ કહેલું કે તેણીનો પગાર તો ઘણોજ નાનો હતો ત્યારે આટલા બધા પૈસા તેણીની પાસે કયાંથી આવ્યા ? લીલી બેશુધ્ધ થવાની આગમજ તે ફાટું ફાટું બકી હતી તે મેરી લેડીમરને યાદ આવ્યું. રખે તે છોકરીએ કાંઇ કીધું હોય ! પણ નહિ, બીજીજ પળે તેણીએ તે ખ્યાલ પોતાના મનમાંથી કાઢી નાંખ્યો કારણ લીલીનો નિર્દોષ ચહેરોજ તેણીના પાક જીગરની ગવાહી માટે પુરતો હતો.

તેણીએ પૈસા હુંચા કીધા, અને જ્યારે લીલી પુરતી સારી થઇ ત્યારે એકપણ બોલ બોલવા વગર તેણીને સ્વાધિન કીધા.

લીલી જ્યારે તે પૈસા સાથે એકલી પડી ત્યારે વીચાર કરવા પડી કે જો મેરી લેડીમર અને બીજા જેમજ્ઞ તે લોક તેણીપર જીવ પ્રાણ આપતી હતી તે લોકને ખબર પડે કે આ પૈસા મેળવવા માટે તેણીએ એક છોકરીનું પ્યારનું કાગળ વેચ્યું હતું તો તે લોક શું કરે ?

"પણ હું નહિ ધાસ્તી કે મેં કોઇને નુકશાન કીધુંછ" તેણી પોતાના મન સાથ બોલી "હસી

"મી. દેરલનાં મરણ પછી આઠેક દીવસમાં રૂપર્ટને મોટર અકસમાત થયો. અને તે એવી રીતે કચડાઇ ગયોછ કે ડાકટરો ધારેછ કે તે સદાનો લંગડો રહેશે."

તે રેવરંડ માતાનો ચહેરો એટલું બોલતા ઘણોજ ઘણોજ ગંભીર અને દલગીર થઇ ગયો. તે જોઇ લીલીને થ ગુંજ લાગી આવ્યું.

"ઓ માતા, કેવી દલગીરી ભરી વાત! તે ગરીબ બાપડાને જરૂર કાંઇબી મળવુંજ જોઇએ. તમે મને કઇ રકમ કેહશો અને હું મારા વડીલને કહેઉં કે તુરત મી. દેરલને એટલા પૈસા આપી દે."

"મારી દીકરી, તારી ઉલટ માટે હું ઘણી મગરૂર છું, પણ તું ધારેછ તેટલુ કામ કાંઇ સહેલું નથી રૂપર્ટ ઘણો મગરૂર છે. અને વળી એ જે પ્રમાણે બદલાઇ ગયોછ તે ઉપરથી મને એમ લાગેછ કે એ કદાચ પ્યારમાં પડયો હશે, અને એના પૈસા ગયા તે ઉપરથી અને એને કોઇએ દગો દીધો હોય તેથી એ નિરાશ થયો હોય તેવું મને લાગેછ." લીલીનાં બદનમાં કંપારી છુટી જે માટે તેણી પોતે સમજી નહી શકી. શું તેણીએ પેલો બીલે જેનું પ્યારનું કાગળ ચોર્યું હતું તે યાદ આવી ગયું હશે?

આખરે એમ ઠર્યું કે લીલીએ પોતાનાં વકીલો પર લખવું કે મી૦ દેરલપર દશહજાર પાંઉડનો ચેક મોકલે અને લીલી પણ મી૦ દેરેલને તે સ્વિકારવા માટે એક સભ્ય કાગળ લખે જેમ તુરત અમલમાં આવ્યું.

આખરે થોડા દીવસે જવાબ આવ્યો. જેમાં તેણે મીસ વેમનનો ઘણો આભાર માંની પૈસા સ્વિકારવા ના પાડી. લીલીને ઘણીજ નાસીપાસી લાગી. પણ હવે તો મુગું બેસવા સિવાય છુટક નહિ હતો એમ મેરી લેડીમરે સલાહ આપી પણ લીલીનાં મેજમાં તે નહિ ઉતર્યું. તેણીએ તો કોઇબી જોખમે મી૦ દેરેલને મળવાનો પકો ઠેરાવ કીધો. પેલો નાનો વીલા લેવાઇ ચુકયો હતો, જ્યાં તેણી પોતાની કારભારી મીસીસ સ્ટ્રેન્જની સાથે રહેવા ગઇ હતી. એક અઠવાડયામાં તો તેણી પોતે મોટર હાંકતાં શીખી, અને એક માસમાં તો તેણી ચોફેર વગર બહાર જવા લાગી કે તુરત તેણીએ રૂપર્ટ દેરલને મળવાનો વિચાર કીધો.

---

## પ્રકરણ ૩જું.

લીલી એક દીવસે પોતાની કારભારણ કાંઇ કામસર લંડન ગઇ હતી તે તક લઇને રૂપર્ટ દેરલ આગળ જવા તૈયાર થઇ.

તેણી ધ્રુજતે કદમે તે મોટાં ઘરની સીડીપર ચડી અને ઘંટ વગાડયો, જે એક નોકરે ઉઘાડયો.

"મી૦ દેરલ ઘેરમાં છે કે?"

"હા, મેડમ, શું નામ કહું?"

"નહિ, હું મારૂં નામ કહેવા નહિ માંગતી. તમે એક લેડી મળવા માંગે છ એમ કહો."

તે નોકર લીલીને એક ઓરડામાં બેસાડી પોતાના શેઠને ખબર કરવા ગયો.

"સાહેબ," તે નોકરે પોતાના શેઠના ઓરડામાં જતાં કહ્યું "કોઇ બાઇ તમોને મળવા માંગે છ પણ પોતાનું નામ નથી આપતાં, પણ કહે છ કે ઘણું જરૂરી કામ છે."

જવાન રૂપર્ટ દેરલ પોતાની આરામ ખુરસી પર બેસી પોતાનાં કમનસીબ પર વિલાપ કરતો હતો, તે નોકરના બોલવાથી અજબ થતો હશે. અકસ્માતથી તેની આંખને પણ ઇજા થઇ હતી. જેથી તે બરાબર જોઇ શકતો નહિ હતો.

"તું શું બોલ્યો ફીલીપ?" શેઠે નોકરને સવાલ કીધો "કોઇ જવાન ઓરત મને મળવા માંગે છ, પણ નામ આપવા ના કહે છ? તે દેખાવમાં કેવી છે તે બોલ?

"હાજી, તેવણ ઘણાં જ ખુબસુરત, બલુ આંખવાળાં છે. તેવણ ઘણાં–"

( આ વાર્તા આવતા અંકમાં સમાપ્ત થશે. )

મેહરાં—ન્હાની !

ન્હાની-મને અટકાવ ના, મેહર, પણ તે દગલબાજ, અને બે મ્હોડે-

આવાંબાઇ (અજાયબીથી) -કેમ, ન્હાની એં શુ ભુત ભરાયોછ ?

ન્હાની-પણ આવાંબઇ, તમેજ જુઓની ? આપણા મેહરવાન સાથે એવણે કેવી ચાલ ચલાવીછ ? તેવણના દીકરાનો દીકરો તેનીજ સાથે એવા આડા થયા !

આવાંબાઇ-પીરોજા તેમનાં જાણી મિત્રનીજ દીકરી, તો પણ એવણ એમ સામા થયા એ એક અજાયબી છે. મહેરવાન એવી ગરીબની દીકરીને પરણે તે તેવણથી જોવાયું નહિ. પણ હવે તો મેહલ્લી મરજી પ્રમાણે કરવા છુટો છે. બપાવાના મરવાથી તે વારસ તો થયોજ હશે.

મેહરબાનુ-પણ જો શેઠે વીલ ફેરવ્યુ હોય તો ! તેમ કરવા વારંવાર તેવણ બોલતા હતા.

આવાંબઇ-છટ ! શેઠ ધરમમાં તો કદી કઇ આપેજ નહિં. એવાં ભલાં કામ કરવા તેવણ રાજી ન હતા, તેથીજએ હકદાર વારેસ હશે.

ન્હાની—માણેક મ્હાલની સઘળી જમીન અને પાસેનું ખેતર વટીક તેવણ જો આપી દેય તો આપી શકે. વખતે પોતાના કપડા-તેમા પેલો રગબેરગી રંગેલો દગલોબી ભેટ આપ્યો હશે ! (તેણે મજાક કરી)

મહેરબાનુ—(હસીને) તે કંઈ આપવા લાયક છેજ નહિ, મુવો તદનજ રદ. એવણનો બોય પણ હજી સારાં કપડા પહેરતો હતો.

ન્હાની—તેવણ જીદ્દી અને પાજી સ્વભાવના હતા, તેથી જો હું એમ સાંભળશ કે, મેહલ્લી તેમનો વારેસ નથી નેમાયો, તો હું જરાબી અજાયબ થઇશ નહિ.

મેહરાં—ત્યારે તો તે જરૂરજ આવતે મહિને પીરોજા સાથ પરણશે. હું ઇચ્છુંછ કે તેમ થાય તે ઘણી ભલી ને ડાહી છોકરી છે.

ન્હાની—તે કેમ બને વારૂ ? કશી આવક યા કમાવા વગર તેલું પગલું તે કેમ ભરે ?

મેહરબાનુ—જો તેઓ એકમેકને સાચ્ચા પ્યારથી ચ્હાતાં હશે, તો જરૂરજ તેમ કરશે. પણ શું થયું ? (ઘડયાલ ગમ નજર ફેરવી ને) હવડાં બાર વાગશે, તોબી બાવા કેમ પાયદસ્તેથી આવ્યા નથી ?

(તેણી બારીએ ટંગાઇને જોય છે. દુરથી સ્ટેશન આગળથી પાંચ દશ માણસોનું ટોળુ, સફેદ કપડામાં ચાલતું જણાય છે. તેમાં પાહલનજી હોમજી પણ મોટે મોટે હસતા, અને વાત કરતા આવે છે).

પાહલનજી—(અંદર દાખલ થતાંજ પાઘડી મેહરાંને આપે છે.) —આહ ! હવે છુટકો થયો ખરો ! ચાર વાગ્યાથી જુઠા ઢોંગ, અને દીલગીરી બતાવતાં મરવા પડયો હતો. મેહરાં દીકરી, કસ્તી કરવાનું પાણી ને ન્હાવાનું પાણીબી કઢાવજે. એવણનાં હૈયાત સગાંથી હું તો બેજાર થઇ ગયો બા ! કોઇબી એ બધા આદમી માટે સારો વિચાર નહિ ગરાવે, તોપણ બધા અમથા અમથા તેમના ગુણદોષની તારીફ કરે, ને કાંઇ કાંઇ બોલે. પેલા પાવરી એવણ, બધામાં પોતાને સૌથી ચડતા અને આબરૂદાર ગણે છ તેણી આજે મારા હોમજીના ખાનદાનની વંશાવળી યાદ કરવા બેઠો હતો અને તેનેજ ચડતું ગણ્યું ! એ પણ એક અજાયબીજ કેની ?

મહેરબાનુ-પણ બાવાજી વીલ વિષે શું ધાર્યું ? શેઠે પોતાના પૈસાનું શું કીધું હશે, તે જાણવા હું ઘણી આતુર છું.

પાહલનજી-હું તારી આતુરતા તૃપ્ત કરી શકતો નથી કરી દિલગીર થાઉં છું. દીકરી, આજેજ સાંજે વીલ વાંચવાનાં છે, ને સોરાબજી વકીલે મને તેડું પણ કીધું. હું તો બા વીલ વચાય, ત્યા લેર એકું વણસાયલી દાળ જેવું મ્હોડું રાખી ફેરવું પડે કરી, અહિંજ નીકળી પડયો ! !

આવાંબાઇ-વખતે તમને કંઇ નામ પાડી આપ્યું હોય તો પાહલનજી ? શેઠ સાથે તમને તો ઠીક બેસતી હતી.

પાહલનજી-વેલ, આ ઘર ઓઠે બાટે ગ્હેરા આપ્યું માટે, તેજ તેમની ઘણી મેહરબાની સમજ. મને જરા ઠીક હતું

હોમજી–આપણે કંઇ કર્યું તો ! હું તુંને કંઈ મદદ કરૂં ? આપણે કોર્ટમાં જઇએ અને કહીએ કે વીલ કર્યું ત્યારે શેઠની અક્કલ બરાબર નહતી...જરા ગાંડા હતા–તો કેમ ? ચાલ જે ખર્ચ થાય તે હું આપીશ દીકરા, તું કંઇ ફકર ના કરતો......'

મેહરબાનુ–( વચમાં )–હા હા, મેહરવાનજી શેઠ અમે બધાં એક મતે એમજ કહીશું કે–

મેહલ્લી–( લાગણીથી ) તમે બધાં ઘણાંજ મેહરબાન છો હોમજી. તમારી એ કાળજી માટે ઉપકાર થયો ને હવે મને હિમ્મત આવી છે તેથી હુ જે બાબદ માટે વાત કરવા આવ્યો છું તે કહી શકીશ. અસલ કુટુંબી દોસ્તી અને લાગણીને લીધે મને લાગે છે કે તમે મારી અર્જ ના પાડશો નહિ.

હોમજી–હા ભાઇ બોલ, તું જે કેહશે તે હું ખુશીથી કરગ. આપણ એક લોહીના સગા છીએ. તું એમ અચકા ના દીકરા, ને ખુલાસાથી બોલ.

મેહલ્લી–તમારી ઘણી મેહરબાની થઇ હોમજી. હું મુંબાઇ જઇ કંઇ ચાકરી કરૂં. હવે તે શોધું તેટલાં મારી પીરાજાને તમારે ત્યા રાખો તો મને જરા સધ્યારો મળે. તેણી પોતે શીખવવાની ચાકરીએ જવા માંગેછે પણ અત્યાર સુધી જે રીતે તેણી રેહતી આવી છે તે પરથી તેવાં કામને માટે હું એને લાયક ધારતો નથી માટે એટલુ કરશો ?

હોમજી–હા ખુશીથી; જ્યા સુધી તું પુરતુ કમાઇ તેણીને પરણીને લઇ જાય ત્યાં સુધી તેણીને હું મારી દીકરી દાખલ રાખીશ ભાઈ. તું નચીંત રહે. કેમ આવાં તહારો શું વિચાર ?

આવાબાઇ અને મેહરૂ ( સાથે બોલી ઉઠે છે )–અમે બેઉ એ ગોઠવણથી ખુશી થયાં છીએ મેહલ્લી; તમે બે ફીકર સીધાવજો "

( મેહલ્લી તે સાંભળી લાગણીથી હોમજીનો હાથ હલાવે છે ને બાનુઓ તરફ નમે છે )

મેહલ્લી–હવે હું નસલી શેઠે વારસ કોણને નેમ્યો છે તે કહું ? હોમજી મેં તમારી કસોટી કરી જોઇ છે અને તેમાં તમે તમારાં સદગુણથી જીત્યા છો. કોઇ બીજો હોયતો હોમજી તમારી અદેખાઇ કરે ને ધિક્કારે.

હોમજી–(અજાયબીથી)- મને ધિક્કારે ? કાય મે કાઇ કોઇનું બુરૂ ઇચ્છયું નથી.

મેહલ્લી–હા, તે હું જાણુંછ તોબી તમે મારા બપાવાની દોલતમાં મને નડયાછો ને તમારી તરફેણમાં હળી તેવણે મને વારસામાથી બાતલ કર્યો છે.

હોમજી–શેઠ જરા ખુલાસાથી બોલો.

મેહલ્લી–એટલે એમ હોમજી શેઠ કે માણેક મ્હાલ અને તેની આસપાસની બધી જમીનના તમે વારસ નેમાયા છો. તમારૂં નામ ફેરવી અમારી અટક અને દોલત તમે જલદી તમારે સ્વાધીન લો એવું તે લખાણ છે. શેઠ હવે તમે મારી લાગણી સમજ્યા હશો.

મેહર–( દુખથી )–ઓહ ! મહેરવાનજી શેઠ ! એ કેવી નાખુશ ખબર !

હોમજી–( પોતાના મનમાં )–હું પાહલનજી હોમજી તે હવે મોટા માણેક મ્હાલનો ધણી ! છટ કંઇ છટ માનવામાં તો નથી આવતું. નામ ફેરવું ? કદી નહિ. હું તો હોમજી માણેક હોમજી એમ નામ લઇશ. હજારો રૂપેયા સાથે આવો મ્હેલ જેવો બંગલો—

( તેવણ બોલતા અટકી પડે છે ને બારીકીથી મેહલ્લીને જોય છે. મેહલ્લી તેમની મતલબ સમજી જાય છે ).

મેહલ્લી—કેમ હોમજી હજી પણ શેઠે વીલ ઘેલાપણામા કર્યું છે એમ તમે માનોછો કે ?

હોમજી–જોની ભાઇ, હવે એવો બનાવ બન્યો છે કે જેથી આપણી સઘળી નેમ ઉલટાઇ જાય છે. જો જો તારા બપાવાએ પોતાની દોલત ધરમ ખાતે આપી હતે યા કોઇ દુરનો અજાણ્યો શખ્સને આપી હતે તો હું એમજ કેહતે કે તેવણે ઘેલાપણામાં એવું કીધું છે પણ આ તો મને એટલે પોતાના સગાને રાજી ખુશીથી આપ્યું એટલે તે બીજીજ વાત થઇ. મારી પોતાની અટક પણ હોમજી ને તમો માણેક હોમજીમાં કંઇ ઘણો તફાવત નથી. જે લોહી તારામાં છે તે હું પણ ધરાઉ છું.

( અહીં તેવણ છાતી કાઢી ચાલે છે તેમની ફેરવાયલી વર્તણુંક જોઇ મેહલ્લી જવા ઊઠે છે. )

ગુલશન પારસીઓમાં માની
તું છે. વડોદરા રાજ્ય રીપોર્ટ
૧૯૧૩-૧૪.

# ગુલશન.

Gulshan is popular
among the Parsis,
Baroda Ad. Report
1913-14.

# GULSHAN.

એપ્રીલ ૧૯૧૬ વૉલ્યુમ ૮ Vol. 8 April. 1916.

## સાંકલ્યું.

# આ તમારે કાજે!

માર્ચ અંક હમારા વાંચકોની અચુક પસંદગી પામ્યો છે તે જાણતાં ભારે હર્ષ ઉપજે છે. આ માસિકને ખીલવવાના પ્રયાસનું આ પહેલું પગથ્યું છે. ઈશ્વરેચ્છા હશે તો હજી કાંઇ વધુ અને વધુજ ભર્યા જઇશું. જુન માસનો અંક હિંદુ બ્હેનોના લેખથી સુશોભિત થનાર છે ત્યારે પારસી નવા વર્ષનો "ચોપેટી નંબર" કાંઇ જુદીજ ક્રીસમનો બલકે રમુજી તોરનો પ્રગટ થનાર છે. ગુલશનના જે ભલા ખયરખ્વાહો તેની દેહા વખત પરની રીબતી હાલતે માટે ખરાં મને દીલગીર થયા હતા તેઓ હવે છુટકારાનો દમ ખેંચ્યા વિના રહેશેજ નહિ.

× × ×

. . .ગયા અંકમાં મુંબાઇ ખાતેના પારસી કોરગાઓ... બાબે ટુંક ઇસારો હમો કરી ગયા હતા. ઘણીજ શર્મભરી વાત છે કે પારસી જેવી સુધરેલી કોમમા અક્કલ વગરનાં કેટલાંક બદમાશ ઉલ્લુઓ નયજ છે કે જેઓ ઘરનું ખાઇ પી પારકાંની ટાઢ નિંદા કરી કોઇ પણ કિસમે થોડું ઘણું પણ નુકસાન કરવાની બેવકુફાઇભરી મસ્તીમાં મસ્ત બની પોતાનાં નામ અને કુટુંબને હિનપસ્તીના ઉંડા ગારમાં ફેંકી દેવાની સરકશી કરે છે. અત્યાર તુલીકમાં મુંબાઇના પારસી કોરગાઓ માટે આપણે ઘણું જાણ્યું ને વાંચ્યું છે પણ તેનો પ્રત્યક્ષ દાખલો હમારા બાબમાં બનવા પામ્યો છે.

× × ×

આ પત્રને વધુ ખીલવવવા માટેની રૂપેયા નવ વાળી યોજનાને લગતા કાર્ડો બાઇબંધ જામે જમશેદનાં ગ્રાહકો વહેંચવામાં આવ્યા હતા. કાર્ડ પ્રમાણે તે મળતાં ચોપડીઓ વી. પી. થી મોકલવાની હતી. તેનો લાભ કોઇ નીચ હરામખોરે લીધો અને બબે દીવસને અંતરે હમો તરફ બીજા ઓરડરો સાથે આ ઓરડરો આવતા રહ્યા. પહેલા બે દીવસ તો વી. પી. રવાના કર્યાં પણ પોસ્ટમાંથી પાછાં ફરતાં હમોને શક પરતાં જે તે સાહેબોને લખી પુછાવ્યું તો જણાયું કે કોઈ બદમારા કોરગાએ આવી કગાળ હાંસી કરી પોતાની અધમ બુન્યાદ બતાવી આપી હતી! જૂદો જૂદાં લત્તા તરફથી કાર્ડો આવતા હોવાથી હમોને કોઇ પણ જાતનો શક કે શુબેહ રાખવાનું કારણ મળ્યું ન હતું. મગર એથી થયું એટલુંજ કે હમોને ફરીથી ખાત્રી કરવા માટે એક પૈસાનો વધુ ખર્ચ કરવો પડયો! સુધારામાં મસ્ત થયલી પારસી કોમ, સુધારાની ધુંઇમાં આવી હલકી પંક્તિ પર ઉતરી પડી હોય તો હમો એટલુંજ કહીશું કે જાણો એ સુધારો ને જળો તે દોજખી હાથ કે જે ખોટી રાતાવળી માટે ઉચકાયા કરે છે!

× × ×

ગયા ફેબ્રુઆરી માસમાં માર્ચ અંકના લેખકો બાબે તે અંકમાં પુરતું બોલાયું છે છતાં ઉપકારની બે લીટી લખવાની રહી ગઇ છે. ગયા અંકનાં ટાઇટલ કવરનો ડીઝાઇન ટાઈમ્સ ઓફ ઇંડીયા વાળા ભલા ભાઇ મી૦ ખોદાબક્ષ કે. ઇરાની (આર્ટીસ્ટ) એ તૈયાર કીધો હતો. આ ભાઇ ગુલશનના ભલા ખયરખ્વાહ છે અને ગુલશન માટે પોતાની સુંદર પીંછીનું પરિણામ અવારનવાર મોકલતા રહે છે. મી૦ ઇરાનીનો આભાર માનતાં હમારે ભલા મિત્ર મી૦ જીજીભાઇ ન. ખરેઘાટ, આર્ટીસ્ટને ભૂલવા ન જોઇએ. ભલા જીજીભાઇ બાવાની મહેરબાની આ ગરીબડાં ભૂલકાં પર બહુ છે. બ્લોક બનાવવા વગેરેનાં હમારાં કાર્યને સરળતા કરી આપવા માટે એ દીલસોજ બીરાદર હમેશાં તત્પર રહે છે. એ કાર્ડ લખતાં પોતાની ગમે તેવી રોકાણો પડતી મેલી એઓ હમોને પહેલી સગવડ આપે છે. એઓ પોતાના હુનરમાં અચ્છા કીસબી છે. બ્લોકો બનાવવામાં જીજીભાઇ બાવાએ મેળવેલી ઉચ ખ્યાતિ જાણીતી છે.

× × ×

૧૯૧૫ ના સપ્ટેમ્બર માસથી શરૂ થતાં ગ્રાહકોમાંના ગણત્રીનાં થોડાં પર વી. પી. કરવા ગયા

અંકમાં હમો કબુલત આપી ગયા હતા પણ કેટલીક અનિવાર્ય ઢીલને લીધે તે ચાલુ માસ પર મુલતવી રાખવાની ફરજ પડી હતી. આ કારણે તા. ૨૨ મી એપ્રીલે વી. પી. ઓ રવાના કરવામાં આવશે તે માટે જે તે તરફથી યોગ્ય બંદોબસ્ત થવાની જરૂર છે. બીજી જુદી યાદ પણ તે સાહેબોને-આ લગત આપવામાં આવી છે.

હિંદની બહારનાં ગ્રાહકોને તેઓ પર નીકળતાં લવાજમની યાદ આપી ચુકયા છીએ. દૂરનો મામલો હોવાથી આ સાહેબો વર્ષની શરૂઆતમાજ પોતાનાં લવાજમો મોકલી આપવાની ગોઠવણો કરે તો ખરેજ પાછળથી ભેટનાં પુસ્તકો પુરાં થઈ જતાં તેમને બદ-બડવાનું કારણ રહે નહિ. કેટલાક સાહેબો હિંદુસ્થાન આવી પોતાના લવાજમ મોકલવા માટે જણાવે છે તેઓને વધુ એલતેમાસ કરવામાં આવે છે કે બનતાં સુધી એડવાન્સ પૈસા મોકલવાની તકલીફ લેવી; કોઇકોની બદમાશીથી હિંદની બહારનાં ગ્રાહકો એડવાન્સ પૈસા મોકલતાં અચકે છે પણ તેમણે જાણવું જોઇએ છીએ કે એકને પાપે આખા વહાણને ડુબાડવું સજાવાર નથી. કેટલાંક ગ્રાહકો ફ્રેંચ બેંક પરના ચેકો મોકલે છે તે વટાવતાં હમોને વધુ કમીશન આપવું પડે છે તે તરફ પણ ખાસ ધ્યાન ખેંચવાની જરૂર જોઇએ છીએ.

× × ×

ગયા અંકના રહી ગયલા વિષયોને લીધે ચાલુ અંકમાં જર્મન જાસુસની વાર્તા તથા ચિત્ર વિચિત્રની રસમય ચુંટણી આવતા અંક માટે રાખવામાં આવી છે તે બાબે ગ્રાહકો ધ્યાન ખેંચવામાં આવે છે. જગા-ની મારામાર દરેક વખતે પડે છે. અલબત્ત કાનબોનો આગળનો ભાવ હોત તો એકાદ બે ફોર્મ વધુ કાઢવા અડચણ ન હતી પણ-પાઠા એ રદન પાતલા શા કામનો ?

× × ×

ગુલશનનાં વાંચકો જાણી ખરેજ ખુશ અને મગરૂર થશે કે આ માસીકના એક ભલા શુભેચ્છક અને લેખક લેફ્ટેનંટ ડાકટર રવાવક્ષ અરદેશર પેમાસ્ટર આઇ. એમ. એસ. હાલમાં નામદાર શાહનશાહની સેવા બજાવવા પશ્ચિમ આફ્રિકા ખાતે આવેલા કેમેરૂન્સ વાળા ભાગમાં જોખમ ભર્યો ઓધ્ધો ધરાવે છે. લેફ્ટેનંટ પેમાસ્તર તે તરફ એકલાજ હિંદી ડાકટર છે અને ગોરી રીજમીટમાં તેઓ માનવંત ઓધ્ધો ધરાવે છે. જર્મનો સામેની લડાઈમાં તેઓ પોતાના દયાવંત કામમાં ઉત્સાહ ભર્યો ભાગ લે છે. આ ભલા બીરાદર લખે છે કે " મને તમોને મગરૂરી સાથે લખવા દો કે જ્યાં જ્યાં હું મારી નોકરીના સબબે રણભૂમિઓમાં ફર્યો છું ત્યાં ત્યાં તમારા અંકો મને પહોંચતા રહ્યા છે અને ઘણાક પર તો મેં તોપોના ધડાકા ને બંદુકના ધુબ્બાશઓ વચ્ચે, કોતરી કાઢેલા કોઇ કોઠારમાં "ફાયરીંગ લાઇન" ની છેલ્લી હારોમાં મારી હોસ્પીટલમાં ઘાયલ થયલાઓની સારવાર કરતાં મેં ઉતાવળી નજરો નાખી છે-કે જયારે હું દીવાના બની ગયલા માણસોનાં લોહીની ધારો વચ્ચે મુંબઇનાં મારાં સુખવાસી મકાનમાં બેસી તેને માટે લેખ લખેલી વેળાના દીવસોની ગઇરી યાદ કરતો હતો......... "

શાહનશાહની સેવામાં છ્વ શટોસટની લડા-ઇમાં ડીપલાવી દુઃખીઓને રાહત આપવામાં રોકા-યલા ભલા લેફ્ટેનંટ પેમાસ્ટર માટે ગરીબ ગુલશનુ ખરેજ મગરૂર છે અને એટલુંજ ચાહે છે કે પરમાત્મા એ ભલા ભાઇને પુરતો જશ ને લાંબુ આયુષ્ય બક્ષો. !

# સર્વિઅન અપીલ.

ગુલશનના માર્ચ અંકમાં કમનસીબ સર્વિઆના લંડન ખાતેના એલચી ખાતા તરફથી ગુલશન વાંચકોમા જે હૃદયભેદક અપીલ કરવામાં આવી હતી તે માટે આ અદના કટારિમાં એક ફંડ ગુલશનના વાંચકો તરફનું ખોલવામા આવ્યુ છે જેમા સૌથી નિર્જીવમા નિર્જીવ હિસ્સો બે આના સુધીનો લેવામા આવશે તે તરફ દીલસોજોનુ ખાસ ધ્યાન ખેંચવાની અરજ કરવામા આવે છે.

**અધિપતિ.**

બહાદુરજી સેનેટોરીઅમ,
દેવલાલી, ૨૧ માર્ચ ૧૯૧૬

વ્હાલા મી૰ માગલ્પા,

ચાલુ માસના ગુલશનના અંકમાં તમારી અપીલ વાચી અત્રે મેં એક લીસ્ટ ફેરતુ કરી એક નાની રકમ એકઠી કરી છે જે આજે મનીઓર્ડરથી તમો તરફ મોકલું છું ભરનારાઓના સંતોષ માટે આ પૈસાની પહોચ તમો કોઇ રીતે સ્વિકારી આભારી કરશોજી. પૈસા ભરનારાની ટીપ આ જોડે સામેલ છે.

આ રકમ મહેરબાની કરી "સર્બિઅન નહાસી છુટેલી પ્રજા માટે પાર્લામેંટરી મદદનું ફંડ" ખાતે રવાના કરશોજી.

તમારો સાચ્ચો,

**એ. એમ. મેહરહોમજી.**

મેડીકલ સુપ્રિન્ટેન્ડેન્ટ

ભલા ડાકટર મહેર હોમજી ને પગલે ગુલશનના બીજા વાચકો પણ ચાલશે એવી આશા કમનસીબ સર્વિઆ માટે શું આપણે ન રાખીશું ?

**અધિપતિ.**

## પહોંચ.

| | | |
|---|---|---|
| ગુલશન. | ૧૦ | ૭ |
| D. M. L. | ૧૦ | ૧ |
| અ. મ. મેહેર હોમજી | " | ૫ |
| ભીખાજી નવરોજી મીનોચેર હોમજી | " | ૧ |
| એક જરથોસ્તી બાનુ | " | ૦॥ |
| પાલનજી શાપુરજી કંત્રાકટર | " | ૨ |
| ફરામજી પેસતનજી કુકા | " | ૧ |
| ધનબાઇ સોરાબજી મીસ્ત્રી | " | ૦॥ |
| ખરશેદબાઇ આદરજી કાત્રક | " | ૧ |
| રૂસ્તમજી મનચેરજી લાકડાવાળા | " | ૧ |
| બમનશાહ રૂસ્તમજી લાકડાવાળા | " | ૧ |
| ધનબાઇ અરદેશર પારેખ | " | ૧ |
| ખોરશેદ અરદેશર પારેખ | " | ૧ |
| હોમાય અરદેશર પારેખ | " | ૧ |
| હીરાબાઇ ફરામજી બજાં | " | ૨ |
| દોસીબાઇ ફરામજી બજાં | " | ૧ |
| દીનબાઇ રૂસ્તમજી તવાડી | " | ૦॥ |
| ફરામજી ભીખાજી તવરીઆ | " | ૧ |
| એદલજી રૂસ્તમજી કકલીઆ | " | ૧ |
| દીનશા આદરજી કાત્રક | " | ૦॥ |
| રતનબાઇ પેસ્તનજી ઝરીવાલા | " | ૧ |
| પીરોજા જમશેદજી કંત્રાકટર | " | ૧ |
| શીરીનબાઇ જમશેદજી દારૂવાળા | " | ૧ |
| જુમલે રૂ. ૪૪ | | |

# પારસી બાનુ લુપીન. !

( ઇરાનની તવારીખના નકશાઓ સાથે ).

" ગુલશન " ની ડીટેકટીવ વારતાઓમાં સૌથી વધુ ખેંચાણ કરનારી આ ભેદ ભરમથી ભરપુર વારતા વાંચો અને ધ્રુજવાં છુટે તો મજબુત ગરૂચી સુજની ઓઢીને પોઢી જાઓ.

( લખનાર—સસ્સેક્ષ તીન પાંઉ. )

## પ્રકરણ આઠમું.

( જેમાં નીકળતું બેદી ભેંસમાંથી જેહાંગીરનું અને તેના પેપરમીંટ નહીં ખાવાના જવાબથી મુર્છાગત થતું મહાન ડીટેકટીવ મીસ મંઉરીનું. )

ધરરરર ! ધરરરરરર ! ! ધરરરરરરરર ! ! !

આ સઘળો ઘોંઘાટ થવાનું કારણ આપણે છઠ્ઠા પ્રકરણ મધે વિગતે વાંચી આવ્યાં છીએ. ટીંબકટુની છુપી પોલીસનાં વડાં ડીટેકટીવ મીસ સુના મંઉરીને જ્યારે ઘાટકોપારના વાસ—ગોકુ રહીશો તરફનું માનપત્ર આપવા શેઠ ગંગાસીંગ પોતાની માનીતિ ભેંસ સાથે હાજર થયા ત્યારે તે ભેંસને જે હાંઓ વખત બીજ કલેકટરની માફક ઉભું રહેતાં રીસ ચઢી હેની, તે યાહોમ ધસારા મારતી સામી દોડી આવી, જેને લીધે ઉપર લખેલો અવાજ થયો હતો. હવે કમનસીબે બન્યું શું કે ભેંસના તે ઓચિંતા હુમલાની અસર સીમલાની અવલોકન શાળામાં થવા પામી, અને ત્યાંના વાયુચક્રશાસ્ત્રીએ તુરત રીપોર્ટ બહાર પાડ્યો કે હીમાલયાની ટોચ ઉપર સવા રતલ બરફ વધારે પડતું હોય તેવું નોંધાયું હતું.

જોયું ?

આગે એમ છે.

માને નહીં પણ એમજ તો !

સુનાબાઇ મંઉરીજીએ જોયું કે જો તે ભેંસ એક રગતું વધુ ભરે તો તેવણનું નામ, ઠામ, સગાઇ, ઉમર, મરવાનું કારણ વિગેરે વિગેરે " જામે " માં લાગતું છપાઇ જાય, પણ ડીટેકટીવ થયા તે શું અમથાં જ કે ? પોતાની આવી કફોડી હાલત પામી નહી જાય તે ડીટેકટીવ શી ખપની ? આથી જેવી તે ભેંસ ઉછ હલોહલ આવી પુગી કે સુનાએ એક જબરી છલંગ મારીને આપણે " જુને માંસીસના જમરો-દ " કહીને ઓલે તે અગાઉ તો તે ભેંસના બરડા પર ચઢી બેઠી.

ખણ અજાયબી !

સો અજાયબીને હરાવે તેવી અજાયબી !

અચંબો પમાડનારી અજાયબી !

બન્દરકુલ અજાયબી !

પેલી કરામતી ભેંસનો બરડો તો હેખું પોકળ હતો યાને તે કરામતી ભેંસ પોતે સંદતર બનાવટી હતી. ભેંસના ચામડામાં પેલો બેદી પોરયો જેહાંગીર ભરાયલો હતો.

જેવી સુના તે ભેંસના બરડા પર કુદીને બેઠી કે તુરત તે ભેંસ ચારે પગ પોહોળા કરીને ફસડાઇ બેઠી, અને અંદરથી જેહાંગીર હસતો હસતો અને ઓં—ઓં... ઓં...ઓં...ઇ... ઇ...ઓં...ઓં...ઓં...ઇં...ઓંઇ ...યં...યં...ઓં...ઓં...કરતો કરતો બહાર નીકળી આવ્યો.

આએ જેહાંગીર તે તેજ જેહાંગીર હતો કે જે પારસી બાનુ લુપીન મીસ ચાંદણ દોકટ સાથે ઘાટકોપર નહાસી આવીને કોઇક ગલીમાં ભરાયલો. પેલા રમલ્યા કમલે પારખી આપ્યો હતો. એ તેજ જેહાંગીર હતો કે જે " ૧૯૫૭ " માલેકાં કસીદુ મી. મોતીરામનાં હરણ માટે જવાબદાર હતો. એ તેજ જેહાંગીર હતો કે જે ટાંટથી નહાસી આવંતા હવે-બાઇ નવલધનુમાનાની——.

અંહંહં !

વળી બધો ભરમ અગાઉથી ખુલ્લો થઇ જશે.

બસ. ! આપણાં પારસી પૈરાંચેલી. એજ મોટી બુરી ટેવ કે વારતા વાંચવા માંડે ત્યારે છેવટ શું આવે તેજ પહેલાંથી વાંચી જવાની ઉતાવળ કરવા માંડે.

" આએ ભેંસનાં ચામડાંના રંગ પરથી હું પારખી શકુંછ, ઓ પોરીઆ, કે તારું નામ જહાંગીર છે ? "

" ખરું છે મીસ મંઉરી ! "

" હેં ! મીસ મંઉરી ! તેં મારું નામ કેમ જાણ્યું ? "

" તમે એક ડીટેકટીવ હયો, સુનાબાઇ, તો સેવ ટોક છે. તમે ખીચરીને માછલીનો સાહાસ ખાઇ આવેલાં છેર, વાહ ? "

"ખરૂં ! પણ તેં તે કેમ જાણ્યું ?"

"તમારા પેટમાંના વાસ પરથી !"

આપણી મહાન ડીટેકટીવ સુના તો આટલા સરીખા ચેકુસની અપુર્વ ચતુરાઇ જોતાં બસ છક્કજ થઇ ગેઇ ને ! માલા યમ ! હજી તો તેણી અન્તઃચખીમાંથી ફારેગ થાય, તેટલામાં જેહાંગીરે વળી ધડાકો કીધો.

"તમુને રસ્તામાં સખત સલેખમ થયલો વારૂ ?"

"હાં—તદન ખરૂં ! કેમ જાણ્યુ ?"

"આએ તમારો રૂમાલ પડી ગયલો મેં ઉચકયો તે ઝીણો ને ચીકણો લાલ છે તે પરથી."

સુનઇજીની અજાયબી ધીમે ધીમે વધતી વધતી છેક સવા સત્તાવણ માઇલ ઉંચી પુગી જઇ. તેણીએ ઝુંચી આંખે અવલોકન કરી લીધું કે જો આએ પોર્યાને પેપરમીટની લાલચ આપી હોય તો ચપ દેતું કે બધું પકડાઇ જાય. એટલું તો હવે સિદ્ધ થઇ ચુકયું હતું કે પારસી બાનુ લુપીન મેડેમ ચાંદણુબાઇ કેકટજીની સાથે ન્હાસી આવેલો છોકરો તેજ આ બેંસમાંથી બહાર પડેલો જેહાંગીર હતો.

હવે સુનઇ ડીટેકટીવને જે ભેદી મુદ્દાઓ મેળવવાના હતા તે નીચે મુજબ હતા.

(૧) ચાંદણના વિઝિટિંગ કાર્ડની પછવાડે ડાએમંડની રાણીનું ચીત્ર હતુ તેની શી મતલબ ?

(૨) ચાંદણની ઉમ્મર શી ?

(૩) ચાંદણ પરણેલી હતી કે કુમારી ?

(૪) ચાંદણ હમેશાં બાટલીગ્રીન રંગની સાડી જ પહેરતી હતી ?

(૫) ચાંદણ જો પરણેલી હોય તો તેણીના ભમાવા સસરાનું નામ શું ?

(૬) ચાંદણ જો પરણેલી નહીં હોય તો કાંએ?

(૭) ચાંદણ જો પરણેલીબી નહીં હોએ અને નહીં પરણેલીબી નહીં હોય તો ક્યારે નહીં પરણેલી થાય અને કયારે પરણેલી થાય અથવા નહીં પરણેલી કાંએ થાય અને નહી પરણેલી કાંએ નહીં થાય ?

(૮) ચાંદણ..............

પણ સબર, ડીયર વાંચુદાસ, આપણે એ બધી મુદાઓની વિગત મીસ સોનાબાનુ ગડેરીજીની ડાયરી (જુઓ રંગીન ચિત્ર પ્રકરણ છઠ્ઠામાં) માં રેહવા દઈ આપણી આ ઐતિહાસિક કથામાં આગળ વધીશું. (**સ્પીડ લીમીટ:—કલાકના બાર માઇલ**)

હવે ઉપલા મુદાઓ મેળવવા, સુનાને લાગ્યું કે, આ જેહાંગીર ઘણો કામ લાગશે જોઇયે. જો ઉપલા મુજ બીના કેટલાક મુદાઓ મળી આવે તો પછી પેલાં "૧૮૫૭" વાલાં ચિત્રનું હરણ કેમ, ક્યાં, અને કાં થયુ તે બધું ઇરાનીની ખારી બીસ્કીટ (બે પૈસાની ત્રણવાલી) નાં પડની માફક ખુલ્લુ થઇ જવા પામે. હવે તે ભેદી જેહાંગીરને હાથમાં લેવાની તાલ લગાવતાં સુનાબાઇએ પુછયું,

"બચા, હુંઇ આવ ! તુને પેપરમીટ ગમે કે ?"

"નહીં જી, હું કોઇ દહાડો મીઠું ખાતો નથીજી."

આવો કાતીલ જવાબ સાંભળતાં મીસ ગડેરી મુર્છાગત (એટલે બેશુદ્ધ) થઇ ગયાં !

## પ્રકરણ નવમું.

(જેમાં-ચોરાવું મીસ ગડેરીની બાદશાહી મોટરકારનું તથા પકડાવું એક ટેબીકાગના નંબરમાંથી ભેદી BOM લેખનું.)

બુંચા જેહાંગીરે મીઠું ખાવાની પોતાની અશક્યતા દાખવી એ આપણી સદાની વહાલી બેહેન સુના માટે એક નહીં તામોશ થઇ શકે એવી ગંભીર નિરાશા હતી. ડીટેકટીવપણાંના તેણીના પચાવન વરસના અનુભવમાં આ પહેલ્લીજ વાર તેણીને પોતાનાં અનુમાનમાં થાપ ખાવી પડી હતી અને ત્યારે તે સજ્જડ નામોશીના સખત ફટકાના પરીણામે તેણીને મુર્છાગત થઇ જવાની ગોયા ફરજ પડી હોય તેમા અજબ થવા જેવું કે આર્ચર્યો પામવા જેવું કશુંએ વિચારવું કે સમજવું ઘટે નહીં.

જ્યારે મીસ ગડેરી શુદ્ધીમાં આવ્યાં ત્યારે આજુબાજુ ચોળીને જોતાં જોતાં તેઓશ્રીને વિદિત થયું કે ત્યાં આગળ નહીં હતો બૈયા ગંગાસંગ કે નહીં પેલો ભેદી જેહાંગીર ! નહીં હતી બેંસ કે નહીં તેઓ નામદારની પોતાની રોલ્સ રૉયસ મોટર કેઆર !

હવે ?

હવે ગયા મહવે !

કરે શું ?

બાપલા વગરનાં થઇ બેઠેલાં સુનામાય રડવા જેવાં થઇ ગયાં. આ કાંઇ જેવો તેવો ફટકો હતો વારૂ ?

"૧૮૫૭" ની શોધ કરવા આવતાં પોતે એક જીણા જેવા ચેકુસના હાથે કેવી થાપ ખાધી તેનો જ્યારે સુનાએ ધીરથી કેઆસ કીધો ત્યારે તેણીએ શરમથી નીચું જોવામાં ડહાપણ વિચાર્યું.

નીચું નહીં જોય તો પછી ?

આએ કાંઇ જેવી તેવી નામોશી હતી ?

નાપાક ચાંદણે ગોઠવેલા તાગડામાં પોતે કેવી સાબુત સપડાઇ ગઇ હતી તે જ્યારે ટીખકડુની છુપી પોલીસની વડી ડીટેકટીવ સુનાએ ધીરજે જાણ્યું જોયું ત્યારે તેણીથી બસ દમજ નહીં લેવાયો; અને જરા ઇસ્મેલીંગ સાલ્ટનો છુટથી ઉપયોગ કીધો ત્યારે અને ત્યારેજ જરા જરા.ચ્છતું બી રહેવાયું.

"જ્યારે બૈયા ગંગાસીંગ મને માનપત્ર આપવા આવ્યો અને જ્યારે તેણે મને જણાવ્યું કે તેની સાથે

ઘસડાઇ આવેલી પેલી નાપાક બેંન્સ શેઠ વરજીવન-દાસની હતી જાણે મારે ચેતી જવું હતું કે એ બચ્ચો ચોંટાળો શું હતો ! અરેરે, મુઇ હું આટલાં વરસની ચબરાક ડીટેકટીવ, તે આટલું સહેલ્લું ને દેખઇતું પણ તેજ પામી નહીં ગેઇ ! ખરેખર પેલા લુપીનની સાળી તે પેલી બોરઘાટનું ઇનજીન ચાંદણ કોઇ જબરી મહારી તો ખરી હું ! એ ઘાટકોપરમાંજ કંઇ ભરાઇ બેઠેલી છે તેટલું તો ખરૂં. ! "

અરેરે જમાના ! બદમાશમાં બદમાશ ઠગોને ઠગનારી આ નામીચી ડીટેકટીવ બાનુને કયાંથીજ ખ્યાલ હોય, કે પોતાની મોટર ખોટી બેસીને તેણી જે વિચાર બાંધતી હતી તેથી સદંતર ઉલટું તેણીની જીવેનજાનની મુદઇ ચાંદણ તેણીનીજ આફીસમાં પેલી અમેરિકન બનાવટની રોલટાપ ડેસ્ક આગળ બેસીને " એમરેલ્ડ " ની ચમતકારિક મદદ વડે પેલું ગાનીમાઇવાળું કાગજ વાંચતી હતી !

અરે ! અરે ! ! અરે ! ! !

અરે !

ઓ !

હાઆઆઆઆસ !

કોઇ પકડો !

કોઇ પકડો !

પોલીસ !

પોલીસ ! !

( ઓઇ સરસા, એટલી બધી ગરબડ શાની કરી મરે છ ?—ભાગલ્યા. )

( તો ! તો ! ગડબડ નહીં કરે તો પછી ? મારા સાહેબ, બકોછ તેની કંઇ શુધ્ધિબી છે કે નહીં ? જોતા નથી, બચારી સુનઇજીની બાવીસ હજારની મોટર-કાર પેલો ગુંદણ જેવડો પોરીઓ તસમફરાવી ગીધો છ તે ?—સરસો. )

જો વરી બોલતો નહીં તાંહ વેર ?

પછી સીટી મારીને આપણાં બાનુ ડીટેકટીવે ટેક્ષી બોલાવી. સુનાએ ગાડીમાં બેસવા પહેલ્લાં તેનું નંબર પોતાની ડાયરી ( જુવો પ્રકરણ છઠામાં મજકુર ડાયરીની આકૃતિ ) માં ટપકાવી લીધું. પણ ખબર ! તે નંબર ટપકાવતાં મીસ ગંડેરીનાં કપાલ ઉપર કરચલી કેમ વળી ? શું વળી કાંઇ ભેદની વાત હતી ?

એ વળી નવો ભરમ શું હશે ?

નેક વાંચક બીરાદર, તારાં પોકટ બેજામાં કાંઇ વાત ઉતરેછ ?

મીસ ગંડેરીએ તે ટેક્ષીકારનાં નંબરનો છુપો ફોટોગ્રાફ લીનો અને પોતા પાસની જાદુઇ કળાથી તે ફોટો તરત ડેવલપ કીધો. અમો તે નામાંકીત ફોટોનો જે આ ( ગાગલનો છે તે ) નીચે પ્રમાણે ફોટોગ્રાફ બ્લોક [illegible] ખાસ [illegible] કરવાની તજવીજ લઇયેજીયે: [illegible]

ટેક્ષીકારનાં નંબરનો ફોટો:

**BOM.**

ઉપલા ફોટોગ્રાફની ખાસ સમજ:—ઉપલો સુંદર રંગ બે રંગીન ફોટોગ્રાફ આપણને પેલી ટેક્ષી-કારના નંબરની પ્લેટનો ઉપરનો ભાગ આબેહુબ દેખાડે છે. એ ઉપલો ભાગ એક વિચિત્રતા દાખલ જણી શકાશે. ઉપલા ફોટોગ્રાફમાં દેખાડેલા ત્રણ હેર્ફ અક્ષરનો કાંઇક ઉંડો ભરમ હોવો જોઇએ એમ આપણે તાબડતોબ કબુલ કરીશું, નહીં ? ત્યારે વળી બીજું શું ?

મીસ સુના ગંડેરીએ તે મનમોહન ચીત્ર તરફ એકી ટગરે ધારી ધારીને ડીકયા કીધું. તેવણ એટ-લામાં તો પોતાના વીચારોમાં રોકાઇ ગયલાં હતાં કે તે ટેક્ષીકારના ડ્રાઇવરે કયાં જવાનું તે પુછ્યું તેનો જવાબ આપવાની વકીફ સુધ્ધી રહી નહીં. તે બાપરો કોઇ ભલો જરથોસ્તી હતો. તેણે સુનાબાઇ વિચારોના વમળમાંથી ફારિગ થાય ત્યાં સુધી ગાડી ત્યાંજ ઉભી રાખવાનો ઠરાવ સર્વાનુમતે પસાર કીધો અને મીટરનું ઘડીયાળ ચાલુ કરીને પોતે કાયસરનાં સાલનું " જામે " કહાડીને બેહરામશાહબાનાં ભા-ષણનો રસરસતો હેવાલ વાંચવા બેઠો. આશરે પોણી અઠાવીશ મીનીટ થવા બાદ બાનું-ડીટેકટીવ મીસ ગંડેરી પોતાના વિચારોમાંથી એકાએક અને અચબચાં ફારિગ થયાં. તેવણે મોટેથી શીસ મારીને શોફરને ઉંઘમાંથી જગાડયો અને તુરત તે ગાડી ટોંડાલ તરફ હંકારવા જણાવ્યું.

## પ્રકરણ દશમું.

( જેમાં સપરાતું થાય છે શેઠ અરદેશર હોરમજી એદલજી ઘાતકોપરવાલાનું. )

" ટોંડાલ ? " પેલા ટેક્ષીવાલાએ પોતાની ટોપીને આંગળી લગાડતાં સવાલ કીધો..

" હા, બા, હા ! ટોંડાલ ખબર છે કેની ? જહાંગીરજી પીટીટની ઓફીસની સામબે મોટા બગીચો છે તેની સામબેનું ઉચી સીડીવાલું ઘેર. "

" આલરાઇટ મેડમ ! "

" જરા, જલ્દી હંકાલજે. વાંહ મને રોયલ એશીઆટીક સોસાયટીમાં જીવનજી મોદી ભાષણ આપવાના છે. તે સાંભળવાની ઘણી જરૂર છે. "

એટલા વારમાં ડીટેકટીવ મીસ ગંડેરીએ પેલાં ટી BOM વીશે તરેહવાર અટકળો બાંધી દીધી હતી. અરેરે તકદીર ! તે [illegible] સર્વ અટકળો મ ફકત એક 'જન' અટકળજ ખરી પડે કેની. તો,.પા વસ્લાહ.તેરી મદદ. મીલા .જાયગા.! પેલાં ૧૮૫૭

વાળાં પેનટીંગમાંનો કસીકુ મોતીરામ કયાં, ક , અને શું કામ ચોરાઇ ગયો તે સઘળાંનો પત્તો મળી જાય.

પણ તે મળશે કે ?

જરા વેટી જા, માઇ ડીયર રીડર, જરા પેશંસ પકડ. જરાક હેરટી ના થા.

ઉઉઉઉઉફ ! ગરમી કેવી પડેછ !

ઓ ઓ ઓ ઓ ઓ !

આધા ગીલાસ બરફ પાણી !

રાઇટ ! હવે આપણે પાછા ડીટેકટીવ બાઈની પુઠ પકડીયે.

તેવણની ડાયરીનાં એક પાણાં પર, બીરાદર વારતા વાચુ વીકાજી, તું ચુંચી નજરે વાંચી લે. તે પર લખેલું હતું કે " મોટર ડ્રાઇવર અથવા તેના ધણીનુ નામ બમનજી હશે તેથીજ નંબર આગળ લાકે, હોવઇએ BOM રંગાનેલું લાગેછ. જો તેમજ હોય તો પેલો કસીકુ હમણા કોઇબી ભુંબાખાનામાં ભરાઇ બેઠેલો હોવો જોઇયે. "

વાંચ્યું ?

હાઇયો ! એમ બૈરાં લોકની ડાયરીમાં ટીકરી ઝૉપ કરતાં શરમ નથી આવતી ?

મીસ ગડેરીએ પોતા પાસ જેટલી હીંમત હતી તે સઘળી એકઠી કરીને પેલા ટેક્ષી ડ્રાઇવરને પુછયું,

" આ તમારૂં નામ બમનજી કે ? "

મ્હોડેથી જવાબ આપવાને બદલે તે શોફરે ફકત " ના " નું ડોકું ધુણાવ્યું.

નીરાશા નંબર વન.

" વારૂ આએ કારના ધણીનું નામ બમનજી છે?"

વળી પાછું " ના " નું ડોકું.

નીરાશા નંબર ટુ.

" ઉંહું ! તમારા બુચાનું નામ બમનજી, વારૂં ? "

" મારે તાંદ બુચોજ નથીજી. "

" અરે તારી ! દલગીરી વધતી ચાલી !

" તમારા સસરાનું નામ તો બમનજીજ હોશે ? "

" જી, હું પનૌજ નથી. "

એનો બપાનો મરે એ BOM નો ! કમબખત કોઇબી મુવું છવડું બમનજી નામનું તો મળે નહી. હવે બચારા ચબરાક પારસી બાનુ ડીટેકટીવ મીસ સુનામાય ગડેરીજી તો અમરાટમાં પડયાં કે કરવું કેમ ! આટલા સરીખા નાના બરમની શોધખોળ નહી ધરો તો ખ્યાતી પેલી રોન ચાંદનું કોકર્વું તો ઉભુજ ચઢી વાગશે.

તેનીએ વધ્યુ ખોંખાર મારીને પુછયું,

" તમારૂં નામ શું છે વારૂં ? "

" જી અરદેશર. "

" જી અરદેશર, કે અરદેશરજી ? "

" બેમાંથી કંઇબી નહીંજી, અમથું અરદેશર. "

" ને બાવાનું નામ . "

" હોરમજી "

" ને બપાવાનું ? "

" તેવણ તો ગુજરી ગીયાછ જી. "

" અરોમવોહુ—બેહસ્ત બચારાને, પણ તેવણ જીવતા હતા તાહરે કંઇ નામ તો હોશેની ? "

" હાજી, હતું. "

" હાજી ? કાંય તેવણ મુસલમાન હતા કે ? "

" નહીં રેજી, હાજી શાનું ? હાજી કરીને તો હું અમથું બોલ્યો. નહીંજીનું ઉંધું હાજી. "

" પણ તાહરે તેવણનું નામ શું જો ? "

" એદલજી. "

" હેં ? અરદેશર હોરમજી એદલજી ? વાખ ! ને તમારી અટક શું વારૂં ? "

" ધાતકોપરવાલા. "

આએ છેલ્લો ધડાકો બચારી સુનાથી નહીં ખમી શકાય તેવો ગંભીર હતો. તે વિચિત્ર ટેક્ષી કેબના ડ્રાઇવરની અટક સાંભળતાં સુના ગડેરી સતતા ઉજળી સપ મારી ગઇ ! તેણીના ગોલાબી રોખસાર ઉપરનું ટીપે ટીપું લોહી ગોયા ગેબ થઇ ગયું. પણ તેટલામાં એક ટેલીગ્રાફ ઑફીસ નજરે પડતાં તેણીના ચ્હેરાં પર બધાં લોહીનાં ટીપાં પાછાં સરતનાં પોદરની માફક ધસી આવ્યાં અને તેણી ચાલતી મોટરે ઉતરી પડી.

તેણીએ તુરત બલુચિસ્તાનના જાણીતા ચીતારા ખાન સાહેબ ઇમ્લીકા બોમ બોમ ઉપર એક તાર રવાના કીધો કે બનતી તાકીદે અંગ્રેજી બારાખડી અને તેના દરેક અક્ષરનું ગુજરાતીમાં નંબર એવી મતલબનું એક રૂ. ૭૫૦) ની કીંમતનું ગંજાવર ઓઇલ પેનટીંગ બનાવીને તુરતજ ટેંટાલને સરનામે વી. પી. થી રવાના કરવું.

એ મતલબનો તાર રવાના કરીને મીસ ગડેરી તુરતજ પેલી BOM વાલા ભરમથી ભરેલી ટેપી-કારમાં ગોઠવાઇ ગયાં અને આપણે " પેશ્વાનજી મેંગુસીના મોલ્વામાં મોકર " એમ બોલ્યે તેટલામાં તો ટેંટાલની સીડી આગળ તે રાજરથ આવીને ઉભી રહી ! ચમત્કાર !

[ હવે આગલી આએ ગંજાવર સીરીયલ આવતા અંકમાં વસંતના બહારમાં ખીલી રહેશે. બલુચિસ્તાનના મહાન ચીતારા ખાનસાહેબ ઇમ્લીકા બોમ બોમની અદ્ભુત પીંચ્છીને જોબ આપે તેવું એક ગંજાવર ઓઇલ પેન્ટીંગ તૈયાર થઇને આવી પુગશે તેવું તે અમો અમારા આવતા હફતામાં અમારે વાંચનારી વાંચકોને પરજેન્ટ કરશું, અને હવે પેલા ટેપીક્ષ ડ્રાઇવર મીસ્તર અરદેશર હોરમજી એદલજી ધાતકોપરવાલાનો શું થાન કોનાથી તે જાણવા એ બધી પુસ્તીમાન જરથોસ્તીઓ, દમમાંથી બીજા ધાવ ! ]

Mr. MERWANJI N. MEHTA,

( Datar Mandal Gold Medalist. )



नोशाकरो सखीशाह सोदागर.

The Manoranjan Press, Bombay

# શેઠ મેરવાનજી નાનાભાઈ મેહતા.

---

ગુલશનના આ અંકમાં ખાસ ચિત્ર તરફ હમારા વાંચકોનું લક્ષ ખેંચવાની હમો વિશેષ જરૂર જોઈએ છે. મી. મેરવાનજી નાનાભાઈ મેહતા કલકત્તાના જાણીતા શાહ સોદાગર છે અને તેઓ ચીન, તથા જાપાન ખાતે ધીકતી પેઢીઓ ધરાવે છે. જેવા તેઓ વ્યાપારમાં સાહસિક છે તેવાજ તેઓ સખાવતમાં ઉદાર છે. પૈસો કેમ પેદા કરવો અને સખાવતમાં કેમ ખરચવો તે તેઓ બહુ અચ્છી રીતે જાણે છે. અલબત્ત શ્રીમંતો તો ઘણા હોય છે પણ સખાવત કરવાને તેઓ એટલા બધા ઉદાર હોતા નથી. વળી કેટલાક કહેવાતા સખીઓ એવા હોય છે કે પાંચ રૂપીઆની ધમ દઈને સખાવત કરી પોતાના નામની બોલબોલા વગડાવવાનો લોભ તેમને બહુજ હોય છે. ઢોળાકડાં વાળી સખાવત આજકાલ બહુજ જાણીતી છે. તેવા વખતમાં ગુપચુપ હાતમદીલની સખાવત થતી આપણે જાણ્યે છીએ ને સાંભળ્યે છીએ ત્યારે ઘડીભર તાજુબ થયા વિના રહેવાતું નથી, અને દુન્યા કશાથી વાંઝણી નથી, એવો વિચાર કર્યા વિના રહી શકતા નથી. મી. મેરવાનજી મેહતાની જીંદગીનું ચારિત્ર્ય લખવા જતાં આ માસિક ભરાઈ જાય તેમ છે. તેમ થવું ગરીબડાં ગુલશનને પાલવે નહિ એટલે અત્રે હમો તેની ટુંક નોંધથીજ સંતોષ પામીશું.

નવસારીના જાણીતાં મેહતા ખાનદાનમાં જન્મ લઈ, નવસારીમાંજ કેળવણી લઈ, જવાન વયથીજ એમણે વ્યાપારના બહોળાં ક્ષેત્રમાં ઝીપલાવ્યું હતું, અને તેમા તે મહાન્ બાપની બરકતથી પોતાની જાતી અક્કલ હુસ્યારી અને વેપારની કુનેહથી ફત્તેહ મેળવી તેઓ શાહ સોદાગર થવા પામ્યા છે. કેટલાંક ત્રાલકાં જેઓ એવાં હોય છે કે જે "નહિ દીઠાંનું દીઠું" કરતાં પોતાનો મૂળ સ્વભાવ સદંતર બદલી નાખી નાખ પર માંખ બેસવા દેતા નથી, પણ બાપ દાદે ખાનદાની ગૃહસ્થોમાં તેવી એમ જોવામાં આવતીજ નથી. મી૦ મેહતા જેમ જેમ શ્રીમંતાઈમાં રેળાવા લાગ્યા છે તેમ તેમ નમનતાઈ ને સાદાઈ વધુ ગ્રહણ કરી સખાવત તરફ દોરાવા લાગ્યા છે. આ ભલા ગૃહસ્થે પોતાની જન્મભૂમિને માટે પોતાનું બનતું કર્યું છે. જે શાળામાં એમણે પ્રાથમિક શિક્ષણ લીધું હતું તે શાળાને ન ભૂલતાં પોતાનું વીસ હજારનું બાદશાહી મકાન કશાં પણ ઢોળકડાં વગડાવ્યા વિના ભેટ આપ્યું છે અને તે સાથે નવસારીની બહુજ અગત્યની જરૂરીયાત પારસી સુવાવડ ખાતું હતું તે એક તડકે એમણે પૂરી પાડી છે. પોતાના મરહુમ ભાઈના ઉઠમણામાં સાત હજારની સખાવત જાહેર કરવી. આ રકમમાથી સુવાવડ ખાતું સ્થાપવાની એમણે ગોઠવણ કરી હતી. આ સાત હજારના પાછળથી વીસ હજાર થયા અને તે વીસના જ્યારે સુવાવડખાનાનું મકાન એમણે પારસી કોમને હસ્તક કર્યું ત્યારે એંસી હજાર થયા! સુવાવડ ખાતાંને આ પ્રમાણે તેમણે એક લાખ રૂપીઆની બાદશાહી સખાવત કરી છે, જે માટે નોશાકરી પ્રજા તરફથી સુવાવડખાનાંનાં વાસ્તાને દીને એમને જાહેર માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું.

ભલા મી૦ મેરવાનજીની સખાવતો કંઈ આ બે કામોથી સંપૂર્ણ થતી નથી. એઓ અત્રેનાં તેમજ બહારનાં બીજાં અનેક ફંડોને

ચાલુ મદદ કર્યો જાય છે. ગુપચુપ ખણુગાં ફુકા-વ્યા વિના સખાવત કરવી એ એમનો હાલને કાજ મુદ્રાલેખ છે અને તેથીજ તેઓ બધેબધ બહુ જાણીતા થઇ પડયા છે. મી૦ મેહતાની સખાવતોની યોગ્ય કદરદાન નાથી નામદારશ્રી સયાજીરાવ ગાયકવાડ સરકારે કરી છે. તા૦ ૨૫ માર્ચ ૧૯૧૬ ને દીને શ્રીમંત મહારાજાશ્રીની વર્ષ ગાંઠની બરાવલી દરબારમાં શેઠ મેરવાનજી નાનાભાઇ મેહતાને તેમની મોટી સખાવતોની અદના પીછાણુમાં વડોદરા રાજ્યનો દાતાર મં-ડળનો (સોનાનાં ચાંદવાળો) ખેતાબ એનાયત કરવામાં આવ્યો છે. નામદાર સરકારનું આ પગલું સ્તુત્ય છે. સખાવત કરનાર પોતાના મનના પરમ સંતોષ સિવાય બીજાં કશાંની અભિલાષા રાખતો નથી છતાં તેની આવી કદર બુઝાવી જરૂરી છે કે જેથી બીજાઓ ઉત્તેજીત થઇ પરમાર્થના કાર્ય તરફ સહેલાઇથી પ્રેરાય. મી૦ મહેતાની સખાવત માટે નામદાર સરકાર તરફથી ઘણા સારા શબ્દોમાં પ્રશંસા કરવામાં આવી છે, જે ખરેજ યોગ્યછે. હમો તેમને ખરાં જીગરથી અભિવંદન આપતાં પરમાર્થ અને સાહસના ક્ષેત્રમાં તેઓ લાંબી જીંદગી સાથે વધુ જશવંત નીવડે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીશું.

શ્રીમંત ગાયકવાડ મહારાજા સાહેબની ઉપલી દરબારમાં જાણીત તબીબ ડાકટર ધનજી-ભાઇ હો. મેહતાને "રાજ્યરત્નનો રૂપાનો ચાંદ" એનાયત કરવામાં આવ્યો છે તેની પણ અત્રે ટુંક નોંધ લેવાની જરૂર જોઇએ છે. નો-શાકરૂં મેહતા ખાનદાન એકીવેળા વડોદરા રાજ્યના બે ખેતાબો મેળવવાને સામર્થ્યવાન થયું છે એ ખરેજ શુભ ચિન્હો છે. ડાકટર મેહતાએ આ રાજ્યની સેવામાં એમ્બ્યુલંસ વગેરેનાં શિક્ષણનો બ્હોળો ફેળાવો કર્યો છે, તે માટેનાં અનેક પુસ્તકો તેમણે તૈયાર કર્યાં છે અને ચાલુ કરે છે. વડોદરા ઉપરાંત બીજાં રાજ્યોને પણ એમણે આ કિમતી જ્ઞાનનો લાભ આપ્યો છે. એઓ ગુલશનના એક લેખક હોય તેના મોટા ખ્યરખ્વાહ છે. ગુલશન ખરાં જીગરથી તેમને વધુ સુખ અને જશ, લાંમી જીંદગી સાથે ઇચ્છે છે.

"બાઈ, માફ કરજે, પણ મારા શેઠ જે બાઇને હમેશા બે બુદ્ધિમા તેમજ ઉધમાળી બોલાવેઠ, અને જેમને માટે ઘણાજ ટળવળેઠ તે તેમજ કે ?"

લીલી ફીકકી પડી ગઇ. હવે તેણી શું જવાબ દે ?

"એવણ જેને બોલાવતા હતા તેનુ આખુ નામ શુ ?" તેણીએ દમ રોકી રાખી સવાલ કર્યો, "એવણ તેને શુ નામે બોલાવતા હતા ?"

"એવણ હમેશ તેમને પોતાની પાસે આવવાના કાલાવાલા કરતા હતા, અને તેમનુ આખુ નામ હુ ધારુ તેમ મીસ લુસી હેરીંગટન સ્મીથ છે."

તેજ પળે રૂપર્ટે આખ ખોલી અને લીલી તરફ ઘણાજ દયામણે ચહેરે જોયુ

"લુસી, મારી આગળ આવ, અને મારી ખાતરી કર કે તુ આવીછ" તે ઘણા નબળા સાદે બોલ્યો, અને લીલી કાંઈ બોલે તે આગમજ ફીલીપ બોલી પડ્યો.

"એવણ મીસ હેરીંગટન સ્મીથ છે સાહેબ અને તમે શાન્ત થાવો તો હુ એવણને તમારી આગળ બેસાડી બહાર જાઉ" તે ભલા નોકરે પોતે લીલીને લુસીજ ધારી છબરડો વાળો.

હવે લુસી શુ કરે ! તેણીતો દવાઇજ ગઇ શુ તેણી તેને કહે તેણી લુસી નહિ પણ જોયુ તેનુ કાગળ વાંચ્યું હતુ તે લીલી હતી

"લુસી !" તે જવાને પાછુ એવા મીઠાસથી બોલવા માંડયુ કે લીલીથી વધુવાર તામોશ નહિ થઇ શકયુ અને તેણી એકદમ તેની આગળ ગુઠણ ભરથે પડી બોલી

"હુ—હુ તમોને કંઇ કહેવા માગુછ" તેણી અચકાતા અચકાતા બોલી "મે તમારૂં ઘણુ બુરૂ કીધુંછ અને તે માટે હુ ઘણીજ—ઘણીજ દીલગીર છુ અને તમારી માફી ચાહુછ. જો કશાથી પણ મને માફી મળતી હોય તો તે કરવા હુ તૈયાર છેવુ"

"તુ શુ કહેવા માગેછ ?" તે જવાન એકદમ હરકેરાઇને બોલ્યો. "અરે, શુ તુ ખરેખર પસ્તાઇછ ને મારી માફી માગવા આવીછ ? વ્હાલી ! તુને ખરા દીલથી માફ કરૂછ મારી મીઠ્ઠી, મારી લુસી" અને તે સાથેજ તેણે લુસીને કીસ કરી અને બીજીજ પળે લીલીને સત્વર સરસર કરતી જોતાછોડી દીધી

"હા લુસી હુ સમજાુછ કે મારી આવી હાલતમા મને તુને કીસ કરવાનો હક નથી તુ પૈસાવાળી છે. જ્યારે હુ તદન ગરીબ થઇ ગયોછ મને તને મારી વાઈફ થવાને પુછવાનો હક નથી, કારણ જોકે મારી આખ આખી થશે છતા હુ કદાચ જીંદગી ભર લંગડો રહીસ ! ના વ્હાલી તુ ધ્રુજેછ કા ? શુ મને આવી હાલતમા જોઇ તુને મારે માટે દુખ થાયછ ?"

"હા" લીલીથી બોલાઇ જવાયુ

"લુસી તેં પેલુ કાગળ ઉખેડયા વગર પાછુ મોકલ્યુ તે મને ઘણુજ લાગ્યુ, અને તેટલામા મારા ખારા ગુજરી ગયા અને હમારા પૈસા ગયા—એ બધુ સાથે હુ કેમ ખમુ ! પણ હવે તુ વ્હાલી આવીછ એટલે મને કશાની દરકાર નથી હવે તો મને ખુશાલીજ છે"

ગરીબ બીચારો ! હવે લીલી વીચારમા પડી કે એની ઉમેદ તેણી કમ તોડી પાડે જો હવે તેણી ખરૂ કહે તો એમા શુ ફાયદો ? લુસી અને લોર્ડ વીકટનના લગન પેપરમા છપાઇ ગયા હતા અને લીલીની ખાતરી હતી કે લુસી કદીબી હવે રૂપર્ટના પેઆ ગયા એટલે આ હાલતમા તેની સાથે પરણેજ નહિ જો તે લોક આગમજના અદગના હતે તોબી લુસી તે તોડી નાખતે, એવી લીલીની ચોકસ ખાત્રી હતી પણ તે બધુ છતા લીલીનો પસતાવો કઇ ઓછો નહિ હતો

તેણી આવા વિચારમા હતી તે આખો વખત રૂપર્ટના હાથો તેણીની ગરદન આસપાસ વ્હાલથી વિટાએલા હતા, અને તેણીને ત્યાંથી તેનાથી છુટા પડવા ગમ્યુ જ નહિ

"તમે અહિ એકલાજ છેવો ?" તેણીએ અચબુચ સવાલ કર્યો કારણ તેણીને જાણે પેલી છોકરીની યાદ આવી કે જેણીએ તેણીની પાસે પેલુ કાગળ વેચાતુ લીધુ હતુ

"હા" તેણે કહ્યુ "મારી કઝીને આવવા માગ્યુ, પણ મે તેણીને આવવા નહિ દીધી મને તે નહિ ગમતી તુ જાણેછની—મે તારી આગળ વાત કીધેલી કે એ મેરીનો મારી પર ઘણો જીવ છે, પણ મને એ નહિ ગમતી"

લીલી હવે જરા હસી જે જોઇ રૂપર્ટ બોલ્યો.

"તુ જાય છે કે વ્હાલી ? ના તને હજી તો ઘણુ લાબે ચાલવુ હશે પણ તુ કાલે આવશે કે ? મારી લુસી હુ કેવુ ઇચ્છુછ કે હુ તને જોઇ શકતો

હતે ? તારો સાદ જરા બદલાયો છે. તું આગળ કરતાં વધુ મીઠાસથી બોલે છે, પણ લુસી, તું બીજી વખતે આવશે ત્યારે હું તુને કીસ નહિ કરશ. આજે તો હું ઘણો ઉશકેરાઇ ગયો હતો, પણ હવેથી હું યાદ રાખશ કે મારી હાલત જોતાં મારે તારી સાથે ફક્ત એક ફ્રેન્ડની જ લાગણીથી વાત કરવી જોઇશે "

આખરે તે લોક જુદા પડયાં. લીલી, તુરત પોતાનાં ઓરડામાં ગઇ અને બારણું બંધ કરી ડુસકે ડુસકે રડી.

"ઓ, હવે હું શું કરૂં ! મેં એને શું કામ કર્યો ? અરે...પણ મનેજી જાણે એમ શું થયું કે એની આગળથી ખીસવા નહિ ગમ્યું ! ઓ, તે મીઠી કીસ હતી ! "

ગરીબ બીચારી લીલી ! તેણી વગર જાણે પોતાનું દીલ રૂપર્ટને આપી ચુકી હતી. એ કેવો સંજોગ !

"હું આજેજ એક કાગળ લખી એને બધી વાતે વાકેફ કરશ ! ફક્ત એ એક જ રસ્તો છે. કારણ તેની આગળ તો મારેથી કદી બોલાવાનું નથી " તેણીએ લાવની જુમમાં બકવા માંડયું " હું હવડાં જ લખું અને સહુવારે તે કાગળ પુગી જશે,...ગરીબ બીચારો ! " અરે તેણીને શું ખબર કે વીસ પાઉન્ડ મેળવવા જતાં તેણીએ આવી રીતે એક આદમીને દુઃખી કીધો હતો.

તેણી આ મુજબ પોતાનાં મન સાથ વિચાર કરતી હતી તેટલાં તેણીની નોકરે આવીને કહ્યું કે મેરી લેટીમર તેણીને મળવા આવી હતી અને આખી જીંદગીમાં પેહેલીજવાર લીલી મેરી લેટીમરની ચગોર ચશ્મો સામે જતાં બીધી, પણ મેરી લેટીમર પોતે આજે એટલી દીલગીર હતી કે તેણીએ લીલીના ચહેરાપર કાંઇ ધ્યાન નહિ આપ્યું.

"વ્હાલાં માતા, આજે તમે ઘણા થાકેલાં લાગો છ " મેરી લેટીમરની તરફ નજર પડતાં લીલી બોલી.

"મારી બેટી, હું થાકેલી નથી તેટલી દીલગીર છું " મેરી લેટીમર એક નીસાસો નાંખતાં બોલી "મેં હવડાંજ સમજ્યું કે રૂપર્ટ, દેરલની જીંદગી જોખમમાં છે. મને હવડાં એનો ડાકટર મળ્યો. તેણે મને કહ્યું કે બળાપાથી તેની છાતી નબળી પડી છે. અને ત્રણ મારાથી જીવે ના મોરાં બાબ્ય ! "

લીલીનાં ચહેરાપરથી લોહીનું ટીપેટીપું ઉડી ગયું

"શું એવણ—એવણ મરી જશે કે ? "

"હું ધારૂં છ કે એ નહિજ જીવસે " મેરી લેટીમરે કહ્યું "ડાકટરનાં બોલવાપરથી તો એમ લાગે છ કે એને હવે જરાબી ઉશકેરવો નહિ જોઇએ અને એમની ઘણી સારી માવજત થવી જોઇએ. પણ તેમ કોણ કરે ? એ તો કોઇને આગળ આવવા નથી દેતો."

"ઘણુંજ દલગીરી ભર્યું ! " લીલી ખરાં દીલથી બોલી. તેણીનું ત્રાજ્ઞું બદન ધ્રુજવા લાગ્યું પણ મેરી લેટીમર લીલીએ લીધેલી મુલાકાતથી અજાણ હતી અને વળી તેણી પોતે પણ એટલી નીસોસ થઇ ગયેલી હતી કે લીલીની તેણીને દરકાર ન હતી. થોડેવારે તેણી રૂખસદ લઇને ગઇ કે લીલી પાછી પોતાના ઓરડામાં બરાઇ અને તેણીની છાતી ગુંગળાવા લાગી.

"હવે હું કેમ એને ખરૂં કહું ! " તેણી રડતાં વીચાર કરવા પડી " કદાચ—કદાચ તે સમજતાંજ મરી જાય તો ' નહિ, નહિ હવે તો મારેથી નહિ કેહેવાય ? ઓ થોડો વખત એ આ દુન્યામાં છે તેટલાં હું લુસી છું કરી ચાલવા દેવું તો હું ધારૂં છ કે મેરી લેટીમર જાણે તો તેની વાંધો નહિ લે ! એ કેવો સુખી થાય અને મેં એને દુઃખી કીધો તેનો જરા બદલો વળે "

જો તેણીની ખાતરી હતે કે મેરી લેટીમર વાંધો નહિ લેતે તો તેણી ધ્રુજેતું શું કામ કરતે ? પણ તેણીએ તેની દરકાર નહિ કરી. તેણી પેહેલીજ નજરે તે સાથેજ પ્યારમાં પડી હતી એટલે તેણી તેનાંજ સુખની દરકાર કરવા લાગી.

તેણી બીજે દીવસે સહુવારના ગોલાબના ફુલો લઇ પાછી રૂપર્ટ આગળ ગઇ. ફીલીપ તેણીને સામેજ મળ્યો. તેણે તેણીને મેરી લેટીમરે જે ખબર આપી હતી તેની ખાત્રી આપી.

"મીસ, ખુદા ખાતર મારા શેઠને માટે તમારેથી બનતું કરજો " તે વફાદાર નોકરે કહયું " કાલેજ ડાકટર કહી ગયા કે એવણ ઝાઝા દીવસ નહિં કાઢશે. "

લીલી આંખમાં આંસુઓ સાથે રૂપર્ટનાં ઓરડામાં ગઇ, અને પેલાં ફુલો તેનાં હાથમાં મુકયાં.

"મારી વ્હાલી, તું આવી " રૂપર્ટે તેણીને પોતાની તરફ ખેંચી કીસ કરતાં કહયું. અને થાકેલી

લીલી તેના ખભા પર માથું નાખી રડવા પડી તેણી રૂપર્ટને ખરા જીગરથી ચાહતા શીખી હતી

"લુસી, જાને મન, ડાકટરો ધારે છે કે હું કાંઇ હવે લાંબો વખત જીવસ નહિ" રૂપર્ટે તેણીને પસવારતા કહયું "અને, ઓ મારા જાન, તેથી હું તને કીસ કરૂં અને થોડો વખત પ્યાર કરૂં તો હું નહિ ધારતો કે કંઈ ખોટું હોય"

"રૂપર્ટ, તમે એમ ના બોલો, તમે જરૂર સારા થશો, હું તમારા વગર નહિ જીવસ!" લીલીથી ભારે ઉશ્કેરાટમાં બોલાઇ જવાયું "હું હવે તમારી આગળથી ખસવાની નથી"

× × × ×

ભલા વાચક, હવે આ નાટક લંબાવવાની જરૂર નથી ઉપલા બનાવને પંદરે દીવસ થયા કે એક દીવસ લીલી અને રૂપર્ટના છુપા લગન થયા ફક્ત રૂપર્ટનો વફાદાર નોકર અને તેની વાઇફ સિવાય બીજું કોઇને તે વિશેની ખબર નહિ પડી હતી લગ્નની બીજે દીવસે તો તે લોક ડાક્ટરે રૂપર્ટને ફરમાવ્યું હતું તેમ દરયાની લાંબી મુસાફરીએ જનાર હતા

લીલીએ રૂપર્ટના સુખ સિવાય આગળો પાછળો કાંઇ પણ વીચાર નહિ કીધો હતો તેણીએ ઘણી આજીજી કરી એક થોડો વખત લગ્ન છુપા રાખવાનું ભલા રૂપર્ટની નામરજી છતાં તેની પાસે કબુલાવ્યું હતું મેરી લેગીમરને એકવી ને જણાવવા રૂપર્ટે ઘણા કાલાવાલા કીધા પણ લીલીએ બીકની મારી તેમ કરવા પણ ના પાડી

લગ્નની ક્રીયા વખતે લીલી ઘણીજ શાન્ત રહી હતી જ્યારે રૂપર્ટ ઘણોજ ખુશીમાં આવ્યો હતો જ્યારે તે ક્રીયા પુરી થઇ અને પાદરી રૂખસદ લઇ ગયો કે રૂપર્ટે ઘણા વ્હાલથી લીલીને પોતાના બાથમાં લીધી

"મારા પ્યાર, આખરે તું મારી પોતાની થઇ" તેણે ઘણાજ પ્યારથી કહ્યું "તારા જેવો ભોગ કદી કોઇ છોકરી આપે નહિ મારે કેવી રીતે ઉપકાર માનવો તે મને સમજ નથી પડતી મારા જેવો સીકલી અને વળી લંગડો કે જેની પાસે પ્યાર સિવાય તને આપવા લાયક બીજું કશું નથી." તેણે ઘણીજ નરમાશથી કહ્યું "લુસી હું તને મારા સાચા જીગરથી ચાહું છઉં જાને"

"અને હું પણ તમોને ખરા જીગરથી ચાહું છ" લીલી તેને વળગતી બોલી "રૂપર્ટ તમે યાદ રાખશોની કે હું તમોને ઘણાજ સાચા પ્યારથી ચાહું છ મારા વ્હાલા ગમે એવા સંજોગો વચ્ચે પણ એટલું યાદ રાખજો કે હું તમોને જીગરો જાનથી ચાહું છ જો તમો મારેથી કદાચ નાસીપાસ થાવો તો એટલું યાદ રાખજો" અને ગમગીન થઇને ચહેરે બોલી "રૂપર્ટ, મારીપર સખત ના થતા"

રૂપર્ટ તેણીને કાંઇ જવાબ આપે તે આગમજ બારણું ખુલ્યું, અને મેરી લેગીમર અંદર દાખલ થઇ, જેને જોઇ લીલીથી એક ચીસ પડાઇ ગઇ

મેરી લેગીમરને બહારથી શીવીએ કહ્યું હતું કે તેનો ગેડ હનડાન્ટ મીસ હેરીંગટન સ્મીથની સાથે પરણ્યો હતો જેથી તેણી ઘણીજ અજાયબ થઇ, કારણ લુસી તો આજ આઠ દીવસ થયા લોર્ડ કતીફટન સાથે પરણી ચુકી હતી તે મેરી લેગીમર જાણતી હતી પણ તેણી સમજી કે કદાચ આ બીજી બહેન હશે પણ ત્યાં લીલીને અને તેણી વળી તેણીને લગ્નના કપડામાં જોઇ તેણી ખરેખર ચોંકી

એક પળ તે છોકરી અને મેરી લેગીમરની નજર એક થઇ. મેરી લેગીમરના ચહેરા ઉપર અજાયબી તથા તથા તે છોકરીના ચહેરાપર બીક હતી રૂપર્ટ તુરતજ લંગડાતા લંગડાતા મેરી લેગીમર આગળ ગયો અને ખુશાલ ચહેરે તેણીનો હાથ પકડયો તેનો ચહેરો પણ શરમથી લાલ થઇ રહયો હતો

"વ્હાલા માતાજી, તમે કેમ છેવો?" રૂપર્ટે લગાર લજવાઇને કહયું "હું તમોની સામે જોવાને બી લજવાઉંછ, કારણ તમોને-અને તમારા જેવા ભલા ફ્રેન્ડથીબી મારા લગન છુપાવવા પડયા છ પણ આશા છે કે તમો હમોને માફ કરી સારા આશીરવાદ આપશો"

"શું આ તારી ધણ્યાની છે, રૂપર્ટ?" મેરી લેડીમરે લીલી તરફ જોઇ પુછયું.

"હા, માતા, એક કલાક આગમજ એ મીસ હેરીંગટન સ્મીથ હતી પણ હવે મીસીસ રૂપર્ટ, હેરદ થઇ છ."

મેરી લેડીમરનો ચહેરો એકદમ કરડો થઇ ગયો અને ઘણા જ ગુસ્સાથી તેણી લીલી તરફ ફરી, પણ

લીલીના ચહેરા પરની મુંગી આજીજી જોઇ તેણી પાછી નરમ થઇ ગઇ. તે છોકરીનો ગમે એવો બી ભરમ હોય પણ હાલ તેણીએ રૂપર્ટ કે જે ઘણો જ સુખી દીસતો હતો તેની આગળ લીલીને ઉઘાડી પાડવાનું દુરસ્ત નહિં ધાર્યું.

"હું તમો બન્નેને ઘણું સુખ ચાહું છ" મેરી લેડીમરે આખરે કહ્યું "પણ રૂપર્ટ મને દશ મીનીટ તારી ધણીયાની સાથે એકલી પડવાની રજા આપ. મારે જરા વાત કરવીછ." તે રૂપર્ટે ઘણી ખુશીથી કબુલ કર્યું. તે તો એમજ સમજ્યો કે તે હમેશની કાળજી-વંત માતા લુસીને પોતાની સંભાળ માટે ચેતાવવા લઇ ગઇ હશે.

લીલી મેરી લેડીમરને અંદરનાં એક ઓરડામાં લઇ ગઇ અને બારણું બંધ કરી તે ભલી માતા આ-ગળ ગુંચણ મડયે પડી.

"રેવરંડ માતા, મને માફ કરો અને મારી વાત છુપી રાખજો" તેણીએ ડચકાં ખાતાં માંગી લીધું.

---

## પ્રકરણ ૪ થું.

લીલીની બધી વાત રૂપર્ટને માટેનો તેણીનો સઘળો પ્યાર વગેરે જાહેર થઇ ચુકયો હતો, જે સમ-જતાં મેરી લેડીમરની આંખોમાં આંસું આવી ગયાં.

"મારી વ્હાલી દીકરી, હું જોઉંછ કે તેં પ્યારને ખાતર બધું કીધુંછ, એટલે હું તને કાંઇ નથી કહેતી" મેરી લેડીમરે દયાથી કહ્યું "કારણ હું જોઉંછ કે તને પુરતી શિક્ષા થઇ ચુકીછ, પણ મારી વ્હાલી... તને શું એટલી સમજ નથી કે તારી ઠગાઇ જાહેર થયા વગર રહેશે નહિ?"

"ઓ, માતા, તમે રૂપર્ટને તો નહિજ કહેશોની?"

"નહિ, હું તો નહિજ કહીશ. મારી તેમ કરવાની એની આવી હાલત જોતાં હિંમતજ નહિ ચાલે. પણ ધાર કે આજે જેમ અકસ્માતીક હું આવી લાગી તેમ કોઇ બીજું આવી જાય તો.........–"

તે ભલી બાનુ બોલતાં અટકી ગઇ, કારણ પાસે-નાં ઓરડામાં જ્યાં રૂપર્ટ હતો ત્યાંથી કોઇનો મોટેથી વાત કરવાનો સાદ આવ્યો જે સાંભળી લીલીનાં ચહેરાપરનું લોહીનું ટીપે ટીપું ઉડી ગયું.

"તું શું મને એમ કહેવા માંગે છ કે તું મીસ સ્મીથ સાથે પરણ્યો?" રૂપર્ટની કઝીન મેરી જેને લીલીએ સાદ પરથી તુરત પેલાં કાગળની ચોર તરીકે પીછાણી, તેણી બોલતી હતી "રૂપર્ટ તારૂં ભેજું તો નથી ખસી ગયું?"

રૂપર્ટ હસીને મેરીનો હાથ પકડી મેરી લેડીમર લીલીને છુપાવે ને આગમજ તે ઓરડામાં હસતો હસતો લઇ આવ્યો.

"લુસી આ મારી કઝીન મેરી" તે લીલી તરફ ફરીને બોલ્યો "અને મેરી, આ મારી વાઇફ."

એક પળ પેલી છોકરીએ લીલી તરફ તુચ્છકારથી જોયું અને પછી બોલી,

"શું આ તારી વાઇફ! રૂપર્ટ?" તેણી ચીચવાઇ. "એ કાંઈ મીસ સ્મીથ છેજ નહિ. એ તો તેની સેક્રેટરી મીસ લીલી વોગન છે."

"એ તું શું બકે છ?" રૂપર્ટ ઉશ્કેરાઈને બોલ્યો.

"હું ખરેજ બોલુંછ. લુસી સ્મીથ તો આજે આઠ દીવસ થયા પરણી ગઇછ" પેલી છોકરી જે ઘણીજ ખારીલી અને અદેખી હતી. તેણી બોલી. "અને આ છોકરી તો તેની સેક્રેટરી હતી. હવે હું જોઉંછ કે શું થયુંછ. મારા ગરીબ રૂપર્ટ, તારી આંખે બરોબર દીસતું નથી તેનો લાભ લઇ તારી સાથે દાવ રમવા આવ્યો છ. આ છોકરી ઠગ છે" તેણી ઉશ્કેરાઇ ગઇ "અને તેથીએ વધુ ખરાબ–એક ચોર છે!"

તેણી આટલુંજ કહી અટકી નહિ પણ અદે-ખીની મારી જ્યારે તેણીએ જોયું કે રૂપર્ટની ધણી-આની થવાની તેણીની આશાનો ભંગ થઇ ગયો હતો તેથી તેનાં અને તેની ધણીયાનીનાં સુખનો નાશ કરવાની તે કીનાખોર પ્રપંચીએ નેત્રણ કરી તેણી પોતે ઉઘાડી પડે તેની જરાએ દરકાર કરવા વગર તેણીએ કેવી રીતે લીલીની પાસે કાગળ વેચાતું લીધું હતું તે સઘળું ફસેલના હસવા સાથે કહ્યું. લીલી વચમાં એક બોલબી બોલી નહિ. તેણી તો ફીકા ચહેરા સાથે મેરી લેડીમરના હાથનો ટેકો લઇ પુતળાંની પેઠે જડ થઇ ઉભી રહી હતી.

"મેરી તું શું દીવાની થઇછ, રૂપર્ટ ઝનુનથી બોલ્યો." "તું મારી ધણીઆનીને માટે એવું બોલ-વાની હીમ્મત કેમ કરેછ?" તે ઘણીજ માયાથી લીલી તરફ ફર્યો. "આવ વ્હાલી, મારી આગળ આવ"

પણ લીલી ત્યાંથી ખસી નહિ જે જોઇ રૂપર્ટનો ચહેરો ફીકકો પડી ગયો.

"લુસી આ શું ખરૂં છે ?" આખરે રૂપર્ટે ભારે ગભરાટમાં પુછ્યુ.

"ફક્ત એક ચીજ સિવાય બધી વાત ખરી છે. અને–અને તે એ કે મેં કંઇ પૈસા મેળવવાને ખાતર તમોને ઠગ્યા નથી" લીલી ઘણાજ ધીમા સાદે બોલી. "હું તમોને પહેલાંથી ચહાતી હતી, અને પેલાં પેલાં કાગળ ચોરવામાં પણ તમોને દુઃખી કરવાની મારી મતલબ નહિ હતી. હું તમોને ખરા જીગરથી ચાહુંછ"

મેરી લેડીમર તેને સમજાવવા ઉઠી પણ તે આગમજ રૂપર્ટનો જીવ બીગડી આવવાથી ફીલીપને અંદર બોલાવી મેરી લેડીમરે તે બને છોકરીઓને બહાર કાઢી. તેણીએ તુરત ડાકટરને બોલાવવાનો હુકમ કીધો, અને પછી મેરી તરફ ફરી તેણીએ ઘણુંજ દુઃખી પણ મક્કમ સાદે કહ્યું "તમારો કઝીન થોડાજ દીવસ માટે આ દુન્યામાં હતો. અને તારી બાનકી ચાલે કદાચ તેટલો વખતબી છીનવી લીધોછ!"

× × ×

પંદર દીવસ મોત અને જીંદગી વચ્ચે લડાઇ ચાલ્યા પછી રૂપર્ટ પર આખરે ઓપરેશન કરવાનુ નકી થયું. જેનું ઘણા ઇંતેજાર દીવસો પછી સારૂં પરિણામ આવેલું મેરી લેડીમરે લીલી કે જેણી હવે કોનવેન્ટમાંજ રહેતી હતી તેની આગળ જાહેર કીધું.

"ઓ, માતા, ત્યારે એવણ સારા થશેની ?" લીલી કચવાઇને બોલી, "પછી મારે માટે છુટાછેડા મેળવવાની તજવીજ કરજો કે એવણ–એવણ કોઇ એવણને લાયકની છોકરી સાથે પ્યારમાં પડી પરણે."

મેરી લેડીમરે તેણીને કાંઇજ કહ્યું નહિ. તેણી રોજ રૂપર્ટ આગળ જતી હતી પણ તે તદન સારો થશે એવી ખબર સિવાય લીલી આગળ તેને માટે કશીબી વાત કરવાનાં અખાડા કરતી હતી.

લીલી બીચારી રોજ ગળાતી જતી હતી; તેણી રૂપર્ટ સાથે દગાથી પરણી કરી મેરી ભોલી હતી તે વિચાર તેણી પોતાનાં મનમાંથી કાઢી નહિ શકી. અને કોઇબી રીતે રૂપર્ટને છુટો કરવા તેણી વારે ઘડીએ મેરી લેડીમરને કહેતી હતી.

એક દીવસ લીલી બાગમાં ચોપડી લઇ દુઃખી વિચારમાં બેઠી હતી.

"લીલી"

તેણી કુદકો મારી ઉઠી, અને જોયછ તો રૂપર્ટ તંદરોસ્ત અને હસતે ચહેરે તેણીની સામો ઉભો હતો.

"મારી લીલી, મને માફ કર !" તે જવાને તેણીની આગળ આવતાં કહ્યુ. "મેરી લેડીમરે મને અજ્ઞસથી આખર તલીકની હકીકત કહી છે. તેણીએ મને કહયું કે તે ફકત મારા સુખને ખાતર તેં આ ભુલ ચાલવા દીધી હતી, તથા તારા ભાઇના પ્યારને ખાતર મેં શું કીધું તેબી મને ખબર છે. વળી તેણીએ મને લુસી કેવી એકલપેટી અને ન લાયક હતી તેબી બધું સમજાવ્યું હતું. ઓ મારી લીલી, હું કેટલા દીવસ થયાં તુને જોવા તલપી રહેલો પણ તદન સારો થઇ તેજ આવવાનો મેં ઠરાવ કીધોતો. વ્હાલી તું મને માફ કરેછની ?"

"રૂપર્ટ, વ્હાલા, મારા જાન !" કરી લીલી પોતાના વ્હાલાને વળગી પડી.

સમાપ્ત.

× × × ×

**ચાલીસ વર્ષે ઠેકાણે પડયાં**—ચાલીસ વર્ષ સુધીની ધિરજ, ખંત અને દિલગીરી પછી, મી૦ ટોમસ મેથ્યુસ, અને મીસ પરકિન્સ નામનું જોડું ડરબીશાયરનાં આલફેટન નજદીક રીડીંગસનાં એક દેવળમાં હમણાંજ, થોડુંક થયું લગનનાં ગાંઠથી જોડાયું છે.

આટલી લાંબી મુદતની ઉમેદવારીનું કારણ એ જણાવવામાં આવે છે કે કન્યા, તેણીનાં એક દુઃખી બાપની દેખરેખ રાખવાને, પોતાની માતાનાં મોતને બિછાનાં ઉપર વચનથી બંધાઇ હતી. તે દુઃખી બાપ થોડુંક થયું મરણ પામ્યો તેની સાથ કન્યાનો પિના પણ તરતજ મરણ પામવાથી તેણીનું બીજું કોઇ સગું વહાલું ન રહેવાથી, તેણીની અંગત લાગણીદાટી રાખેલી મોહબતની યાદ આવી. અને ધારેલા ધણી સાથ લગન કીધાં. એ જોડાંની ઉમર ૫૪ અને ૫૩ હતી, અને કહે છે કે તેમની મહોબત છેક બચપણની હતી. બસલા.

# રિવ્યુ કોલમ.

## જીવપર જોરાવરી.

રચનાર—ફીરોજશાહ જાં. મરઝબાન.

પ્રકાશક—દીનશાહ એ. કરકરીયા.

કિંમત રૂપીયા અઢી.

જાણીતા પારસી લેખક અને નાટક લેખક મી. પીલામથી આજે કયો વાંચક અજાણ છે? મી૦ પીલામનું આ પાંચમું પુસ્તક સુંદરતાના દરેક સાજમાં ઘણુંજ મનહર બહાર પડ્યું છે. તેનો ગેટ અપ તથા છપાઈનું કામ એટલું બધું ઉત્તમ થયું છે કે આ મોટું પુસ્તક આટલી કિંમતમાં કેમ પર વડશે તે એક મોટો સવાલ છે; તેમાં જ્યારે અંદર સમાવેલાં ત્રેવીસ ચિત્રોનો ખ્યાલ કરીએ છીએ ત્યારે તો કિંમતનો સવાલ ભારે ગુંચવણ ભર્યોજ થઇ પડે છે. અલબત એ પરથી ખુલ્લું જણાય છે કે કમાવા કરતાં સાહિત્યમાં એક સુંદર સરો ઉમેરવા માટેજ આ ખાસ કોશેશ થઈ છે. આ વાર્તાના મુખ્ય પાત્રો ફેડી દાવર, દા૦ અદી વજીફદાર અને વકીલ ગુસ્તાદજી કાતફાત્યા ભારે ખેંચાણકારક છે. ગરીબોને જોઈ સુકાઈ ઉઠતા ને પરવાંઓના મુલકમાંથી તરતના આવેલા દાક્ટર વજીફદારનો ફેસલો ફેડી દાવર જુદા નામ હેઠળ કરે છે ને વાંચવા જોગ છે. અંગ્રેજો ઘણો હમેશાં છલકાવ્યાજ કરે છે, તેમ અંકુરી કેળવણી લીધેલાં આજકાલનાં પોતાને અપ-ટુ-ડેટ સમજતા અજ્ઞાન ઉદરુઓ બાપદાદા સુધી સુંઘીને ખાઈ પઈ ઓડકી કરી ગયા હશે તેનો લાલ વારસો મુકી ગરીબો

કાંઈ અજબ નસકોરું ચડાવે છે, તેવા ભેવકુફો હાલમાં દરેક ઠેકાણે ઉભરાતા જણાય છે—મગર હાલ રિવ્યુથી તેમાં જવાની જરૂર નથી. કર તે હશે નો કુદરતી નિયમ આ પુસ્તકનો સાર છે. પાપીઓ મરે પોતાના પાપમાં ઝબકોર્યા મારે—મરે તેઓને લગ્નિક કુસેદ તેમાં મળે પણ—અંતે લોહતે મહાન બાપની ગેબી લાકડીનો ફટકો પડ્યા વિના રહેતોજ નથી. ગુસ્તાદ વકીલ અને તેના નેકનામ ભાણેજ ચાનજીનાં પાત્રો કંગાળ કારભારીઓના નમુના છે. મામા કરતાં ભાણેજને કેવો કહેવો તે ન જણાવતાં એટલુંજ કહેવું બસ થશે કે બન્ને એકમેકનાં મોઢાંમાં થુંકે તેવા હતા. શીરીન ગાંધીનું પાત્ર પણ ઘણુંજ સુંદર રીતે રજુ કરવામાં આવેલું છે. નવસારી જેવાં જાણીતા મથકમાં પારસી સોનેરી ટોળી ત્રાય ત્રાય આપી રહી હતી અને ભર બજારમાં ખુનો થતાં હતા ને વિગત તો ભાઈ પીલામ તરફથી હવે આજેજ જાણી ' એક એ ઠેકાણે એવીજ રીતે નજર ચુક થયલી લાગે છે પણ તે બહુ નિર્જીવ છે. પુસ્તકની ભાષાને ચમક માટે તો કાંઈ કહેવાની જરૂરજ નથી કેમકે ભાઈ પીલામની સ્ટાઈલ બીજાઓથી કાંઈક જુદી છે. એ મરઝબાન ખાનદાન પોતાનાં મોંમાં લેખણ કલમ સાથેજ જન્મતું લાગે છે. આ બાપીકો વારસો શેઠ જહાંગીરજી મરઝબાનનાં ફરજંદોમાં ઘણો અચ્છે દરજ્જે ખીલેલો લાગે છે. આ પુસ્તકની પ્રસ્તાવના જાણીતા પારસી સ્કોલર મી૦ રૂ. પે. કરકરીયાએ લખી છે. મી. કરકરયા ઇતિહાસના મોટા અભ્યાસી છે અને તેઓએ પોતાના દીબાચામાં ભાઈ પીલામ માટે જે કાંઇ કહ્યું છે તે બેશક યોગ્ય છે. અધિપતિ થવું એ કાંઇ ફુલની સેજ નથી. તેમાં જામે જેવાં રોજદાના અધિપતિની જંજાળો કેટલીબધી હશે તે તો જે જાણે તેજ જ જાણે. પણ તે છતાં પોતાની ફુરસદનો સદ ઉપયોગ આવી રીતે થાય તે બેશક બહુજ માન ભર્યું છે. એક અભ્યાસીને માટે પોતાનાં ચાલુ કામથી પરવારી એકાદ સુંદર પુસ્તક લઇ તેનાં પાનાં ફંફોળવાં એ

એક મોગી મોજ સમાન છે- તે તેની આશાયરા અને રાહત છે

ફેબ્રુઆરી અંકમા હમો આ પુસ્તકના પ્રકાશક ભાઇ દીનશાહ મુગરીયાના સહારા માટે નાઇક લખી ગયા છે ભાઇ દીનશાહે આગમ પુસ્તકો બહાર પાડયા છે પણ તેમા " જીનપર જોરાવરી " ખરેજ ઉત્તમ છે એક નાનમ્દા ગ્રેસમાથી વટીક એક ખ તીનો શખ્સ શુ નામ મેળવી શકે છે તે મી૦ દીનશાહના આ સાહાસપરથી અચુક જણાય છે ભાઇ દીનશાહે ખરેજ આ કામમા જીનપર જોરાવરી કરી, આવા સુદર ગેટઅપ ાથનુ પુસ્તક જાહેર પ્રજા સનમુખ રજુ કરી ખરેજ કમાલ કરી છે અને હમો તે માટે એમને શાબાશી આપ્યા વિના રહી શકતા નથી જૂદા જૂદા લેખકોના પુસ્તકો એક પછી એક પ્રગટ કરવાની ખતીની મોશેશ એ ભાઇ તરફથી ચાલુ થઈ છે ને ખરેજ માનકાર દાયક છે સાહિત્યની સેવા માટે પોતાના અચ્છા પ્રયાસથી જે સુદર ફાગો આવા પુસ્તકો પ્રગટ કરીને આપે છે તે તેમને ખરેજ માનભર્યુ છે હમો ઇચ્છીશુ કે ભિક્ષુક અખંડાનંદના સસ્તા ગુજરાતી સાહીત્યના જેવી કાઇક સ્કીમ એઓ તરફથી શરૂ કરવામા આવે તેમા લેખકો અને જાહેર પ્રજાને મોટો લાભ છે એ ઉઘાડ છે શરૂઆતમા એ ભાઇનો ખોવામો પ્રગટ થયો છે તે ખુલ્લુ બતાવે છે કે બાપે પડેલો માણસ બાપે પડી રહેતો નથી દસ વર્ષની નાની ભાઇ દીનશાહને નવસારી ખાતે જોતા કોણ કહેવાની હિમ્મત કરી શકતુ હતુ કે તેઓ એક પારસી મેગ્ઝીનની ઉપમા પામી સાહિત્યની અપાર સેવામા પોતાનુ નાવ તરતુ મુકશે છેવટે હમો આ સુદર પુસ્તકના લેખક તથા પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ પુસ્તક મળવાનુ ઠેકાણુ—ઢોગમોગ ઓફીસ, ગ્રાંટરોડ, મુબાઇ

---

## સગન સંગિત.

**રચનાર—હરમીસ ( હોરમજી સે. મીસ્ત્રી )**

**કિમત છ આના.**

ગુલશનના જાણીતા કવિ અને લેખક હરમીસ તરફથી તેમનુ બહાર પડેલુ ઉપલા નામનુ બીજુ પુસ્તક હમોને મલ્યુ છે પારસીઓમા શુભ અવસર આવતા ગાયનો ગાવા " ગોયનો ' ગાવાનો રેવાજ છે કે જેઓ તે વખતને બંધ બેસતા પુરાણા વખતમા રચવામા આવેલા ગાયનો ગાઈ ઘરની ગંભામા વૃદ્ધિ કરે છે આ ગાયનો આગલા વખતના હોવાથી હાલના અપ—ટુ—ડેટ જમાનાને બરના નથી એ નિ શક છે પણ તેથી તે છેકજ ફેકી દેવા જોગ પણ નથી એ પણ ઉઘાડ છે જુનુ તે સુનુ એ સુત્ર થોડે ઘણે અશે પણ ધ્યાનમા રાખવુ જોઈએ છે આ પુરાણા ઢગઢરા વિનાના ગાયનો રાગ-રાગણી વગરના હોવાથી હાલના ચાઈ ચાઈના વખતમા તે ગાતા મોગ ભાગને શરમ લાગી જાય છે તેઓ માટે આપણા ભલા મિત્ર હરમીસે આ આનંદકાર દાયક પુસ્તક બહાર કાઢયુ છે પરમાત્માની યાદ સાથે શરૂ કરી પ્રેમના પ્રકાશને આનંદની લહેરમા રજુ કરી અઘરણા (આદરણી થયા) પછીની દરેક પારસી શાહ રસમોને બરના ગાયનો આ નાનકા પુસ્તકમા સમાવ્યા છે-બધા મળી ને ૨૭ ગાયનો છે આ ગાયનો સગીતની જાણીતી રાગ રાગણીઓમા જોગવેલા હોવાથી બહુ મજાહ આપે છે વધુ ખુશી થવા જોગ તો એ છે કેમા દરેક ગાયનની નીચે તેની સારેગમ આપવામા આવીછે કે જેથી એક વાર સાભળેલુ ગાયન ગડેવાઇથી તે જોઈ ઘરમા વગાડી શકાય ગાયનોમા જે સુદર ભાવાર્થ લઈ કવિએ ઉચબોધ આપ્યો છે તે ખરેજ પ્રશસા ભર્યો છે આવા બોધક ગાયનો ચાલુ ગવાવા જોઈએ છે, કે જેથી ગાનાર તેમજ સાભળનાર પર તેની ઉચ્ચ અસર થયા વિના રહેજ નહિ આ નાનકડુ પુસ્તક અગ્રેજી પુસ્તકોના જેવુ સુદર બનાવવામા આવ્યુ છે અને તેમા સમાયલી મ્હેનત તથા સુદર ગેટઅપ જોતા છ આનાની કિમત કાઈજ નથી મી૦ હરમીસ આવીજ આનંદકાર દાયક હારમાળા ચાલુ પ્રગટ કરતા રહે એવુ આપણે ખરા જીગરથી ઈચ્છીશુ

પુસ્તક મળવાનુ ઠેકાણુ,
ડૉન પ્રિંટિંગ વર્કસ સ્ટુડીયો—ગોવાલ્યાટેક રોડ
મુબાઈ

# પૈસે ખાટ્યૂ-પૈસે પાટ્યૂ.

ત્રણ અંકી નાટક.

( ગાયન અંકુરી સાથે. )

રચનાર-મિસ. કે. સી.

ખાતર હું હવે એક ખરા મરદ બચ્ચાના રૂપમાં આવ્યો છું. જાન, માટે ધીરજ ધરજે.

( તેઓ વાત કરતાં ધીમેથી ચાલી જાય છે. પાહલનજી હોમજી વાત કરતા કબાટમાંથી કપડાં કાઢી ગોઠવે છે. આગળ મેહરાં દીલગીર ચેહેરે ઉભી રહે છે. )

મેહરબાનુ—બાવાજી ! ખરેખર તમે અહિંથી જવાનો વિચાર રાખો છો શું ? જરા છુટ મુકી મેહ-રલીને માટે કંઇ ગોઠવણ કરો તો ઠીક. બાવા તમે આવા સમજુ ને એ વાત તુર્ત પકડી પાડી તે મને જરા ગમ્યું નથી.

હોમજી—ફકતી, દુન્યાનો કાયદો તું સમજતીજ નથી. જુવાન માણસો કદી મહેનત કરતાં નથી. જો તેઓ પૈસાવાળાઓ હોય તો તો વળી મુદલજ નહિ કરે. ને આ તો આવી તક મળી ગઇ ત્યારે જરૂરજ એને એમ દુન્યાદારીમાં પાડવો જોઇયે.

( હોમજીના ફેરવાયલા વિચારો સાંભળતો ન્હાની જે દુર બેઠો હતો તે હવે મહેરબાનુ સાથે વાત કરે છે. બીજા ઘરમાં જઇ તેણી કદી સુખી થવાની નથી એમ તેણી ન્હાનીને જણાવે છે. ન્હાની દરીને પોતાના વિચાર જાહેર કરે છે કે હવે તેણીની સાથ પરણવાની ખાહેશને સલામ કરવી પડશે. હોમજી તેઓને વાત કરતાં જોઇ આગળ જાય છે તેથી ન્હાની ખુલાસો કરે છે )

મહેરબાનુ—બાવાજી, ન્હાનાભાઇ ધારે છે કે હવે તમે પૈસાદાર થયા તેથી જુના દોસ્તોને ભૂલી જશો.

હોમજી—માણેક હોમજીના નબીરાઓ પોતાના દોસ્તોને કદી ભુલ્યા નથી. તેઓ વફાદારીથી દોસ્તી-ને વળગી રહ્યા છે. હું તો એમ વિચાર કરતો હતો કે તું મ્હારા સેક્રેટરી દાખલ રહે તો ઠીક. હવે મને આવી મોટી મીલકત પર જરૂરજ કોઇને રાખવો તો પડશે, તેથી કોઇ નવો રહે તે કરતાં તુનેજ હું વધારે પસંદ કરૂં. ત્રીસ રૂપિયા ને ખાવા પીવાનું અને મ્હાલમાં રહેવાનું તો તને ગમશે નહિ !

મહેરબાનુ—( મનમાં ) ત્રીસ રૂપરડી ! ( મોટે થી ) પપા જરા વાર પર તો તમે મને અઢીસો રૂપિયા આપવા નિકળ્યા હતા. ફક્ત કપડાંનેજ માટે ! એ કઇ ઘણા નહિ કહેવાય !

હોમજી—દીકરી ત્યારે તો હું ગરીબ માણસ હતો ને ગરીબો હમેશાં ઉદાર દીલના હોય છે !

ન્હાની—( મનમાં ) નામની શેઠાઇ અને મ્હાલની તો લાલચજ મુકીછ, પણ મેહરની આગળ રહેવાનું સુખ તો મળશે. તેટલાને ખાતરજ કબુલ કરી દઉંની.

આવાંબાઈ—હોમજી હવે નસિબ સંજોગે તમે એક માતબર શેઠયા થયા ત્યારે મારેબી કંઇ બીજી ગોઠવણ કરી લેવી જોઇયે નહિ.

હોમજી—હું તમારી માફ માગુંછું પણ હવે હોમજી નામ મારૂં નથી. હોમજી માણેકના એમ ફરીથી બોલો ત્યારે યાદ રાખજો.

આવાંબાઇ—( આસ્તેથી )—જોયું હવે એ પણ એમ નથી કેહતા કે મને પાહલીજ કરીને કહેવો. કેટલો ફેરફાર ! હું હવે અહીંથી ખાલી કરી મુંબઇ જઇશ.

હોમજી—નહિ બાઇ, મારા મ્હાલમાં ઢ ખુણ તમારા વાસ્તે રાખી શકીશ. ત્યાં તમે સુખેથી રેહજો પણ આ બધા ગડબડ ગોટાળામાં ખોરાક ખાવાનો વખત પણ થઇ ગયો. શુક્ર ખુદાનું કે આ ઘરમા છેલ્લો જ દહાડો છે. કેવી ખરાબ જગ્યા ! ભીત, ભોંય, બધું કેવું ઢંઢીં ! ચાલો ચાલો વેઇ— જલદી જલદી ખાણું મંગાવો. સલામતી લેવા સાર દારૂ અને વાઇન કાઢજો, આવાંબાઇ !

હોમજી એક ખુરસીપર અફળાઇને બેસે છે. તેનો ચહેરો ઉશ્કેરાટથી રીકો પડી ગયો છે. તે ખુરશી ઉપર ટોક નાખી દે છે. મેહર તે જોઇ ગભરાટથી બુમ પાડે છે. સઘળાં આસપાસ ગભ-રાઇને ઉભાં રહે છે. તેટલાં " પૈસા ! પૈસા ! ! પૈસાની વાહવાહ ! ! ! " વાળું ગીત લલકારતા તેવણ ઉઠે છે ને જમવાના ઓરડા ભણી સઘળાં જાય છે.

---

## અંક બીજો.

દેખાવ—માણેક મ્હાલનું શણગારેલું દીવાનખાનું જેને સાધારણ વપરાસમા નવા હોમજી માણેક શેઠ વાપરતા હતા, તેને નાકે ન્હાની મ્હેતા હીસાબ તપાસતો બેઠો હતો. ટેબલની સામી બાજુએ આવાંબાઇ વિચરચિંત અદાએ બેઠાં હતા, અને અનાજ વાળા સાથે જે તકરાર ન્હાની કરતો હતો તે સાંભ-

જતાં હતાં. ગોપાળ ધારાવાળો બી પણ તેને સામા જવાબ દેતો ઉભો હતો.

ન્હાની–આંકડાને પેટે તમને આટલા જ રૂપિયા મળશે, દેવચંદ. કારણ કે શેઠે ચોખા દાળનો ભાવ ઠરાવ્યો છે, અને તમે દરેક ચીજ પર બે રૂપિયા વધારે માંડ્યા છે. તે હિસાબથી આંકડામાં રૂ. ૨૫) નો ફરક પડે છે. તમે ચણાનો શું ભાવ માંડી લાવ્યા છો? કંઇ વિચાર તો રાખને કેની, કે શેઠ તપાસ્યા વગર આપવા દેતા નથી.

દેવચંદ અનાજવાળો–શેઠ સાહેબ, એમ ના કરો, દર બીલમાં તમે પંદર વીસ રૂપિયા કાપી લો તો પછી અમારું શું થાય? ચણા પળવારે જે વધારે માંડ્યું તે તો આ ગોપાળ ધારાવાળો લેશે, એટલે ચારથી પાંચ રૂપિયા કમીશન એ ખાય છે. નસરવાનજી શેઠ તો એમ હીસાબ તપાસતા નહતા, કે એ એમ લેતો તે પણ ના નથી કહ્યું. પુછીને ખાત્રી કરો સાહેબ.

ન્હાની–હું તે કંઇ જાણુંનો નથી. શેઠના હોકમને હું તો તાબે છું. ગોપાળ ખાસની અંદર પણ એજ રીતે ભાગ લે છે, એમ તે માણસ પણ કહેતો હતો.

ધારાવાળો–આજે તીસ વરસથી લીધેલું તે જતું મેલું કે રે ના ભાઇ, નસરવાનજી શેઠજ હતા કેવાય. બાકી આતો શેઠ કંઇ કોઇને ખાવનો ની. શેઠ ને કેતે કે બધા હાથે એમ કરશે નો ચાલશે પણ મારી હાથે ની કરાને. ઉતો જેમ બુઢા શેઠના વખતમા કરતો હતો તેમજ કરશ! દેવચંદ શું પુરા પૈસા લેજે. ડુ કમ ઓછા નઇ!

ન્હાની–તું જઇને શેઠને કહે. મે તો તેવણ ના હુકમ મુજબ હિસાબ કરી રૂ. ૨૫ વધારાના હતા તે કાપી લીધા છે. લેઓ, દેવચંદ સહી કરો.

( દેવચંદ ફરતો સહી કરે છે ને જાય છે. તેની પછવાડે શેઠને મળવા જાઉ કરી ગોપાલ પણ જાય છે. )

ન્હાની–આ રીતે કરતાં તો હું બેજાર થઇ ગયો, આવાંબાઇ! હોમજી પહેલાં નો એવા નહતા. બિચારા ગરીબોને આ રીતે કરવા હું ખુશી નથી. આપણ જેવાં પાસથી વધારે ભાર નહિ લે તો કોણની પાસથી લે વારુ! ગરીબ બિચારા!

આવાંબાઇ–ખરેખર બહીજ હલકી ખાસીયત હોમજી બતાવે છે. આ પૈસા મળવા અગાઉ તેવણ કેવા ભલા, માયાળુ અને સઘળા પર મહેરબાન હતા.

ન્હાની–હવે એવણ એમ ધારે છે કે આપણ બધાં મળી જઇ એવણને ઠગી લીએ ને દોલતનો બીગાડ કરીએ છીએ.

આવાંબાઇ–ખાલી ભપકાસપકા કરવા પર પૈસા ખરચવા અચકતા નથી. પણ ધરમ ખાતે પાંચ રૂપિયા આપતાં કેટલા બબડે છે ને સામા થાય છે!

ન્હાની–જે સખાવત કરવાથી નામ જાહેરમાં આવે તે કરવા પહેલાં બીહે છે, ને માંગ્યા વગર તુર્તજ તેમાં મદદ કરે છે.

( પીરોજા દાખલ થાય છે તે જોઇ આવાંબાઇ તેણીને યાદ બતાવી આપે છે. )

પીરોજા–શું ધારો છ આવાંબાઇ! હોમજી શેઠે હોકમ કીધો છે કે આજે મોટા "ડાઇનીંગ રૂમ" ની મેજ સુંદરમા સુંદર ફુલોથી શણગારવી. જમવા માટે ત્રણ પરોણા આવનાર છે. તેઓ આઠ દસ દિવસ રહેવાના છે. માળીને ફુલને માટે કહ્યું છ. તે તો મારી સાથ મરાય છે. પરોણા આવવાના છે તે વાત તમે જાણો છો કે, આવાં માય?

આવાંબાઇ–હા દીકરી! આજે વધારે રંધાવાનો હોકમ મને બે દિવસ અગાઉથી મળ્યો હતો, પણ કોણ આવવાના છે તેનાં નામ જણાવવાની કૃપા તેવણે કીધી નથી.

( મેહરબાનુ દાખલ થાય છે. તેણીએ આવાંબાઇનું બોલવું સાંભળ્યું હતું. )

મહેરબાનુ–આવાંમાય તમો એમ જાણતા ના. હું તમને તે લગતી ખબર પુરી પાડું. બાવાજી મુંબાઇની સીઝનમાં રહેવા ગયા ત્યાં કોઇ શેઠ નરીમાન અને તેમની દીકરી અરનવાઝ સાથ તેમને પીછાન પડી. આવાં મોટા લોકમાં એવણે પોતાની મોટાઇ અને બંગલાની દોલતની બડાઇ હાંકી જેથી તે બાઇ સાહેબ આપણો માણો મ્હાલ નજરે જોવા માંગે છે. વળી એક નવી બીના કહું કે તેવણ રંડા-પણમાં છે અને પૈસાવાળા ધણીની શોધમાં છે. સમ-જ્યાંછ. તેવણની સાથે તેવણનો એક પરોણો નામે નામે ફરેદુન નિરંદાજ સિવીલીયન છે. વલોણ ખુબ-સુરત ને મોટો જુવાન છે.

ન્હાની- તમારે માટે ઘણી સારી કંપની એકટી કરે છે.

મેહરબાનું—છટ ! ન્હાની વળી એમ ગાંડા થયા કે ? પરોણાઓનો માર્ચ મહિના ઘેર રહેવાના છે. જમશેદી નવરોજ પછી તેઓ જશે. ત્યાં વેર કોણ જાણે કાશી સંઘ કેમ જશે. ફરંગીઝ નરીમાન બડી ઉસ્તાદ સ્ત્રી છે. પીલાં, વ્હાલી ! આજે તું એટલી ફીક્કી કેમ લાગે છે વારૂ ? મેહલ્લીનું શું કાગળ નથી આવતું વારૂ ?

પીરોજા—કાગળ આજેજ આવ્યું છે, ને સારી પેઠે છે. જમશેદી નવરોઝ પર અહીં આવવાના છે. આજે ટેબલ શણગારવા તારા બાવાએ કહ્યું છે પણ ફુલ સાર હું મેળવી શકતી નથી, તેથી વિચારમાં છું. જો હું તેમના હોકમ પ્રમાણે ન ચાલુ તો ઉપકારનો બદલો વાળેલો ન કહેવાય.

મહેર—વળી તુ અદલાબદલીની વાત લાવી ? મેં ના કહ્યું ની ! આ મોટા મ્હાલની જળજળ, સોસાયટીની રીતભાત, વગેરે હું કયાંથી શીખતે ? ડીનરની ચીઠ્ઠી કેમ લખવી, જવાબ કેમ કરવો વગેરે હું બધું શીખી તે તેંજ શીખવ્યું છે.

પીરોજા—તું બધું એટલુ ઝટપથી શીખી વ્હાલી, કે મને તો શીખવવાની ઘણીજ મજાહ પડી. પણ શેઠ સાહેબ જરા મુશીબત પડે છે. ઘણાજ જીદ્દી છે.

મેહર—હા બ્હેન ! આ ફેરફાર પછી તો ઘણાજ એવા થઇ ગયા છે. મેં કેટલું ના કહ્યું કે આવા માણસોને એટલા બધા મહિના ઘેર અહીં ના બો લાવો, પણ એવાણે માન્યુંજ નહિ.

( શેઠ અંદર દાખલ થાય છે ને છેલ્લું વાકય સાંભળે છે જેથી બબડે છે. )

માણેક હોમજી શેઠ—શેઠ માનતાજ નથી ! અલબત શેઠ માનેજ નહિ ! આવા મોટા મ્હાલનું રાજ ચલાવવાનું તે મરજી મુજબજ કરવાનું તેમાં દીકરી બાઇ આડ નાંખે તે કમ પરવડે ? હું તે ખમીશ નહિ. પીરોજબાઈ ! આજનો ટેબલનો શણગાર એવો કરજો કે બધા દિવસ યાદ કર્યે, અપટુડેટ સુધરેલી રીતનું—આજના વખત પ્રમાણે કરજો. પીકચર રૂમ સાફ કરાવ્યો કે આવાંબાઇ ?

આવાંબાઇ—હાજી બધું તૈયાર છે, શેઠ.

શેઠ—ટેબલ ઉપર 'મીનુ' તૈયાર મુકજો, કે શું શું રંધાવ્યું છે તેની સમજ પડે. તે મેં છપાવી મંગાવ્યાં છે. હમણાં આવશે.

( આવાંબાઇએ 'મીનુ' બોલ કોઇ દહાડે સાંભળેલો નહિ તેથી તે કઇ જાતનું ખાવાનું હશે કરી ગભરાટમાં પડી પુછે છે જેથી શેઠ ચીરડાય છે. )

મેહરબાનુ–આવાંબાઇ એ તો એક બીલ છે.

શેઠ–વળી તું વચમાં પડી કે ? હું જ્યારે અંગ્રેજી બોલું છું ત્યારે તે સારૂં ઉમેજી હોય છે. કઇ પણ ભુલ હું કરતો નથી. વળી હું એક ગાડી ઘોડો, અને મોટર ધરાવનારો શેઠયો છું !

ન્હાની—એક ઘોડાનો ખર્ચ જે ઉપાડતાં બબડે એવા શેઠયા તમે તો છો શેઠ. ( ન્હાનીનું પાકી ગયું હતું તેથી તે બોલ્યો. )

શેઠ–હા, એમ કરી તું મને યાદ આપ. કેમ સઘળો હિસાબ ચુકવ્યો કે ?

ન્હાની—હાજી-પણ ગોપાળ બહુ સામો થાય છે ને તમારી સાથે એ વાત કરવાનો છે. દસ રૂ. નું કમીશન એ છોડી દેવા માંગતો નથી.

શેઠ–હા-કમીશન જોઈએ ! દર મહીને દસ રૂપિયા. વર્ષના ૧૨૦) રૂપિયાની ધાડ ! તે કંઇ ચાલશે નહિ. દળવાના રંગુનના ચોખાનો શું ભાવ છે વારૂં !

ન્હાની–આઠ રૂપીયે ફરો છે, સાહેબ.

શેઠ–જોયું ! જાણે લુટવા બેઠા છે. એક જોઇન્ટ સ્ટોક કંપની સાઠ પાંચ રૂપીયે ફરો આપવા તૈયાર છે. ઘડી ઘડી પોતાનું માણસ મોકલે છે માટે હવે ત્યાથી બધું મંગાવજો ને દેવચંદને બધ કરજો.

મેહરબાનું—બાવાજી, ફેરા પછવાડે બે રૂ. જાસ્તી હશે તો શું થયુ ? આપણે કયાં ફરો ચોખા મહિના માં ખાઇ જઇયે છીયે ? ગરીબ માણસ એટલુંબી નહિ લે ?

શેઠ—લેવો બાઇ સાહેબને ચચરી આવ્યું ? મે રૂપ્યા નાંખી દેવાના છે શું ? એમ દરેકમાં સંભાળ લઇયે તો પછી કરોડ રૂપ્યાના ધણી થઇ શકયે. એવા ખર્ચમાંજ પૈસાની ખુટ પડી આવે છે કેની ? મેં કહ્યુ છે તેમ તમે હોકમ લખજો, ન્હાનાભાઇ.

ન્હાની–વારૂંજી.

શેઠ—( આજુ બાજુ જોઇને ) ચાલો હવે બધી તૈયારી થઈ રહી હશે. તેટલામાં હું કપડાં પહેરવા જાઉં— તમે લોક પણ તૈયાર રેહજો, છોકરાંઓ.

( તે પણ જાય છે તેટલામાં મહેરાં અટકાવે છે. )

મહેરબાનુ—બાવાજી !, મને એક પચાસ રૂપીઆ જોઈયેછ તે ચેક લખી આપજોની.

શેઠ-( અજાયબીથી ) પચાસ રૂપિયા ! બે દિવસની વાત પર તો મેં તુંને એટલા આપ્યા ! હવે કાંય માંગેછ ?

મેહરબાનું—આ વર્ષ ઠંડી ઘણી પડે છે ને આપણી મીલકત પર રેહતાં ગરીબોને ધાબળી કામળીઓ વગેરે આપવા મેં તે ખરચ્યા તેમાં એટલા ઘટે છે.

શેઠ—ધાબળી કામળીઓ વગર આટલાંવર્ષ તે લોક જીવ્યાં તો ખરાં કેની ? એ વળી સખાવત કરવાની રીત જોવો ! હું જો જાણતે કે તું એવાં કામમાં તે પૈસા વાપરવાની છે તો હું કદી તને આપનેજ નહિ. બસ એટલા ખરચ્યા તે પુરતા થયા. હવે બીજા નહિ મળશે.

મહેર—પણ બાવાજી દર ઠંડીમા મોટા શેઠ એમ વહેંચાણ કરવા દેતા હતા. તમે ગયે વર્ષ બંધ કરાવ્યું ત્યારના તે ગરીબો હેરાન થાય છે. વાસ્તે એક પચાસ રૂપયામાં કંઇ ગયું નહિ, બ્હાલા બાવાજી.

શેઠ—મોટા શેઠ કરાવતા હતા તે તેવણની દોલત હતી તે ચાલ્યું. આ તો મને પારકી દોલત મળેલી. તેનો હું એમ ઉપયોગ કરૂં તો લોક મારે માટે શું મત બાંધે ? મનેઓ મરતી વખતે શેઠને હિસાબ આપવાનો, માટ્ંનું એવા આડા ખર્ચ કરવા નથી દેવાનો.

( તેવણ ગુસ્સામાં જાય છે, કે બધાં બડબડવા માંડે છે. થોડીવાર વાતચીત કરી સઘળાં જુદા પડે છે, ને પરોણાઓનો આવવાનો વખત થાય છે કરી તૈયાર થવા જાય છે. તૈયાર થઇ મહેરબાનુ વહેલી દિવાનખાનામાં જાય છે, જ્યાં શેઠ પણ તેટલામાં આવી લાગે છે ને ટીકીને એકલી જોઇ તેણીને ન્હાની મહેતા સાથ તે જુદી વાતચીત કરેછ કરી અટકાવ નાખે છે !

શેઠ—મને તારી એ ચાલ જરા નથી ગમતી. આખાં અંગ્રેજીનો હું શોખીનો કહેવાઉ તેની એ પુરી તારી કારભારીની સાથે પરણે એ ખ્યાલજ ખોટો છે. છોકરી-તું ચેતીને ચાલજે નહિ તો પસ્તાશે.

મેહરાં—બાવાજી ! તમે મારું સાંભળો તો. બધામાં તમારી મરજી મુજબ થશે પણ આ બાબતમાં નહિ. આખું અંદેશી જાણે છે કે હું ન્હાની સાથ પરણવાની હતી. હવે તેટલામાં આ મોટો ફેરફાર થયો તેથી હું મારી લાગણી ને પ્યાર ફેરવી શકું એવી બેવફા તો નથીજ. ગમે એવો છે પણ મારો ન્હાની છે ને હું તો એની સાથેજ પરણવાની. ગામમાં બધાં આગળ તમારી તારીફ કરતા હતા તેઓ આજે ફફડે છે, એવી તમારી કડોડી રીતભાત થઇ ગઇ છે.

શેઠ—તું મને શીખવ ના ! શું કરવું તે મને માલુમ છે. મ્હારા હોકમ મુજબ તારે ચાલવું જોઈશે; નહિ તો મારી દોલતમાંથી એક પૈ પણ તુને મળશે નહિ.

મેહરબાનુ—બાવાજી, એ તો મોટા શેઠ વાળી વાત થઇ. મને નહિ મળશે તો કોઇ બીજો લાયક પૈસાનો ધણી થશે. વખતે મેહલ્લી પોતાનો વારસો પાછો લઈ શકશે. ઘણું ખુશી છું.તમે ફીકર ના કરતા. પણ મ્હારો ઠરાવ નક્કીજ છે, હવે ફરીથી એ બાબતમાં કંઇ બોલતા ના.

ગોવિંદ–તે કહ્યું તેને માલમ છે તે મળવાજ માંગે છે. બાહરના સામ લોકો આવે તે અગાઉ વાત કરવાની છે કેહેછ.

શેઠ–( વિચાર કરીને ) જા મોકલ.

(ગોવીંદ જાય છે તેટલાં તેવણમાં ગુંચવાઇને બેસે છે. એ બુઢા પોશાવાળાથી તેવણ ઘણા બિહે છે, સૌ પર દમામ કરી તેવણ ફાવતા પણ એ બુઢા પર તેમનું કશું ચલણ નહોતું. ગોપાળ દાખલ થાય છે. )

શેઠ–કેમ ગોપાળ વળી શું ગડબડ છે.

ગોપાલ—હેઠ ગડબર એમ કે આ ન્હાની હેઠ ઇહાબ તપાહી અમને નુકછાન કરતા છે તે ની ચાલવા નું ! ગરીબ માનછની રોજી બંધ કરી પાંચ દહ રૂપ્યા બચાવે તો હુ ફાયદો છે !

શેઠ–અનાજવાળાના પૈસા ઓછા કીધા તેમા તુને શું થયું.

ગોપાલ—તેનાં ઓછા કીધા તે વારે મને કેમ તે કમીહન આપે ! મારા જેવા બુઢા મનીખની દહ રૂપ રીથી હું થવાનું ?આ રીત હારી નઈ હેઠ. પૈહાવાલો હેઠશે થીઓ ને આમ પાંચ છ રૂપરડી માટે તવલાવે તે કંઈ હારો માનહ ની કેવાય—

શેઠ—(ગુસ્સાથી)—જ્યારે મે તુ ને મારી ચાકરીએ રાખ્યો ત્યારે—

ગોપાલ—ની હેઠ, તમે કેવારે મને ચાકરીએ રાયખો ? હું તો મારા બુઢા હેઠનો ચાકર ? તેને મને ચાકરીએ રાખેલો, તે વાતને તીહ વરહ થીઆ. હોમજી હેઠ તમારા કરતાં હું બઉ જુનો છઉં. આ મેહલનાં હધલાં ખુના હું જાનુ ! ને એ ઘર મારૂંજ છે. હેઠ મરી ગીયા તે હું થીઉ. મારા પૈહા કાપી લઈને હું ફુખ જોહો, કોણ જાને !

(શેઠ તેના બોલવાથી ગભરાઈ જઈ મુંગા બેસે છે અને મનમાં બડબડે છે કે વખતે બુઢા શેઠનો દૂરનો સગો ને ખરો વારસ એજ હો તેથી દર વખત એમ તેમને દબરાવે છે. )

ગોપાલ—( શેઠને મુંગા બેઠેલા જોઈ ) —હોમજી હેઠ, નહાની હેઠને હવે અરકાવજો. તમે તો નવા ને હુ તો જુનો ચાકર કહેવાઉં, મારે મહેરબાની કરજો હેઠ.

( શેઠ ઊંકુ ધુણાવી તેને જવાની ઈશારત કરે છે. જેથી ખુશ થતો તે બુઢો જાય છે. પણ શેઠને ખતરો પડે છે તેથી દિલગીર થાય છે. તે ભેદમાં બે ત્રણ વખત જે રીતે બોલ્યો તે પરથી તેમને શક ઉત્પન્ન થાય છે. એવા વિચારમાં તેવણ બેઠા છે તેટલામાં ગોવિંદ હમાલ પરોણાઓ આવ્યા છે કરી ખબર આપે છે. લેડી ફરગીઉ, ચારનવાઝ, ફરદુન દાખલ થાય છે તેજ વખતે દીવાનખાનાંને નાકેથી પીરોજ અને મેહરબાનું અંદર આવી પરોણાઓને આવકાર આપે છે. શેઠ તેઓ વચ્ચે ઓળખાણ કરાવે છે. પીરોજની ઓળખ મેહરની મિત્રણ દાખલ કરાવે છે. જરા શાન્ત થતાં લેડી નરીમાન આસપાસ જોઇ ખુશાલીથી વાત કરે છે ને દીવાનખાનાની રચના વખાણે છે. )

લેડી નરીમાન—મી૦ માણેક હોમજી, કેવું સુંદર મકાન—કેવુ ઉમદા ફરનીચર—

શેઠ—બાઇ સાહેબ એ મકાન નથી. એનો મોટો મ્હેલ છે, અને ફરનીચર ખાસ ટેસ્ટથી હવરાવ નવું ગોઠવ્યું છે.

મી૦ તીર દા રૂ—ખરેખર ઉમદા તેસ્ટ છે. પૈસાનો ઉપયોગ ખરેખરો થયેલો દેખાઇ આવે છે.

પીરોજ—( મહેરબાનુને કાનમાં )—ફરનીચર અને રચનાથી છક થઇ ગયા છે પણ આપણાથી જરા પણ છક થયાં નથી તે !

લેડી નરીમાન—ખરેખર મી૦ માણેક હોમજી એવા મ્હેલમાં રહેવાથી અને આખો જન્મ એવામાં કાઢવાની ખુશાલી તમને બહુ લાગતી હશે.

શેઠ—મ્હારો જન્મ અહીં થયો નથી. તે વખતે તો હું બીજેજ ઠેકાણે હતો.

લેડી—હં—હું સમજી ! તમારા માતપિતા મુસાફરીએ નિકલ્યાં હશે ત્યાં એ શુભ બનાવ બન્યો હશે. તમે ઘણી મુસાફરી કરી હશે.

શેઠ—હા, નહિ, ઘણી તો નહિજ.

( તે બેની જોડી વાત કરવા પડે છે તેટલામાં અર નવાઝ મેહર અને પીરોજ સાથે વાતચીત કરવા માંડે છે. ખાણુનો ઘંટ થાય છે. છોકરીઓની તના થોડા શબ્દો શેઠને કાને પડે છે, )

શેઠ—( ગુસ્સાથી )—કાંય મહેર ! ત્હારી બાંય લટકતી હતી તો પણ તેં આયા પાસે સીવાડી કાં નહિ ?

મિસ નરીમાન—નહિ, નહિ, મી० માણેક હોમજી ! લુગી ને લટકતીની હવે ફાશીન નથી એમ હું તો તમારાં દીકરીને કહુંછું. કારણ આ ફાશીન જુની થઇ ગઇ છે. હમેશાં બૂઢા માણસોને એમજ જરા સાંભળ્યું કે નીકળી પડે છે !

શેઠ—( મનમાં )—ચોટ્ટી બીલાડી ! મારાં મોઢાં પરજ મને બૂઢો કરી ખુશાલ કહે છે !

( તેઓ બધાં જમવાના ઓરડા ભણી જાય છે. મેહરબાનુની પાસેજ ફરેદુન બેસે છે. તેઓ જમવા બેસે છે તેટલામાં ગોવીંદ ત્યાં આવી મેહલ્લીની આવી પુગવાની ખબર કહે છે, તેથી પરોણાઓ અજબ થાય છે. શેઠ જરા ગુસ્સામાંજ બેસી રહે છે, પણ પીરોજા અને મેહરબાનુ તેને આવકાર આપે છે અને જમવા બેસાડે છે. પીરોજાની ખુશાલીનો પાર નથી. અંતે આસપાસનાંને ખાતર શેઠ વાત કરે છે.

માણેકજી હોમજી શેઠ—કેમ મેહલ્લી કેવી ખબર ! તું આવવાનો હતો એમ અગાઉથી લખ્યું કાં નહિ ?

મેહલી—હાલમાં ઑફીસમાં કામ નથી તેથી પંદર દહાડાની રજા લીધી છે.

( લેડી ફરંગીઝ આખો વખત વાતચીત કર્યા કરે છે જે સાંભળતાં તેઓ જમે છે. મેહરબાનુ તે ટાહેલાં સાંભળીને કંટાળી જાય છે એ રીતે બધા દહાડા કેમ જશે તે વિચારમાં તેણી પડે છે. )

વખત સહવારનો.

નાસ્તાના વખતે અગાઉથી પીરોજા મેજ ગોઠવતી હતી છે.તેટલામાં ફરેદુન તીરંદાઝ અંદર સીટી પીતો દાખલ થાય છે. અને લગોલગ આવી ઊભો રહે છે ને વખાણથી પીરોજાને ટીકે છે.

ફરેદુન—આહ ! શું સરસ તમારો ટેસ્ટ છે, મીસ પીરોજા. રાતની હુન્નરમંદીનું પરિણામ પણ તમારા કોમેલ હાથોથી જ થયું હશે.

પીરોજા—( શરમાઇને )—હાજી, મને એ કામ કરવા ઘણું ગમે છે. ( તેટલામાં તેણીની નજર હાથમાં ની સીગાર પર પડે છે તેથી તેણી શેઠ ચીરડાસે એમ તેને કહે છે પણ તે છતાં તે ઉભો રહી પીએ છે તેથી પીરોજા ગુસ્સે થાય છે.

પીરોજા—શેઠની તમને દરકાર ન હોય તો ભલે, પણ સોસાયટીનો તરીકો શીખને છે કે એક લેડીની હાજરીમાં બીડીનો ધુમાડો કાઢવો ન જોઇએ.

ફરેદુન—હા ! ખરેખર ! મ્હારી ફર્જમાં હું ભુલ્યો. તમારી ઘણી મહેરબાની થઇ, વ્હાલાં બાનુ, કે મારી ફરજ શું છે તેં મને બતાવી. આજની છકેલી છોકરીઓની માફક મ્હોઢાં પર મીઠાં થઇને જે કરે તે કરવા દે ને પછી બબડે તે જાતનાં તમે નથી.

( અહિં તેણીનો હાથ તે પકડવા જાય છે. જે પીરોજા છુટાવી લે છે. )

ફરેદુન—એમ ચીરડા ના, વ્હાલી મહાબુબ. તારી ખુબસુરતી પર હું ગઇ રાતનો ફીદા થઇ ગયો છું. મને નહિ લાગતું કે તું મીસ માણેક હોમજીની એક મિત્રણ દાખલ અહિં રેહતી હોય. તેમની રીતભાત પરથી એ શક મને ઉત્પન્ન થયો છે. વાસ્તે મને ખરું કહે વ્હાલી.

( પીરોજા ગુસ્સામાં ડોળા કાઢે છે, તોપણ તે કંઇ કંઇ બોલે છે અને લાગ જોઇ તેણી ન્હાસી જવાની તેતરણ કરેછે તેટલામાં તેણીને કમ્મરમાંથી પકડી ચુમ્મી લેવાની કોશેશ કરેછે. પીરોજા ગભરાઇને બુમો પાડે છે. મેહલ્લી તે સાંભળી અંદર આવે છે ને તેણીને છોડવે છે. બન્ને હાથોહાથ થઇ જાય છે. તીરંદાઝ સાહેબનો બરાબર ખુરદો થાય છે. તેમને પીરોજા જેમ તેમ છોડવે છે. )

---

## અંક ત્રીજો.

દેખાવ માણેક મ્હોલનું દીવાનખાનું.

મી. માણેક હોમજી વીચારમાં ફરે છે. તેવણે મહાભારત શોધ કીધી છે તેથી શું કરવું તેના વીચારમાં ઠરાકેરાયલા ફરે છે.

શેઠ—( બબડે છે )—મને લાગતું હતુંજ કે ગોપાળ પોરાવાળો કંઇ બરમલી વાકેફ છે અને અંતે એજ નીકળ્યું. ફ્રેની ( ફરંગીઝ ) તદન લટી ગઇ છે. ફક્ત પુછવાની ખોટી છે, પણ આ નવા ધુળ-

તે એવાજ સુંદર વિચારો ધરાવતો આવ્યો છે કે જો એકવાર બાદશાહી તાજ–રાજ હાથ કરી લીધું તો બસ છે; પછી તે ગમે તેવા છળ કપટથી કે ખોટા કાવા દાવાથી હાથ આવ્યું હોય તેની કોઇ પરવા કરતું નથી; કેમકે દુન્યામાં ઝુકાવનેવાળા હોય તો ઝુકનેવાળા બહુ છે.

## માતાની મદદ.

જે કામમાં મુંડી ખોસો "શીર જાવે ઑર પુલાવ ખાવે" વાળી વાત કરવાને બેટનબર્ગનો કુંવર એલેકઝાંડર નબળો જણાયો તે કામમાં માથું મારવા ફરડીનંડને પહેલવહેલું કહેવામાં આવ્યું ત્યારે તેણે પોતાની માતાની સલાહ લીધી. તેની માતા, તે આર્લિન્સની પ્રખ્યાત શાહજાદી કલેમેનટાઇન હતી. તેણીનાં બીજાં છોકરાંનાં કરતાં ફરડીનંડ તેની માતાનો વધુ માનીતો હતો. બનવા જોગ છે કે બીજાં છોકરાઓના કરતાં ફરડીનંડ તેણીનાં કુટુંબ ઉપર વધુ પડેલો હતો, અને તેમનો ખવાસ ધરાવતો હતો તેથી કદાપિ તે વધુ માનીતો હશે ગમે તેમ હોય પણ તેણે પોતાની માતાની સલાહ લીધી અને તેણે ઉમેદ રાખી હતી તેવોજ જવાબ તેને મળ્યો.

તેણીએ પોતાના બેટાને બલગેર્યાના પ્રીન્સ થવાની માગણી કબુલ રાખવાની સલાહ આપી તે વેળા તેમાં તે નિરાશ ન થાય તે માટે તેણીએ દરેક ગોઠવણ કરવા માંડી તેની મદદે પોતાની સઘળી યુક્તિઓ અને સાધનો મુકી પોતાની બહોળી દોલતનો ઉપયોગ કીધો. તે સામે તેણીના બીજા બે બેટાઓ થયા, અને તેઓએ તે બલગેર્યન સહાસને ધિક્કારી કાઢયો કેમકે તેમની માતા તે નાનકડી શાહનશાહત માટે આટલી બધી ઉદાર થાય તે તેમને રૂચતું નહોતું.

ફરડીનંડની પૂઠેજ તેની માતા સોફીઆ ખાતે આવી ત્યાં પોતે ઠરી ઠામ થઇ. રાજ્યના જુદા જુદા પક્ષના સઘળા આગેવાનો માટે તેણીએ પોતાનાં દરવાજા ખુલ્લા રાખ્યા ઘડીકમાં વડા પ્રધાન સાથે તેણી હસતી, જો કે તેજ ઘડીએ છુપી રીતે તો તેનાથી છુટવાનો ઇલાજ શોધતી હતી. તો ઘડીકમાં તેના હરીફ આગેવાન સાથે નખરાં કરી કરીને શેકહેંડ કરતી, અને એ રીતે બલગેર્યાના સઘળા આગેવાન પુરૂષોને પોતાની બાજુમાં પુસલાવી એકઠા કીધા. તેમની અસભ્ય રીતભાત ને ખાના પરની અયોગ્ય વર્ત્તણુંક તરફ આંખમિંચામણાં કરી ઠંડે કલેજે અને સભ્યતાથી તેણી તેમને પોતાની તરફ ખેંચતી હતી

## જંજાળની શરૂઆત.

પ્રીન્સ ફરડીનંડ સોફીઆ ખાતે આવ્યો તે વેળા તેની સ્થિતી બહુજ મુશ્કેલી ભરી હતી. સઘળાં મોટાં રાજ્યો માંના એકે પણ તેની પિછાણ કરી ન હતી. રૂશ્યાએ તો માત્ર આંખમિચામણાંજ કર્યાં હતાં અને નામદાર ઝાર અલેકઝાંડર ત્રીજા હરહમેશ એમ કહેતા હતા કે, એ બાબદમાં જેટલું ઓછું તેઓ સાંભળે તેટલું બેહતર હતું. બલગેર્યાના

આ નવા હાકેમની રાજદ્વારી કુનેહમાં તે એક ગંભિર નડતર હતી. આ સઘળી નડતરો અને અડચણો સામે તે પોતાની સત્તા રાખી રહેશે એમ કોઈ પણ આસામી માનતું હતું નહિ. પણ રાણી કૅરોમનટાઈનનો આ લાડકડો એક મોટો ગુણ ધરાવતો હતો, તે એ કે આખું યુરોપ, જ્યાં એનો સંબંધ હોય ત્યાં ગમે તેવું હડહડતું અપમાન થાય તોય તેની કશી દરકાર ન કરતાં ત્યાં ખુશાલ જતો હતો. તે જબરો નફ્ટ હતો. સોફીઆમાં ઠર પડતાં તેને જણાયું કે તેની ગાદી અચળ હતી નહિ, છતાં તેની લેશ ભાર દરકાર કે પરવા કર્યા વિના જે દેશે પોતાની સરદારી તેને આપી હતી તે દેશ ઉપર અત્યંત ઠંડાઇ અને દ્રઢતાથી રાજ્ય ચલાવવા લાગ્યે. તે હમેશાં રંગીલો, આનંદી, અને મળતાવડો રહેતો. રોજ સહવારે લાંબો વખત પોતાનાં ખાનરચી સાથે રોકાતો, જેથી તે ! આનંદી સુરતા ઉપર નોત્રેલાંઓને અત્યંત સંતોષ મળતો હતો. પોતાના હરીફો અને શત્રુઓની વાત તે કદી કરતો ન હતો. આખા યુરોપે તેને બોયકોટ કીધો હતો, તે તરફ તે એટલી બે પરવાહ દેખાડતો રહ્યો કે, છેવટે, તેની હિમ્મત અને શૌર્યને વખાણનારા એકેએકનું તેણે માન મેળવ્યું.

તેની શાહનશાહતના પહેલા દિવસો બીચારા પ્રીન્સ ફરડીનંડને માટે ખરેખર સખત કસોટીવાળા હતા. જેવો તેણે બલગેયોની ભૂમિ ઉપર પગ મેલ્યો કે થોડાજ વખતમાં તેની જાણમાં આવ્યું કે એક મજબૂત બળવાન પક્ષ તેની વિરૂદ્ધ કાવત્રાં રચતો હતો. વળી એમ પણ તેને જણાયું કે સોફીઆમાં બલકે, આખા દેશમાં એકજ બળવાન આગેવાન મસ્યુર સ્ટામબોલોફ હતો જેને મશ્કરીમાં "કીંગ મેકર" ના નામથી ઓળખવામાં આવતો હતો. તેનો દરેક શબ્દ કાયદા તરીકે માન મેળવતો હતો.

મસ્યુર સ્ટામબોલોફ સાથે પ્રીન્સ ફરડીનંડને સુદલ બનતું નહતું. બન્ને અભિમાની અને હઠીલા હતા, પરંતુ તેઓ વચ્ચે એકજ તફાવત હતો જે અવશ્યનો ગણાતો હતો. એ બલગેર્યન રાજ્ય કારોબારી, ગમે એવો ખાત્રીથો ભરપૂર હતો, અને લગાર નિર્દય પણ હતો જે કબુલ કર્યા વિના ચાલતું નથી, છતાં કોઈપણ પ્રકારનું હલકું, અધમ, કે કપટી કામ કરનાર તે નહતો. એક દીવસે સાંજે પોતાને ઘેર પાછા ફરતાં તેને કોઈએ મારી નાખ્યો, અને તેનાં મોતે બલગેયોના તેજ એકલા શખ્સને માર્યો કે જે પ્રીન્સ ફરડીનંડને તેની આપઘાતિક યુક્તિઓમાં અટકાવવાની શક્તિ ધરાવતો હતો.

જ્યાં તુલીક રશિયાનો ઝાર એલેક્ઝાંડર ત્રીજો હૈયાત હતો ત્યાં તુર્ત્રીક પ્રીન્સ પોતાની ગાદી પર નિર્ભય બેઠેલો છે એમ તેને લાગતું નહોતું. કેમકે રૂસ્યા તે રાજ્ય હતું કે જેનું બોલેલું બલગેયોમાં હુકમ સમાન હતું, અને જો રૂસ્યાએ ઇચ્છયું હતે તો પ્રીન્સને સઘળું બધું છોડી દઇ ગાંસડાંપોટલાં તુરતજ બાંધવા પડી જે સુશોભિત મહેલ તેણે બંધાવવા માંડયો હતો તે પણ છોડી જવો. પડતે.

. । પ્રીન્સને " ઉછાછળા દુકતા " તરીકે નામદારઝાર ઓળખતો હતો. તેણે રૂશ્યા અને રૂશ્યાની મહેરબાનીનો તુચ્છકાર કર્યો હતો તેથી તે બલગેર્યા ખાતે ઠર પડે તે રૂશ્યાના ઝારને ગળે ઉતર્યું નહિ. તેણે તેનો તુચ્છકાર કરી ચુપ રહેવામાં ડહાપણ જોયું, અને તેના આવવાથી પોતે ખિજવાયો છે એટલું પણ જાણીને તેને મગ્રન થવા ન દીધો. તેને કશી ગણત્રીમાં ન ગણ્યો, એટલુંજ માત્ર થયું. ખુલ્લી દુશ્મનાઇ જે સામે જાહેરમાં બાથ ભીડી શકાય તેના કરતાં આ મુંગે મ્હોડેનો તિરસ્કાર બહુ હાનિકારક હતો. જર્મન કયસરે એકવાર પ્રીન્સ તરફથી રૂશ્યાના ઝારને સમજાવ્યો કે પ્રીન્સ ફરડીનંડ ધારવા જેટલો ખરાબ નહોતો, પણ ઝારે તે વાત સાંભળીજ ન હોય તેમ ઉડાવી દીધી હતી.

તે આ મોટી મુશ્કેલી હતી તેટલામાં નામદાર ઝાર મરવા સુતા છે એ ખબરે દુન્યા ચોંકી અને એ અફવા બહાર આવ્યા પછી થોડાજ વખતમાં તે આ ફાની દુન્યા છોડી ચાલી ગયો અને તેની જગ્યો એ હાલના ઝાર નામદાર નીકોલાસ બીજા ગાદીએ આવ્યા એ વેળા, જર્મન શેહેનશાહ જે હમેશાં મોટી મોટી યોજનાઓ અને પ્રપંચો રચવામાં ગુંથાયો હતો. તેણે એક અસાધારણ પ્રમાણની યોજના તૈયાર કરી, અને તે જાણી તાજુબ થયો કે પ્રીન્સેસ ક્લેમેનટાઇન અને તેણીનાં પુછડાંઓની તેને સંપૂર્ણ બહાળી મળી ગઇ. એ યોજના ફક્ત રૂશ્યાને બલગેર્યાના પ્રીન્સ ફરડીનંડની તરફેણમાં ખેંચવાની હતી; તે એ રીતે કે પ્રીન્સનાં બચ્ચાંઓને કૅથોલીક ધર્મમાંથી ગ્રીક પંથમાં પ્રજા સનમુખ લેવાં-ફરી બેપટાઇઝ કરવાં, જેથી રૂશ્યા પ્રીન્સ પર મહેરબાન થાય.

## બલગેર્યન વિરૂદ્ધતા.

પણ પ્રિન્સ જાણીને અજબ થયો કે, બલગેર્યાનાં ઘણાંએ તે યુકિત ના પસંદ કીધી. તેઓમાં મુખ્ય તો પ્રીન્સની પોતાની પત્નિ પ્રીન્સેસ મેરી લુઇ હતી. તે સાદી પણ પ્રમાણિક જીગરની સ્ત્રીએ તે વાત કબુલ કરવા સાફ ના પાડી. પોતે રોમન કૅથોલીક પંથની હોવાથી, પોતાનાં બાળકો બીજા પંથમાં ઉધરે એ વિચારે જ ભડકી. તે પહેલાં તો તેણીએ સાફ સાફ ના પાડી, પણ જ્યારે એમ કહેવામાં આવ્યું કે એમાં સવાલ ઉઠાવવાનો તેણીનો હક છે જ નહિ ત્યારે બલગેર્યા છોડીને બહારગામ જવાનો પોતાનો વિચાર જણાવ્યો. પહેલાં તેણીએ એવી આશા રાખી હતી કે આ બારિક સંજોગોમાં નામદાર પોપ તેની મદદે આવશે તેથી તેણીએ નામદાર પોપને કરગરીને લખ્યું પણ પોપ લીઓ તેરમો કંઇ કાચો ન હતો. તે તો માત્ર તેણીને દિલાસો દઇ તેણીની કદર ખાઇ બેસી રહ્યો, પણ અંદરખ નેથી સોફીઆ ખાતેના પાદરીઓના વડા આર્ચબીશપને નામદાર પોપ તરફથી જણાવવામાં આવ્યું કે, જો તે પ્રીન્સ ફરડીનંડને મદદ કરે અને જે સમજુત કરવા ધારી હતી તેમાં મદદ

કરવા પાદરીઓને સમજાવશે તો તેનો દરજ્જો બુલંદ કરવામાં આવશે. અને સોફીઆની કૅથોલીક ધર્માધ્યક્ષની ગાદી 'પેટરીઆર્ચ' ની પદ્દીએ ચઢાવશે અને તેનું પદ પણ તેને આપવામાં આવશે, જેથી ગ્રીક ચર્ચનાં વડાની તાબેદારીમાંથી તે છુટશે. આ ઉપરાંત કૅથોલીક પાદરીઓ ને આખા બલગેરીઆમાં વસવાટ કરવાની નિશાળો સ્થાપવાના અને ગમે તેટલાને વટલાવવાના હક્કોની કબુલાત અપાઈ. તે વડો ગુંચવાડામાં પડયો. આથી નામદાર પોપે તેના ઉપર સંદેશો મોકલ્યો જેમાં એવું લખવામાં આવ્યું હતું કે "તમે જો બલગેરીઆની ધાર્મિક જાગૃતિ માટે મહેનત કરશો અને દેશનાં ચર્ચને સ્વદેશપ્રિય અને સ્વતંત્ર થઇ રહેવામાં મહેનત અને મદદ કરશો તો પરમેશ્વરની કૃપા તમો ઉપર ઉતરશે." તે સાથે પૈસાની એક મોટી રકમ મોકલવામાં આવી હતી, જે ખુશીથી લઇને રાજી થઇ અને તે પરગજુ નર તે કાળાં કાવત્રાંમાં મદદ કરવા તૈયાર થયો. તે કાવત્રું પ્રીન્સેસ કલૅમેનટાઇનને ઉભું કીધું હતું જેથી રૂસ્યા સાથે જોડાણ થવાને બદલે ઉલટું બલગેરીઆ રૂસ્યાથી કેવળ છુટું પડી ગયું—સંબંધ તૂટી ગયો અને બલગેરીઆ ને ઝાર અને તેની પ્રજા તરફ ખેંચી જવાને બદલે અલગ કરી જર્મનીનું હથીઆર બનાવ્યું.

આખાં યુરોપમાંનો એકપણ રાજદ્વારી નર તે ઉંડી બાજીનો મર્મ નહિ સમજ્યો. ઓસ્ટ્રીઆ કે જ્યાં હુન્નર વ્યાપિ રહેલો લાગે ત્યાં પણ કોઇ સમજ્યું નહિ, એથી ઉલટું પ્રીન્સ ફરડીનંડનાં એ ઠરાવ ઉપર ભારે વિલાપ થવા લાગ્યો કે એથી તેની અને રૂસ્યાવચ્ચે દોસ્તી વધશે. જે વાત ઓસ્ટ્રીઅન રાજદ્વારી અમલદારોને ઘણીજ અણગમતી હતી; પણ રશીઆ અને બર્લિનમાં એ હિંમતવાળા કામથી બેહદ હર્ષ પેદા થયો, અને જર્મન કયસર બીજાઓની ભોળાઇ પર મુછમાંને મુછમાં હસવા લાગ્યો કે પ્રીન્સેસ અને તેણીના બેટાએ શા માટે એવું પગલું ભર્યું, તેની ખરી મતલબ તેઓ સમજી ન શકયા. કયસરને કૅથોલીકોની દરકાર ન હતી પણ રશીઆ કરતાં તેઓ વધુ પ્રિય તેની નજરમાં હતા.

આ ન છાજતા પ્રપંચમાં એકેએક, એક બાજાથી સફાઇથી ઠગાયા હતા. રશીઆના લોક એમ માનવા લાગ્યા કે ફરડીનંડનાં વિચારોમાં તેઓ મળતા થવાથી ઓસ્ટ્રીઆ સાથનો તેનો સંબંધ જરૂરજ તુટશે; પોપને તેના અનુયાયીઓ એવી આશા રાખતા થયા કે હવે લૅટીન અને ગ્રીક દેવલો જોડાઇ જશે. ઓસ્ટ્રિઆ એવી ઉમેદમાં હતું કે બાલ્કન્સમાં એ કામથી તે લોકપ્રિય થઇ પડશે, જ્યાં તે હાલ તેનાથી ઉલટી હાલતમાં હતું, પ્રીન્સેસ કલૅમેનટાઇન એવી આશા રાખતી હતી કે તેનો વાહલો બેટો પોતાની રાજ્યસત્તાને એકત્ર કરવા ખાતર જે ભારી ભોગ આપવા કબુલ થયો હતો, તેથી તેની સ્થિતી વધુ મજબુત અને વધુ સલામતી ભરી થવા પામશે, પ્રીન્સ ફરડીનંડ એવી ઉમેદ રાખતો હતો કે એ પગલું ભરવાથી પોતાની પ્યારી ઉમેદો પાર પાડવાનો વખત વધુ નજદીક આવતો જાય છે કે બલગેરીઆનાનો રાજકુંવર તો શું, પણ ત્યાંના રાજા તરીકે તે ગણાશે; પણ જર્મન કયસર એકલોજ કશા-

-ની આશા નહિ રાખતો હતો; કારણ કે તેણે જોયું કે ઘણી ગુંચવણોનાં ળી વંચાઇ ચુકાં.

## રૂશિયાની મુલાકાત.

એ પછી થોડેક મહિને ઝાર ગાદીએ બેઠો તેને સલામી આપવા પ્રીન્સ ફરડીનંડ રશીઆ ગયો. મોસ્કો ખાતે તેને સારો સત્કાર નહિ મળ્યો. સર્વ કોઇએ તેને દૂરનો દૂર રાખ્યો. બાદશાહી કુટુંબ પણ તેની સાથે એવા સંકોચથી અને અલ્પ ભાવથી વર્ત્યું કે તે ઘણો નાખુશ થઇ ગયો. પણ મૈસ્કોમાં રહી તેણે એક કામ બજાવ્યું. જર્મન એલચી પ્રીન્સ રેડલીનને એ અરસામાં તે ઘણીવાર મળવા ગયો, અને પોતે જે જે જોયું અને અવલોકન કીધુ હતું તેનો જાતિ અનુભવ તથા વિચારો અને ખ્યાલો તેની મારફતે જર્મન કયસરને જણાવ્યા, અને તેણે ખુલ્લે ખુલ્લી ચેતવણી આપી કે તેના અનુભવ અને જ્ઞાન મુજબ રશીઆ કોઇબી મોટી લડાઈ માટે તૈયાર ન હતું.

પોતાના દેશ પાછા ફરવાની રજા માંગવા અગાઉ પ્રીન્સે નામદાર ઝાર અને ઝારીનાને પોતાની પત્નિ જે બલગેર્યા છોડવા પછી કેટલાક મહિના રીવીએરા ખાતે ગુજારવા પછી પાછી સોફિઆ ખાતે જઇ રહી હતી તેને તેમની મુલાકાતે લાવવાની ખાહેશ જણાવી. નામદાર ઝારીના આગળ એકદમ એ ખાહેશ જાહેર કરવાથી તેણીએ જણાવ્યું કે શાહજાદી મેરી લુઇસીને મળવાથી તેણીને ઘણો સંતોષ મળશે, જેથી ત્યાંને ત્યાંજ કેમ અને કયારે મુલાકાત લેવી તેની ગોઠવણ પ્રીન્સ ફરડીનંડે પોતેજ કીધી. તાતે ઘાયેજ કામ કાઢી લેવામાં ફાયદો હતો એમ તે પ્રીન્સ અચુક માનતો હતો.

દોઢેક વર્ષ બાદ પાછો એકવાર તે રૂશ્યાની મુલાકાતે ગયો. આ વેળા તે પોતાની રાણી સાથે ગયો. તાજપોષીની વેળાએ તે એકલો મોસ્કો ગયો હતો તે વેળા જેવો આવકાર મળ્યો હતો તેનાં કરતાં અતિ વધુ હાવભાવ અને દબદબા ભર્યો આવકાર તેમને પીટરહોફ ખાતે મળ્યો, જ્યાં નામદાર ઝાર અને તેનું કુટુંબ રહેતું હતું. નાહનો શાહજાદો બોરીસ પોતાના શિક્ષક સાથે તેમની જોડ એ વેળા આવ્યો હતો.

આવો સારો આવકાર મળવાથી પ્રીન્સ ફરડીનંડને હિમ્મત આવી અને યુરોપની સઘળા દરબારોની એજ રવેશે મુલાકાત લઇ આવવાની તદબીર તે રચવા લાગ્યો, અને જો નસીબમાં કાણું નહિ પડતે તો તે ઘણું ખરૂં લાંબે પ્રવાસે નિકળતેજ. શાહજાદી મેરી લુઇસી અચાનક બાળકને જન્મ આપતાંજ મરણ પામી, અને તેનો ધણી ચાર બાળકો સાથ દુન્યામાં એકલો પડયો અને તેનાં ઉપર તેના બાળકોની સંભાળનું અને કેળવણીનું કામ આવી પડયું, અને તેને મહિનાના મહિના શાંતિમાં ગુજારવાની ફરજ પડી, જેને માટે તે લાયક હતો નહિ. તેની માતા તેની મદદે આવી. ભર શિયાળામાં વિએનાથી આવી અને સોફિઆના મહેલમાં સદાનું રેહેઠાણ કીધું. તેના દીકરાનાં માવિનાનાં બાળકોની કેળવણી પોતાના હાથમાં લીધી, અને એવી એકનિષ્ઠાથી તેમની દેખરેખ અને સંભાળ લીધી કે કશી ખામી રહી

# નાટક—દુન્યવી તખ્તો !

ગુલશન માટે ખાસ.

લખનાર—દુરબીન

( ૨ )

## ઢોળકડું !

### અ ક પહેલો

ફીલીપ મેકવર્થ નામનો ચાલીસ વર્ષની ઉમ્મરનો જવાન અચ્છો વાર્તા-લેખક છે, પણ તે જાણીતા મોટા લેખકોની સંઘમાં હજી આવી પુગ્યો નથી; કેમકે તેની હાલત કાંઇ ઘણી સારી નથી. કમાવું ને ખાવું એ તેનું કામ છે; પણ મેજાંમાં દોઢ મણ રાઇ રાખે છે. પોતાના તેમજ પોતાના મિત્રોનાં પેપરોમાં ઢોળકડાં વગડાવતા લેખકો ને જાહેર પુરૂષો સામે તેને ભારે ધિક્કાર છે. તેને ઘણાંક પેપરોમાં સંબંધ છે પણ તે કોઇતુંબી ઢોળકડું થવા સાફ સાફ ના પાડે છે. દસ વર્ષને અંતરે તે પોતાના મિત્ર રૉબર્ટ રૂપના મકાનમાં લીલીઅન ડીશોમી નામની અમેરીકનને મળે છે. આ સ્ત્રી સાથે આગળ તે પ્યારમાં પડયો હતો પણ કમનસીબે કચેરીમાં કચરો પડયો હતો. તે બાનું અમેરિકન હોવાથી તેણીને પેપરોમાં વાહવાહ થાય તે ઘણું ગમતું હતું. તે વખતે ફીલીપ બે આગેવાન પેપરોનો પેરાસનો ખબરપત્રી હતો. લીલીઅને તેને તેણીનાં માતપીતાનાં ઢોળકડાં તેનાં પેપરોમાં વગડાવવા સમજાવ્યો, પણ તેણે સાફ ના પાડી અને તેમ થતાં વાત ખીચડી ગઇ.

લીલીઅન તે મેળાપ વખતે ફીલીપને જણાવે છે કે તેમની મારામારી પછી ત્રીજે વર્ષે તેણી કાઉટ-ડી-શોમીને પરણી હતી પણ બીજે વર્ષે વિધવા થતાં તેણી પોતાનાં માત પીતા સાથે લંડનમા આવી હતી કે, જ્યાં પૈસા-ખરચતાં લાગવગ મળી શકયો અને તેણીના બાપને સર નાઇટ બનાવવામાં આવતાં તેઓ બધાં ધપધપ્યાં મંડળમાં ઘુસવાને શકિતવાન થયાં હતાં.

જુદાઇનાં દસ વર્ષો તેઓએ એકમેકને ચહાવામાંજ ગાળ્યાં હતાં. વધુ વાતચીત પરથી તેમની બન્નેની ખાતરી થઇ કે તેમની વચ્ચેનો મિનાકેશો તદન નિર્જીવ હતો એટલે તેણીએ સમજાવીને ફીલીપને સીસામાં ઉતાર્યો અને તે પ્રેમઘેલો પોતાની ગરીબાઇ છતાં તે શ્રીમંત વિધવાને પરણવા કબુલ થયો.

---

### અંક બીજો.

સર રેનડલ ફીલસન એક મોટેખાંચરેની પાયદસ્તેથી પાછો ફરે છે. પેપરોમાં નામ આવે તે ખાતરજ તે પાયદસ્તે ગયો હતો. ઘર આવતાં તે પોતાની સ્ત્રીને પેપરોમાંથી તેમને લગતી જૂદી જૂદી હકીકતો કાપી કાઢતી જોય છે. તેણીથી તે જાણે છે કે સર-ટી-મોથી બારાડેલ ને લીલીઅન બાગમાં ફરવા ગયા હતા.

સર ટીમોથી બારાડેલ એબડો હતો પણ ડુકરના ગોસ્તના વેપારમાં તેણે મોટી દોલત એકઠી

કરી હતી અને તે જાણીતા મોટા કુટુંબનો અત લગનો એશી હોવાથી મોટાઇમાં મરી રહેલી લેડી અને સર ફીલસન તેની સાથે પોતાની શ્રીમંત વિધવા દીકરીને પરણાવવા આરજુ રાખે છે કે, જેથી તેની મારફતે હજી વધુ મોટે ખાંચરે-વેઓ ઘુસી શકે. અડધા કલાક પછી સર ટી મોથી ત્યાં વસણાયલી દાળના જેવું ડાચું ! ફરી પાછો આવે છે ને તે લોભી માતપીતાને જણાવે છે કે તેને તો લીલીઅન તરફથી ઝાડુ મળી હતી પણ તેની જાણ મુજબ કોઇ બીજા પર તેણીનો ડોળો હતો.

કલાકેક પછી લીલીઅન ડ્રોઇંગ રૂમમાં આવે છે અને ત્યાં બાપ-દીકરી વચ્ચે સખત ટપાટપી ચાલે છે; તેમાં લીલીઅન પોતે ગરીબ ફીલીપ મૅકવર્થ સાથે પરણનાર હતી તે ખબર જણાવી તેમને ધુળાવી મારે છે. પહેલાં તો લેડી ફીપસને પોતાના ધણી અને દીકરાની મદદથી લીલીઅનને ખુબ ગભરાવી પણ જ્યારે તેણીએ રોકડું પરખાવ્યું કે વધુ કરશે તો તેણી જુદી જઇને રહેશે ત્યારેજ તેમને નમવું પડયું. લીલીઅને તેમને બીજી ખબર આપી કે ફીલીપ તેણીના બાપની રજા લેવા તે વખતે આવનાર હતો. ફીલીપ આવે છે પણ બધાને ઉચાટ જીવે પડેલાં જોઇ તે ખાતરી આપે છે કે જ્યાં સુધી તેની 'ઢોળકડું !' નામની નૉવેલ પ્રગટ થઇ તેને જાહેરમાં લાવે નહિ ત્યાં સુધી તે લગ્ન કરશે નહિ. મોટાઇમાં મરી ચરી રહેલા તે કુટુંબને આથી મોટો સંધ્યારો મળ્યો પણ લીલીઅન બાપડી ગભરાઇ.

## અંક ત્રીજો.

૭ મહીના પછી ફીલીપ પોતાના અદરાવાની ખબર પોતાના મિત્રોને આપવા એક મોટી પાર્ટીની ગોઠવણ કરે છે; કેમકે તે અરસામાં ઢોળકડાંની પચીસ હજાર નકલ સફાચટ થઇ ગઇ હતી; તેમજ તે અરસામાં લેડી અને સર ફીલસનનો ચાહ નોવેલો વાંચવા તરફ ઠીક ખેંચાયો હતો. તે પાર્ટીમાં ફીલીપ પોતાના ખાસ મિત્ર બર્ટ રૂપને બોલાવવાનો આગ્રહ કરે છે.

ઢોળકડાંની આટલી બધી નકલ આટલા વખતમાં ખપી ગઇ તે બાબે સર ફીલસનના એક પુરા બેટા બદરામને કાંઇક શક જાય છે, તેથી તપાસ કરવા તે એક ડીટેકટીવને રોકે છે આ ડીટેકટીવની તપાસમાં જણાય છે કે, પચીસ હજાર નકલોમાંની એકે પણ પ્રત ઓર્ડરમાં વેચવામાં આવી જ નહતી પણ તે બધી શહેરમાં એક વખારમાં પેક કીધેલી પડેલી હતી. તે વખાર લીઓનાર્ડ વેસ્ત્રેપના નામ પર હતી અને તે તેનો ઉપયોગ કરતો હતો.

તપાસમાં જણાયું કે લીઓનાર્ડ વેરત્રેપ કોઇજ નહિ પણ સર ફીલસનનો સેક્રેટરી હતો. આ હકીકત જાહેર થતાં બધાઓ દેખતાં લીલીઅનને કબુલવાની ફરજ પડે છે કે, રખે તેમનાં લગ્નમાં હરકત થાય કરી તેણીએ પોતે તે પચીસ હજાર નકલ વેરત્રેપની મારફતે ખરીદી હતી એટલે ગુનેહગાર ફીલીપ નહિ પણ તેણી પોતે હતી.

આ સાંભળતાં ભારે તુચ્છકારમાં ઉઠી તેણીની મહેરબાની માટે ગુસ્સામાં ઉપકાર માની, ફીલીપ ત્યાંથી ચાલ્યો જાય છે અને ફીલસન કુટુંબ દઘાઇને એકબીજાને જોય છે.

## અંક ચોથો.

આખી રાત બીછાના પર જાગૃત હાલતમાં પડી રહયા પછી ફીલીપીના ભેજામાંનો રાઇ નરમ પડે છે. લીલીઅનને ખરાં જીગરથી ચાહે છે. તેની ખાતરી થાય છે કે તેણી પણ તેને ખરાં જીગરથી ચહાતી. હોવીજ જોઇએ; કેમકે ન કર આવું કામ તેણી કદી કરે નહિ.

બીજે દીવસે વિચાર કરી ફીલીપ કાગળ લખે છે. ઘણા કાગળ બગાડયા પછી ફીલીપી કાગળ લખી મોકલે છે. તેના જવાબમાં એક કલાક પછી લીલીઅન ખુશ થતી આવે છે અને તેને ગળે વળગતી ગાયન લલકારે છે.

પરો.

# સતિનો શ્રંગાર.

---

## લખનાર "હરમીસ"

માયા મમતામાં મઠી—એવી કોમળ નાર છે:
એવા ભવને શોભવવું—તે "સતિનો શ્રંગાર" છે:

સાચું શિયળ સાચવી—જાતે ઈજતદાર છે.
એવા વ્રતની વાવણી—તે "સતિનો શ્રંગાર" છે:

કુળ વંશની લાજ ધરી—રાખવા સમજદાર છે:
એવી ચલગત ચાલમાં—તે "સતિનો શ્રંગાર" છે:

દુખ સંકટ ને વેઠમાં—ફરજનો એકરાર છે:
એવી રૂડી દંપતિ—તે "સતિનો શ્રંગાર" છે:

રાય હોય યા રંક ધણી—સંત, અગર મક્કાર છે:
તેને પાળી પોષવું—એ "સતિનો શ્રંગાર" છે:

રૂપી હોય યા રાજવિર—ક્રોધી, યા, ધાડપાર છે:
ધૈર્ય રાખે સેવામાં—તે "સતિનો શ્રંગાર" છે:

ધર્મે, માત તાતને—પાળવું બેતકરાર છે:
ભાઇભાંડુથી હીતે વર્તવું—એ "સતિનો શ્રંગાર" છે.

કહેવત એવી કહી કે—"વૈરી આદર ભાવ સાર":
તેમ હર સ્થાને "નેકજ" કરવું—એ "સતિનો શ્રંગાર" છે:

પતિ તો પ્રભુનેજ—હર હાલ જવાબદાર છે.
પ્રથમ પતિની સેવામાંજ—"સતિનો શ્રંગાર" છે:

---

# ખાનદાનની મશ્કરી !

**( પારસી સંસારી ટુંકી વાર્તા. )**

( ગુલશન માટે ખાસ. )

દીન્શાહ દલાલ પોતાની વાઇફના ઓરડામાં ભારે ઉશ્કેરાવલી હાલતમાં દાખલ થયો અને ઓરડામાંના સોફા તરફ ગયો.

રેશમી તકયાઓને અઢેલઇ પડેલું તે સુંદર ગુલગુલ ઉચું થયું અને કાંઇક કરાંજીને અવાજથી ખાતું બોલ્યું.

'દીના...તમે ! કેમ એટલા જલદી !' ધીમેથી તેણી ઉઠીને બેઠી અને તેના તરફ ટગર ટગર જોવા લાગી.

'કેમ, શું છે ? ભભરાયલા જેવા કાંય ! તબ્યત ઠીક નથી ?'

'આજ સુધી હે સીક પડયોછ !' તે કઠોરપણે હસીને બોલ્યો.

'ના...ના...હું બહુ સારી પેઠે છું. મને કશું નથી. મને ધાડ ખાવાની નથી. હું તો તારી સાથે વાત કરવા આવ્યો છું, ફ્રેની !'

'ખરેખર ! મારી સાથે વાત કરવાજ ખાસ આવ્યાછ !' તેણે જવાબમાં ડોકું નમાવ્યું.

'તો ટેલીફોન કાં ન કર્યો ?'

'તમે બને તેમ નહતું, મારે કાંઇક અગતની વાત તારી સાથે કરવી હતી.'

'એમ !'

બીજી અવાચી ખાઇ તેણી ટટાર બેઠી અને ખોળા પર રમતો લૅપ ડૉગ બાજુએ મુક્યો. જે જાનવર અજાયબીમાં ગરકાવ થઇ પોતાની શેઠાણીને જોવા લાગ્યું.

દીન્શાહે ગજવામાંથી રૂમાલ કાઢી પોતાનું પરસેવે ગરકાબ થયલું કપાળ લુછ્યું.

'પરમ દીવસે તારી વરસગાંઠ છેને ! તેને માટે આવતી કાલે તું ખાનને ત્યાંથી પેલો હીરાનો નેકલેસ લાવવાની છેને ?'

'હા...તેનું શું ?' સવાલ થયો.

તેનો ચહેરો ઉશ્કેરાયલો હતો અને તેને ભારે દુઃખ થતું હોય તેમ લાગતું હતું.

'આજે, તારા ખાતામાં બેંકમાં મેં દસ હજાર રૂપ્યા મુકવા કબુલ્યા હતાને ?

'હા...પણ છે શું ?'

'હું દીલગીર છું ફ્રેની, કે હું તેમ કરી શકતો નથી. મારી પાસે હાલમાં ફાલતુ પૈસા નથા. નેકલેસનો આઇડીઆ તારે 'ગીવ અપ' કરવો પડશે.'

'વોટ !' તેણી ભારે જુસ્સામાં પુકારી. 'એ કઇ જાતની મસ્કરી ?...મને એ જાતની જોક પસંદ નથી, દીના ?'

'તારી ભુલ છે.' તેણે જુસ્સાથી કહ્યું. 'મારી જીંદગીમાં આજના જેવો ગંભીર હું થયોજ નથી. તું શું મને એમ કહેવા માગેછ કે ત્રણ વાગતે હું મારી ઓફીસનું કામકાજ છોડી તારી મજાક કરવા અહીં આવું એવો શું હું બેવકુફ છું ! મારે તને ખુલ્લે જણાવવાની જરૂર છે ફ્રેની, કે મામલો તદન ગંભીર છે. તને દશ હજાર તો શું પણ એક હજારની હાલને કાજ મારી પાસેથી મળી શકવાના નથી !'

તે હવે તદન શાંત થઇ ગયો હતો અને નિર્દોષપણે પોતાની વાઇફ તરફ જોતો હતો.

બે પળની ભયાનક ચુપકીદી તેઓ વચ્ચે ફેલાઇ.

'પણ એમ કેમ બને !' બીજી પળે તેણે છેડાઇને બખાળી. તેણીનો અવાજ ભારે ગુસ્સામાં ધ્રુજવા લાગ્યો. 'એ કાંઇ ચાલશે બાલસે નહિ ! એમ ગળે લગાડી છેલ્લી ઘડીએ મને ફસાવી ગરદન મારવાનું તમને શું કારણ છે ?'

'એ પૈસા મને બીજી અગત્યની જરૂરયાત માટે જોઇએ છે' ટુંકોને ટચ જવાબ મળ્યો.

'શાની જરૂરયાત ?'

'દીલગીર છું કે તે તને કહી શકતો નથી.'

'બાહ !' તેણી ભારે ધિક્કારમાં તેના તરફ તુચ્છકારથી જોતી બોલી. 'હું ધારૂં છું તેમ તમારા સટ્ટાપંજામાં સપડાઇ ગયા હશો ને કોઇ મુવાને હસાવી આવ્યા હશો.તે મારા જેવાં બકરાં રહેંસવાં તમને ગમી આવ્યું, હશે !'

તે સાંભળતાં તેનો ચહેરો ભારે ગુસ્સામાં કાળો ઠણક મારી ગયો.

'મને આવી રીતે કહેવાનો તને કશો હક્ક નથી, ફ્રેની !' તેણે કાંઇક તણાતાં કહ્યું. 'તને ફરયાદ કરવાનું કારણજ, ક્યાં છે ! શું તું એમ કહેવા માગે છે કે તારી કોઇપણ સભ્ય માગણી મેં આજ સુધી ના પાડી છે! શું મેં તે માગ્યું તે તારી આગળ હાજર નથી કર્યું ? આજે તું જે માગે છે તે આપવાને હું અશક્ત હોવાથી તું શું એમ કહેવા માંગે છે કે હું તને રહેંસવા આવ્યો છું ? ..યા ખુદા ! શું સ્ત્રી જાતને કોઇ પણ રીતે સંતોષ જેવી ચીજજ નથી ?'

તેઓને પરણ્યાને બે વર્ષ થયાં હતાં પણ તે અરસામાં એક પણ વખત તે પોતાની વહાલી, પરણેતરને આ પ્રમાણે કદી બોલ્યો ન હતો. તેના થથરાવનારા અવાજે તેણી કાંઇક દબાઇ ગઇ અને તેથી નરમાસથી બોલી,

'મને નેકલેસની એટલી,બધી, જરૂર નથી, પણ બે ચાર દીવસમાં મને પૈસા જોઇતા હતા કેમકે.........'

'તને અઠવાડીયે અઠવાડીયે સો સો રૂપિયા મળે છે તે છતાં વધુની તને શા માટે જરૂર પડે છે ?' તેણે પૂછ્યું. 'તારી મોજ મજાહો તેમજ ગમત માટે તને દરેક પુરતાં સાધનો છે છતાં તને ઘડીઘડી પૈસા શા માટે જોઇએ છે !...જે વૈભવ... જે મજાહ તેં તારે ત્યાં ભોગવી ન હતી તે તું મારે ત્યાં ભોગવે છે છતાં...'

'બસ કરોજી ! મારા પપાની ગરીબાઇની યાદ ઘડી ઘડી મને આપવાની કશી જરૂર નથીજી.' તેણી એકદમ તરડાઇને બોલી.

'ત્યારે તને શા માટે પૈસા જોઇએ છે ?'

'મને બીજા કામ માટે જોઇએ છે.' તેણી પોતે પણ હવે ગરમ બનતાં ખભળીને બખાળી. 'મારે મેહરાં ચાડધાંને...'

'તે શયતાન સાથે તને શું સનાન સુતક છે ?' ભારે ગુસ્સામાં તે ચીચવાયો 'ફ્રેની, હું તને પહેલાં પણ કહી ગયો હતો અને આજે પણ ભાર મુકીને કહું છું કે તારે એ કંગાળ સાથે સહેજ પણ સંબંધ રાખવો નહિ !'

'પુહ !' તેણી તુચ્છકારથી બોલી 'ખાલી નાકે છીભ શું કરવા લગાડોછ ?...તમે કોણ એવા મોટા આયા કે એમ કરો ! સોસાયટીનું ક્રીમ મેહરાં સાથે રહસી હસીને દોસ્તી પાડે છે તોપછી તમે કોણ એવા......'

'બનવા જોગ છે' તેણે બેપરવાહ થતાં જણાવ્યું. 'સોસાયટી, છતી આંખે આંધળી થઇ ફરતી હોય તેથી એમ નથી ઠરતું કે આપણે પણ આપણી આંખો ફોડી નાખવી. એવા ઝેરી સાપથી તો કમકમાને દુર થવું જોઇએ છે !"

'મારા સોલે મને મેહરાં સાથે ઇન્ટ્રોડયુસ કરીતી,' તેણી કાંઇ તિખ્ખાસથી બોલી. 'મારા ભાઇના ફ્રેન્ડો અલબતે મારાં પોતાનાં ફ્રેન્ડો છે!'

'બનવા જોગ છે' તે વધુ ઠંડાસથી બોલ્યો 'પણ હાલના બનાવમાં મામલો તદન ઉલટોજ છે !

તાની તરફ જોતાં ભારે વ્હાલથી તેણીએ તેને ઉંચકી લીધો ને ગળે વળગાડ્યો.

'ઑય, માઇડી અર...માફ કર...સોરી ડીઅર...તે નૉટી થયો તેમાં હું શું કરૂં ?'

દસ મિનિટ સુધી તેણે તેમ પડી રહી તેટલામાં બાજુમાંના ઘડયાળે ચાર વાગવાની ખબર આપી.

'ઓશ !' તેણી તુચ્છકારથી પુકારી ઉઠી. 'મારે હજી તો ડ્રેસ કરવાનો છે. દીનાને આજે શયતાન્યત સુઝ પડીછ તેથી મારે ડ્રેસ કર્યા વગર પડી રહેવાની જરૂર નથી !

અને આયાને બોલાવી બાઇ સાહેબ ડ્રેસ કરવા પોતાના રૂમમાં ગયાં. તેજ પળે તેણીએ બંગલામાં મુકવામાં આવેલી લીફ્ટનો ઉપર ચઢવાનો અવાજ સાંભળ્યો. બીજી પળે તે લીફ્ટમાંથી ખુબ ઠ્ઠેરામાં સજ્જ થયલી એક એરાકી બાઇ બહાર આવી.

'આપ ડ્રૉઇંગ રૂમમાં બેસશો, તો બૉઇને મેં ખબર આપું છ.' આયા નરમાસથી ખુરશી બતાવી ને ગઈ અને પછી પાછી ફરી ખબર જણાવી કે 'બૉઇ ડ્રેસ કરેછ તે જલદી આવેછ!'

તે પરોણીએ સહજ ડોકું નમાવ્યું અને રૂમમાંનાં પીક્ચરોની ઉડતી સરવે કરવા માંડી. તેણીને આવ્યાને બે મિનિટ થઇ ન હશે તેટલામાં ફરી લીફ્ટ ઉપર આવી અને તેમાંથી એક અકળાયલો, ગભરાયલો જવાન બહાર આવ્યો.

તે તો ધારતો હતો કે ફ્રનીજ ત્યાં ઉભી હતી અને તેણીનું નામ બોલતો તે રૂમમાં આવ્યો કે આણીને બદલે કાણીને જોઇ અચકી ગયો.

'મેહરાં--તું--તું--'

'હા' તેણી નખરાં કરતી હસીને બોલી. 'હા હું, તારી મેહર છું, પણ માઇ ડીઅર બોય, એ તું હવકાં લેવાયલો લુંટાયલો કેમ? શું છે ડીઅરી!'

'જાહનમમાં જાવ સુ!' તે ઝનુનમાં પુકાર્યો. 'તું-તું શયતાન આ બધાનું મૂળ છે! મારો નાશ કરી તું કંગાળ હવે મજાહથી હમેછ અને વળી પૂછેછ-કર્સ યુ, હમબગ!...ફ્રની ક્યાં છે!'

બીજી પળે મેહરાં વાડ્યાના નખરાં ને હસવાનું હવામાં પીગળી ગયું, અને ભારે ઇંતેજારીમાં ચિંતાતુર બની તેણી તે જવાનની આગળ જઇ ઉભી.

'સોલ-સોલ ડીઅર શું છે?' તેણી ભારે ઉશ્કેરાટમાં તેને પસવારતી પુછવા લાગી. 'ખુદાને ખાતર શાંત્ત થા. ત્યાં ફેસતા ફ્રજેતા કરવાની જરૂરજ નથી. ફ્રેની ડ્રેસ કરેછ, મને તું જલદી કહે કે શું બન્યુંછ?'

આહ! તે જવાન આ સ્ત્રીના હાથમાં અજબ જેવું રમકડું હતો. તેણીના હાથનો સ્પર્શ થતાં તેણી તરફનો તેનો હેવાન્યત જુસ્સો ફરી પાછો ઉભરી આવ્યો. લોહીથી લાલ લાલ થયલા ટસટસ ડોળાએ તેણે એક પળ સુધી તેણી તરફ જોયું અને પછી પોતાનું પરસેવે ગરકાવ થયલું કપાળ લુછતાં તે ખોખરા અવાજે બોલ્યો.'

'ખેલ ખલાસ-બધુ આવી બન્યું!......દીનશાહને બધી ખબર પડી ગઇછ!'

એક પળ સુધી ભારે ગભરાટ તેણીના ગોગ ચહેરા પર છવાઇ રહ્યો પણ બીજી પળે તેણીએ અજાયબીનો ઢોંગ કરી પૂછ્યું:

'શું આવી બન્યું?...શાની ખબર પડી? જરા ખોલાસાથી તો બોલ, ડીઅર!'

'રૅટ!' તે ઝનુનમાં બખાળ્યો. 'રાં-બીહલી તું વળી અંજાણી અમ્મા શાની થઇ મરે છ! તું જાણુનીજ હતી કે હું બદમાશી કરતો હતો. અત્યાર સુધી હું તારી પુઠે પાપરીની પેઠે પૈસા વેરતો હતો તે ક્યાંથી આવતા હતા? શું મારા ચારસેં રૂપરડીના પગારમાંથી હું તારી ખરચાળુ મૉજ મજાહો પુરી પાડતો હતો કે !

અલબત તું તે જાણતીજ હતી અને તેમ કરવાને જોર તું મને ઉશ્કેરતી હતી. તું જેવી કંગાળ દદાને જો મેં ઓળખી ન હોત તો આજે એક દગાખોર ચોર બનવાનો મને વારો આવત નહિ—નાપાક, તેં તારાં નખરાંઓથી મને તેમ કરવા ઉશ્કેર્યો હતો—' તે દાંત પીસતો બરાડયો. 'અને હું આંધળાની પેઠે કાંઇ પણ વિચાર વગર મસ્તીની ધુનમાં મસ્ત થઇ મારી બદમાસીમાં ચકચુર થઇ રહ્યો હતો. કોઇવી પણે મને બચવાનો ચાન્સ મળી જવાની મને આશા હતી તેટલામાં તો આજે...

'પણ થયું શું ?' તેણીએ ઉશ્કરાઇને પુછ્યું ' તેણે શું તનેજ ગુનેહગાર ગણ્યો ?'

' ઓહ, મને ના પુછ !' તે કમનસીબ જવાન રહમસ ચહેરે ધબ દઇને બાજુમાંના સોફા પર પડતો બોલ્યો. ' તે ખરેજ ભયાનક હતું ! જાણે આખી જીંદગીભર મેં બદમાશી કરી હોય તેમ મને લાગે છે. દીનશાહ—ખુદા એને સુખી રાખો—ખરો પ્રમાણિક ને સુઢો છે. ભાઇ હોજો તો એ વાજ હોજો—એણે મારાપર ખરેખરું બાઇનું હેત રાખ્યું છે—પોતાની ફર્મમાં મેનેજરનો જોખમ ભર્યો ઓદ્ધો એણે મને આપ્યો હતો કેમકે હું ફેનીનો ભાઇ થાઉં છ !—અને તેની ભલાઇનો બદલો મેં ભુંડાઇથી વાળી આપ્યો છ !'

' પણ સોલ ' તેણી તેના કોટની બાંય ખેંચતી બોલી. ' તેમ જો થયું હોય તો પછી તું આં '...

' એટલે પુછવા માંગેછ કે હું જેલમાં કેમ પડયો નથી !' તેણે ભારે ગુસ્સામાં પુછયું. 'મારે તેમ કરવુંજ હતું અને—બાઇ ગૉડ, તું શયતાનને પણ મારી સાથે જેલમાં ઘસડી જોઇતી !'

' ચુપ !' તેણી તેનો હાથ ખેંચતી ચીચ-વાઇ. ' મૅડની પેઠે જે ગમે તે બક ના—મને ડરે—

' અચાટ મારી તેણે તેણીનો હાથ ફેંકી દીધો અને ઓરડામાં ઉભો થઇ બોલ્યો,

' હું ખરા જીગરથી ઈચ્છું છ કે તું ઠીચકારો થયો ન હોત ને મેં તેના બોગે મારું ભુંડાપણ ખરીદ્યું ન હોત, કેમકે '

' શું !' તેણી અજાયબીમાં પુકારી ' તું શું કહેવા માંગેછ કે તેણે કાંઇજ કીધું નહિ—પોલીસને બોલાવી નહિ !'......

એક બોલ પણ બોલવા વિના તે ઓરડામાં પાથરેલા ગાલીચાને ટીકતો ઉભો.

' સોલ ' ફરી તેણી આગળ આવી તેનો હાથ ખેંચતી બોલી. ' તું શું એમ કહેવા માંગેછ કે તેણે કાંઇ પણ કર્યા વગરજ તને—'

' નહિ, મને તેણે એમનો એમ છોડયો નહિ. તેણે મને સજ્જડ ફટકાવી કાઢયો '

' ફટકાવ્યો !'

' હા—ચાબુકથી નહિ પણ તેની જીભથી ! હું ઇચ્છું છ કે તેણે ચાબુક વાપર્યો હતે; કેમકે તેની ચમચમાટ તેના શબ્દો જેટલો થતેજ નહિ—યા ખુદા ! એના જેવી બીજું નામોશી શું છે !...મારે જેલમાંજ જવું જોઇતું !'

' ચાલ —ચાલ, ઇઝટ ના થા !' તેણી તુચ્છકારથી બોલી, ' એ નાટક બાટક છોડી દે. હીમ્મત રાખીને મને કહે. તે શું કરવા માંગી મરેછ તે તો જણાવ '

ઠરવાં તેણીને જાણે કરડી ખાય તેમ ભારે ઝનુનમાં તેણે એક પળ સુધી જોયું અને પછી ધિક્કારથી તેણી તરફ જોઇને બોલ્યો

' ફેનીને ખાતર તે આ નામોશી છુપાવવા માંગેછ. તું શું એમ ધારેછ કે તેમ ન હોત તો તે કદીબી મને છોડતે કે ?'

' પણ પૈસાનું શુ થયું !...જે રકમો તેં ઉચાપત કરીછ તેનો જવાબ .તેણે પોતાના ભાઇને શું આપ્યો ?'

' તેણે તે ખોટ પોતાના ગજવામાંથી ભર-પાઇ કરી આપી છે.' તેણે શરમના .માર્યા

પોતાનું સ્વર નમાવીને ધીમેથી જણાવ્યું. 'હું જો મુંબઇ છોડી રંગુન જાઉં તો ફ્રેનીને ખાતર તે ઘોટાળા પર પાણી ફેરવવા તેણે કબુલ્યું છે. રંગુન જવાનો ખર્ચ પણ તેણે કબુલ્યો છે ને મારે માટે નોકરી પણ ત્યાં શોધી આપવા કબુલ્યું છે. હવે પછી મારૂં કાળું મોંહ તેના ઘરમાં નહિ બતાવવા તેણે ફરમાવ્યું છે.'

'ત્યારે બેવકુફ ઉલ્લુ, ત્યાં શું કરવા આવ્યો?' તેણી બરાડી. 'તારા જેવો બેવકુફોનો પાદશાહ મેં—'

'હું ફ્રેનીને મળવા આયોછ' તે ઝનુનમાં બરાડ્યો. 'મારે ફ્રેનીને મળવું છે. તું સમજી નહિ શકે. ફ્રેની મને ખરાં જીગરથી ચાંહે છે ને મારી બદમાશી તેના તરફથી તેણી સાંભળે તે પહેલાં હું મારે મોંઢે જણાવવા માંગુછ।'

'મર, ઉલ્લુ!' ભારે ગુસ્સામાં તે સ્ત્રી છેડાઇને પુકારી. 'તારાં જેવા બેવકુફ પાસેથી બીજી શી આશા હોય? હરગીઝ તારે ફ્રેનીને એક બોલ પણ કહેવાની જરૂર નથી. તારા કહેવા પ્રમાણે દીનશાહે ફ્રેનીને ખાતર આ પર ઢાંકયું વાળ્યું છે તો શું તે કદીબી તેણીને જણાવશે? બેવકુફ, જરા તો સમજ રાખ, શું તેબી તારા જેવો ઉલ્લુ છે કે જે ગમે તે બકી મારે! પાલ! ઇડયટ, તે અહીં આવી લાગે તે પહેલાં મારૂં માનીને ચુપચુપ ચાલ્યો જા!'

તેણીએ તેને ખભામાંથી પકડી હચમચાવ્યો ને તેનો હાથ પકડી ખેંચ્યો. તેણીના હાથમાં તે નરમ ઘેંસ બકરૂં થઇ ગયો.

'જા—જા!' તેણી તેને બારણાં આગળ લઇ જતાં બોલી. 'હજી કોઇ તને જોય તે પહેલાં જા. અહીંથી સીધો તું મારે બંગલે જજે ને મારા ઓરડામાં બેસજે. હું આવું ત્યાં સુધી થોભજે. આપણે ખોલાસાથી વાત કરી એનો કાંઇ તોડ કાઢીશું.'

તેણીએ બટન દાબ્યું કે લીફ્ટ આવીને ઉભી.

'જા—ઝડપ કર!' તેણી તેને લીફ્ટમાં નીચે મોકલતી બોલી.

અને તે કંગાળ ચુપચુપ ત્યાંથી ચાલ્યો ગયો.

તેને ઘેરમાંથી જતો જોયા પછી તેણીએ છુટકારાનો દમ ખેંચ્યો ત્યાર બાદ લુચ્ચાઇથી હસી. ફરી પાછી તેણી ઓરડામાં આવી ને પીકચરોની સરવે કરવા લાગી.

પાંચ મિનિટ પછી ફ્રેની ખુબ ઠોરામાં ત્યાં આવી.

'આવ, મેહરૂ, થેંકસ!' તેણી હસીને આવકાર આપતી બોલી! 'માફ કરજે...મને લેટ થયું!'

'નથીંગ ડીઅરી...ઓહ માઇ...ફ્રેની! તું આજે અજબ ચાર્મીંગ લાગેછ હું કહે બહાર જાયછ કે ડીઅરી?'

'ના' ફ્રેની એ હસી કહ્યું. 'નસીબ દેવીનાં નખરાંની સામે થવા મેં ડ્રેસ કર્યોછ......લે, ટી આવી!'

તેઓ બન્ને હવે એક નાની ટેબલ આગળ રોકીંગ ચેરો પર પડયાં. ફ્રેની આજે અજબ રંગમાં હતી પણ તે બધું તાણી તોડીને કરવામાં આવતું ખુલ્લું જણાતું હતું.

મેહરૂ વાડયાં ખાડે ઉઠે આ બધો મહેમાર જોતી હતી. ફ્રેનીની આજની હાલત તેણીને અજબ કરતી હતી. તેણીની ખાતરી થઇ કે આજે કચેરીમાં કાંઇ બી કચરો પડેલો હોવોજ જોઇએ; અને તે જાણવાની તેણીને ખાસ જરૂર હતી.

'કેમ ડીઅરી, આજે દુન્યા સુખી કે દુઃખી!' તેણીએ હસીને બીસ્કીટ "મન્ચ" કરતાં બેદરકાર પણે સવાલ કર્યો.

જવાબમાં બાઇ સાહેબનાં ખભાં ચડયાં પણ કશો જવાબ મળ્યો નહિ કે ફરી પાછું તે કું

ફાંડા મારતી ડંખેલ નાગણે ધીમેથી ફુંફાડો માર્યો,

'માઇ ડીઅર, આજે તું સુખી લાગતી નથી. બૅડ......વૅરી બૅડ, માઇ ફ્રેની ! ! તારા ગુલાબી ગાલો પર દુઃખનો આ છાપ હોવો જોઇએ. નાહ, તને કંઇ ચિંતા હોય તો દીકરા મારા, તું કાં નહિ મારી સલાહ લેતી ? તારા કરતાં મેં ફક્ત ચાર દીવાળી વધારે જોઇછ પણ આ દુન્યાનો મને જબરો અનુભવ છે. તું જાણેછ કે એક સગી બ્હેનની પેઠે હું તને તારા દરેક કામમાં સલાહ આપુંછ.'

તે ફુસલાવનારી લાલચે ફ્રેનીને પીગળાવી તેના કપાળ પર ગુસ્સાનો ચિરકો ચઢ્યો. એક પળ સુધી તેણી વામાટામા કરતી ચોળી અને ત્યાર પછી પોતાની ફ્રેંડ તરફ ફરીને બોલી,

'મેહર—તું કહેછ તેમજ છે. આજે કાંઇક અસાધારણ બન્યુંછ અને તેથી મારા જીગરમાં હવડાં આગનાં ભભુકા ઉઠેછ' તેણી ભારે ગુસ્સામાં થરથરતી બોલી.

મેહરાં ચુપજ રહી. તેણી જાણતી કે સહજ દીલસોજી બતાવતાં આખો ભેદ મળી આવે તેમ હતો પણ વધુ દબાણ કરવા જતાં વળી કાંટાનું કેસર થઇ જાય તેમ હતું.

'દીનશાહ—આજે મારી સાથે બહુજ ડીસગસ્ટીંગ્લી, વર્તંગોછ !' તેણી ગુસ્સાના બબારમાં બબાળવા લાગી. 'આજે તેણે મને પૈસા આપવા પ્રોમીસ કીધુંતું તે હવે ફરી બેઠો. આજે બપોરના એણે અચણુચ આવી મને ગભરાવી મારી કે હવેથી મને બહારના ખરચની પાઇ પણ મળશે નહિ—મારે ઘર ખરચમાં કાપકુપ કરવી અને હવે ફરીથી મારે તારી સાથે...'

તેણી અચકીને ઉભી. શરમની મારી તેણી લાલ લાલ થઇ ગઇ.

'ઓહ ! તું ધારેછ કે મારે માટે એ કંઇ ને કંઇ બોરચોજ હશે !' મેહરાંએ ફીકું હસતાં જણાવ્યું. 'મારી ગરીબ ફ્રેની, તારે શરમાવાની જરૂર નથી. હું સારી પેઠે જાણું છું કે તારો એ ગમારો મને ધિક્કારે છે !'

'દીનશાહની એ રીત મને જરાબી ગમતી નથી !' ફ્રેની ગીચવાઇ.

મેહરાંએ બાજુમાંના એક ચિત્ર તરફ જોવા માંડ્યું અને તે પછી ધીમેથી પોતાનું ઝેર રેડવા માંડ્યું:

'અજાયબી એ છે, માઇડીઅર, કે મરદો પોતાની સ્ત્રીઓ નીતિરીતિના ઉંચા પ્રકારો જેવા છતેજાર રહે છે ત્યારે તેઓ પોતે તો—' તેણીનાં ભભાં ચઢ્યાં અને પોતાનું વાક્ય પૂરૂં કર્યાં વગર તેણીએ પૂછ્યું, 'ભલા, તે પૈસા નહિ આપવાનું કાંઇ કારણ તો તેણે આપ્યું હશે ને ?'

'કશું નહિ ! તેને કોઇ બીજાં કામ માટે તે જોઇતા હશે. મને તેજ બહુ લાગ્યું કે ઉલ્ટી ઘડીએ મને ફસાવી ચોરી પર સરજોરી થાની કરે !—આજે તું ખરેજ દીવાની બની ગઇ છું. હું ધારૂંછ તેમ એણે સટ્ટોબટ્ટો કર્યો હશે—તે ચક્કરમાં આવી ગયો હશે. આજના જેવો ઝનુની મેં તેને કદી જોયો નહતો. હું ધારતીતી કે...'

'મારી નિર્દોષ પોપટી' હસીને મેહરાંએ જણાવ્યું 'તું ધારતીતી કે તારો દીનશાહ તો ફરેસ્તો છે પણ બધા માટીડા હમેશાં બહારથી ધોતાધોત્તા હોવાનો દેખાવ કરી પાતાલ પાણી ચલાવે છે. હવેથી તારી આંખ ઉઘડી તે ઠીકજ થયું. તું ધારેછ કે તારો દીનશાહ ભલો ને સાચ્ચો છે પણ—'

'એટલે !' ફ્રેનીનાં ભવાં ચઢી ગયાં. 'મારો દીનશાહ મારા પર બેવફા છે.'

તે ડંખેલ નાગણે કશો ગુસ્સો ન કરતાં નરમાશથી તેણીને પસવારતાં કહ્યું.

'દીકરી મારી, તું હજી નાદાન ને નિર્દોષ છે. એવીજ રીતે મરદો પોતાની બૈરીની ભલાઇનો ખોટો લાભ લે છે.'

'મેહરાં, ખુદાને ખાતર બોલ કે તું શું કહેવા માંગે છે ?' ફ્રેની ભારે ઉશ્કેરાટમાં પુકારી. 'પ્લીઝ, મને ટળવળાવ ના. મને જે તે ખરૂં નરૂં જોઇએ છે. તું શું કહેવા માંગેછ તે ખોલાસાથી બોલ.'

તેણીની આંખોમાંથી નીકળતો ઝનુની ચમકાર જોતાં કોઇ સાધારણ દબાઇ જતે પણ મેહરાં વાડયા બારે ગાંઠ પૂરી હતી તેણીમાં અંતઃકરણ જેવી ચીજ ન હતી એટલે સામાની લાગણી જાણવાને તેણી સદંતર અશક્ત હતી. વર્ષો પર તેણીએ દીનશાહને પોતાના પંજામાં લેવાં અનેક જાળો પાથરી હતી તેમાં નિરાશ થઇ હતી. તેણી તેના પર અજબ ફીદા થઇ ગઇ હતી પણ તે તેણીની હલકી રીતભાતોથી વાકેફ હોવાથી તેણીથી સદા દુર ને દુર રહ્યો હતો. આથી તેણી તેને ખરાં જીગરથી ધિક્કારતી થઇ ગઇ હતી.

પોતાના કંગાળ પુછડાં સોરાબ કામા મારફતે તેણીએ ફ્રેની સાથે ઓળખાણ પાડી હતી અને તે નિર્દોષ, પણ આકળા સ્વભાવની છોકરી તેણીની જાળમાં સફાઇથી સપડાઇ ગઇ હતી. આ બધું, તે ડંખેલ નાગણે પોતાનું વેર લેવાજ કરવા માંડયું હતું. એકવાર દોસ્તી પડી એટલે તે ઘણીજ અંગત કરી દેતાં મેહરાં જેવી સ્ત્રીને વખત લાગે તેમ ન હતું. દીનશાહે એકવાર પોતાની વાઇફને મેહરાં વાડ્યા જેવી સ્ત્રીથી દુર રહેવા સમજાવી હતી, પણ તેણીએ તેની દરકાર કરી ન હતી. પાછળથી દીનશાહે પણ તેની ઝાઝી ક્નવાર કરી નહિ. કારણકે તેતી ખાતરી હતી કે ફ્રેની ગમે તેવી ભોળી હતી છતાં ખરાં ખોટાંનું તોલ કરવાની અચ્છી કુનેહ ધરાવતી હતી. સાધારણ મિત્રાચારીમાં નાહક રખણો કરવો તેને ગમ્યો નહિ પણ તે બાપડાને તે ઝેરી નાગણના કાતીલ. ઝેરની કયાં ખબર હતી. તે કયાં જાણતો હતો કે તેના પર વેર લેવા તેણીએ ફ્રેનીને પોતાનો ભોગ બનાવવાનો નક્કી વિચાર રાખ્યો હતો. ફ્રેનીને દુઃખી કરવી એ દીનશાહને વધુ દરજ્જે દુઃખી કરવા બરાબર હોવાથી તેણીએ હવે પોતાની મીઠાશ ભરી રીતે વધુ ઝેર રેડતાં જાણે તેણી તે કહેવાને અચકાતી હોય તેમ અચકી અચકીને બોલી,

'મારી ગરીબ ગાય, હું સારી પેઠે જાણું છું કે મોડે વહેલે તને ખબર તો મળ્યા વિના રહેવાનીજ નથી. ખુદા જાણેછ કે હું તને તે જણાવતાં અચકું છું પણ કોઇ બીજી તરફથી તને તે ખબર મળે તેના કરતા તારા અંગત ફ્રેન્ડ તરફથી તે તું સાંભળે તો બહેત્તર છે.

'ફ્રેની, એના પૈસા કયાં ગયા છે ને જાય છે તે શું તને નથી ખબર ? કફૅર રોડ પર તારો એ સચ્ચાઇનો ભંડાર કોને રાખીને રહેલો છે તે શું તું જાણતીજ નથી ?'

તે ભયાનક ખબર જાણતાં આકળી પણ ભોળી ફ્રેની દબાઇજ ગઇ અને મેહરાં તરફ સાવજની પેઠે જોવા લાગી.

'તું-શું એમ કહેવા માંગેછ ?' તે ખારીલી નાગણ ફુસફુસી. 'કે તું તારા આ નેકનામની મોડી રાતની હાજરી ને કોઇ કોઇ વારની ગેરહાજરીની તને ખબરજ નથી.'

'પણ તે તો કામને લીધે એમને ઓફીસમાં રહેવું પડેછ—બહાર જવું પડેછ !' તેણીએ નરમાસથી બચાવ કર્યો

હસીને મહેરાંએ ડોકું ધુણાવ્યું.

'અરે મારી ભોળી—કામ કોણનું બર્યું !—હા, કફૅરરોડ પર મોટું કામ હોસે. તારા સોલને પુછની ? હમે બન્નેએ તેને તે દહા સાથે તે દહાડે તાજમાં જોયેલો. હમોને જોતાંજ તેઓ—

'મેહરાં !' ગુસ્સામા થરથરતી તેણી પુકારી. 'બોલ, એ ખરૂં નથી, ! તેમ બનેજ નહિ !'

'બોલે બોલ ખરૂં !' રોકડો જવાબ મલ્યો. 'અફસોસ કે તે બધું અક્ષરસ ખરૂં છે.

ભાઇ ડીઅર, હવે તારે તારો પોતાનો વિચાર કરવાનો છે. તુ જ કહેછે કે તે આજે ગભરાયલો ને ગુંચવાયલો હતો તે તને ખરૂં કારણ આપી શક્યો નહિ. દીકરા મારા, જ્યારે એક જણને અબ્જો મોટાં ખાંચરાં પાળવાનાં હોય ત્યારે--'

'જાઉં !--મારો દીનો એવો છેજ નહિ.'

'નાદાન, સમજ' તે. નાગણે સમજાવવા માંડયું. 'હું તેમજ તારો સેલ તે જાણછે. તને દુઃખ થાય કરીને અત્યાર સુધી તારો ભાઇ તને બોલ્યો નહોતો પણ તેને એ બાબે દીનશાહ સાથે ભારે તકરાર થઇ હતી, ત્યારે તેણે સોલને કાઢી મુકવાની ધમકી આપીછ. તારો એ ફરેશતો આજ મહીનાઓ થયાં તને ઠગેછ. તે તો કોઇ ગણુતના સપાટામાં સપડાયલો છે અને તેને રા..રોખા તે હવે તને રખડાવેછ !'

'પણ એ બધું તું કેમ જાણે ?' ફ્રેનીએ ભારે ઉશ્કેરાટમાં પૂછયું. 'તું જાણતી તો પછી તેં મને આગળથી કેમ નહિ જણાવ્યું ?'

'કારણ હું ધારતીતી કે સોલીની સમજાવત ફાવશે ને તે સુધરી જશે.' ધીમેથી વધુ ઝેર રેડાયું. 'પણ આજેજ મને ખબર થઇ કે સોલી ફરી પાછો કહેતા ગયો, તે બાપડાને ઓરીસમાંથી એમનો એમ કાઢી મુકવામાં આવ્યો છે. હું તને દુઃખી કરવા માંગતીતી નહિ. તું જાણેછ કેની કે 'નિર્દોષનો વાલી ખુદા છે.' હું આજે પણ તને કહેતે નહિ પણ તને દુઃખી જોઇ મારો જીવ બળી ગયો. મેં જોયું કે હવે હદ થવા લાગી છે એટલે પછી તને ચેતાવ્યા વિના બીજો માર્ગ છેજ નહિ.'

એક પળ સુધી ફ્રેની થરથરતી ઉભી અને પછી પોતાનો હોઠ પીસતી શાંત થવાની તજવીજ કરવા લાગી. તે ઝેરની અચુક અસર થઇ હતી.

'શટ્ટ યુ આર ! મારે તે જાણવું જોઇતુંતુંજ. હું ઇચ્છુંછ કે મને આગળથી ખબરજ ન હોત, તેમ હોત તો એક મિનિટથી આ કંગાળ મકાનમાં હું થોભતે નહિ !' તેણી ભારે કડવાસથી પુકારી--

'તું શું કરવા માગેછ ?'

ફ્રેની બાપડી શું જાણતીતી કે તેણીના આકળા જવાબની તે ડંખેલ નાગણ કેવી આતુરતાથી રાહ જોતી હતી.

'કરે ! બીજું શું કરે ! હું અબઘડી અહીંથી ચાલી જઇશ. તું શું એમ ધારેછ કે આ ચીજ હું એક મિનિટથી સાંખી શકું ? આવી નામોશીમાં રહેવા કરતાં તો મોતભલું ! હું અહીંથી જતી રહીશ.'

'તું કયાં જશે ?' સલાહ મળી. 'મારૂં માનીને તું મારે ત્યાં હાલતો આવ. આપણે અહીંથી બહાર ફરવા નીકળી જઇશું. તેને હવે જણાવવાની જરૂરજ નથી. પૈસાની ચિંતા ના કર. હું તને જોઇશે તેટલા આપીશ. મારી ખાતરી છે કે બીજમાં તું ધુમ જીતશે એટલે પછી ફીકર શાની. આપણે ગામે ગામ ફરતાં જઇશું. આપણી સાથે દાદી સકલાટ ને રૂસી જેમીસન આવવાના છે એટલે મજાહજ મજાક ! હાલ તેની વાત નથી. કાલે આપણે ઠરે પેટે બધી ગોઠવણ કરીશું...હવડાં વખત ખોહવાની જરૂરજ શી છે !'

'મારે માટે અરધો કલાક વેટ થશે !' ફ્રેનીએ મક્કમ મને પૂછયું.

મેહર્ તો હા કહેતા જતી હતી તેવામાં સોરાબ કામા જે તેણીને મકાને જઇને બેઠો હતો તેનો ખ્યાલ થયો. કોઇબી કીસમે એ બન્ને ભાઇ બહેનોનો મેળાપ હાલતુરત કરવાની જરૂરજ ન હતી.

'નો, ડીઅરી. હું વેટ થઇ શકસ નહિ. મારે હવડાં જરા બહાર જવાનું છે. તુ એક કલાકમાં આવ. તે આગી લાગે તે પહેલાં તું નીકળી આવજે ને કયાં જાય છે તેની ખબર તેને આપતી ના. એવા ચંડાળ છોકરાઓને તો એમજ રીબાવવા જોઇએ છે !'

બે મિનિટ પછી તે બદબખ્ત પોતાના ભાન ભુલેલા શિકારને વધુ જકડી ચાલી ગઇ.

પોતે જે કાંઇ પોતાની સાથે લઇ જવા માગતી હતી તે પેક કરતાં ફ્રેનીને વાર લાગી નહિ. આવા કોઇ વખતની તેણી તૈયારીમાં જ હતી. ફક્ત પૈસા મળતાં સલાહ સંપથી તેણી થોડો વખત બહાર જવા માંગતી હતી પણ તેવો વખત હવે આવી શકે તેમ ન હતો. અલબત્ત સંજોગ અને સ્થિતી બદલાઇ ગયાં હતાં એટલે તેણી પોતાના વિચાર પ્રમાણે હવે ગમે ત્યાં જવા અને ગમે ત્યાં ફરવાને છુટી હતી.

અડધા કલાક પછી તેણીએ બધી તૈયારી કરી અને બહાર નીકળવા બારણાં તરફ ફરી કે કાંઇક વિચાર થતાં તેણી પાછી પોતાની ટેબલ આગળ ગઇ અને બેસીને એક ચીઠ્ઠી ચીતરી કાઢી જે નીચે મુજબ હતીઃ

'દીન્શાહ,

તારે હવે શરમ ભરી જીંદગી ગુજારવી પડશે જ નહિ; કેમકે આ કાગળ તને મળશે તે વખતે હું તારાથી કયારની દુર ગયલી હોઇશ. કારૂનનો ખજાનો પણ મને આપવામાં આવે તોએ મારા ધણીના મારી તરફના પ્યારમાં કોઇ ભાગ્યણુ થાય તે જોવા હું કદી ઇચ્છું નહિ. તારી ઠગાઇ ને શરમ ભરી ચાલ માટે મારે હાલ કશુ કહેવું નથી. એક બુબખ ગમાર તરફથી આ ઉપરાંત બીજી શાની આશા રખાય? મારે પહેલાંથી જ તે સમજવું ને જાણવું હતું. હવે પણ મારી આંખ પર ફરી વળેલો પડદો દુર થયો છે તે ગનીમત છે. મારે માટેના પૈસા જે દાદાને આપવા તેં રાખ્યા છે તેને તે ખુશીથી આપજે—મને શોધવાની કોશેશ કરતોજ ના. હું કદી—કદીબી હવે તારી સાથે રહીશ નહિ. ફ્રેની."

તેણીના હોઠો ફુલ્યા અને તેણીની આંખોમાં આસું આવ્યા પણ હોઠ પીસી તેણીએ તે કાગળ પરબીડામાં મુકી તે પર સરનામું કરી બીડી દીધું. તે કાગળ પોતાની ટેબલ પર ન મુકતાં, જતાં જતાં દીનશાહની પોતાની ટેબલ પર મુકી જવાનું તેણીને કાંઇક ગમી આવ્યું.

આયાને બોલાવી પોતાના બેગ ને પોર્ટ મેંટો હેઠળ મોકલાવ્યા અને પોતે નીચે જવા પહેલાં દીનશાહનાં ઓરડામાં ગઇ અને ટેબલ પર તે પરબીડું મુકયું.

તેજ પળે લીફ્ટ ઉપર આવી અને તેણીએ બે અવાજો તે ઓરડા તરફ આવતા સાંભળ્યા. આહ! એક અવાજ તેણીના એક પુરા વહાલા ભાઇનો હતો ત્યારે બીજો—ઓહ! તે તો દીનશાહનો હતો. યા ખુદા! તેણી તે ઓરડો તરતો જણાયો. તેઓ તે તરફજ આવતા હતા. શું કરવું તે તેણીને સુઝયું નહિ. ઓરડામાં ચોપાસ જોતાં બાજુમાં મુકેલો મોટો જાપાનીઝ સ્ક્રીન તેણીને જણાયો કે ઝડપથી તેણી ત્યાં ભરાઇ ગઇ. તક મળતાં ત્યાંથી સફાઇથી છટકી જવા તેણી માંગતી હતી.

તે પગલાં નજદીક આવ્યાં અને બીજી પળે દીન્શાહ ત્યાં પોતાના સાળા સોરાબ કામા સાથે અંદર આવ્યો.

'માફ કર દીનશાહ' સોરાબ કરગરતો અવાજ સંભળાયો. 'મને તારી રજાની જરૂર લાગી. હું તો આજ રાત્રે ત્યાંથી મારૂં કાળું મોંહ સદાનું દુર કરવા ઇંતેજાર હતો પણ ફ્રેની—મારી વહાલી બ્હેનને છેલ્લી વાર મલ્યા વિના હું જઇ શકતો નથી. ઓહ! તે મારી બ્હેનને હું—'

'પણ મેં તને કહ્યુંતું જે તું મળી જજે.' દીનશાહે કાંઇક કડવાસથી કહ્યું. 'પણ એટલું તું યાદ રાખજે કે તારે આ વાતનો સંસારો વટીક ફ્રેનીને જણાવવાનો નથી. તારે ગમે તેમ ઉલટાંસુલટાં પાટીયાં તું ગોઠવજે. તારા ખાન-

દાનની મગરૂરીમાં ફ્રેની મસ્ત થઇ રહેલી છે. તેણીને મનથી પોતાનાં ખાનદાનની મગરૂરી બીજી દરેક ચીજ કરતાં ઉત્તમ છે. તે મગરૂરીનો સજ્જડ ફટકો મારવાની જરૂર નથી. તારે તેણીને કહેવાની જરૂર નથી કે......'

'કે તેણીનો ખાનદાની ભાઇ કંગાળ ચોર છે !' સોરાબે ભારે નિરાશામાં જણાવ્યું. 'હા, હું તે જાણું છું અને તેથી મારી શરમ, મારી ખેજાલત—'

'ચુપ !' કડક હુકમ થયો. 'ઝાઝી ટકટક ના કર. કોઇ નોકર આવી લાગશે. ફ્રેનીનો ઓરડો પાસે છે તે કદાચ અહીં આવી ચઢશે તો ઓઅજાની વાત થઇ પડશે !' બે મિનિટની ચુપકીદી પછી તેણે નરમાશથી તે ભોળાપણ બબકલી જવાનના ખભા પર પોતાનો હાથ મુકતાં કહ્યું,

'સોલ, ખુદાને ખાતર તું હિમત રાખ. હવે તારે બાયલો થવાની જરૂરજ નથી. તું ભલો છે પણ ઢંગધડા વિનાનો છે. મરદ થઇ રંગુનમાં કામ કરજે ને ખુદાનું ચહાતું છે તો તું મારા કરતાં વધુ સારો થઇ શકશે. ફ્રેનીને ખાતર મારા ભોગે મેં તને આ ચાન્સ આપ્યો છે. તું જાણેછ કે આ થતાં હું કેવી હાલતમાં આવીશ પણ મને તેની ફીકર નથી. 'શીર સલામત તો બોતેર પઘડી.' આજેજ એક નવું ચોકડું ગોઠવ્યુંછ અને ખુદા કરશે તો બધું પાછું ઠીક ઠીક થઇ જશે તારે માટે હું ઘણો દીલગીર છું. તું જાણેછ કે મેં તારે માટે મારૂં બનતું કર્યું છે. હું દીલગીર છું કે તું મેહરાં વાડયા જેવી પ્રપંચી ને ઝેરી નાગણની જાળમાં જકડાઈ આ હાલત પર આવી પડયો છે. તેં જો પહેલાંથીજ મારૂં માન્યું હોત–આહ !...આ શું ? આ, તો ફ્રેનીના અક્ષર છે. ફ્રેની બહાર ગઇછ શું !...

તુરતજ તેણે તે પરબીડું ફાડયું ને તેમાંની ટુંકી સલામ વાંચતાં તે ભારે ગુંચવાડા ને ગભરાટમાં પડયો. તેના પગો ઘેરવા રમવા લાગ્યા. તેના ચહેરા પરસેને ગરકાવ થઇ તે તુટી પડે તેવો થઇ ગયો અને સોરાબે જો તેને પકડી ખુરસી પર બેસાડયો ન હોત તો તે જરૂર બેહોશ થઇ પડયો હોત.

'ચાલી ગઇ !—ફ્રેની ચાલી ગઇ ! ઓ મારા બાપ !—એ શું થઇ ગયું' ! દીવાનાની પેરે તે પોતાનું કપાળ કુટતો પુકાર્યો.

ચાલી ગઈ ? કેમ બને ? કયાં ગઇ ? કારણ ! સોરાબ પણ ઉલ્લુની પેરે ભારે અજાયબીમાં ગરકાવ થઇ તેના તરફ જોતો પૂછવા લાગ્યો.

બીજીપળે તે હુસ્યાર થયો અને તેણે દીનશાહના હાથમાંથી તે બદબખ્ત કાગળ ખેંચી વાંચ્યું.

'યા ખુદા !' તે પુકારી ઉઠયો. 'એ તો પેલી શયતાનનુંજ કામ છે ! મારી ખાતરી છે કે તેણેજ કાંઈ મહોકાણ વાળીછ...એ દહા બે કલાક પર અહીં હતી' એટલે એ ફ્રેનીને ફુસલાવી ગઇછ, પણ દીના...તે પોતાના સુના સાવજ જેવા થઈ ગયલા બનેવીને પસવારતો બોલ્યો. 'તું જરા ફીકર ના કર. હું એ દહાના સપાટામાંથી ફ્રેનીને લઈ આવસ. તેમ કરતાં મારો જાન આપવો પડશે તો ખુશીથી આપસ'

અને બીજી પળે તે મસાણ બંધ ત્યાંથી ઉડયો ગયો. લીફ્ટ નીચે ઉતરી ગઈ અને તે જવાન બહાર ઉભેલી ગાડીમાં બેસી ચાલ્યો ગયો.

'ફ્રેની !—ફ્રેની !—ઓ મારા ખુદા !—આવું ગલીચ તોહમત—તેં માન્યું !—યા માલીક !' તે જવાનનું દુઃખી જીગર પુકાર મારી ઉઠયું.

ઓહ તે દેખાવ ફ્રેની કેમ જુએ ! તે સાળા બનેવીની વાતે તેણીની આંખ પર ફરી વળેલો અંધકારનો પડદો ખસેડી નાંખ્યો. બીજી પળે તેણી દોડતી આવી તેના પગ આગળ ફસડાઇ પડી. તે તો સાવજ જેવો ટગર ટગર જોતો બેસી રહ્યો. ધોધમાર આંસુઓ વચ્ચે હવે તેણી તેને વળગી પડી અને ત્યારેજ તેને ભાન આવ્યું. તે ચોંકયો અને ધ્યાનથી જોતાં તેને પોતાની વહાલી ફ્રેની જણાઇ. જેણી અજબ જેવી રીતે તેને વળગી રહી હતી.

'ફ્રેની !' તે અજાયબીમાં ગરકાવ થઇ બોલ્યો.

'માફ—માફ કર જાને મન !—હું સુધ ભૂલી ગઇ !—મારા દીલને મારે બરાબર રૂબરૂ ખબર હતી !—માફ !—' અને બીજી પળે તેણીના હોઠ તેના હોઠોને વળગ્યા. ર... પછી—વાહ ! તમોને તે સુખી સ્વપ્નમાં વધુ વાર ડોકયું કરવાની શી જરૂર છે રે, ભલા ?

**ભામક્યા.**

# The Diamond Jubilee Procession of H. M. the Queen Victoria, Empress of India.

**( A leaf from "My Seven Years in England.")**

*By—Trimbakrai Jadavrai Desai, Barrister-at-law.*

Now came the Jubilee Day on the 22nd of June 1897. Huge buildings were pulled down in order to erect stands for spectators. I had to pay three guineas for a single chair in the last row of seats in a shopwindow in the Strand. The front seats cost ten guineas each. In one place along the route of the Procession it was reported that so much as three hundred guineas was paid for a prominent seat. The owners of some of the buildings earned so much by thus providing spectators with seats that they could erect new and magnificent buildings in the place of old ones that had been pulled down for the said purpose. The people were going to the route of the Procession from the early morning. By 8 A. M, there was no walking space left on both the sides of the road. Illustrated programmes of the Jubilee Procession were sold all over London. The day was cloudy. Her Majesty was to leave the Buckingham Palace at 11 a. m. The Representatives of the Army and the Navy appeared in their respective uniforms. Exactly at 11 o'clock just as H. M. the Queen placed her foot in the State—Carriage, the clouds dispersed and we had the most glorious sunshine. We had, in fact the proverbial "Queen's weather"! I was located, as said above, in the window of a shop in the Strand near the Temple Bar. Inspite of paying three guineas I had such a seat in the rear that every time anyone wanted to pass through, I had to get up. Before the Procession came a gentleman who had engaged a ten guineas seat in the front row came to me and asked me whether I would exchange seats with him, as he wanted to be with the lady who was sitting near me. I obliged him with the greatest pleasure and took my seat in the front row. I was so uncomfortable in the back row that I regarded it as a real God-send to me. The gentleman was also happy in the company of the young lady.

I bought a copy of the Programme of the Procession sold there in a book-form. It gave all the details with illustrations of the actual Procession that was to be expected. The Procession now commenced. The Police had kept and maintained an excellent order.

Long lines of Cavalry and Infantry began to pass by us one after another. Each part of the British Empire was duly represented. There was also an Infantary from Honkong in typical Chinese dress. There were American Indians, Negroes, and in fact, peoples of all kinds, creeds, and colours. The Police or rather their Representatives passed on with their Bands Each Force had its own Musical Band. The English, Scotch, Irish, and Colonial Infantries and Cavalries passed by us in sweet succession. The Scotch Highlanders and their Bagpipes had always a peculiar charm for me. The important Colonial Representatives passed by us in State-Carriages. The high Officers of State, European Princes and the Prince of Japan passed on horseback. There was in the Procession Colonel Sir Pratap Singh of Jodhpur who made a visible impression. He had Indian attendants on both the sides and was marching on horseback with all the dignity of an Oriental Potentate. There were also therein Representatives of the Imperial Service Troops. Lord Robert of Kandhar, the Commander-in-Chief, and other Field-Marshals passed on horseback, receiving the ovations of the jubilant Public. H. R. H. the Duke of Connaught, H. R. H. the Duke of York, and other Princes of the British Royal Family passed on horseback through the Police lines on both the sides of the route. At last after about an hour there appeared the August Figure of Her Most Gracious Majesty the Queen Empress, seated in a State-Carriage drawn by six cream-coloured horses. The Indian Cavalry, acting as Her Majesty's Life-Guards, was just in front of the State-Carriage, while H. R. H. the Duke of Cambridge and H. R. H. the Prince of Wales rode on horseback on each side of Her Majesty. H. R. H. the Princess of Wales and H. R. H. the Princess Henry of Battenburg were with Her Majesty in the same carriage. At once there was an outburst of enthusiastic and continuous Ovations from both the sides of the road. Her Majesty had been graciously returning the salutations of the Royal Public all the while by bowing her head to them every now & then, and I think she must have been completely exhausted on her return to the Palace. There were other ladies of the Royal Family in other carriages. A long train of Life-guards &c, followed the Queen, and when the Procession arrived at the Temple Bar, the Lord Mayor of London presented the Sword to Her Majesty. He, the *Nagarsheth* of London, being not used to going on horseback, seemed to feel awkward while riding on that State-occasion. Still, it had to be done, and the Procession proceeded via Ludgate Cricus to St. Paul's Cathedral where a grand and imposing Thanksgiving Service was performed in the presence of the Representatives from almost all the parts of the world. It is noteworthy that the European Sovereigns pray to God on all such occasions and attribute all the good

received to his Grace and Mercy and thank Him gratefully for the same with all their heart & soul. H. H. the Thakore Saheb of Morvi and H. H. Thakore Saheb of Gondal were also there but they did not take part in the Procession. An English lady of our acquaintance, who had seen H. H. the Rani Saheb of Gondal, came to our house in the afternoon and was in raptures. She was quite surprised with what she had seen on the person of H. H. the Rani Saheb by the way of ornaments, clothes &c, of exquisite price and beauty. H. H. the Rani Saheb was in regular Indian costume, and so was H. H. the Thakore Saheb of Gondal. I, however, had not the opportunity of seeing them as I was located in the Strand.

After Her Majesty had passed by us, I went to the Common Room of the Middle Temple, and an English Barrister, who had seen the splendid Indian cavalry in front of Her Majesty's State-carriage, told me that they were not afraid of a dozen Russias when they had such fine fellows in the Indian Army They were tall, broad-built and majestic. Through the Temple Gardens I went to the Thames Embankment and thence along the Thames to the Houses of Parliament at Westminster. By that time the Procession was coming back over the Westminster Bridge towards the Houses of Parliament. I did not know that the Police had made such an arrangement that no one could see it twice They had formed themselves into living walls all along both the sides of the Route of the Procession. The Sun was shining in all his glory and was intensely hot (on that longest day of the year), and the push of the crowd from the front and from behind hemmed me in so hard that I was half breathless owing to the double pressure, made more unbearable by the strong rampart of the Police standing close by. I therefore requested the latter to let me pass through their wall to go to the Westminster Station just behind them. They were good enough to let me pass through them, and I recovered my breath when I was on the platform of the Station. I had thus to feel happier without seeing the Procession a second time, under such trying circumstances. I took an underground train to Stroud Green in the North of London, and reached home at about 3 p. m. I had left home early in the morning. I had got a strong head-ache and so I did not go out again to see the **Grand Illuminations** at night—although the temptation was too great to resist.

Her Majesty the Queen, before getting into her State-carriage, had sent the following **Message** to her **Subjects** in all the parts of the world:— **"With all my heart I thank my beloved people. May God bless them".** Within fifteen minutes replies began to pour in from distant parts of the world like Canada and Australia! — thus indicating the **tremendous Progress** made by **Science** during her **Record Reign** of more than **Sixty years.**

H. R. H. the Princess of Wales had written a letter to the Lord Mayor

enclosing 100 pounds, to open a Fund for giving a Dinner to the Poor of London on the Jubilee Day. Directly that letter appeared in the Times, it was announced on the following day that a merchant had sent a cheque for 25000 pounds i.e. Rs. 375,000, with a promise to send more money if required, & with a request that his name should not be made public-and consequently the said Fund had to be closed, as that sum was more than sufficient. That gentleman was no other than Mr. Thomas Lipton (of the world-renowned "**Lipton's Tea**",) and he was immediately turned into **Sir Thomas Lipton.** Look at the **Public Spirit** of these men! Look at the quick appreciation of Her Majesty! and, also look at the extreme concern of H. R. H. the Princess of Wales for the Poor—**amidst all the Festivities of the Jubilee Day!**

As President of the **London Hindoo Association**, I had the honour of presenting **Addresses of Welcome** to several Indian Princes, *including Sir Pratap Singh of Jodhpur.* I was at that time Vice-President of the **London Indian Society** and *was kindly called upon by the President,* Mr. Dadabhai Naoroji, the **Grand Old Man of India**, to read out at a Public Conference, and to move the adoption of, an **Illuminated Address**, to be presented to Her Majesty the Queen-Empress, in honour of that august occasion, on behalf of the Indians resident in Great Britain and Ireland.

The Jubilee was celebrated with great **eclat** and enthusiasm. Grand Dinner Parties and Entertainments were going on all around. One of the Colonial Guests humorously said during his after-dinner speech that if he died in England at that time, they should write on his tomb:—"**Killed by the Hospitality of the English.**" Mr. M. Bhownaggree was knighted, and H. H. the Thakor Saheb of Gondal and H. H. the Thakor Saheb of Morvi were decorated with G. C. I. E. A Grand Indian Concert was organized by Dr. Mullick of Calcutta. The *Prince of Shahpura State, in* Rajputana, had come to England on that occasion, and an **Evening Party** was *given to him by Kumar Shri* Udaya Vira Sinha Raghubansi of Delhi, at the Cavendish Rooms in London. Indian and English Songs were given by various Indian and English ladies and gentlemen. I was introduced to the Prince and was requested to sing something from the **Meghaduta** of Kalidasa, while Miss Hardy accompanied me beautifully with her Indian "**Taus**" and her younger-sister with an English Musical instruments, with remarkable skill and *dexterity. By the bye, let me say that* Music and Dancing have not fallen into disrepute in England, as is the case in India. They are regarded as necessary accomplishments of ladies and gentlemen-even of the **highest** families. Mr. Edmund Russell of America, a well-known Shakespearian Reciter, recited his *stirring poem on the* **Arts of India**, and after partaking of the excellent Refreshments specially prepared for the occasion, we all dispersed with—"**Three Cheers for Her Majesty the Queen, Empress of India!**"

# સાપ.

## તેની રચના ખાસિયત અને ઝેરીપણું.

લખનાર—મી૦ કાવસજી ધ. મહાલક્ષ્મીવાળા.
સુપ્રિન્ટેન્ડેન્ટ વિકટોર્યા ગાર્ડન્સ, મુંબાઇ.

( ફેબ્રુઆરી અંકથી ચાલુ ).

સાપે કરડેલા ભાગો પર દાંતોની નીશાની પડે છે તે ઉપરથી ઘણીક વેળા તે ઝેરી સાપ કે વગર ઝેરના સાપનો ડંખ છે તે કહેવાઈ શકાય છે, પણ એ તપાસ કરવામાં ઘણી સંભાળની જરૂર છે; કારણ કે ઘણીક વેળા તેમાં ભુલ થાય છે.

ઝેરી દાંતો સાધારણ રીતે શીકારને ગળી જવા આગમજ મારી નાખવાને ઉપયોગના છે, પણ આપણે જાણીએ છીએ તેમ કોઈ કોઈ વેળા દુશ્મનની સામે બચાવ કરવામાં પણ તે વપરાય છે. સાપના સાધારણ બટ દાંતો મારફ એ ઝેરી દાંતોની કોથળીઓમાં પણ નવા ઉગતા અપૂર્ણ દાંતો હમેશ રહે છે જે પુખ્ત પએલા ઝેરી દાંતો કુદરતી રીતે અથવા કાંઈ અકસ્માતથી પડી જાય તો તેઓની જગ્યા લેવા તૈયાર હોય છે. જૂના દાંતો પડી ગયા પછી નવા ઝેરી દાંતો આવતાં દોઢ દહાડાથી એકથી દોઢ મહીનો લાગે છે. ડાકટર ફેરેરે (Dr Feyrer) એ બાબદમાં અખતરા કરી જોયું તો માલમ પડ્યું કે કુરસા સાપના ઝેરી દાંતો કાઢી લીધા પછી ત્રણજ દહાડામાં નવા આવ્યા ત્યારે નાગને નવા દાંતો આવતાં એક પખવાડિયું લાગ્યું અને ત્યારે પણ જરાબાં સાપે તે દાંતો બરાબર મજબુત જોડાયા નહીં હતા.

### સાપની કરોડ.

બધા સાપમાં કરોડના હાડકાની સંખ્યા ઘણી હોય છે. એ હાડકીઓનો એક છેડો ગોળ અને બીજો છેડો પાછળની હાડકીનો ગોળ છેડો સમાઈ શકે તેવો ખાડાવાળો હોય છે, અને તેથી એ બધી હાડકીઓ વચ્ચે એવા સાંધા (ball and socket joints) બને છે કે જે છુટથી બધી બાજુ વળી શકાય, અને તેથી સાપ વરેહવાર રીતે પોતાના શરીરને વળ આપી ગુંચળા થઈ શકે છે. પણ એ મુખ્ય ગોળ સાંધા ઉપરાંત એ હાડકીઓ વચ્ચે બીજા કેટલાક નાના સાંધાઓનું પણ જોડાણ રહે છે અને તેને લીધે સાપો પોતાનું શરીર પીઠ અથવા પેટ ઉપર વાળી શકતા નથી.

### સાપની પાંસળીઓ.

થોડીક ગરદન અને પુછડી આગળની હાડ સીવાય બીજી દરેક કરોડની હાડકી સાથે બેઉ બાજુ એકેક પાંસળી જોડાયલી હોય છે જેના સાંધા છુટથી વળી શકે એવા હોય છે. પાંસળીઓ લાંબી, પાતળી અને જરાક પાછળ ઢળતી વાંકદાર (curving in a slightly backward direction) હોય છે. એ પાંસળીઓના બીજા છેડા જેમ ધાવડાવનારા પ્રાણીઓ અને પક્ષીઓમાં છાતીની હાડકી ( sternum or breast bone ) સાથે જોડાયલા હોય છે તેમ નહી પણ નીચલાં આડાં કોટલાંઓ સાથે વળગેલા હોય છે.

સાપને ખભાનું હાડકું (scapula or shoulder blade તેમજ હાંસડી અથવા ગળાના કાંઠાનું હાડકું ( clavicle or collar-bone ) હોતું નથી, અને તેઓનું આખું હાડપીંજર ફક્ત ખોપરી, કરોડ અને પાંસળીઓ તથા કોઈ કોઈમાં કેડ અથવા પુંઠું ( hip ) અને જાંગ (thigh) ના અપૂર્ણ હાડકાનું બનેલું હોય છે.

### સાપની ચાલ.

સાપનું જમીન ઉપર ચાલવાનું બીજા બધા પ્રાણીઓ કરતાં તદન જુદીજ તરાહનું હોય છે. પગ જેવા અવયવો તેઓને બીલકુલ નહીં હોવાના સબબથી તેઓનો ચાલવાનો આધાર પાંસળીઓ ઉપર રહે છે, અને તેથી તેઓને ' પાંસળીએ ચાલનાર

# એક ઇલાજ—એક ઉપાય !

## બાળકોનાં ભેજાનું બંધારણ.

ગુલશન માટે ખાસ.

લખનાર—મી. એ. પી. માદન.

આજ કાલ બાળકોનાં ઘણાં મરણો થાય છે એવી ફર્યાદ જગેજગ ઉઠી રહી છે. તે વેળાએ, બાળકોની તનદુરોસ્તી વિષે, કુદરતી ઉપાયોના આધારે થોડીક ઉપયોગી તેમજ વ્યવહારૂ સલાહ દરેક જવાન પરણેલાં જોડાં તેમજ સાધારણ કુટુંબનાં ઘરમાં કીમતી થઇ પડયા વિના રહેશે નહિ.

નાનાં બાળકો માટે આ વાત તો સાધારણ રીતે જાણીતી છે કે જે બચ્ચાંઓ બાટલીઓના (બહારના) દુધ ઉપર ઉછરાય છે તેઓના શરીરનો બાંધો કદાચ કમજોર થતો ન હોય તોએ તેમના ભેજાનું બંધારણ તો ઘણા ઉતરતાં પ્રકારનુંજ થાય છે, તેનું કારણ કે તે દુધમાં ઘણો ઓછો પોષણકારક ગુણ હોય છે. બહારના દુધના ખોરાક બચ્ચાને માફક પણ હોય અને તે ખોરાક ઘણીજ સારી રીતે સમતોલ પ્રમાણમાં બનાવેલો છે એવી ઉકમાઇ સેવાય છે છતાં તેનો ગુણ બચ્ચાને જોઇએ તેવો થતો નથી. કુદરત પોતાનાં રાજ્યમાં પોતાની નક્કી કીધેલા ચીજને બદલે બીજી મળતી ચીજો વાપરવા દેતી નથી. બાટલીનાં દુધ ઉપર ઉછરેલું, દેખીતી રીતે ગોળ અને મજબુત દેખાતું બાળક બીજાં તેવાં બાળકો જેઓ પણ બાટલીનાંજ દુધ ઉપર ઉછરતાં હોય પણ પાતળાં કાવલાં અને વારંવાર પેટનાં દુઃખાવાથી હેરાન થતાં હોય તેમનાં કરતાં વધુ તનદોરસ્ત લાગે પણ જે કોઇ ખરેખર પરિક્ષા કરનાર હશે તેને તો જણાયા વિના રહેશે નહી કે પેલાં દેખીતાં ફરબે ગોળ અને મજબુત દેખાતાં બાળકો જેમ જેમ મોટાં થતાં જાય છે તેમ તેમ તેઓ વધુ જાડાં થાય છે, તેમની ચામડી ખરબચડી થાય છે, અને દાંત આવતી વેળા બહુ વેદના ભોગવે છે. તેઓ ચાલતાં થવાને પણ વધુ પછાત પડે છે એટલુંજ નહી પણ તે બાટલીઓનાં દુધ ઉપર વખત જતાં તેઓ તદ્દન દુબળાં-મરકટમાં થતાં જાય છે. આના પુરાવા જગેજગ તમને મળશે અને તે માટે આગળ તેઓ વધેલા સાયંટીસ્ટો જેઓએ બાળકનો ખાસ અભ્યાસ કર્યો છે તેઓ એક અવાજે આ વાતની ખુરવારી જાહેર કરે છે.

હાલમાં દુધની ઘણી પરિક્ષાઓ થાય છે. દરેક જનાવરોના દુધનું પૃથ્થકરણ થઇ તેના ગુણો તપાસવામાં આવે છે અને બચ્ચાંઓને કયું દુધ વધુ સરસ થઇ પડે તેના પ્રયોગો થતા ચાલ્યા છે. ત્યારે આ બાળક માટે આપણને ઘણુંક જાણવાનું મળ્યું છે. સાયન્સે આ શોધ કરી છે કે, દુધના માખણની ચરબીમાં લેસીથીન (lncithen) નામનો પદાર્થ રહેલો છે કે જે તત્વો ભેજામાં તથા જ્ઞાનતંતુઓ (nerves) નાં બંધારણમાં મોટે ભાગે હોય છે-મનુષ્ય જાતનાં દુધની "કેમીકલ" તપાસ લેતાં તેમાં, આ "લેસીથીન" પદાર્થ બીજાં બધા જનાવરો કરતાં વધુ મોટા જથ્થામાં માલુમ પડયો છે. આ કાંઇ અકસમાતિક નથી-તે જથ્થાની હાજરી ત્યાં રહેલી છે તે દેખાડે છે કે જે ચોકસ કાર્ય તેને કરવું છે તેને અનુસરીનેજ તે રહેલો હોય છે, કારણ કે એક કુદરતનું જન્મેલું બાળક તદ્દન નિરાધાર-હોય છે અને જે "નરવસ" શક્તી, મેહાં, બકરાં, ઘોડા, વાછરા

વગેરે જનાવરોમાં રહેલી હોય છે. તેનો ઘણોજ ઓછો જથ્થો તે (મનુષ્યનાં બાળક) માં રહેલો હોય છે જનાવરોનાં બચ્ચાં ઉભાં રહી શકે છે અને થોડાકજ વખતમાં દોડવા કે રમવા માંડે છે જ્યારે મનુષ્યનાં બાળકને તેમ કરતાં ઘણાક મહીનાઓ લાગે છે. બાળકની વધ ઘણીજ ધીમી, પણ વધુ ટકનારી શક્તિ સાથે થાય છે અને તેની હાજતો નીચલા જનાવરો કરતાં ઘણી જુદા પ્રકારની તેમજ વધુ પ્રમાણમાં હોય છે.

'લેસીથીન'નું તત્વ, આ મનુષ્યના અગત્યના જેવા ભેજા માટે ઘણું જરૂરનું છે. આ કારણને લીધેજ એક બહારના દુધ ઉપર જીવતાં બાળક કરતાં, માને ધાવીને ઉછરેલું બચ્ચું વધુ સારી રીતે અને સમાનતાથી ઉછરી શકે છે, પછી તે બચ્ચું, પેલા બીજાં બચ્ચાં કરતાં જન્મતી વેળાએ વધુ નબળું કાં ન હોય! આથી આપણને ખુલ્લું જણાય છે કે બાળકને ઉપરનું દુધ બાટલીનું પીવાડવું એ કેટલું નુકશાનકારક છે. અમેરિકામાં જ્યાં આ વિષે બહુ તપાસો થાય છે ત્યાં માલુમ પડ્યું છે કે આ પ્રમાણે બચ્ચાંને ઉપરનું—દુધ પાવાથી લગભગ ૧,૫૦,૦૦૦ (એક લાખ પચાસ હજાર)બાળકો દર વરસે મરણ પામતાં રહ્યાં છે. આ સઘળાં મરણો જેમાં આંતરડાંનું દરદ લાગે છે કે જેનો ઉપાય કર્યાથી બાળકો બચી શકે, ને સઘળાં આ ઉપર કહેલી અકુદરતી રીતે, બનાવેલા યા જનાવરના દુધ પાવાથીજ નીપજે છે. ઘટતી રીતે તેનો ઉપાય થઈ શકે એમ છે. તેના ઉપાય માતાઓના પોતાના હાથમાંજ છે, અને તેનો ખરો ખ્યાલ આપવાને માટે માતાઓ અકકલવંત થશે ત્યારે આ ટુંકા ઇલાજો લેવાનું બંધ થઇ, બાળકોનો બચાવ થઇ શકે એવી રીત તેઓ ઉપયોગમાં લેશે.

એવું કહેવામાં આવે છે કે આજ કાલની માતાઓ થતી બાઇઓ એટલી તો સુધરેલી થયલી છે કે જેથી કુદરતે જેમ ધારણા રાખી છે તેમ બચ્ચાંઓને પોતાનું દુધ પાવાને માટે ના લાયક થતી જાય છે અને તેથી તેમનામાં દુધ કમતી થતું જાય છે; પણ જેઓએ બારિક તપાસો કરી છે તેઓ જણાવે છે કે આ અભરખુ ભારી લીધેલું ખોટું નાજુકપણું છે, અને દાકતરો માત્ર પોતાનાં ધંધાની બારિકીને લીધે તે જણાવતાં અચકાય છે. જો ખરેખર તેમ ઓરત નાલાયક થતી હોય તો તે પછી સુધારો નથી પણ કુધારો છે એટલે કે આગળ વધવા કરતાં પાછળ હઠતાંજ ચાલ્યે છીએ. એક સંપૂર્ણ ઓરતના શરીરનાં તથા ભેજાના સઘળાં ભાગો પૂર્ણ રીતે ખીલેલા હોવા જોઇએ. ઘણાં સારી રીતે ઉછરેલાં જનાવરોમાં તેમનાં શરીરની ખુબસુરતીમાં સંપૂર્ણતામાં કશી ખામી હોતી નથી. બીલાડી કે ગાય, ભેંસ યા બકરીને પોતાનાં બચ્ચાંને દુધ પાવા માટે જરા અડચણ કે મહેનત પડતી નથી. માત્ર જેઓ દરદી થયલાં હોય તે જાનવરમાંજ દુધની કોતાહી હોય છે.

ત્યારે મનુષ્ય જાતમાં તેની અશક્યતા શા માટે હોય? અને તેમ થતું હોય તો શરીર વિદ્યા મારફતે પુરતી તપાસ કરવી ઘટે છે. ઘણું ખરું જે મોટું કારણ છે તે સમજી તંતુઓ ઉપર બહુ બોજો પડવાથીજ થાય છે, કે જે આજના જમાનાની ધાપધપ્યા જીંદગી તથા કેળવણીની ખામીને લીધે થતું હોય છે.

જ્યારે આજની માતાઓ સમજતી થશે કે તેમના બચ્ચાંને તેઓ દુધ પુરું ન પાડે તો બાળકના ભેજાને જે જ્ઞાન તંતુઓનો ( Nerve food ) ખોરાક જોઇએ છે તે મળી ન શકવાથી તેમનાં ભેજાં જોઇએ તેવાં ખીલી શકશે નહીં, ત્યારે તેઓ જાગૃત થશે અને પોતાની ફરજ બજાવવાને મહેનત લેશે. આજકાલની સહેલી રીતો, કે એક માતા થતી ઓરતને દુધ કમતી છે માટે બાળકને તેણીએ ધવાડવું નહી. એવી જે વાતો બેધડક કાંઇબી તપાસ વિના ચાલુ થઈ છે તેથી મામલો ઘણો બગડ્યો છે. કારણ કે છાતી કરતાં સીસીથી દુધ પાવાનું એટલું તો સગવડ ભર્યું થઇ પડ્યું છે કે તેમાં શું જોખમ છે, શું ગેરલાભ છે, તેનો કાંઇબી વિચાર કે તપાસ કર્યા વિના પુરણટથી માતાઓ ઉપયોગ કરવા લાગી છે. જો કે તેઓ બચ્ચાંના દુઃખદરદ માટે કાળજી ધરાવે છે છતાં અજાણપણે બચ્ચાંની આ સૌથી મોટી ગરજને પીછાણી શકતી નથી.

આજના સાયંટીસ્ટોએ વારંવાર અખતરા કરી પુરવાર કર્યું છે કે જો એક માતા પાછી પોતાનાં બચ્ચાંને ધવાડવા માંડે તો તેણીને દુધ આવવાનું કાર્ય થઇ શકે છે. ઘણીક ઓરતો, જો કે કુદરતી રીતે નબળા બાંધાની હોય, છતાં તેમના બચ્ચાંને ધવાડવાનું ચાલુ રાખ્યાથી ખરેખર તંદરોસ્તીમાં અને શક્તિમાં વધેલી માલુમ પડી છે, અને જો કે સાધારણ માન્યતા એવી છે કે બચ્ચાંને ધવાડવાથી એક માતા નબળી પડે છે છતાં ખરું જોતાં તો

તે વધુ તનદરોસ્ત અને મજબુત થાય છે. ધવાડવાની હાલત વેળા જે નબળી હાલત આવે છે તેને પાછી મજબુત કરવાની પણ હાલત શરીરમાં થતી હોય છે. ખરૂં જોતાં આખાં શરીરની સામાન્ય હાલતમાં એક જાતનો એવો ફેરફાર થાય છે કે તેથી કરી ધવાડનાર ઓરતનાં શરીર ઉપર તનદરોસ્ત અસર થઈ તેમની જીવનશક્તિ ઉપર આવી પડતો બોજો કમી થાય છે, અને ધવાડ્યાથી નરવસ સીસ્ટમ પર સારી અસર થાય છે, અને તેથી માતાને તેમજ બચ્ચાને સારી રીતે ઉંઘ આવી તે વેળા તેમના બન્નેની અંદર જીવનશક્તિનો જથ્થો સારી પેઠે વધતો જાય છે; કે જે, બાટલીના દુધ પીવાડ્યાથી થતું નથી અને જેથી તેઓ સારી પેઠે ઉંઘાતા નથી અને કંટાળો આપે છે તે ખરેખર જોતાં, માતાને એક મજબુત શિક્ષા સમાન છે કે જેને માટે તે લાયક થઇ છે.

બચ્ચાને ધવાડવાની હાલત વેળાએ બીજી બધી અગવડો કે વિચારો એક બાજુએ મુકવા જોઇએ. ઘરને લગતી બીજી ત્રીજી બાબદો ઉપર ઝાઝું ધ્યાન ન આપવું, સિવાય કે ઘેરધણી તરફની ઘણી અગત્યની ફરજો અદા કરવાની હોય, તેટલીજ બાબદની જંજાળ સાથે રાખવી. તે વેળા દરેક ફરજ કે કામ, કંટાળ્યા વિના કે દલગીર થયા વિના, હસતે ચેહરે સુખી સ્વભાવે થાય તેટલુ કામકાજ કરવું. એક બચ્ચાંને ઉછેરવું એ દુનિયામાં સૌથી વધુ અગત્યનું કામ છે, કારણ કે બચ્ચાંના પહેલા મહીનાંઓ, તેની આખી જીંદગી ઉપર અસરકારક અસર નીપજાવે છે.

માતાએ પોતાની નર્વ તથા મસ્કયુલર શક્તિને સમાન હાલતમાં રાખવાની ઘણી જરૂર છે. દુધ આવતું કમી થાય તે નીશાની છે કે તેણીની જીવનશક્તી પણ કમતી થતી જાય છે તેથી તેણીની હાલત ઉપર ઘણું ધ્યાન આપવાની જરૂર છે. તેણીએ સૌથી સરસ રીતે પાચન થઇ શકે એવાજ ખોરાકો લેવા જોઇએ. તેમજ જે ખોરાકોથી દુધ સારી રીતે આવે તેવાજ ખોરાક લેવા જોઇએ. એ માટે દરેક જણને પોતે પોતાનો અનુભવ સારી રીતે જણાવી શકે કે તેણીએ કયા ખોરાકો લેવા, મોડી રાત સુધી જાગવું ન જોઇએ, જોઇએ તે કરતાં વધુ કસરત યા શરીરને મહેનત પડે તેવું કશું કાંઈ ન જોઇએ, પણ બને ત્યાં સુધી ઘરની બહાર રહી જેટલી કસરત-હવા મળે તેમ રહેવાથી ઘણો ફાયદો થશે. વળી મનની હાલત વિશે પણ ખુબ સંભાળ રાખવી. ઝાઝી ચિંતા ફીકર કે મુંઝવણ કર્યાથી દુધ આવતું કમી થાય છે. ગુસ્સો કરવાથી દુધ ઝહેરી બને છે. બચ્ચાંને વારંવાર ધાવવાનુ આપવાને ખંત રાખવાથી ઘણા કીમતી અને તાત્કાળિક પરિણામો આવે છે. બને ત્યા સુધી વધુ વેળા બચ્ચાંને ધવાડવાથી તેણીને હમેશાં દુધ આવ્યા કરશે. ગમે એટલી કોશેશો કરતાંબી જોઇએ તેટલું દુધ ન આવે તો એ બચ્ચાને માટે કાંઇબી જોઇએ એવું મનમાં રાખ્યાથી કરીને પણ ફાયદો થશેજ. સેહેજબી છાતીનું દુધ બચ્ચાંને પીવાડવાથી તેને પેલુ લેસીથીન તત્વ મળવામાં કાંઇક મદદ થાય છે, કારણ કે એવું કહેવાય છે જે માતાઓને દુધ કમી આવતું હોય છે તેમના દુધમાં આ તત્વ ઘણા પ્રમાણમાં હોય છે એવું કૃપાળુ કુદરતે કર્યું છે. અગર એમબી ન થતું હોય તો એ છાતીના દુધમાં જે 'કેમીકલ' એકશન થાય છે તે સહેજબી દુધ આવવાથી બચ્ચાંની હોજરીને ઘણી મદદ આપે છે અને તેથી પાચણ ક્રિયા સારી રીતે થાય છે. જ્યાં અકુદરતી રીતે ઉપરનું દુધ પાવાની ગરજજ પડે ત્યાં આટલી વાત જરૂર યાદ રાખવી કે દુધથી કરીનેજ લેસીથીન તત્વ મળી શકે છે અને તેથી જે જનાવરનું દુધ માતાના દુધને લગભગ મળતુ આવે તેનુંજ દુધ બચ્ચાને પીવાડવું. અમેરિકા તથા યુરોપના મહાન ડાક્ટરોએ, અખતરાઓ ઉપરથી સિધ્ધ કર્યું છે કે બકરીનું દુધ, માતાના દુધને ઘણુંજ મળતું આવે છે. ગાયના દુધ કરતાં તેમાં વધુ સારા ગુણો સમાયલા છે. જેથી બકરીના દુધથી ઘણાં સંતોષકારક પરિણામો આવ્યાં છે. તેનાં બીજાબી કારણો છે, જેમાં સૌથી અગત્યનું એ કે, બકરામાં ટ્યુબરક્યોલોસીસનો (ખઇ) રોગ થનો નથી અને એજ એક કારણને લીધે બકરાંનું દુધ બાળક માટે ભલામણ કરી શકાય છે.

જ્યાં ગાયનુંજ દુધ મળી શકે એવું હોય ત્યાં તે તે તનદરોસ્ત ઢોરનુંજ છે તેની તપાસ રાખવી જરૂરની છે; તેમજ તે દુધ ઘટ્ટ હોવાથી તેમાં પાણીનો ભાગ ઉમેરવો જોઇએ છે. આ દુધ, બીજા સંચાએ બનાવેલાં બનાવટી દુધ કરતાં વધુ સારૂં છે. દુધમાંથી મલાઇ કાઢી લેવાથી તેમાં જે દહીની પેઠે બંધાવાનું થાય

# APPEAL

## for the help of Suffering Serbia.

January 1916.

The Serbian Minister in London has the houour to convey his war mest thanks to all the benevolent donots who generously have sent until now their donations through the Serbian Legation for several Relief Funds existing in Serbia

At the same time the Serbian Minister has to announce that several Relief funds in Serbia are sending through him their appeal to all benevolent men and women, fathers and mothers and all philanthropic institutions, painting the horrible suffering of the Serbian Refugees, the starvation of the population staying at home in Serbia the painful scenes of the desperate mothers and forzen children. Many thousands of Refugees are dispersed in the villages of Greece, in the Albanian desert or in the rocky hollows of Montenegro without home, without food? The life of these Refugees is now nothing else than a slow dying out. This help will be a real help only if it comes as quickly as possible.

Such appeals have been made from the following Funds:—

*The Serbian Archbishop of Belgrade's Relief Fund* for the *Families of the Fighting men.*

*The St. Helen's Relief Fund for the Orphans,* whose fathers were killed in the war,

*The Parliamentary Fund* for the *Relief* of *Serbian Refugees*

*The Serbian Red Cross Fund* for the *Wounded Soldiers.*

The generous donors, who would help any of the above mentioned funds are kindly requested to send their contributions through the Serbian Legation, 195 Queens Gate, London S. W.

Please do not forget to mark for which of the Funds the donation is destined, which will be duly acknowledged.

## Legation Royale de Serbie

January, 1916.

To,

THE EDITOR,

OF THM GULSHAN,

NAVSARI (INDIA.),

The Serbian Legation presents its complirents to the Editor, and would be greatly obliged if he will give place on the columns of his esteemed paper to the enclosed appeal of the Serbian Relief Funds in Serbia for held to the suffering population caused by the War.

# "મણીપુરના મહારાજા."

## ( હિંદુ રાજ્યસ્તાનનો જુનો રંગ. )

---

### ( નવલકથા. )

લખનારઃ—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

( ડીસેંબર અંકથી ચાલુ. )

આ ઠેકાણેથી કિલ્લાની હદ શરૂ થતી હતી. હવે તેઓ કિલ્લાની ઘણીજ અડોઅડ હતા, તેથી ત્યાંના રખેવાળને જાણ કરવાને માટે પ્રાચીન કાળની રજપૂતોની રૂઢી પ્રમાણે **તીરં**-દાજે રણશિંગડું વગાડયું, અને તેથી આસ-પાસનું અરણ્ય ગાજી રહ્યું. અહીંથી તેઓએ નિવૃત્તિ નિવાસને રામરામ કરીને પ્રવૃત્તિમાં પ્રવેશ કીધો. નદિનો પેલો કાંઠો જાણે નિવૃત્તિ નિવાસ કરનારાઓને માટે સુખદાયક હતો. આ કાંઠો પ્રવૃત્તિમાં રચ્યાપચ્યા રહેલાં પ્રાણી-ઓને માટે અનુંકૂળ હતો. આ કેવળ સ્વભાવિક સંકેત હતો.

### પ્રકરણ ૧૪ મું.

### " પ્રવૃત્તિમાં પ્રવેશ. "

" મોહ રૂપી મદિરાપાન કરીને આ જગત ઉન્મત્ત થઇ ગયું છે. "

રણશિંગડાના અવાજથી કિલ્લાના પહેરે-ગીરોમાં ખળભળાટ થયો. તરતજ લ્હોડાના અણીઆળા અને અતિ તિક્ષણ ખિલાઓથી રક્ષિત કરેલા મુખ્ય દરવાજાનાં મજબુત કમાડો ઉઘાડવામાં આવ્યાં. તેના કિચુડ ! કિચુડ ! થતા અવાજથી **તીરંદાજનો** અશ્વ મસ્તી પર ચઢયો, અને તેને પીઠપરથી પૃથ્વીપર ફેંકી દેવાની તૈયારી કરે છે, એટલામાં એક રજપૂત સિપાહીએ ધાઇ આવીને ઘોડાની લગામ હાથમાં પકડી લીધી ને શાંત્વના કરી દીધી. પહેરેગીરોએ સાંકેતિક શબ્દો ઉચાર્યા એટલે હસ્તાલિંગન થયું ને મિત્રની માફક પરોણાઓને આદરસત્કારસહીત કિલ્લામાં દાખલ કરવામાં આવ્યા. આ કિલ્લો સુરાષ્ટ્રના બીજા પ્રખ્યાત ને પ્રાચિન કિલ્લાઓની અંદર સર્વોત્તમ સત્તા ધરાવતો હતો. તેની રાક્ષસી કદ-ની ને આકાશભેદી ને ઉભેલી દિવાલો, તેને ટેકો આપવાને માટે બાંધેલા ભવ્ય બુરજો અને હાથણીઓ, તથા તે પર ચઢાવેલી શત્રુઓના દળકટકને ગર્ભછાંટના ગોળાથી છેદી-ભેદી નાખનારી તોપો ને જંજાળો જોઇને તરૂણ યો-દ્ધાનું રજપૂત લોહી ઉકળી આવ્યું. તેની વૃત્તિ ચંચળ થઇ, અને પરમાર વંશના અદભુત પરાક્રમનું પુનઃ સ્મર્ણ થઇ આવ્યું.

પ્રાચીનકાળના પરાક્રમી પરમારોએ વીર-બળથી સુરાષ્ટ્રનાં ન્હાનાં મ્હોટાં સંસ્થાનોમાં સર્વોપરી સત્તા સ્થાપન કીધી હતી, અને એ

સત્તાનું સારી રીતે સંરક્ષણ કરવાને આવા અનેક બળવાન કિલ્લાઓ પોતાના રાજ્યની સરહદપર બંધાવ્યા હતા. "રાજ્યનું બળ કિલ્લામાં છે" કિલ્લાનું બળ ધીરવિર સિપાહીઓમાં છે ને સિપાઇઓનું બળ અસ્ત્રશસ્ત્રમાં છે, ને અસ્ત્રશસ્ત્રનું બળ તે વાપરવાની ચતુરાઇમાં છે." એ સઘળું જાણીને–અનુભવીને પોતાનું અતળ બળ એકઠું કરીને–સાચવી રાખીને "મણીપુરના મહારાજાઓ' એ પોતાની સ્વતંત્રતા સુગઢમાં સ્થાપન કરી હતી, અને તે સત્તાને ટકવી રાખવાને માટે તેના જાગીરદારોએ, રજપૂત વિરપુરૂષોએ તન, મનથી મજબુત ટેકો દાધો હતો.

કિલ્લાનો ઘેરાવો ચારેક ચોરસ મૈલ જેટલો હતો, અને તેમાં અનેક વર્ગના અનેક કામદારોના નિવાસને માટે ન્હાનાં-મ્હોટાં મકાનો બંધાવીને તૈયાર રાખ્યાં હતાં.

"મણીપુરના મહારાજાઓ" વર્ષની અમુક ઋતુમાં એકાંતવાસનો અનુભવ લેવાને અર્થે અથવા શિકાર ખેલવાને માટે આ કિલ્લામાં આવીને ઉતરતા, લાંબી મુદત સુધી વસતા હતા, તેથી તેમની યોગ્યતાને શોભાવે એવાં રાજ્યમંદિરો અમીર-ઉમરાવોની પદ્વિને અનુકૂળ પડે એવી મોટી હવેલીઓ લાયક અમલદારોને રહેવા લાયક મકાનો, અને તેમનું દાસત્વપણું કરનારા દાસ વર્ગોના રહેઠાણોની આ કિલ્લામાં સારી યોજના કરી રાખી હતી. કિલ્લાના અને સરહદના સંરક્ષણાર્થે તેમાં રજપૂત સિપાહીઓની અહોનિશ સારી સંખ્યા રહેતી હતી. તેમની સગવડતાને માટે કેટલાક સાહસિક ને ઉદ્યોગી વેપારીઓએ આ લશ્કરી મથકમાં દુકાનો ઉઘાડી હતી, અને તેમાં ખાધા ખોરાકીની જરૂરીઆત-ઉપરાંત બીજી સિપાહીઓના ખપની ચીજો એકસરખા મૂલ્યે વેચાતી હતી જેને લીધે વેપારીઓને પણ સારી કમાણી થતી હતી. રણસંગ્રામમાં ઉપયોગમાં આવતા અસ્ત્રશસ્ત્રનો સંગ્રહ સાચવી રાખવાને માટે કિલ્લાની અંદર ગુપ્ત ભોંયરાં હતાં, અને તેમાં દાખલ થવાના રસ્તા વિશ્વાસી ભોમિયા વગર બીજા લોકોને બેમાલુમ હતા. એ ભોંયરામાં દારૂગોળાઓ, બંદુકો અને તરવારો, બરછીઓ, અને ફરસીઓ, તીર અને ભાથાં વિગેરે આયુદ્ધ સામગ્રી ભરી રાખવામાં આવતી, અને તે યુદ્ધ પ્રસંગપર કામમાં લેવાતી હતી. રજપૂત સિપાહીઓને રણસંગ્રામ વખતે પોષણ કરવાને માટે કોઠારો પણ કિલ્લાના ભોંયરામાં જ હતા ? અને તેમાં હજારો મણ અનાજ ભરી રાખવામાં આવતું હતું. કિલ્લા ફરતો શત્રુઓનો ઘેરો હોય, તે સમયે પાણી પૂરૂં પાડવાને માટે ચુના કામથી ને પત્થરથી બાંધેલી પાકી ટાંકીઓ અને ટાંકાંઓ સ્વચ્છ વરસાદના પાણીથી ભરીને તૈયાર રાખવામાં આવતાં, તેથી પાણીની તાંણ ગમે તેવા ગ્રિષ્મકાળમાં પણ પડતી નહોતી. લડાઇમાં જીંદગી અર્પણ કરીને આ યુધ્ધકળામાં અહોનિશ આનંદ માનનારા રજપૂત સિપાહીઓને પ્રભુ પ્રાર્થના કરવાને–ધર્મધ્યાન ધરવાને માટે શિવાલય, અને વિષ્ણુ મંદિરો હતાં. તે ધર્મમંદિરો પણ કિલ્લાના એક ભાગ તરીકે ગણાતાં, અને પત્થરની પાકી બાંધણીથી બંધાયેલાં હોવાથી તે મજબૂત તથા મનોહર માલમ પડતાં હતાં. કિલ્લાની અંદર લડાયક પ્રકૃતિના માણસોને ઉલ્લાસ આપે એવાં અન્ય સ્થળો પણ અનેક હતાં. રાત્રિ–દિવસ અવકાશ કાળે ને નિયમિત વેળાએ સિપાહીઓને આ યુદ્ધ શિક્ષણ લેવાના અમુક–ચોક મેદાનો હતાં, અને તેમાં કસરત કવાયત્ ને નિશાનબાજીની રમત ગમતો થતી જોવામાં આવતી હતી. કુસ્તી કરવાના અને પટ્ટાબાજી ખેલવાના અખાડાઓ પણ ફાયદા હતા. આવાં સ્થળોની સાથે કિલ્લાના લોકોનાં મનરંજન કરવાને તથા આરોગ્યતા

સુધારણાર્થે બાગ બગીચા પણ એક કરતાં વધારે હતા.

કિલ્લાની અડોઅડ અને તેની જાડી પત્થરની દિવાલોને સ્પર્શ કરીને ઘસાઇને ઉછાળા મારતી **ગોમતી** નદિ વહન કરતી હતી, ને તેના મંદમંદ પવનના યોગે કરીને ખળખળ થતા સારંગી સરખા તરંગનાદની સાથે કિલ્લાના સુંદર ઝરૂખામાં બેસીને સાંજ–સહવાર અવકાશ કાળે લડાયક ગીતો લલકારતા સિપાહીઓનો સાદ મિશ્રિત થવાથી પરમાનંદ પ્રાપ્ત થતો હતો. સિપાહીઓની મોજ મઝા, ખરો આનંદ વીરરસનાં ગીતો ગાવામાં, લડાયક અખાડાની રમતો રમવામાં અને ઇશ્વરી પ્રાર્થના કરવામાંજ સમાયલો છે. કિલ્લાનો પ્રચંડ દેખાવ ને રમણિય રચના જોઇને પ્રવાસીઓનાં મન પ્રફુલ્લિત થયાં. **તરૂણ યોદ્ધાના** લડાયક જુસ્સાઓ, ઉભરાઇ આવ્યા. **પરમાર** સરદારોપર પૂજ્ય બુધ્ધિ છતાં તેના અહુણના નગળા મહારાજાપર કરૂણા આવી ક્ષણવારમાં કરૂણા દબાઈ ગઇ ને ક્રોધ સળગ્યો, અને **પ્રતાપગઢના પારધીના** વીર પરાક્રમનું સ્મર્ણ થતા તેના હાઠો ધ્રુજવા લાગ્યા.

આવા કિલ્લાના અને રાજ્યસત્તાના અતુલબળથી, આવા બળવાન સિપાહીઓના બળની કુમકથી મદોન્મત્તપણું પામીને પોતાની ગાય સરખી રાંકડી રયતને રંજાડે તેવા ક્રુર રાજા પર સ્વભાવિક રીતે તેને તિરસ્કાર છુટયો. એ તિરસ્કાર–એ પ્રવૃત્તિનો વિકાર દબાવી દેવાની તરૂણ પુરૂષે ઘણીએ કોશિશ કરી પણ અનેક વર્ષના અભ્યાસને લીધે તેનાથી તે પ્રબળવૃત્તિનો પ્રવાહ રોકી શકાયો નહિ. ગમેતેવા સબળ શક્તિના પુરૂષથી પણ દ્દઢ મૂળ નાખી રહેલી વૃત્તિઓનુ છેદન ક્ષણવારમાં થઇ શકતું નથી. સંતસમાગમને લીધે અને **સ્વર્ગભુવનના** પવિત્ર ક્ષેત્રના પ્રતાપને લીધે તેની વાંચ્છનાઓ ઘડીભર દબાઇ ગઇ હતી, તૃપ્ત થઇ હતી. પ્રવૃત્તિ શાંત થઇ હતી, અને આ લોકની તુચ્છ તૃષ્ણાઓથી ઉદાશીનતા પામીને પરલોકનાં પરમસુખ પામવાયોગ્ય નિવૃત્તિ સુખના પ્રકાશે કરીને તેનું અંતઃકરણ શુદ્ધાનંદમાં તરતું હતું. તે આનંદ–તે પરમસુખ ક્ષણવાર ભોગવવાનું, તેનું પ્રારબ્ધ હતું. એ સંત સમાગમનો મહિમા હતો. તે પરમસુખ–તે સાધુ-સંતની કૃપાનો પ્રસાદ પૂર્વ સંસ્કારથી પ્રાપ્ત થયા પછી અલ્પકાળ સુધી તેનો અનુભવ લીધા પછી પ્રવૃત્તિના કીચડમાં પડવાનો યોગ હતો, તેના મનમાં ઉથલપાથલ થતી હતી, ચિત્ત ચંચળતા પકડી હતી અને તે ચકડોળે ચઢયું હતું, નિવૃત્તિના શાંત સુખમાંથી તે હવે પ્રવૃત્તિના પ્રવાહમાં પડયો હતો. તેના તરંગોના તાણમાં તણાતો હતો, અને ડુબવાની છેક અણી ઉપર આવ્યો હતો, એટલે તેનું ધ્યાન કિલ્લાની ઉંચી દિવાલો ઓળંગીને "**મણીપુર**" સુધી પહોંચી ગયું હતું. એટલામાં રજપૂત સિપાહીઓના મુખ્ય સરદારના નિવાસ મંદિરમાં ભોમિયા સાથે તેઓ જઇ પહોંચ્યા. એ નિવાસ મંદિર લડાયક સિપાહીઓને રહેવા લાયકનું હતું, અને તે જાણે કિલ્લાની દિવાલોની સાથે જોડી દીધું હોય, ઐક્યતાથી બાંધી દીધું હોય, એવો તેનો દબદબો, દેખાવ હતો. પરોણાઓને મંદિરની અંદર ત્વરિત માનસહિત દાખલ કરવામાં આવ્યા. તેમાં પ્રવેશ કરતાંજ એક વૃદ્ધવયનો ભરેલાં મ્હોડાંનો, ચમકતી આંખો વાળો, ઉજળી મૂછો અને ઉજળા ગોભીઆથી દીપતી, લગભગ સાઠેક વર્ષની ભરતીમાં આવેલો પણ વીર્યવાન, બાંધી દડીનો, બળવાન બાહુનો પુરૂષ શ્વેત ગાદી પર હુકકો ગગડાવતો બેઠો હતો, તેજ આ કિલ્લાનો સરદાર છે, એવી પિછાણ કરાવવામાં આવી એટલે પ્રવાસી પુરૂષોએ વાંકા વળીને વૃધ્ધ સરદારને રામરામ કીધા. આ

આવકારસૂચક શબ્દનો ઉત્તર તેવાંજ માનથી આપીને આતિથ્ય સત્કાર કરવાને માટે ગાદી પરથી વૃધ્ધ સરદાર ઉભો થયો ને રજપૂત રિવાજને અનુસરીને બાગમાં બાથ બીડાવીને એક પછી એક પરોણાને પ્રેમપૂર્વક ભેટયો; ને યોગ્યાસનપર બેસાડીને આનંદ પામ્યો. એ દેખાવ હૃદયભેદક હતો. સિપાઇ સિપાઇને ન્હાના મ્હોટા દરજ્જાનું માનપાન ભુલી જઇને અરસ પરસના બંધુત્વભાવથી કેવી રીતે મળે છે એટે છે, તે આ યથાર્થ ચિત્ર હતું.

ક્ષણવારમાં પરસ્પરની ઓળખાણ—પિછાણ થઇ એટલે ક્ષેમ કુશળતા પૂછવામાં આવી. તેમાં પ્રતાપસિંહજીના પટાવતની મુલાકાતથી પોતાને મોટું માન મળ્યું હોય, ને પરમાનંદ થયો હોય, એવો સરદારે મુખમુદ્રા પર ભાવ દર્શાવ્યો. અલ્પકાળ વિરામ આપ્યા પછી પ્રવાસ શ્રમથી શ્રમિત થયેલા પરોણાઓને કિલ્લાના વિરામગૃહમાં લઇ જવાની અનુચરોને આજ્ઞા કરી. એટલે તરતજ તેઓને આદરમાન સહિત ગોઠવી રાખેલા ઉતારામાં લઇ જવામાં આવ્યા. ઘોડાઓને લશ્કરી તબેલામાં બાંધવામાં આવ્યા અને પેલા પરતંત્ર મનુષ્યોને ચોકી પહેરા નીચે કિલ્લાના બંદિગૃહમાં પુરવામાં આવ્યા.

## પ્રકરણ ૧૫ મું.

### "કોટડીમાં કાળગમન."

પ્રવાસી પરોણાઓ કિલ્લાની કોટડીમાં સ્વસ્થ થયા, અને જાણે પોતાનું લાંબા કાળનું નિવાસસ્થાન હોય એવી રીતે સ્વતંત્ર હૃદય થયાથી શાંતિ પામ્યા. તરૂણ સ્વારે તરતજ પોતાના શરીરપરથી હથિયાર ઉતારીને કોટડીની ભીંતપર લટકાવ્યાં. અંગપર ધારેલો પ્રવાસનો પોષાક મુસાફરીની રજકપટીથી અસ્વચ્છ—મલીન થયો હતો, તે ધીરે ધીરે બંધેથી. ઘરમાં પહેરવાનાં આછાં—સાદાં ને સ્વચ્છ કપડાં ધારણ કરી લીધાં. વસ્ત્ર બદલવાથી ને ક્ષણવારનો વિરામ મળવાથી તેનું શરીર હલકું થયું, એટલે જરા ભ્રમણ કરવાનું—અવલોકન—કરવાનું મન થઇ આવ્યું. તે પોતાના આસનપરથી ઉઠ્યો, અને કોટડીની દિવાલોની અંદર આમતેમ ભ્રમણ કરવા લાગ્યો. તેની ચપળ આંખોને આ ન્હાની કિલ્લાની કોટડીમાં ઘણું જોવાનું મળે તેમ હતું. તેના મનથી આ પ્રાચીન કાળનો કિલ્લો, તેની અંદરનાં મકાનો, અને આ તેના ઉતારાનું એકાંત સ્થાન અવનવું હતું. સિપાહીઓને કિલ્લા અને લશ્કરી તમાસા જોવાની અભિલાષા ને આતુરતા રહે છે, તેવી ઇચ્છા ને અભિલાષા બીજા વિલાસી પદાર્થો વિલોકવામાં, વિલોકીને સુખ—મઝા માણવામાં હોતી નથી. રાજ્યમંદિરો ને મેડી—મહેલાતો રૂપી બંદિગૃહમાં રાત્રી—દિવસ એક બંદિજનની માફક ભરાઇ બેસવાના સુખની તૃષ્ણા તરફ સ્વભાવિક રીતે શૂરા પુરૂષો અણગમો ધરાવે છે, તેને બદલે સ્વતંત્રતાની સ્વચ્છ હવામાં ઇચ્છા માફક ફરવામાં કિલ્લા, કોટ અને લડાયક અખાડા અવલોકવામાં અને રણસંગ્રામમાં અલૌકિક સુખનો લ્હાવો લેવામાંજ સિપાહીઓ સ્વર્ગિય સુખ માને છે. આ કિલ્લોઅને તેને લગતાં પ્રાચીન ઇતિહાસિક બનાવોની સ્ફુરણાં થવાથી આપણા તરૂણયોદ્ધાના અંતઃકરણપર અદ્ભુત અસર થઇ. જે પ્રચંડ કિલ્લાએ પરમાર વંશની રાજ્યસત્તાને ઢાલની માફક પ્રાચીન કાળથી આજપર્યંત રક્ષી હતી. કિલ્લાએ પોતાના માલીક સામે માથું ઉંચકનારા પરદેશી શત્રુઓના દળકટકના હુમલાનો ધસારો તોપ, બંદુકોનો અસહ્ય માર મજબુત, મનના પુરૂષની માફક સહન કરીને રાજ્યસેવા બજાવી હતી. જે કિલ્લાએ પરમાર વંશના રાજાના રણધીરા રજપૂત સિપાહીઓને પોતાના અંતઃકર-

ણુમાં રહેઠાણુ આપીને પિતાની માફક રક્ષણ કર્યું હતું. જેણે સમાનવૃત્તિથી સેંકડો ને હજારો નિર્દોષને દોષવાન, રાજ્યદ્રોહીને, રાજ્યભક્ત લોકોને પોતાના હૃદયમાં નિવાસસ્થાન આપીને સાંત્વના કીધી હતી, તે કિલ્લામાં ઉતરવાનું માન મળવાથી આપણા તરૂણ યોદ્ધાનું મન મુદિત થયું હતું. કિલ્લાની કોટડીની અંદર પરોણાઓને માટે કામ ચલાઉ સારી સોઇ હતી. કોટડીની કાળખળથી ઝાંખી થયેલી દિવાલોપર પ્રાચીન કાળના પરમાર રાજ્યવંશી પૂર્વજોની દેશીચિતારાઓએ ચિતરેલી સુંદર છબીયે. ટાંકી હતી, ઇતિહાસ પ્રસિદ્ધ લડાઇઓના આબેહુબ પ્રસંગ, આબેહુબ દેખાવો, રણસંગ્રામમાં રજપૂત સિપાહીઓનો કૃચ કરતી વખતનો દેખાવ તથા કવાયત ને કસરતના અખાડાઓના રંગીત ચિતારો, બહુ સારી તજવીજથી દિવાલોપર સાચવી રાખ્યા હતા. આવા દેખાવો જોવાથી ઉત્સાહ વધે છે. પ્રાચિનકાળના બનાવોનું, સ્મર્ણ થાય છે, અને એવા ઉત્સાહ સ્મર્ણથી મન ચંચળ બનીને અદ્ભુત પરાક્રમો આરંભવાને આતુર બને છે. આ સઘળા લડાયક બનાવો જાણીતા હોવાથી આપણા તરૂણ યોધ્ધાનું મન જાગૃત થયું,

રજપૂત સિપાહીઓની જીંદગી એશઆરામમાં ને ક્ષણિક મોજમઝામાં ઉછરતી નથી. તેમની જીંદગી સાદી, તેમની પ્રકૃતિ સરળ અને સંસાર વ્યવહારની હાજતો સહેલાઇ ને સગવડથી પ્રાપ્ત થઇ શકે એવી હોવાથી, ગમે તેવા સમયમાં, ગમે તેવા સ્થળમાં અને ગમેતેવી સ્થિતિમાં તેમનાં અંતઃકરણમાં ઉણું રહેતું નથી. સદાકાળ શાંત અને સાદી-સરળ ટેવોના અભ્યાસને લીધે એક જાવળીની ઝુંપડીમાં પણ પરમાનંદ પ્રાપ્ત કરે છે, ને ઇશ્વરી ઇચ્છાને આધીન થઇને તેઓ કાળગમન કરે છે.

આવા સુખ વિશ્વાસથી સર્વ કાળને વિષે ઉદાસીનતાવાળા, રણસંગ્રામને વિષે આસક્તિ ધરાવનારા રજપૂત સિપાહીઓના ઉતારાવાળા ઓરડાઓમાં સરસામાન જોઇએ તો, સાદો હતો. કોટડીની ભોંયપર કાઠિયાવાડી કુશળ વણકરોના હાથથી વણેલી શોભિતી શેતરંજી બિછાવી હતી, અને તેપર શ્વેત ગલેફ ચઢાવેલા ગાદી તકીઆની બેઠક ગોઠવી હતી. બીજી બેઠકો કરતાં દેશી-અમીર ઉમરાવોને ગાદી તકીઆની બેઠક વિશેષ ખપ આવે છે. સિંહાસન અ વા ખુરસીઓની બેઠકમાં ભચડાઇને બેસવાના કરતાં ગાદી તકીઆની બેઠકપર લાંબા પગ કરીને સુખદાયક રીતે બેસવાનું, સ્વતંત્રતામાં ઉછરેલા રજપૂતોને ઠીક માફક આવે છે. પ ની બીજી કોટડી બિછાનાને માટે મુકરર કરેલ હતી, અને તેમાં પહોળા પટાની પાટીથી ભરેલા રંગીન ઢોલીઆ પર પરોણાઓને શયન કરવાનું હતું. તેની નજદીકજ સ્નાન કરવાને માટે ન્હાની કોટડી હતી, અને તેમાં ઠંડા પાણીની તથા ઉષ્ણોદકની નળીઓ ઉતારીને ન્હાવાની સારી યુક્તિ રચી હતી. રસોઇ કરવાની પ્રવાસી પરોણાઓને ઘણું કરીને જરૂર નહોતી પડતી: કારણ કે પરોણાઓને માટે નિયમિત-રીતે અને નિયમિતકાળે રાજ્યના રસોડામાંથી સરદારની આજ્ઞાનુંસાર ભોજન આવતું હતું. રજપૂતોની અંદર બીજી જ્ઞાતિઓની માફક ભોજન વ્યવહારનું પ્રતિબંધન હોતું નથી. એક લડાયક પ્રજાને ભોજન વ્યવહારનું-આભડછેટનું બંધન પાલવે નહિ. આપણો તરૂણ યોધ્ધો કોટડીનું અવલોકન કરતાં કરતાં ન્હાના પ્રકારના તરંગપર ચઢેલો હતો, ત્યારે ભાલાદાર સરદાર પોતાના પ્રાણ કરતાં વધારે પ્રિય એવાં આયુધો ઘણી સંભાળથી સાફ કરવામાં રોકાયેલ હતો. જાણે એ આયુધનો ક્ષણવાર પછી ઉપયોગ કરવાનો હોય, એવા ઉત્સાહપૂર્વક

તેની મલીનતા, કાટ કાઢવાના કામમાં એક ધ્યાનથી મંડ્યો હતો. એ બન્ને શૂરવીર સિપાહી પોતપોતાની રૂચી અનુસાર કામકાજમાં ગુંચવાયેલા હતા, ત્યારે આપણા તીરંદાઝ સાહેબ પણ નવરા નહોતા. તેઓ શરીર પરથી તીરના ભાથાનો ભાર ઓછો કરીને પ્રવાસના કપડાં અંગ પરથી ઉતારવાના કામમાં રોકાયાં હતાં. કપડાં લત્તાં ઉતારવાનું કામ ખલાસ કરીને તેમણે નવાં કપડાં પહેરવાનું કામ હાથમાં લીધું હતું. પગમાં શ્વેત બગલાની પાંખ સરખી ફાટ ફાટ થતી, તંગસુરવાળ પહેરી લીધી અને લાંબી લાંબી બાંયની કરચલીવાળી અંગપર શ્વેત રંગની બંડી ધારણ કરીને, શરીર સાફ કરવાના અગત્યના કામમાં ગુંથાયા હતા. ઘડીકમાં દાંતીઆ વતી પોતાના માથાની લાંબી ચોટલી ઓળતા હતા, અને ઘડીમાં રસ્તામાંથી શેખીઆમાં ભરાયેલી ધુળ ખંખેરતા હતા. ઘડીમાં મોટી મૂછોના આંકડાને વળ ચઢાવતા, મરોડ દેતા હતા ને ઘડીમાં મ્હોડાં સામે દર્પણ મૂકીને પોતાનું મ્હોડું વિલોકીને મર્દાની ભરેલી રીતે ખુંખારા કરતા હતા. આવો ક્રિયાભાવ ભાલાદાર સ્વારથી ઝાઝીવાર સહન થઇ શક્યો નહિ, તેથી તેણે કટાક્ષમાં કહ્યું–" તીરંદાઝ સાહેબ ! સિપાહી થઇને અંગ શણગારને માટે આટલો બધો વખત રોકો છો, તે અઘટિત છે. રણસંગ્રામમાં બાહુબળથી શત્રુઓને ચાંચડની માફક ચોળી નાખનારા સિપાહીઓ માથાના ચોટલા ગુંથવામાં, અને મૂછોના તથા શેખીઆના આંકડા મરોડવામાં કાળ નિર્ગમન કરે, તે જાણીને મને કલેશ થાય છે. આખી ઉમર જેની વ્યહવારની તુચ્છ વાસનામાં ચાલી ગઇ છે, તેવા ક્ષુદ્ર પુરૂષો શી બહાદુરીથી પોતાનું મ્હોડું દર્પણમાં જોતા હશે ?"

" ભાલાદાર સરદાર " નાં ચાનક ચઢે એવાં ન્હાનાં ભાષણથી પોતાના તોફાની તરંગોમાંથી ચોંકીને તરૂણ યોદ્ધાએ કહ્યું–' બંધુઓ ! મને મરેઠા લોકોના મહત્ સ્વદેશાભિમાનનો મોહ છે, ને એ મોહ ભાવનાને લીધે એ મહાન્ પ્રજાની ભાષાનું થોડું ઘણું જ્ઞાન પણ મેળવી શક્યો છું. આ પ્રસંગે એક મરાઠી સાખીનું મને સ્મર્ણ થાય છે, અને તે યથાર્થ રીતે આપણા ' તીરંદાઝ ' " સાહેબને લાગુ પડે છે.

" मीठ नाहीं मीरच नाहि, बच गयेली सर्पणा ॥
सुखडा काय पाहतो दर्पणा " ॥ १ ॥

તીરંદાઝ સાહેબ બોલ્યા " તમે આ સંસારના સુખનો ત્યાગ કરીને પરલોકને વિષે પરમ સુખ મેળવવાની લાલચ રાખોછો, હાથમાં આવેલાં પકવાનો ફેંકી દઇને પરલોકમાં અમૃત પાક આરોગવાની આશા રાખો છો, સ્ત્રી વૈભવ છોડી દઇને રણસંગ્રામમાં દેહોત્સવ કરીને અપચ્છરાઓની સાથે દેવલોકમાં મોજમઝા માણવાની આશા રાખો છો, એવાં મૃગજળ સરખાં સુખ મેળવવાની મારી મરજી નથી. આપણે તો આ જગતમાં જે કાંઇ પુણ્ય પ્રતાપથી સુખ –આનંદ પ્રાપ્ત થાય, તેનો અનુભવ મેળવવાની જ આશા રાખી છે. ભાવે તે પેટ ભરીને ખાવું, પીવાય એટલું ઠંડું પાણી પીવું, ઉંઘ આવે ત્યારે સુખ શય્યામાં આંખો મીંચીને ઉંઘવું. એજ આ લોકનું યથાર્થ સુખને મન માનતો મોક્ષ છે. કોણ જાણે કાલે એકાદ તીરથી વિંધાઇને મરવાનું અથવા તરવારથી આ શરીરના ટુકડા થવાનું સર્જીત હશે ? રજપૂત સિપાઇને પગલાં નીચે મોત છે, તેથી તેણે તો ભવિષ્યના સુખની આશાનો ત્યાગ કરીને ભોગવાય એટલો વૈભવ ભોગવી લેવો, ને મણાય એટલું સુખ માણી લેવું. આપણા સંત કબીરજીએ કહ્યું છે :–

"દિયા" લીયા સો અપના, રખ ગયા સો રોક;
" કુછ લયેગા જમરા, કેછ્કું લયેગા લોક."

તીરંદાઝ પોતાનું ખેલનું પૂરૂં કરે છે, એટલામાં કિલ્લાના મિનાગમાંથી જમવાનો ઘંટ થયો ને ઘંટનાદની સાથેજ કોટડીના " કાળ માપક " યંત્રમાં ટન ! ટન ! મધ્યાન્હ-કાળના બાર ટકોરા ઠોકાયા, એટલે તરતજ કિલ્લાના સરદારે પોતાના ખાસ ખવાસોની સાથે આપણા પરોણાઓને માટે મઘમઘ થતાં પકવાન્નોથી ખીચોખીચ, ભરેલી થાળીઓ મોકલી. ખવાસોએ ભોજનશાળામાં પાટલા ને બાજોઠ ગોઠવી દીધા ને તે પર પરોણાઓને આદરભાવસહિત પધરાવીને જમાડયા. **તરૂણ યોદ્ધા** તથા **ભાલાદાર** સરદાર કરતાં આપણા **" તીરંદાઝ "** ની ભુખ ભયંકર હતી, પણ ધીમાં તળેલાં ને સાકરના મીઠા રસમાં ઝબોળેલાં પકવાન્નોના ચકચક થતા સુંદર થાળો જોતાંજ. તેની અરધી ભુખ શાંત થઇ હતી એટલે ધારવા કરતાં થોડા વખતમાં તેઓ જમી ઉઠયા ખવાસોએ પરોણાઓને મુખ શુદ્ધિ કરવાને મુખવાસ આપ્યાં, તે ગ્રહણ કરીને પરોણાઓ આરામ લેવાને આરામગૃહમાં ગયા. **તીરંદાઝ** સાહેબે ધુમ્રપાન કરવાને માટે ધખધખતા બાવળના અંગારા નાખીને હોકો ભરાવ્યો ને ગડગડાવા માંડયો. રસદાર ને ચિકાસદાર પકવાન્નોના રસથી તેની આંખોમાં કેફની ખુમારી આવવા લાગી. એ ખુમારી ને ધુમ્રપાનના નિશાએ ટેકા દીધો, એટલે તેની આંખો ધીમે ધીમે ઊંઘમાં ઘ્યાતી ગઇ. તે શાંત નિંદ્રાને વશ થયો. અલ્પકાળને માટે આ વ્યવહારિક ઉપાધિઓમાંથી મુક્ત થયો. ભાલાદાર સરદાર પોતાના હથિયાર સાફ કરવાના, કામમાં રોકાયો અને તરૂણ યોદ્ધાએ સૃષ્ટિસૌંદર્યતા નિહાળવાને માટે કોટડીનો ઝરૂખો પસંદ કીધો.

( આ વિષયનો બાકીનો ભાગ આવતા અંકમાં આવશે )

## મારી ઝુંપડીનો મેહમાન.

( નાગોર ઉપરથી )

તું તારાં તખ્ત ઉપરથી ઉતરી મારી ઝુંપડીના બારણા પાસ આવી ઉભો.

હું એક ખુણામાં એકલો ગાઇ રહ્યો હતો. અને મારી ગાયણની મધુરતા સમજી તું ખેંચાઈ આવ્યો. તું તારા તખ્ત ઉપરથી નીચે ઉતરી મારી ઝુંપરીના બારણા પાસ આવી ઉભો.

તારા કુશાદે દીવાનખાનામાં તો ગાયણના ઉસ્તાદો ઘણાએ છે. અને પહેલેથી ત્યાં ગાયણો *ગવાય છે. પણ આ નવા શીખાઉના ગાયણે* તારા પ્યાર ઉપર અસર કીધી છે.

એક નાનો નાઝુક ગમગીન અવાજ દુનીયાના મહાન ગાયણ સાથ જોડાયો અને તારી તરફીના બદલામાં એક નાનું ફુલ લેવા તું તારા તખ્ત ઉપરથી નીચે મારી ઝુંપરીના બારણા પાસ આવી ઠોભ્યો.

જાનોઅહેર માનેકજી મોદન.

× × × ×

**વિચિત્ર વહેંત્યું જોડું**—મીસ લેડી ડેવીસ, અને લાયન્સ વીલીનો મી૰ ચરમન પોટરનું એક બીજું જોડું છે જેમની મુશ્કેલી કામદેવે આસાન કરી તેમને ઠેકાણે પાડયાં. એ જોડાંની બાબદમાં ભાષાની મુશ્કેલી ન હતી પણ બન્ને જણનું સામટું વજન ફક્ત ૧૨૦ રતલનું ! યાને સરેરાસ ૬૦ રતલની ! જબરદસ્ત પહેલવાની વજન ! શું ધાર્યું ! સાઠ રતલનાં વજનનો મરદ અને ૬૦ રતલનાં વજનની ઓરત ! જાણે ઢીંગલી–ગુડયાં ! વજનનાં પ્રમાણમાંજ તેમની ઉંચાઇ પણ હતી. મરદની ઉંચાઇ સાડાત્રણ ફુટ! અને સ્ત્રીની પોણાચાર ફુટની સાધારણ કદના મરદ કે ઓરત આવા વેંહતીયાં સાથ લગ્નનાં ગાંઠાથી જોડાવાને કોણ રાજી થાય ? ભાગેજ કોઇ ! બસલા.

ગુલશન પારસીઓમાં માનીતું છે. વડોદરા રાજ્ય રીપોર્ટ ૧૯૧૩-૧૪.

# ગુલશન.

# GULSHAN.

Gulshan is popular among the Parsis. Baroda Ad. Report 1913-14.

મે ૧૯૧૬ વૉલ્યુમ ૮ Vol. 8 May. 1916.

## સાંકળ્યું.

# આ તમારે કાજે !

## સુધરેલા પારસીઓ !

સુધરેલા, કેળવાયલા, પોતાને હિંદની અન્ય કોમો કરતાં અગ્ર ગણાવવાનો દાવો કરતા પારસીઓ હાલે રણે ચડ્યા છે અને મેદાને જંગમાં અન્ય કોમોની નજરમાં પોતાને હંસીમાં નાખતા લાગ્યા છે. અફસોસ–શું વખત આવ્યો છે ! જે કોમ બીજી કોમોના ઝઘડાઓ તરફ મુછમાં હસી જોઇ તેને 'જંગલી'ની ઉપમા આપતી હતી, તેજ કોમ હાલને કાજ પોતાની શ્રેષ્ટાઇને બાજુએ મુકી પોતાના માનના પ્રકાશને બુજવી નાંખવાનાં ઝીપલાં મારે છે. એ ખરેજ કમનશીબી છે. ટીપાટમાંના આવાં તોફાનો ઉભા કરી કોમમાં બે મોટાં તડો જેવાં કરી નાંખી કોમની હસ્તીનો પાયો લુલો કરવાની જેઓ સ્વાર્થિ કોશેશ કરે છે, તેઓ ખરેજ પારસીપણું બાજુએ કરી પારસી કોમના ખ્યરખ્વાહની નહિ પણ દુશમનની ગરજ સારે છે. એવા લોભી મતલબ્યાઓ જો એમ ઘડી ભર વિચાર કરતા હોય કે તેમની ખોટી અભિલાષાઓ આવા ફીતનાઓ ઉભા કરી કોમના અખંડપણામાં ભંગાણ પાડવાથી સહેલ પાર પડી જશે તો તેઓ ખરેજ મોટી ભુલ કરે છે. જે કોમ હજારો આફતો, હદિસાઓ અને જંજાળોમાંથી પોતાની હસ્તી બચાવી શકે છે તે શું આવી નીવણુવા કોમેગોથી નાશ થશે ? ના, ભલે સ્વાર્થિઓને તેમનાં આવાં હવાઇ ખ્વાબો સેવા દો......ભલે તેમને તેમની ખોટી કોગેગામાં મચ્યા રહેવા દો....ભલે તેમને ગુપચુપ ખોદા કરવાના સુધારાની ખોટી ધુંધનો પોતાની આંખો આગળનો જાડો પડદો રાખી દેવા દો......ભલે તેમને દુન્યાની આ નાશકારક ચલકતી ચાઇ ચાઇ—પૈસાની ધુંધ—માં ગમે તે બકવા કરવા દો; પણ જે કોમ અત્યાર સુધી તેના કરતાં હજારો બલકે લાખો દરજ્જાની વધુ ભયાનક આફતોમાંથી પસાર થઇ છે તેને કશીએ અસર આવવાની નથીજ.

\+ + +

પણ ત્યારે એ તોફાન જે મુંબઇ ખાતે પારસીઓમાં જાગ્યું છે તે છે શું ? " મુંબઇ ઈલાકાના તાજ વગરના રાજા " તથા " હિંદના મહાન પારસી " ની ઉપમા પામેલા સુવિખ્યાત મરહુમ નર સર ફીરોજશાહ મેહતાની ભલી યાદ પારસી અનજુમનનાં દફતરે જાળવી રાખવા માટેની આ ધમાધમી છે. સર ફીરોજશાહનું પ્યારું નામ હિંદમાં એટલું બધું જાણીતું ને મશહુર છે કે તે ભલાં નામની યાદ પારસીઓ પોતાને દફતરે જાળવી રાખે યા ન રાખે તેની ટચાકડી ભાર પણ દરકાર હતી નહિ. આખું હિંદ મરહુમના માનમાં શોકમાં ડુબી ગયું હતું, અને આખાં હિંદની પચરંગી પ્રજાએ મરહુમનાં મરણ પછી પોતાની ફરજ બજાવી હતી. પણ કહેવાતી, સુધરેલી પારસી કોમે પાંચ પાંચ માસ પછીજ તેમ કરવાનું ડહાપણ ભર્યું જોયું અને તે પણ એવી રીસમે કે જેથી આખાં હિંદની અન્ય પ્રજાનો કચવાટ તેણે ખેંચી લીધો છે. પારસી કોમ પોતાના આ મહાન પુત્રની યાદ પોતાના દફતરે, પોતાનાં જશનોમાં જાળવી રાખે એ તદન વાજબી છે; પણ તેથી એમ કરવું નથી કોને વહાલાં નામનું ઓઠું લઇ સ્વાર્થિઓ પોતાની મકસદ બર લાવવાનો પ્રયાસ કરે ! આ ઉપયોગી કાર્ય નો બાજુએ રહી ગયું છે અને

ગીંગમાંથી સળો ઉત્પન્ન થયો છે. સવાલ એ ઉપસ્થિત થયો છે કે પારસી અનજુમનની સભા એકલા સર જમશેદજી જીજીભાઇનેજ બોલવાની સત્તા છે કે પારસી ટ્રસ્ટીઓને? આ સવાલે બહુજ ગંભીર રૂપ પકડયું છે અને તે બાબદમાં બે મજબુત પક્ષો પડી ગયા છે. કમનસીબે આ સવાલની ગરમાગરમીમાં મૂળ બાબદ વેગળી રહી ગઇ છે. સર જમશેદજીનો પક્ષ જણાવે છે કે ટાઉન હોલની સીડી પર પાંચ મિનિટમાં તેઓ સભા મેળવી યોગ્ય ઠરાવ કરી પરવારી ગયા છે, જ્યારે બીજો પક્ષ ખુલ્લી વિગતોથી સાબેત કરી આપે છે કે એવી કોઇપણ સભા મળી હતીજ નહિ. જ્યારે સામસામા આવી તકરારો નીકળીછે કે ત્યારે સૌથી અનુકૂળ માર્ગ એજ છે કે અનજુમનની એક બીજી સભા મેળવી યોગ્ય તે પ્રમાણે ઠરાવો કરી.શાંત મને આ ભલાં કામને પરિપૂર્ણ કરવું. આ દિશા તરફ હાલમાં પગલાં અવલંબાયાં છે તે ખરેજ ખુશી થવા જેગ છે.

× × ×

પારસી કોમમાં રીતને અંગીઝ થઇ પડેલો આ સવાલ સત્તાને લગતો છે. એ બાબદમાં બન્ને પક્ષ તરફથી બહુ બહુ બોલાયું અને લખાયું છે પણ કશોએ નિવેડો આવેલો લાગતો નથી. અલબત્ત એક હાથની સત્તા પારસી કોમ પોતાને ગળે ઉતારે એવું છેજ નહિ અને એવી માન્યતા રાખવી એ ફ્રોકટની શેખી રાખવા સમાન છે, પણ તે સાથે વળી યાદ રાખવાનું છે કે પારસી કોમ સર જમશેદજી જીજીભાઇનાં નામ પર મરી ફીટે છે; એટલે આ ખાનદાનના કોઇ બી વાજબી હક પર બીજાઓ ત્રાપ મારે તો તે કદી સાંખી શકે એમ નથી. સૌથી સરળ માર્ગ ત્યારે એ રહ્યો છે કે પારસી પંચાયતના ટ્રસ્ટીઓએ પારસી અનજુમનની સભા બોલાવી, ત્યાં યોગ્ય વાટાઘાટ કરી આ સવાલનો ફડચો કરી નાખવો. અલબત સર જમશેદજીને ટ્રસ્ટીઓની સંમતિ સાથે આ હકનો ઉપભોગ કરતા કરવાની જરૂર છે; તેમજ એ પણ નકકી થવાની જરૂર છે કે ઓછામાં ઓછી પાંચ હજાર સહીઓ સાથનું કોઇબી રેકવીઝીશન ના પાડવાની ટ્રસ્ટીઓને સત્તા નથી. આ સવાલમાં, ભવિષ્યમાં કોઇ તેનો દુરૂપયોગ કરે નહિ તેવાં મજબુત પગલાં ભરવાની ખામ કરીને સંભાળ રાખવી કે ફરીથી આવાં ટીપાટમાંના ઉભરાઇ જઇ કોમની શાંતિમાં ખલલ કરે નહિ.

× × ×

આ તકરારી સવાલના ગરમાગરમીમાં કેહરે મોઢાં શું ભાવે છે એવી બકવા કરવામાં આવે છે તે ખરેજ પારસી કોમને છાજતું નથી. શ્રીમંત વર્ગ ભલે પોતાની શ્રીમંતાઇની મસ્તીમાં મસ્ત હોય પણ તેથી એમ નથી ઠરતું તે કે વર્ગના આચારવિચારથી જુદા વિચારનાઓને.છેક હલકા પીંજારડાની પંકિતના ગણવાની તે શેણી કરી તરેહવાર વિશેષણોથી નવાજવાની નાદાન્યત કરે. ગયો તે વખત કે જે વેળા શ્રીમંત વર્ગ ગરીબ અને મધ્યમ વર્ગને પોતાનાં બચ્ચાં સમાન ગણતો હતો...તેમનાં સુખ અને દુખમાં હમશરીક થતો હતો, અને વાજબી માંગણીઓનો સફાઇથી સ્વિકાર કરતો હતો. તે દિવસો જાણે સ્વપ્ન સમ વહી ગયા છે અને આજે જયાં નજર કરો ત્યાં ઉલટુંજ જણાય છે. આ વર્ગથી ઉલટા વિચાર ધરાવતા મધ્યમ અને ગરીબ વર્ગ "સોળા દોળાઓ" "ધાનચાટુઓ" "કોરધાંઓ" "દારૂડયાઓ" "હલકા પીંજારડાઓ" તથા કમકમાટ ઉપજાવે એવાં વિશેષણોની ઉપમા પામે છે! કાં ભલા? શું શ્રીમંત વર્ગનાં ભેજાં એટલાં બધાં હલકાં પડી ગયાં છે કે તે મતફેરી–તંદુરસ્ત મતફેરીનો બોજ પણ ખમી શકતાં નથી? જે વર્ગોને આવાં વિશેષણોથી નવાજવાની સરકશી થાય છે તે વર્ગો તરફથી માન અને મોટાઇ મેળવવાની ગણત્રી આ વર્ગ કેવી રીતે કરી શકતો હશે તે ખરેજ સમજી શકાતું નથી? માન માંગેલું કદી મળી શકતું નથી તે જાણીતી

વાત છે તો પછી ગાળો ભાંડી તાબેદારીની આશા રાખો તે કેમ બને ? આ કાંઇ ગુલામી બાઝારનો જમાનો નથી કે ગુલામોને માર મારી, ગાળો ભાંડી, તાબેદારી મેળવી શકો...પણ હાલ ગરમીનો વખત છે એટલે બનવા જોગ છે કે ગરમીની ધુંધમાં મસ્ત ભેજાંઓની સ્ટીમ ચઢી ગઇ હોય અને તેથી બેતાબ બની પોતાના "એકઝોસ્ટ વાલ્વ" ને ખોલી નાંખી ભેજાંને શાંતિ આપવાની જરૂર પડી હોય. આ કારણો...પણ સબર, આ નાનકડી કટારો આ લંબાન તકરાર માટે પૂરતી ન હોવાથી આપણે પણ અત્રેજ થોભીશું અને પ્રભુ પ્રત્યે ખરાં જીગરનાં ભકિતભાવથી યાચના કરીશું કે તે મહાન બાપ પારસી કોમને સદ્બુદ્ધિ સુઝાડો ને ફોકટના ઝઘડામાંથી તેને હમેશની દુર રાખો ! આમીન ! !

\+ \+ \+

કચ્છ ખાતેનાં પલાસવાં ગામવાળા ભલા મી૦ ડાહ્યાભાઇ રામચંદ્ર દવે હમો તરફ એક અસરકારક અપીલ લખી મોકલી તે ગુલશનની કટારોમાં પ્રગટ કરવા અરજ કરે છે. આ અપીલ લાંબી હોવાથી હમો તે આખી પ્રગટ કરી શકતા નથી પણ જે શુભ ને અનુસરી તે લખવામાં આવી છે તે ધ્યાનમાં લેતાં તેમાંનો અગત્યનો ભાગ અત્રે તેમનાજ બોલીમાં પ્રગટ કરેં છીએ.

ફકત સાહિત્ય સેવાની ખાતર અત્રે માગ તરફથી ખાનગી ફ્રી લાયબ્રેરી લગભગ ચારેક વર્ષથી ખોલવામાં આવી છે એ આપ સાહેબના ધ્યાન બહાર નથી. આ લાયબ્રેરીને બહારની એક પાઇની પણ મદદ નથી. તમામ પ્રકારનું ખર્ચ પદરનુંજ કરવું પડે છે. આ લાયબ્રેરી સ્થાપવામાં આવી તે પહેલાં આ તરફ સાહિત્ય વાંચનનો શોખ બીલકુલ નહોતો કેમકે પૈસા ખરચી વાંચનનો લાભ લેવામાં આ ભાગના લોકો બહુ પછાત છે. હાલે મારી લાયબ્રેરી કાંઇ પણ ફી લેવા વગર તમામને જોઇતું વાંચન પૂરૂં પાડતી હોવાથી લાયબ્રેરીનો બહુ સારો લાભ લેવામાં આવે છે, અને તેથી પુસ્તકો તથા માસિકો વિગેરે ચોપાન્યાનો વધારો કરવાની ઘણી અગત્ય રહેલી છે પરંતુ આ મારી લાયબ્રેરી લગભગ અનાથ જેવી છે. લાયબ્રેરીની ચાલુ સ્થિતિ નિભાવવી હાલના દુકાળના વખતમાં મુશકેલ છે, ત્યાં પુસ્તકો વધારવાનું ક્યાંથી બની શકે—સબબ જ આપ સાહેબને અરજ કરવાની કે આ મારો અરજમાત્ર આપના માનીતા પત્ર ગુલશનમાં આપ સાહેબના અભિપ્રાય અને ખરા દિલની ભલામણ સાથે પ્રગટ કરવામાં આવશે તો મારી અનાથ લાયબ્રેરીને જોઇતી મદદ મળશેજ એવી સેવકને પૂરતી આશા રહે છે.

સાહિત્ય સેવાના કાર્યમાં યથાશકિત મદદ આપવાથી કેટલે દરજ્જે પરોપકાર સધાય છે તે અત્રે જણાવવાની જરૂર નહીં રહેતાં રોકડ મદદ અગર તો પુસ્તકોની મદદ મોકલવી જે ગૃહસ્થ મારી અનાથ લાયબ્રેરી પ્રત્યે સહાનુભૂતી બતાવશે તેનો પરમ કૃપાળુ પરમાત્મા શુભ બદલો આપ્યા શિવાય રહેશે નહીં.

પુસ્તક પ્રગટ કરનાર તથા વિક્રય કરનાર સાહેબો તેમજ માસિક વિગેરે ચોપાન્યાંનાં અધિપતિ સાહેબોને પોતાનાં પુસ્તકો તથા ચોપાન્યાં બક્ષીસ તરીકે અગર તો પડતર કિંમતે કે ખાસ ઓછી કીમતે—અને લવાજમે ખાસ ફ્રી લાયબ્રેરીની ખાતર મોકલાવવાની કૃપા કરવા ખાસ અરજ કરવામાં આવે છે.

---

ગુલશનના સુજ્ઞ વાચકોનું આ અસરકારક અપીલ તરફ ધ્યાન ખેંચવાની રજા લઇશું. મી૦ ડી. આર. દવે, પલાંસવાં, તાલુકો વાઘડ, જીલ્લો કચ્છ એ સરનામે લખતા યોગ્યને જવાબ મળી શકશે.

\+ \+ \+

સર્વીઅન અપીલ ફંડ માટે નીચલી પહોંચ સ્વિકારવામાં આવે છે. ચાલુ માસની આખેરીએ એ રકમ સર્વીઅન એજન્સી તરફ લંડન ખાતે રવાના કરવામાં આવશે. ગુલશનના જે વાંચકો આ યોજના તરફ પસંદગી ધરાવતા હોય તેમને પોતપોતાનો ફાળો જલદીથી મોકલી આપવાની ખાસ એલતેમાસ કરવામાં આવે છે.

મિસ કે. સી. રૂ. ૨)
શેઠ રૂસ્તમજી એ. પાવરી „ ૧)
મી૦ એચ. એસ. ચીનાઇ „ ૧)
( દારજીલીંગ. )

---

આજના અંકમાં મી૦ મુરાદજીનાં ચિત્ર તરફ અમારા વાંચકોનું લક્ષ ખેંચવાની અમો જરૂર જોઇએ છે. એક કાબેલ બાપના બેટાઓ હમેશાં કાબેલ હોય છે. મરહુમ મી૦ ગુલામ હુસેનભાઇ મુરાદજી જેમનું ચારિત્ર તેમની છબી સાથે અમો એપ્રીલ ૧૯૧૮ ના અંકમાં પ્રગટ કરી ગયા છે તેમના આ જાણીતા સાહસીક વેપારી, ભલાં ફરજંદ છે. આપ ભલાનો જગ ભલા એ સુત્ર લેખ મી૦ ગુલામઅલીએ પોતાના જીવનનો રાખી નમ્રતાઇ, સાદાઇ ને પ્રમાણીકપણાંને પોતાનાં માનવંત મિત્રો કરી રાખ્યાં છે. પોતાના પિતાની શાલાકી ને વેપારની કુનેહની જેમ તેઓમાં હોવાથી એઓ પણ અચ્છા સાહસીક વેપારી થઇ પડયા છે. સાગ, મરમર અને ટાઇલ્સના મોટા વેપારી હોવા છતાં એમને કંઇકાને આ ધંધામાં બર વખતનો હાથ આવી આગળ પાડયા છે. મોટી મોટી ઇમારતોના કંટ્રાકટો કરવાં એ તો જાણે તેમનો ધરો છે. સંતોષ આપી માન અને વખાણ મેળવવાં એ જાણે તેમનું અંગભૂત થઇ પડયું છે. અમો આ સાહસિક વેપારી બચ્ચાને હરેક ફતેહ ઇચ્છવા સાથે એટલુંજ ચાહીશું કે તેઓ પોતાની પરોપકાર અને ભલાઇની વૃત્તિમાં દીન ઉગત વધુ અને વધુ મચ્યા રહો ! આમીન ! !

## શું ધાર્યું.

'પણ એતો કહેછે કે એણે તને કશું બી ઉ-તેજન નથી આપ્યું ?'

'ખરેખર એમ કહ્યું !'

'હા !'

'બાહ ! એણે મને કહ્યું કે એના કાકાનો એક પગ ઘોરમા હતો અને કાકાનો તે એક પુરો વારસ હતો. કાકા પાસે મોટી દોલત હતી. આ ઉ-તેજન નહિ તો બીજું શું તે મને જણાવશો ? કઇ છોકરી, પછી આવાણીક્ષને ઝપડાવવા ઝીપઝાવે નહિ ?'

# જવાહીરના ઝટકા !

( દરેક માણસને ખાસ જરૂરી )

" પુઅર રીચર્ડ " ના લેખ પરથી-લખનાર, મી. બી. પી. માદન.

કહેવત છે કે જેઓ પોતે પોતાને મદદ કરે છે તેમને ખુદાએ મદદ કરે છે. એક વેળા એક ગામના લીલાઉખાનામાં માણસો ભેગાં થયાં હતાં, લીલાઉને હજુર કલાકનો ટાઇમ હોવાથી, લોકો વાતો કરવામાં મશગુલ થયાં. સરકારનો જુલમ તથા કરો વિષે વાત ચાલી, તે વેળા ત્યાં એક બુઢો ગૃહસ્થ હાજર હતો, તેની સનમુખ ફરી કેટલાંક કહેવા લાગ્યા કે એ બુઢાએ એબ્રાહેમ શું સરકારના કરોથી લોકો કચડાઇ નહી જશે ? એવા મોટા કરો લોકો કેમ આપી શકશે ! વગેરે. પેલા બુઢ્ઢાએ જવાબ આપ્યો. હા ભાઇઓ કરો તો આકરા છે ખરા ! પરંતુ એટલાજ કરો જે આપણને ભરવાના હતે તો ઠીક ! આપણે આપણા પોતાના હાથે આપણા પોતા ઉપર કેટલા કરો નાંખ્યે છીએ ? મુર્ખાઇથી કેટલા કરો આવે છે ! આપની ખોટી મગરૂરી અને ફીશીયારીથી જેટલા કરો આપણા ઉપર આપણે લાગ્યે છીએ તેટલા તો સરકારના કરો ભારી નથી. વળી સરકારના કરો માટે તો કમીશનર ઘણીક વેળા આપણને ટાઇમ આપે છે. પણ જે કરો આપણે પોતાના હાથે પોતા ઉપર નાંખ્યે છીએ તેમાંથી બચાવનાર કે રાહત આપનાર કોઇબી કમીશનર નથી. તે બુઢ્ઢાં અદુરથે ઉમેર્યું કેઃ—

### વખતની કીમત.

આળસાઇ આપણા ઉપર વધુ કરો નાખે છે. ઐયાસી જીંદગી શરીર ઉપર દરદો લાવી, જીંદગીને ટુંકી કરી નાખે છે.

મહેનત કરવાથી જેટલું તન ઘસાતું નથી તે કરતાં આળસાઇથી વધુ જલદી શરીર કાટ ખાઇ નુકશાન પામે છે.

એક વપરાતી ચાવી હંમેશા ચળકતી રહે છે.

ત્યારે વખત નકામો ખોવો નહી, કારણ જીંદગી પોતે વખતનીજ બનેલી છે.

એક ઉંઘાતુ શિયાળ કોઇબી શિકાર પકડી શકતું નથી. ત્યારે સઘળી ચીજો કરતાં, વખત ( Time ) જો સૌથી વધુ કીમતી હોય તો પછી વખત ખોવો એ જબરૂં ખરચાળુપણું છે. ગયલો વખત પાછો મેળવી શકાતો નથી. ગયલી તક પાછી હાથ આવતી નથી.

જેને આપણે એમ કહીએ છીએ, કે હજી ઘણો વખત છે તે વખત હમેશાં થોડોજ બલકે નહીં જેવોજ થઇ પડે છે.

ત્યારે આપણને લાજમ છે કે ઉઠી ઉભા થઇ કાંઇબી કરવું જોઇએ. અને તે કાર્યમાં કાંઇ પણ ધારણા અથવા સારી મતલબ સમાયલી હોવી જોઇએ

ગોપાલ–( પોતાની બંડીમાંથી એક લાંબુ પરબીડું કાઢેછે. ) પાહલનજી શેઠ તમારામાં જરા રામ નીહ. હજી મને હિમ્મત છે પણ તમને ની. આવો આદહાઈ મેલ વાપરનારોં તે તારા નદીબનાંજ ની તેને કોઇ શું કરે ?

શેઠ–ગોપાલ પેલા બસો રૂપ્યાનું શું કીધું વારૂં ? જે મેં પંદર દીવસની વાત ઉપર તુને આપ્યા હતા તે ?

મેહલ્લી–બસો રૂપ્યા લાવ ? ક્યાંછે તે ? કાઢ એકદમ ?

( તે ગભરાઇ જાય છે. )

ગોપાલ–શેઠ તે તો બધા મેં દારૂ પીવામાં ખાઇ ગીઓ. હવે કંઈ ની મળે બાદી.

મેહલ્લી–( ગુસ્સાથી જોઉં તારૂં ગજવું બતાવ ! ( તે બંડીનાં માગ ગજવામાંથી થોડાક રોકડા રૂપિયા, એ નોટ વિગેરે મળે છે તે પરથી મેહલ્લી બુમ બરાડી બીજા માંગે છે તે વખતે તે બુટમાંથી ટોપીએકાદ બે બીજી નોટો કાઢી આપે છે, તેનો તે વ જોઇ મેહરાં પીરોજા વિગેરે હસતાં ઉભાં છે. બધાં મળી દોઢસો રૂપ્યા તેની પાસ નીકળેછે.

મેહલ્લી–એજ બધા ? ત્યારે બાકીનાનું શું કીધું ?

ગોપાલ–સાબ તે તો ખરચી ખાધા. હવે ઘેરે બી ની મરે. તું તો આછલથી એવોજ રીએલો તે આજે છેથીપો થીયો તેવારે પાની બતાવી આયલું’ની !

( તે રંકડનો ચટકતો ત્યાંથી જાય છે. મેહલ્લી તેને રજા આપતાં નિકળે છે ને વીલ કાઢી વાંચે છે. )

મેહલ્લી–આ દસ્તાવેજ ખાસ સીલ કરેલો છે. એમાં લખવા મુજબ હું મેરવાન માણેક હોમજી ન્હાલ ઉપરાંત સઘળી માલ મીલકતનો ખરો ધણી ગણાઉં. પાહલનજી ! હું તમારે માટે ઘણો દીલગિર છું. એથી તમે જે ખોયું છે તેની કીંમત હું સમજું છું.

પાહલનજી–એમાં દીલગીરી શા માટે ? ગોસા-યટી હવે મારા જેવા માટે દરકાર ગખશે નહિં. અંદેરીના માલેક ન્હાલના શેઠયા અને સુસેલના અમલદાર તરીકે હવે હું માન નહિ ભોગવીશ એ ખરી વાત છે પણ પ્રમાણિક અને સાફ દેખાવાળો સારો નાહલનજી અઘાવા હું મગરૂર છું દોસ્ત.

( મેહરાં જે અત્યાર સુધી એ બનાવને ફારસ ગણાતી હતી તે લાગણીથી રોતી જઇ પિતાને વળગે છે. )

મેહરાં–ઓ બાવાજી, આ વાત જે ખરી હોય તો ફરી આપણ એકઠાં થઇ અસલ માફક સુખ ભોગવીશું.

મેહલ્લી–મબર, આ વીલમાં તો એક કોલમ ઉમેરી છે. જોઇયે શું લખ્યું છે ? મેહર વીલા નામનો બંગલો તેની આસપાસની જમીન સુદ્ધાં પાહલણજી હોમજીને હું સપુર્દ કરૂં છું. મી. પાહલનજી એમ છે ત્યારે હું તમને મુબારકબાદી આપું છું કે સૌથી સરસ મુખટાના બંગલાના તમે ધણી થયા છો.

પાહલનજી–( અજાયબીથી )–શું મહેર વિલા આસપાસની જમીન સુદ્ધાં મને ? યા ખોદા લાલચની સામે થવાનો બદલો તેં મને આપ્યો. આવાં, "[illegible] વ્હાલી આવાં, ફરગીઠે મને ખરનો કીધો છે તેથી હું છુટો છું. તું મારી સાથ પરણશે ! આપણે નવા ઘેરમા સુખી રહીશું.

આવાંબાઇ–( લાગણીથી )–ઓ પાહલી, એ એક નહિ સમજાય તે જાતનું ન ધારેલુ સુખ છે ! હા, હું ખુશી છું.

પાહલી–મેહર દીકરી, તારી મરજી વ્હાલી સાથ છે તો હું ખુશી છું. આવાં હું તુંનેજ પહેલેથી ચાહતો હતો, પણ છુટા પરવાના ખ્યાલે તે વિચાર મજબુત થયોછે. મારી વ્હાલી, અંદેરીના શેઠયાને બદલે સાદો-માદો પાહલી તારે હાથ આવ્યો છે તને ગમનો હશે. સાદાઇમાં સુખ છે. વ્હાલી, પૈસાનો લોભ ન રાખશે તો સર્વ ખુશી થઇશું. પૈસા સર્વ બદીનું મૂળછે. તે એક શ્રાપ છે, ને લાલચમાં ફસવું પાપ છે ને મારા છ મહિનાના અનુભવે શીખ્યું છે કે પૈસામાં સુખ બી થોડું છે. પીલાં ચાલ તારા સુંદર રાગે, પૈસાનું ગીત લલકાર, અમે તે બધા ઉચકી લઇશું. " પૈસે શ્રાપ પૈસે પાપ. " વાળુ નવું ગીત તેવામ લલકારેછે, તેટલામાં પીરોજા ગીત શરૂ કરે છે. સર્વ તેમાં સામેલ થાય છે, ને બધા ખુશાલ દેખાય છે.

પડદો ધીમે ધીમે પડે છે.

શેઠ—હવે બીજું એ કે હું કંઇ માણેક હોમજી નથી. ખરો માણેક હોમજી પેલો ( મેહરૂલીને બતાવે છે. )

લેડી—( અજાયબીથી )—ઓ પાહરૂલી.

શેઠ—એ અગરી બર્યા નામનો કે આ મોટા મહેલનો હું ધણી નથી. ન ધારેલા સંજોગો વચ્ચે હું થોડાક મહિના શેઠાઇ ભોગવી શક્યો છું. બાકી બુઢા શેઠના દીકરાનો દીકરો મેહરૂલી નવાં વીલને સીધે હકદાર વારિસ છે.

મેહરૂલી—( અજાયબીમાં ) શું એ ખરેખર છે ?

( મેહરાં તેને આસ્તેથી ખરો ભેદ કહે છે કે જેથી તે વધારે આશ્ચર્યવંત ન બને. )

શેઠ—મેહરૂલી, ગોપાળને જરા જલદી બોલાવો.

( શેઠના હુકમ મુજબ તે બોલાવી લાવે છે. શેઠને તેનું શું કામ પડ્યું હશે તે માટે તે અજબ થતો આવ્યો હતો.

ગોપાલ—કેમ પાહરૂનજી શેઠ, તમે નક્કી ઠરાવ કર્યો કે ?

શેઠ—હા, હું નક્કી ઠરાવ પર આવ્યો છું.

ગોપાલ—( આસપાસ અજાયબી જોઇ ) ત્યારે તે પારે આ બધાનું અહીં શું કામ છે. એ લોકને બાર કાઢો પછી વાત.

શેઠ—હું જે કામ કરવા માગુંછ તે આ બધાનાં દેખતાંજ. તું જે કાગળ મને આપીને પાંચ હજાર રૂપિયા લેવા નીકળ્યો છે તે મને આપ.

ગોપાલ—( ફગફાઇને )—શું કાગજ ? કીયુ કાગજ —તમે કંઇ ગાંડા તો નથી થીઆ વારૂ ?

શેઠ—હું પૂરતો શાવધ છું. તું જે કામમાં મારી પાસે રૂપિઆ માંગે છે ને હું હવે બરાબર સમજી શક્યો છું. આઠ દિવસ અગાઉ મારી આંખ પર પડદો ફરેલોજ તે આજે ઉંચકાય છે. મેહેરવાન ! નસલી શેઠનું વીલ આ બુઢાના કબજામાં છે. જો તું તે તહારે હસ્તક નહિ લેશ તો પસ્તાશે.

મેહરૂલી—શેઠ, એ તો તમે લેડી નરીમાનના સદ્‌ગુણ પારખના કસોટી કરો છોની ?

પાહરૂનજી—નહિ તેમ નથી. હું જે કહું છું તે ખરૂંજ છે. એમ ભેદ ખુલ્લો કરવામાં મને નુકસાન છે તો પણ હું—આહ—આજથી મુખી માણસ થઇશ. મારા બોજ પરથી આજે હલકો થઇ ગયો છે. હું લાલચને વશ થઇ ગુનાહ કરવા પડને પણ તે જાતનો હું માણસજ નથી, તેથી હું તેમ કરતો અટક્યો. આ બદમાશે નવું વીલ ચોર્યું તેથી વારિસ થયો. લેડી નરીમાન જ્યારે હું પાહરૂનજી માણેક હોમજી માણેક મહાલનો શેઠીયો અને મુલેહનો અમલદાર હતો. ત્યારે તમારા બરથાર દાખલ તમે મને ગણ્યો હતો. તેમજ એક સાદા પાહરૂલી હોમજી તરીકેથી તેજ હક ચાલુ રાખશો તો હું તમારો સેવક તમારી સેવામાં હાજર છઉં. )

( તેવણ માનથી નમે છે. )

લેડી નરીમાન—મી. પાહરૂનજી તમારે માહરી લાગણીમાં જરા પણ ફેરફાર થયો નથી, પણ વિચાર કરતાં એમ લાગે છે કે એવી જીંદગીમાં પાછી પડું તેવી ઉમ્મર મારી નથી. હું બુઢી થઇ છું માટે એ વિચાર મેં દૂર કર્યો છે, પણ મારી અરનવાઝ ક્યાં ગઇ ? તે અંદર આવી તેને તો બે કલાક થઇ ગયા.

મેહરવાન—તેવણ તો બે કલાક થયા મુંબઇ ગયાં છે સાથે ફરેદુનભી છે.

તાર લઇને એક આદમી દાખલ થાય છે ને નરીમાનને નામનો હતો.

લેડી નરીમાન—( બીહીને ) ઓ માયરે હું શું કરૂં ? એ તાર શા માટે આવ્યા હશે ? ( તેવણ વાંચે છે. ) ફરેદુન અને અરનવાઝ તો નવસારી પરણવા ગયાં છે. મી. પાહરૂનજી હવે તો આ એક ન ધારેલાં દુઃખમાં હું પડી તેથી દયા લાવી નમે મને છુટી કરશોજ એવી આશા છે.

( તેણી આસપાસ જોઇ નમે છે ને ત્યાંથી જાયછે. તેવણને જે ન ધારેલી નિરાશા મળી તે પરથી અને આ ફેરવાયલા સંજોગો વચ્ચે ત્યાં રહેવાનું ભારી પડવાથી લેડી નરીમાન તુરંજ મુંબાઇ ઉઠાઉગીરી કરી જાય છે અને સામાન પછવાડે મોકલવાનો હુકમ કરે છે, ન ધારેલી પીડામાંથી આટલો બધો છુટકો થાય છે કહી પાહરૂનજી સુખનો છુટકારો ખેંચે છે. બધાં તેણીને જતી જોઇ ખુશી થાય છે. )

મેહરૂલી—હવે ગોપાલ એ નવું વીલ મને એકદમ આપી દે નહિ તો પોલીસના હાથમાં તને આપીસ.

લાકની ભૂલ છે. હું આ ખુરા ખબર પીલાંને કહું ?

( તે એક દરવાજેથી બ્હાર જાય છે કે બીજે દરવાજેથી ગોપાલ ઘોડાવાળો દાખલ થાય છે. )

ગોપાલ—સાહેબજી હેઠ, ખુદા તોં ખરાદ.

શેઠ–( વળી તેને આવેલો જોઇ નાખુશ થાય છે ) કેમ શું કહે છે ?

ગોપાલ–પેલા રૂપયા આલતા છો કે ની ? આજ-નો વાયદો છે તે યાદ ની ઓહે.

શેઠ–હું રૂપિયા આપી શકતો નથી તેથી દિલ-ગીર છું. જા, તુને જોઇએ તે કર.

ગોપાલ–( તેવણની ફેરવાયલી વર્તણુંકથી અ-જબ થાય છે ) કંઇ ખીયાલ ની ઓહે કે પછી અવ-ત્યાં મારવા પરશે તેનો ! હું તો આ મેલી હેઠ પાછે ચાયલો. આ વાંચો ને ખાતરી કરો.

( ગજવામાંથી પરબીડું કાઢે છે તે જોઇ શેઠ ચમકે છે. )

શેઠ–એ શું છે ગોપાલ ?

ગોપાલ–એ તો બુઢા હેઠનું વીલ. તેનાન મરી જવા અગાઉ કીધેલું તે મેને બી છાકછી છઇ હુઇ કીધેલી. એ હું તમને આલું. જો મને પાંચ હજાર રૂપીઆ આપો તો' હમનાજ આપું. ની તો આ મેલ્લી હેઠને આપવા ચાયલો.

( શેઠ તેને અટકાવે છે ને એક દિવસની મોહતલ માગી લે છે તેથી તે બબડતો જાય છે. આવાંબાઇ અંદર આવે છે. પોતે મુંબઇ સગાને ત્યાં જઇ રેહવાની ગોઠવણ કરી ચુકયાં હતાં ને કાલે જનાર હતાં એમ તેવણ કહેવા આવ્યાં )

હું એ સાંભળીને ઘણો દિલગીર છું. આપણ ઘણાં જુનાં મિત્રો છીએ તેથી સંપથીજ છુટાં પડશું તો ઠીક.

આવાંબાઇ–સાત વર્ષ થયાં–તેમાંના છ વર્ષ મેહર વીલામાં ઘણાં સુખ ના કાઢયા છે તે હું કદી વીસરવાની નથી. તે અસલી ઘરમા તમે રમુજી સ્વભાવના ખુશાલ હતા; ખાધા પછી રમત ગમત અને ગાનતાનમાં વખત પસાર કરતા તા.

શેઠ–હું તે સુખી દીવસોની યાદ જરાબી ભૂલ્યો નથી. કેટલો વખત થયો, મેં એવરો દારૂ પીધો નથી તે પીવા મારો જીવ તલપાપડ થાય છે.

આવાંબાઇ–હવે તે બધું યાદ કરવાનું ફોકટ-નું છે. સાહેબજી પાહલનજી, હવે કોણ જાણે આપ-ણે કયારે મળશું.

શેઠ–( લાગણીથી ) સાહેબજી આવાં ? સુખી રહેજો પણ એમ છુટાં પડવા અગાઉ તે વહી ગયલા સુખી વખતની યાદ માટે એક ચુમ્મી મને આપ.

( તેણી નાનું ડોકું ધુણાવે છે તે જોઈ )–એમ ના શા માટે કહે છે ? એક વખત એવો હતો કે તુનેજ હું મારી પરણેતર બનાવવાનો હતો. પણ હવે તો હું બીજી સાથે બંધાયો છું ( એમ બોલી તેવણ ચુમ્મી લે છે; તેજ વખતે લેડી નરીમાન ઓરડામાં દાખલ થાયછે તેથી તે દેખાવ તેવણે બરાબર જોયો.)

લેડી નરીમાન ( ગુસ્સાથી )–શરમ છે હોમજી, તમારી પર ! મારી પોતાની આંખોએ જોયું એ-ટલે એ ખોટું તો હોયજ નહિ.

શેઠ–ફરંગીઝ, હું તો એક જુની મિત્રને છેલ્લી સલામ કરૂં છું. તેણી અહીંથી જાય છે.

લેડી નરીમાન–હું તે સાંભળી ખુશી છું. બાકી આજે જે જોયું છ તે પછી હું એકજ ઘરમાં એ ઓરત સાથે કદી રહી શકતે નહિ !

( મેહલ્લી, પીરોજા, મહેરાં, દાખલ થાય છે. આવાંબાઇ બહાર નીકળવાનું કરેછે. તેમને શેઠ અટ-કાવે છે. બધાંને સાથે જોઇ તેમને દીકરીએ આપેલા વિચાર મુજબ ચાલવાનું મન થાય છે. )

શેઠ–આવાંબાઇ ઉભાં રહો. મને કંઇ વાત કહેવી છે. તે સાંભળીને જાઓ ( મનમાં ) જેવું મોઢું તકલીદી છે તેવુંજ જીગર પણ છે કે તેની તપાસ તો જરા લઉ ? ( મેહરાંને બાજુ તેડી કહે છે. તેં કહ્યું તેમ જરા તપાસી જોઉં છું કે ગરીબ થયો તોબી એ મારી સાથેજ પરણે છે કે, ) ફરંગીઝ વ્હાલી હમણાં તું બહાર ગઇ તેટલામાં એક ન ધારેલી શોધ હું કરી શકયો છું. જે શોધને લીધે એક સ્ત્રીમાં જે સદ્‌ગુણો હોય તે તું ધરાવેછ કે તે હું જોઇ શકીશ મને તારા સુંદર મ્હોડા ભણી જોવા દે જોઉં ?

( તેવણ થોડીવાર એકી ટગરે જોય છે ને પછી તે રંગેલું છે એમ ખાત્રી થાય છે તેથી દુઃખનો નિ-સાસો નાંખી ફરી જાય છે. )

લેડી–( તેમની વિચિત્ર વર્તણુંકથી અજબ થતી )–એ શું ? હોમજી તમેબી ગાંડા થાઓ ?

( તેવણ કળવાઇને બેસી પડે છે. મેહરાં જે બહાર જવા નીકળતી હતી તે પાછી આવી તેવણને પસવારતી બેસે છે. )

મેહરાં—મારા વહાલા બાવા ! આવાં દુઃખમાં શું તમને છોડી કેમ જાઉં ?

શેઠ—( દુઃખથી ) ના, ના, મારી દીકરી—મારી આગળજ તું રહે, તું જશે તો હું કેમ ખમીશ ? જેમ બચપણમાં તું મને મદદ કરી મારૂં દુઃખ વિસરાવતી હતી તેમજ હમણાં કર.

( તેણીને બાપના બોલવાથી એમ લાગે છ કે લેડી નરીમાન સાથ અદરાયા પછી તેવણ એમ દુઃખી થતા હતા. )

મેહરાં—વ્હાલા બાવાજી, ભલે તો એ કારજ ભાગી નાંખો. શા સારૂ એમ નાહિમ્મત થઇ જાઓ છો વાર ? તમે જો તેણીનું વ્હાલ સાચ્ચું છે એમ પારખવા માગતા હોવ તો આ રીત મજાની, બંધ બેસતી થશે. તમે એવી બુમ ઉઠાવો કે નસલી શેઠનું નવું વીલ મળ્યું છે ને તેમાં મેહલ્લીને બધી દોલત આપવાને લખ્યું છે ને તમે અસલ માફક સાદા પાહલનજી હોમજી છો. જોવો પછી શું બનેછ તે !

શેઠ—( અજાયબી ને દુઃખથી )—દુકતી એ વીલની વાત તેં કેમ જાણી ? મારી પર જાસુસ પણું જ રાખીછની બધાં ? તમારૂં સત્યાનાશ જાય તમારૂં ! ઓ ! હવે શું કરવું ?

(.તેવણ નાહિમ્મત થઇ પાછા એક ખુરશી પર ઢગલાઇ બેસે છે. મેહરાં તેમનો ગભરાટ જોઇ બીહી જાય છે.

મેહરાં—બાવા—મારા વ્હાલા બાવા, એ બધું હું તો મશ્કરીમાં બોલી. તમે શું ખરૂં સમજ્યા. મશ્કરી ? જા બા એમ નાહિમ્મત ના થઇ જાવો.

શેઠ—( ગુસ્સાથી )—મશ્કરી કીધી ? ઘણી મજાની વાહ, વાહ ! પણ વારૂં અસલ માફક જીંદગીએ રહેવાનું થાય તો તું ખરેખર સુખી થશે શું ?

મેહરાં—( લાગણીથી )—હા બાવાજી તે સુખ્યારા દિવસ હતા. આપણા પાર પાડોશી આપણા પોતાપન માટે માન આપતાં હતાં, જ્યારે અહીં બધું ઉંધુંજ થાય છે. ચાકરો પણ હસે છે, ને મશ્કરી કરી પજવે છે. પૈસાવાળાં થયાં તો શું થયું ? ઓહ ! ક્યારે કોણ જાણે એમાંથી છુટાશે !

(શેઠ તે સાંભળીને તેણીને ગુસ્સામાં પોતાની આગળથી કાઢી મુકે છે ને પાછી બબડે છે. )

શેઠ—શું આ બૈરાંઓની ડોશી ને બં' પોઢાંના છે ! મેહરાં આ વૈભવ વાળી જીંદગીમાં સુખી નથી ! આવાં અસલી જીંદગીને સુખી ગણે છે અને તે ઉપરાંત મારા મનમાં પણ એજ ખ્યાલ ઉત્પન્ન કરે છે કે સાદા પાહલી હોમજી તરીકે હું વધુ સુખી હતો ! માણેક હોમજી આહ ? કેવું બંપકા બધું નામ !

( તેવણના વિચારમાં ખલલ થાય છે. મેહલ્લી અંદર આવે છે. )

શેઠ—કેમ શું છે.

મેહલ્લી—હું તો ગોપાલને માટે ફર્યાદ કરવા આવ્યો છું.

શેઠ—( ગભરાઇને ) તેં કંઇ શોધ કીધી છે ? એનો ભેદ તેં જાણ્યો શું ?

મેહલ્લી—એટલા બધા ગભરાવો ના, પાહલનજી મેં તો જે જોયું છે તે હું કહું છું. ગોડાઉનની ચાલમાં તે છાકટો થઇ પડ્યો છે. ઘોડાની સંભાળ એક દશ વર્ષનો છોકરો લેછે. જ્યારે મેં તેને ત્યાંથી લાત મારીને ઉઠાડ્યો ત્યારે તે બેહદ બુરી રીતે ગાંડું ઘેલું બકવા લાગ્યો.

શેઠ—હવે હું એને દસેક હજારનો ઉચકો આપીને અહીંથી ખરતી આપવા માગુંછ. તેં મ્હારૂં ધ્યાન ખેચ્યું તે મહેરબાની.

મેહલ્લી—( અજાયબીથી )—દસ હજાર રૂપિયા આપી ખરતી કરાવશો ? કાંઇ એટલું બધું કહીને કરવાની કાંઇ જરૂર નથી. ચઢેલો પગાર આપી દઇ લાત મારીને કાઢી મુકો.

શેઠ—( ફગડાઇને )—અરે દસ હજાર રૂપ્યાં તો ભુલમાં બોલાયું. હું તો એના બુઢાપામાં રખડે નહિ કરી પાંચસે રૂપ્યા આપી કાઢીશ. હવે બીજી વાત સાંભળ, તારાં લગન ક્યારે કરેછ ? ને લગન થાય તો મારી તરફથી. પાંચ હજાર રૂપિયા હું તને અસેસ આપીશ ને રીતમાં પીરોજ ને હું દસ હજાર રૂપ્યા આપવાનો છું. જલદી થાય તો સારૂં કે પછી મનેબી નિરાંતે કંઇ કરવાનું બને.

મેહલ્લી—( ખુશાલીથી )—હોમજી શેઠ તમારી કેવી મેહેરબાની ! બધાં લોક કહે છે કે પૈસાવાળા થવાથી અસલ હોમજી ફેરવાઇ ગયા છે પણ નેચાં ને

પર હભો છે ! જો હા પાડી રૂપિયા આપુંછ તો વરસમાં છ વખત એમ નફટાઈથી માંગવા આવશે ને જો ના કહુંછ તો પાછો અસલી પાહલી થઈ જઈ ગરીબીમાં અવટયા મારતો પડું ! નહિ તેમ નહિજ થશે. સંસારની મજાહ ભોગવવાનો અને ઘડપણ સુખમાં કાડવાનો સમો આવ્યો ત્યારે નાહિમ્મત થઇ જવું ન જોઇયે. વળી બિચારી મેહરાં આવી પૈસાની રેલછેલમાં ફરે ઉ તેનું શું થાય ? એને ખાતર પેલા સાથે જરા ઢીલી દોરી મુકવી પડશે ને રૂપિયા આહસી વીલ મારે હસ્તક લઇ લઉ તો બસ. જરા દારૂ પાઇ, નિરાંત જીવ ગખી, એ કામ કાઢી લઉ તો પછી બેડો પાર !

( મેહરા દાખલ થાય છે ને બાપને દુઃખી વિચારવંત જોઇ દિલગીર થઇ તેની આગળ બેસે છે.

મેહરાં-વ્હાલા બાવાજી, તમે એમ દિલગીર કા રહો છો ? ખુશાલી ભર્યો દહાડો કાલનો છે ને તમે કેશી ઉલટ નથી લેતા તે હુ અજાયબ થાઉં છું.

રોઠ-( તેણીની લાગણીથી પીગળીને )-કઇ નથી દીકરી. એક ન ધારેલી વાત જીવ પર આવી પડીછ તેથી જરા વિચાર કરૂ છ કે એમાથી છુટો કેમ થાઉ . મેહરા દીકરી, કાલે નરોઝ છે તેથી ગરીબોને કઈ કપડાં ઉપયોગી ચીજોનું બ્હેચાણ કરવાની તારી મરજી હોય તો જરૂર કરજે. લે આ રૂ. ૧૦૦)ની એક નોટ છે તે તું રાખ.

મેહરાં-( ખુશાલીથી ઉઠીને બાપને ગળે વળગે છે. ) ઓ મારા અસલ માફકના ટાહેર ને લ્હેરા બાવાજી જાણે આપણા તે સુખી દિવસો પાછા આવ્યા એમ મને લાગે છે.

શેઠ-તે સુખી દિવસો પર તો આપણે વહન ગરીબ હતા તેની તે શું યાદ કરવાની, જંગલીછોકરી ?

મેહરાં-બાવાજી આજે તમે એક અસલ માફક પ્યાર ને હેતથી વાત કરોછ તેથી મને હિમ્મત આવેછ. ન્હાની તમારી સાથે વાત કરવા માંગે છે ને તે લગન જલ્દી કરવા કહેછ. તમે જાણોછની બાવાજી કે તેવણની મરજી મારી સાથ પરણવાની છે ને હું પણ રાજી છુ.

શેઠ-ન્હાની પરણવા માંગે છે : ને તું પણ રાજી છે ! વાહરે વાહ ! મારી એક પૂની વારિસ બેટી એક કારભારીની બૈરી ! આમાં મારી મરજી માફકજ હું કરીશ ને ન્હાનીને જવાબ ના આપીશ. તારી મરજી એમાં ચાલવાની નથી છોકરી બઇ ?

મેહરાં-પણ બાવાજી હવે તમેબી પાણશો પછી મને કાંય અટકાવો છો ? જેમ તમારી પસંદગીનું તમે કરો તેમ હું કાં નહિ કરૂં ?

રોઠ-મારી પસંદગીને શું છે ? એક ટાઇટલવાળી સુદર અને પૈસાદાર બૈરીનો વર હું થાઉ તો તેમાં તારે મગરૂર બનવું જોઇએ. મી. હોમજી અને લેડી ફરંગીઝ હોમજી કેવું ભપકા ભર્યું નામ ! જાણે મોઢું શોભી રહે છે.

મેહરાં—બધો બ્હારનોજ ભપકો તો ! બાકી એ ઠેકાણે તમે પરણોછ તે જરાબી સારૂં ઠેકાણું છેજ નહિ બાવાજી. વળી તમે એ બાઇને ચહાતા નથી. તમારો ચાહ તો અહીં આવી રહેવા અગાઉ કોઈ બીજી લાયક અબળા ધરાવતી હતી તે આજે છડે ખુણે પડીછ એ હું તો જાણું છ, બા.

રોઠ—લેડી ફરંગીઝ સાથે હું તો અહરાઇ ચુકો છું એટલે તારી બકવાથી કશી અસર થવાની નથી ને એવો હું માણસ નથી કે તે કાજ ભાંગી નાખું. પણ તું કોણ અબળાને માટે બોલી ?

મેહરાં—હું આવાં માયને માટે બોલી હતી. તેવણબી ખુબસુરત છે. આ તમારી ધણયાણીની રંગીન ખુબસુરતી કરતાં વધારે સંગીન તે ખુબસુરતી ગણાય, બાવાજી ! હજીબી મોહું થયું નથી—આ દળદર વેર અને બધું છોડી દઇ આપણ અસલ માફક રહીએ, તો ખચિતજ સુખી થઇશું.

રોઠ—(ગુસ્સાથી) વળી તું એ બકબકારો લાવી. ચાલ નીકળ. એ તારી આવાંબાઇ તો ચાકરી છોડી જાય છે તેથી હું ખુશી છુ. તું એમ સામી થાય છે તો હું મારા વીલમાંથી તારૂં નામ કાઢી નાખીશ. ( વીલ બોલતા તેવણ પોતેજ બ્હીકથી ચમકી ઉઠે છે તે જોઇ મેહરાં તેમને શું થયું છે તે પૂછે છે. )

રોઠ—એ તો ન્યુરેલજીયાનો દુખારો થઇ આવ્યો.

મેહરા—તમે તો લંબેગો પછી ઠક્કો હતો.

રોઠ—નહિ આ તો ન્યુરેલજીક પેન છે. કાંટા કાંટા બોલાયછની તે ! જા, છોકરી જા, ને મારા દુઃખમાં મને એકલો મરવા દે, કે હું નિરાતે તે ખમું

જેને માટે તૈયારી કરવા તેણી પડે છે. ફેરેદુન તીરંદાઝ એક ન્હાનો નાટક પરોણાઓને રીજવવા ખાતર કરવાની ખ્હોંસ કરે છે, જેને અરનવાઝ ટેકો આપે છે. શેઠ પોતાની બીજી દીકરી સાથ મળતા થઇ તેમ કરવાની રજા આપે છે જેથી તે બેઉ એક રમુજી પાત્ર શોધી કાઢી તેની ગોઠવણ કરે છે.

દેખાવ, નાસ્તાની ટેબલ—શેઠ લેડી ફરંગીજીની વાટ જોઇ નાસ્તો ખાવા બેસે છે. તેઓ ખાઇ રહે છે ત્યારે તે બાનુ પર ઠઠેરો કરી ત્યાં આવે છે. ઘડીયાળના નવ તુર્તજ વાગે છે. શેઠ ખુશ મિજાજી અને સુખી દેખાવાનો ફોકટનો યત્ન કરે છે, તેવણ પ્યારથી દૂર લેડીશીપને ભેટે છે ને મોડું થવાનું કારણ પૂછે છે. તેઓની રમત અને મોજમજાહની ગોઠવણ ઋતુના એકાએક બદલાવાથી ભાંગી પડે છે અને મુંબઇથી જે નામચીન પરોણાઓ હાજર થવાના હતા તેમના ના પાડવાથી એ દેરી આસપાસ રહેતા કેટલાક લોક પંજ સતોષ પકડી બાજીની તૈયારી તે લોક કરે છે.

લેડી ફરંગીજી—( દિલગીરીથી )—એ ઘણુંજ અણઘટતે વખતે થયું છે. ઋતુમાં એ ફેરફાર એક દિવસમાં કેટલો ખરાબ થયો છે. મને તો એથી લંડન સહેરજ યાદ આવે છે.

શેઠ—કોઇ સીઝનમાં એમ પણ થઇ શકે. વ્હાલી તું શું કામ દિલગીર થાય છે? હું તો તારી આગળજ છું પછી બીજાંઓની દરકાર શી?

લેડી ફરંગીજી—હારે, તે વાત તો ખરી, પણ મારે સપરમે દહાડે બધાની સાથ મોજમજાહ કરવાની ગઇ કેની? મુંબઇની સોસાયટીના લોકને ફરી જોવાની વાત વળી કેટલા દહાડા વધુ લંબાઇ. વળી મેહલ્લીબી મુંબઇ જવાનો છે એટલે પેલો નાટક "દગો કોઇનો સગો નહિ" તેમાં એક જણ ઘટે છે.

( મહેરાં એ વખતે અંદર દાખલ થાય છે ને લેડી શીપનું બોલવું સાંભળે છે )

મેહરબાનુ–મેહલ્લીને આજે જતાં અમે અટકાવ્યા છે તેથી એવણ પરમ દહાડે જશે.

શેઠ–હું એ સાંભળીને ખુશી થયો. પણ એ જે રીતે અહીં રહે છે તે હું પસંદ નથી કરતો દીકરી. જાણે પોતે ઘરનો ધણી હોય તેમ હેલમ કરે છે.

મેહરબાનુ–બાવાજી એમ ધારવામાં તમારી ભૂલ છે. મેહલ્લી એવું કરે એવા છેજ નહિ.

લેડી ફરંગીજી–હું તારા બાવા સાથે મળતી થાઉ છું મેહરાં. તું તેવણને સમજી શકતી નથી તેથી અજબ થાઉં છું. પોતાના બાપીકા મહેલમાં એમ તારા બાવાને રહેતા જોઇ તેના મનમાં એજ વિચાર હમેશાં આવ્યા કરતો હશે કે આઇંતી દોલત પચાવી તેને રખડતો કીધો છે. ઓ પાહલી, શું થયું? એમ ચોંક્યા કાંય? તમને શું લખેગોની ચસક મારી આવી કે વ્હાલા?

શેઠ–( ગભરાટથી )—એ તો સાયટીકાની દુઃખ ભરી પેન છે. જે જાંગના ભાગમાંથી નીચે પગની પાટલી સુધી મારે છે તે.

લેડી નરીમાન–મેહલ્લીના જવાથી હું ખુશી થઇશ. તેમજ પેલી પીરોજબી એક જાસુસપણું ચલાવતી ફાવત્રાં ખોર છોકરી છે, તેબી જાય તો સારૂં.

મેહરાં–( ગુસ્સાથી )-હું તમને એવી રીતે અત્યારથીજ વાત કરતાં સાંભળી અજબ થાઉં છું. પીરોજ જેવી ભલી ને રાંક છોકરી બીજી કોઇજ હશે.

લેડી નરીમાન—મારી વ્હાલી મેહરાં, ઉશ્કેરાઇ જવાનું કંઇ કામ નથી. તારા પિતાની દરેક હિલચાલ પર તે છુપી નેગાહ રાખે છે. વળી તેણીને મેહલ્લીનું નહિ લાગે તો કોણનું લાગે? તારા પિતાને તેનીજ માફક હકદારના હક લુટી લઇ બેઠેલો તેણી ધારે તેમાં નવાઇ શી? ( શેઠ પહેલાંનીજ માફક ચમકે છે તેથી તેણી શું છે તે પૂછે છે. )

શેઠ—( ગભરાઇને ) અરે એ–તો–તો લખેગોની ચસક થઇ. આ.........

લેડી નરીમાન—તમે તો હમણાં સાયટીકા છે એમ કહ્યું.

શેઠ—નહિ આ કંઈ સાયટીકા નથી. હું બરાબર સમજાુઇ. એ લખેગોજ છે!

લેડી નરીમાન શેઠનો મીજાજ ગયેલો જોઇ મેહરાંને ઇશારત કરી બ્હાર તેડી જાય છે. શેઠ એકલા પડી વમાસણ કરે છે.

શેઠ—આહ! મને કંઇ એવું થાય છે કે આ બધું ફાડી તોડી નાખું. હું એક શેઠીઓ, ગુલેહનો અમલદાર મ્હેલનો માલેક અને હોમજીના કુટુંબનો વડો આ સકંજામાં! છટ! વળી પેલો મારા છો

# પૈસે શ્રાપ-પૈસે પાપ.

ત્રણ અંકી નાટક.

( ગયા અંકથી સમાપ્ત. )

લખનાર—મિસ. કે. સી.

શેઠ—( અજાયબીથી ) કા તેમ કરવાનું કારણ શું ? અહીં તમને શું દુઃખ છે.

આવાંબાઇ—દુઃખ નથી પણ હુ અહિની જીંદગીથી કંટાળી ગઇ છું. અસલ જેવી રીતે રહેવાનું હતે તો કંઇ નહિ. આહ ! તે સુખ્યારા દિવસ હતા!

શેઠ—તે સુખ્યારા દિવસ હતા કે આ ? ખચિત એમ બોલવામા તમે ભૂલ કીધી છે. આવાબાઇ હુ જ્યારે સાદો પાહલનજી હોમજી હતો ત્યારે વધારે સુખી હતો એમ કહી તમે મને અપમાન કર્યું છે. શુ હવરાં હું સુખી નથી ?

આવાંબાઇ—હુ તમારી લાગણીની દરકાર કરતી નથી. તમે સુખી હોવ કે દુઃખી તેની સાથ મને કામ નથી પણ એટલું તો ખુલ્લું કેહવા દો કે-તે વખતે તમે તમારા સગાં વ્હાલાઓના અને મિત્રમંડળના સુખમાં સુખ માનનારા હતા, જ્યારે હવરાં જેવી રીતે—

શેઠ—( બહુજ ગુસ્સાથી તેણીને બોલતા અટકાવે છે. ) આવી પણ નફ્તાઇ હશે ? હવરાં શું હું મારા કુટુંબને સુખી કરતો નથી ? હું તેમને દરેક સુખ સગવડે રાખું છું. જ્યાં સુતરાઉ કપડાં પહેરતાં હતાં ત્યાં રેશમી પેહરે છે. નીમકહરામી તે એ ! સારામાં મારો ફ્રેન્ચ વાણી રાંધનારો ખબરચી રાખી કુટુંબને ખવાડું ! નાચ રંગમા મશગુલ રાખુ તોબી એમ બોલવાનું ! અય ઓરત, તું જબરી ઠગારી છે !

આવાબાઇ—( દુઃખથી રડવા જેવાં )—પાહલનજી !

શેઠ—હા, તું એક ઠગારી ઓરત છે ! જે,ધણી ખવાડે પીવાડે તેનેજ ટ ખે તે જાતની તું ઓરત છે !

આવાબાઇ—( ગુસ્સાથી )—ઘણું સારું ! એમજ જો છે તો આ મહિનાની આખેરીએ હું અહીંથી જઇશ. જો કે આવી ભાષા સાંભળવા પછી હું ચાકરી અને હોકમ માંગજવા કદીપણ તમારી રૂબરૂમાં આવીશ નહિ, કે તમારૂ મ્હોડું જોઇશ નહિ.

( તેણી એમ બોલી સઘળી કુંચીઓનો ઝુમખો ત્યાં ટેબલ ઉપર પટકી નાંખે છે ને દુઃખથી રડતી ત્યાંથી જાય છે તે જોતાં શેઠનું દીલ પીગળે છે ને તેણીને હાંક મારતા પછવાડે દોડે છે ).

શેઠ—આવાંબાઇ—આવાંબાઇ—આવાં,- ઓ આવા !

( તે સાદ સાંભળવા છતાં તેણી ચાલી જાય છે તેથી શેઠ ધારેછ કે તે પ્રિય નામ તેણીએ સાંભળ્યું ન હશે. જો સાંભળ્યું હતે તો જુની દોસ્તીને ખાતર ને પ્રિતથી બોલાયલા નામથી તેણીને ગુસ્સો ઉતરી જતે. ઉપરાસાપરી બનેલા બનાવથી ગંભીર બની તેવણ બેસે છે અને પોતાના મનજને શાંત કરવા દારૂ મંગાવે છે.

લેડી ફરંગીઝ તેમની બેટી, અરનવાઝ, ફરેદુન, મેહરબી વિગેરે સાથે દાખલ થાય છે. અરનવાઝ પોતેજ મ્હાલની શેઠાણી હોય તેમ નવરોજના મુબારક રોજને માટે તૈયારી કરવાની વાત કરે છે થોડા ઓળખીતાઓને ચાહ પર અને થોડા અંગત મિત્રોને રાતના ખાણા પર નોતરવાની ગોઠવણ થાય છે.

તે આવો ફતેહમંદ નિવડ્યો હતો તેજ રૂઢિ પાછી અખત્યાર કરવી જોઇએ. રૂસ્યા અને ઇંગ્લાંડ કજીઓ બરપા કરવાની ધારણા રાખે છે કરી એ જે દહેશત રાખે છે તે પાયા વિનાની છે, ફ્રાન્સ ને રશિયન જોડાણથી પણ હાની ઉપજવાનો એનો ભય પણ મને ખોટો લાગે છે.

"ઇંગ્લાંડની સામે થવાની હું સલાહ કદિ નહિ આપું કે તેની એવી મતલબને ટેકો આપું—એમ કરવાનાં બે કારણ છે. એક તો એ કે એ એના વિચારોને હું કેવળ નાપસંદ કરૂં છું, બીજું તો એ કે મને ખાતર જમા છે કે એવી કાંઇપણ કોશેષનો અંત આફતમાં આવશે. આજે જે યુધ્ધ જાગ્યું છે, તેનાં ફળ એવાં નિપજવાનાં કે જો કોઇ એ ઉપર ગંભિર ઘોર કરશે તેને જણાશે કે તેનો વિચારજ માત્ર ગાત્રે ગાત્ર શિથિળ કરવાને પૂરતો છે.

"જ્યાં લગી મારો ભત્રિજો રશિયા સાથ સારૂં રાખશે ત્યાં લગી બ્રિટીશ લોકથી બીહવાની કશી જરૂર નથી. જોકે હું કબુલ કરૂં છું કે રશિયા અને તેનો મિત્ર ફ્રાન્સ ઘણા ચીડવનારા અને પજવનારા છે, પણ તેની એને રીશ લાગે છે કરી જાણવાની મઝા પણ એમાંથી એકનેબી ભોગવવા દેવી ન જોઇએ. અને પેલા તેના લોભી પોર્યા વિષે પૂછો તો એ પોતે પણ એનાં બાપના રાજમાં આવી તૃષ્ણાઓ અને લોભ રાખતો રહ્યો હતો. ઇતિહાસના આગલા સફાઓ જાણે ખુલ્લા થતા લાગે છે. થેંક્સ...હું થાકી ગયોછ ...સાહેબજી..."

એ પછી હું રાજા કેરોલને મળ્યો નથી. એજ દિવસે મેં તેમને છેલ્લા દીઠા હતા. રૂશયાની સામે લડાઇ જાગતાં કેવી અસર એમનાં મન ઉપર થવા પામી, કે ઇંગ્લાંડ અને રૂસ્યાએ યુધ્ધમાં સામેલ થતાં કેવી લાગણી એમનામાં ઉત્પન્ન થઇ તે કશું મારી જાણમાં આવ્યું નથી. જે યુધ્ધ દુર રહેવા એમણે વારંવાર પોતાના રાજવંશી ભત્રીજાને ચેતવણીઓ આપી હતી તેની મને ખબર છે. તેની મહાન્ અવદશા હોય, જાણે તે આગમજ એઓ સ્વર્ગવાસી થયા છે.

## સાચ્ચેં!

કહે છે કે ઉત્તર ધ્રુવ તરફ શોધ કરવા જતાં એક સાહેબ પોતાનું વહાણ છોડી શીકાર કરવા બંદુક સાથે થોડે દુર નીકળી ગયો. તેવામાં ત્યાંનું એક મોટું રીંછ તેની સામે ધસી આવ્યું. ગજવામાંથી બંદુક માટે કાત્રીજ કાઢી પણ તે બધી વપરાઇ ગઇ હતી. ને બાપડો પરસેવે ગરકાવ થઇ ગયો, તેવામાં કાંઇક વિચાર થયો. તેણે પાઉડરથી બંદુક ભરી અને પરસેવે ગરકાવ થઇ ગયલાં કપાળ પર હાથ ફેરવ્યો તો આઇસના ટુકડા મળ્યા. પરસેવો ઠંડીને લીધે બરફમાં બંધાઇ ગયો હતો! નળીમાં આ ટુકડા મુકી, નિશાન તાકી તેણે બંદુક ફોડી—બંદુકના ધડાકાએ આઇસના ટુકડા પીગળી પાણીરૂપે બહાર ગયા પણ ઠંડી એવી કડકડતી પડતી હતી કે તે પાણી એકદમ બરફમાં બંધાઇ ગયું અને બરફનો ટુકડો તે રીંછનાં મસ્તકમાં ઘુસી જતાં ભેજાંમાં પાણી ભરાવાથી તે બાપડું માર્યું ગયું!!

\+ + +

## આહીસ્તે ભલા.

કહેછે કે કેનેડામાં આવેલી એક નદી બરફથી ઠરી ગઇ હતી તે પર ઘણા શોખીન જુવાનીઆઓ સ્કેટ કરતા હતા. એક મસ્તાન ટોળી ગમત ઉડાવતી હતી. તેવામાં તેઓમાંનો સૌથી મસ્તાન સ્કેટ કરતો કરતો આડો નીકળી ગયો ને બરફમાં પડેલાં બાકોરાં તરફ ગયો. તેને કોઇ અટકાવે તે પહેલાં તો તે તેમાં પડ્યો અને બરફની જબરી ધારે તેના ખભા પરથી તેનું ડોકું સફાઇથી કાપી નાંખ્યું. તે તો બહુ ઝડપે જતો હોવાથી તેનું ધડ પાણીમાં ધસડાયું ને ને ડોકું ઉપરથી સરકવા લાગ્યું. નસીબ સંજોગે બીજાં બાકોરાં આગળ તે ધડને ડોકું એક થઇ ગયાં નેબીછ પણ એવી સફાઇથી જોડાઇ ગયાં કે તે કમનસીબ શખ્સ ખુદાના શુકર કરતો બહાર આવ્યો! કહેછ કે આવો સુંદર દેખાવ આજ સુધી કોઇના જોવામાં આવ્યો ન હતો!!

ફરવામાં ફતેહ પામ્યોછે, અને પોતાની બાજુમાં ઘણી મોહટી ટોળી ભેગી કીધી છે, અને તે એવા લોકની છે કે જેઓ જરા પણ ઉશ્કેરણી મળતાં કોઇપણ કામ કરવા આંચકી ખાય નહિ; એટલા સુધી કે પોતાના રાજકર્તા વિરૂધ્ધ કાવત્રુ રચવા પણ સમર્થ છે. એ લોકો એવો આળ મુકે છે કે ફ્રાન્સ અને ઇંગ્લંડ જોડે બેયું મળી રૂસ્યા જે કજ્યો શોધતી રાજનીતિ ચલાવે છે તે તરફ બાદશાહ બાયલાપણુ દેખાડે છે અને હિમ્મતથી બહાર પડતો નથી અને જરમના વિરૂદ્ધનાં સઘળાં કાવેસ્તાનોમાં મુખ્ય ઉશ્કેરણી કરનાર ઇંગ્લંડછે; જે વાત અલબત એજ હલકાઓનાં ભેજાંમાં ઉત્પન્ન થયેલી વાત છે. એ લોક ઘણાજ છાતીવાળા-કશાથી ડરે તેવા નથી, એજ લોકે આખા દેશનાં મન ઉપર એવુંજ ઠસાવ્યું છે કે, જરમનીનાં રાજ્યની હસતીજ એવી ભયમાં આવી પડી છે કે પહેલાં ફ્રાન્સ સાથે અને પછીથી તેનાં મિત્ર રાજ્યો સાથે યુધ્ધમાં ઉતરવું તદન જરૂર છે. એજ લોકે કયસરને જાણે જાદુથી આંધળો કરી મેલ્યોછે; અને એવી દહેશત તેના મનમાં બેસાડીછે કે, તેનોજ છોકરો તેને ગાદી ઉપરથી ઉથલાવી નાંખશે અને તેની જગાએ પોતે રાજ્યગાદી પર બેસશે, જે છોકરાને પ્રુશિયાના લોક પોતાનો ચરાવર પહેલવાન અને પોતાનું વેર લેનાર લેખે છે. મારો ભત્રીજો એ બાબતમાં ઘણો મુઝાય છે. તેના અંતઃકરણમાં તે બળે છે અને એ લીવે તે દુઃખ અને ફિકરમાં ગિરફતાર છે. એ અકલવાળો હોત તો એ યુધ્ધની તૈયારીઓ ઉપર કેવળ ધ્યાન નહિ આપતે પણ જેમ તે ઘણોજ લાગણીવાળો છે, તેમ વળી પોતાની હકુમત ઉપરની હરીફાઇ સહન ન કરે એવો છે, એટલે ક્યાંથી તે ડહાપણુ વાપરી શકે? તે એવું માને છે કે તેનાં બાપ બપાવાએ મેળવેલી નામના અને ફતેહ કુચ્છ હિસાદની નહિ લેખાય એવાં જાહેર જલાલી અને ફતેહ સાથે પોતાની રાજધાનીએ પાછો ફરવાથી પાછી લોકપ્રિયતા મેળવશે; હાલમાં તો તે લોકપ્રિયતા તેણે ખોઇ દીધી છે એવો ભય તે રાખે છે. ફ્રેન્ચ અને રૂસ્યન છાપો, જે એની ઉપર અંગત હુમલા કરે છે કે જે હુમલાઓએ તેને આવો ઉશ્કેર્યોછે અને ક્રોધાયમાન કર્યો છે તેમાંના ઘણાં ખરા હુમલા એનાજ શત્રુઓ અને એના દીકરાના બરલીનમાંના અને જરમનીનાં પક્ષકારોનીજ ઉશ્કેરણીથી થયા છે, બલકે કેટલીકવાર તો તે પૈસા આપી છપાવ્યા છે, તે એ સમજતો નથી, પણ કહે તોએ માનતો પણ નથી."

હું આ સઘળી વાતનો કશો જવાબ આપી શકયો નહિ કારણકે હું ઓચિંતો નહિ ધારેલો મપડાઇ ગયો હતો, તેથી રાજા કંપ વધુ બોલે તેની રાહ જોતો બેઠો. રાજા થોડીકવારે બારીએ જઇ ઉભા રહ્યા અને પછી પાછા પોતાની બેઠક ઉપર આવી વાત કરવા લાગ્યા. આગળના કરતાં વધુ નરમાશથી તેમણે જણાવ્યું કે,

"એ સઘળી જુદી જુદી બાબદો પર હું મારો અભિપ્રાય આપું કે લખું કરી મારો ભત્રીજો પુચ્છે છે. મારાથી એ કામ બની શકે નહિ. એક તો એવી એવી બાબતોના કાગળ લખવા એ હમેશાં ભય ભર્યું છે; બીજું તો એક કુટુંબને લગતી ખાનગી બાબતોમાં બહારનાંએ માથું મારે તેમાં ડાનાઇ નથી, તેમાં મુખ્ય કરીને બંને બાજુની હકીકતથી બરોબર વાકેફ નહિ હોઇએ ત્યારે તદન માથું ખોસવું વાજબી નથી. એથી હુ જોખમ ભરી અને જવાબદારી ભરી સ્થિતિ ભોગવું છું. મારાથી, કે બનતે રૂમાન્યાથી એવાં ભયકર કામોમાં ભેળાઇ શકાય તેમ નથી. પાછળ જતાં એ બધું મોંઘુ પડી જાય ! મારો ખાસ વિચાર એજ છે કે કયસરે પોતાની આગલી રૂઢિ જેમાં

ફરજો સમજનાર-પિછાણનાર, અને બનતાં તુરત વાજબી માર્ગે ચાલવાને ઘણો આતુર મનનો જવાન્યો મને જણાયો. આવી જવાન વયમાં તે ઘણો ગંભીર અને ડાહ્યો દેખાતો હતો.

યુરોપિ યુધ્ધમાં રૂમાન્યાની લાગણી અને વળણ જાણવા માત્ર બેજ દિવસ મેં બુખારેસ્ટ-ગુજાર્યા. મને એટલું માલમ પડ્યું કે જેવી રાજાની વળણ તેવીજ લોકની વળણ રહેનાર હતીઃ બધો આધાર રાજા ઉપર હતો. તેનું મત તે રૈયતનું મત હતું. એ રાજધાનીમાં વધુ વખત ગુજારવા મને ગમતું હતું તેટલામાં રાજાનો પેગામ આવ્યો કે, તેના સોહામણા અને સુશોભિત સણગારેલા કારપેથીઅન પર્વત મધ્યેનાં સાઈનાઆના કિલ્લામાં મારે તુરત જવું. હું લગાર દિલગીર થયો પણ હુકમને માન આપવા વિના બીજો માર્ગ નહોતો.

એ બાદશાહી જોડાં સાથે ખાણું લેવાનું મને નોતરૂં કરવામાં આવ્યું, અને એવા સુંદર હાવભાવથી મને રાજાએ આવકાર આપ્યો કે મને હર્ષ ઉત્પન્ન થયા વિના રહ્યો નહિ. રાજા ખાણાંની જરીકજ આગળ આવ્યો અને સુકરા ઉપર ચાલુ વખતને અનુસરતી વાતો ચાલ્યા કીધી પણ ખાણું પૂરૂં થયા પછી બાદશાહે મને પોતાના ખાસ લખવાના ઓરડામાં તેડ્યો, અને મને બેસવાને ફરમાવીને બર્લીન તથા કયસર વિષેની વાતચીત કરવા માંડી.

"કેવું અજબ જેવું"—રાજા બોલ્યો—"કે જે માણસે કેવા મુશ્કેલી ભર્યા પ્રસંગો—હા ! દુન્યા જાણતી હોય કે અટકળે તેનાં કરતાં ઘણીજ મુશ્કેલી ભર્યા દિંગામોમાં આત્મ સ્નેહની ઉત્તમ અને નાદર શકિત દેખાડેલી તે માણસ એકદમ એટલી હદ લગી લાગણી ખોઇ બેસે ને કોઇના માન વામાં ન આવે તેવી નાહાની અને મુર્ખાઇ કરે. મારી ખાત્રી છે કે તેનાં એ ઘેલાપણામાં પણ કાંઇ પદ્ધતિ કે વ્યવસ્થા હોવી જોઇએ જે કુદરતી કોઇને પહેલી નજરે નહિ જણાય, અથવા તે મનમાનતો તેનો ખોલાસો આપી શકે. પણ ગમે તે પણ ઘેલાપણું તો છેજ, અને તેનાં ફળ ત્રાસજનક મળશે, એમાં કાંઇ સંદેહ નથી.

"તમે મારા ભત્રીજા ને સારી રવેશે પિછાણો છો, અને તેથી તેના વિષે હું જેવી કાંઇક બોલું તેમાં તમે અજબ થશોજ નહિ; તે છતાં મને પૂરી ખાત્રી છે કે તમોએ તેને જુદી જુદી હાલતમાં જોયો છે તોએ તમો પોતે તેની હાલની અજબ જેવી તેનાં મનની સ્થિતિ જોઇ અજબ થયા વના રહેશો નહિ. યુરોપના સુલેહ સંપનો રક્ષણ કરનાર તરીકે હમેશાં પોતાને જાહેર કરતો રહેલો; સર્વદા તેની હિમાયતી કરતો આવેલો; તે એકદમ બદલાઇ ગયો છે અને તેના ઉપર હુમલો કરી જં છેડવા તૈયાર થયોછ એટલુંજ નહિ પણ દુન્યામાં કોઇવાર બન્યું નહિ હોય તેવા બળવંત સમાગમ કે રાજયોન જોડાણ સામે પડવાનું ઘેલું શરૂ તેને સુઝ્યુંછ. અને એ સઘળું એક જવાન પોર્યાથી બીહે છે તેથી તે કરે છે કે જેને જો તે ચાહે તો તુરત કેવળ અશકત બનાવી મેલે."

"તમો નામદારની મતલબ હું સમજી શકતો નથી" હું વિસ્મય થતો બોલ્યો.

"હું તમોને સમજ પાડું. કયસર અને રાજકુંવરની વચ્ચેનો સંબંધ સ્નેહ ભર્યો નથી. એ ખબર તમોથી છુપી નથી. એ ગાદી વારસ અતિ લોભ્યો, ઉધરી નિકળ્યો છ અને તેનાં બાપ અને તેની રાજનીતિ વિષેના તેના વિચારો અને ધારણાઓ સઘળી વિરૂદ્ધ અને અતિ હાનિકારક છે. તે પોતાને અતિ લોકપ્રિય

# રૂમાન્યાનો ભલો બાદશાહ.

---

( ગુલશન માટે ખાસ. )

લખનાર—**મીસીસ રૂપાંબાઇ દોરાબજી રબાડી.**

ગયા અંકમાં બલગેર્યાના રાજાની ટુંક વિગત જણાવી છે એટલે આ અંકમાં રૂમાન્યાના મરહુમ રાજાના, કયસર માટેના થોડાક વિચારો અત્રે જણાવીશ. આ અસલ લેખનો લખનાર જણાવે છે કે, હું ઇ. સ. ૧૮૮૨ ના વર્ષમાં બુખારેસ્ટમાં ગયો હતો, અને ઇ. સ. ૧૯૧૪ માં ત્યાં પાછો ગયો ત્યારે ત્યાં બહુજ મોટા ફેરફારો થયલા મને જણાયા. આ શહેર આગળ અર્ધ એશિયાટિકને અર્ધ યુરોપિયન હતું તે હવે એકદમ બદલાઇ યુરોપી થઇ ગયું હતું.

રૂમાન્યાના નામદાર રાજાના એડીકાંપ પાસે રાજાને મળવાની મેં માગણી કરી પણ મને જણાવવામાં આવ્યું કે તે 'કાર્પેથીઅન પર્વતમાંના પોતાના સીનીઆના કિલ્લામાં હતો પણ મારા આવવાની જાણ તેને તુરત કરવામાં આવશે અને હુજુરનો હુકમ જે થાય તેથી મને વાકેફ કરશે, પણ ગાદી વારસ અને તેવણનાં પત્ની હાલનાં રાજા રાણી-શેહેનશાંજ છે અને તેઓ મારી મુલાકાત લેવાને ખુશી થશે. અલબત એ એક હુકમ હતો તેને હું તાબે થયો અને તેજ દિને સાંજે શાહજાદા અને શાહજાદી સાથનાં મેળાપનું માન મને મળ્યું.

તે વેળા મેં રાજકુંવર ફરડીનંડને ખુબસુરત, ભવ્ય દેખાવનો, બુદ્ધિશાળી, સારી રીતભાતનો અને ખુશ મિજાજી જોયો. તે દરેક બાબતનો અચ્છો અભ્યાસી હતો, પણ રાજકી બાબતમાં હદ ઉપરાંત માથું મારવાનું પસંદ કરતો નહતો, તેણે બર્લિન શહેર વિષેની વાતો કીધી, જ્યાં બચપણમાં ઘણા વર્ષ તે વસી આવ્યો હતો; લન્ડન વિષે વાતો કીધી, જે મથક તેને ઘણું ગમતું હતું. ઇંગ્લાંડ વિષેની વાત કરતાં, તેની ઘણી વખાણ કીધી અને ખુલ્લે દિલે બોલ્યો કે ઇંગ્લીશ રાજ્યનીતિની પધ્ધતિ બીજે ઠેકાણે લાગુ પડાય તેવી નથી. રૂશીયા તરફની તેની ટુંક વખતની મુસાફરી બાબે વાતમાં ખેંચવાની અને રૂશીયા બાબેના તેના વિચારો જાણવાને મેં યત્ન કર્યો, પણ ત્યાં તેણે મને મુંગો રાખ્યો અને એકદમ વાત ફેરવી નાંખી. સાધારણ રીતે જોતાં કોઇપણ મુશ્કેલી કે ગુંચવણમાંથી પોતાને બચાવવા માટેની પૂરતી સમયસૂચકતા અને પોતાના મન ઉપરનો કાબુ ધરાવતો તે દેખાતો હતો. તાજુબી એ હતી કે તેની ગાદી વારસની સ્થિતિથી તે કેવળ કંટાળેલો નહિ હતો, જે ઘણા ભવિષ્યમાં થનારા રાજકર્તાઓમાં સાધારણ રિતે છે. એથી ઉલટું તેના કાકાને ઘણો ચહાતો દેખાયો ને તેમની તમ્યત બાબે ખરેખરી દિલગીરીથી વાત કીધી. હમે લોકે થોડાજ વખત ઉપર થયેલ બાલ્કન યુદ્ધ વિષેની વાતો કીધી. અને તેણે જણાવ્યું કે એ યુધ્ધમાં સામેલ થવા રૂમાનીયન લશ્કર કેવળ તૈયાર હતું, પણ પાદશાહની દાનાઇ ઉપર આફ્રિન કે એ દેશ તે કમનસીબીમાંથી બચી જવા પામ્યો હતો. સામટી રીતે જોતાં, તે દેશ દાઝનારો, તેનાં ભવિષ્યની

## રમણીયતાનું દર્શન.

( હરિગીત ).

૧

રમણીયતા—સૌન્દર્ય—મૂર્તિ !
મુન્દરી લીલાવતી !
તારા મનોગમ દર્શને,
દગ રોશની પ્રકટાવતો !
જોઈ રહું, જોયા કરૂં: ત્યમ-
વિરલ કંઈ કંઇ દાખતીઃ
એ વિરલતા જાદુભરી-
શરણે મને ઝૂકાવતો !

૨

રમણીય તારા રંજને,
તુજ ગીત હું ગાયા કરૂં:
ઓ અજબ આકર્ષક ઉડુ !
ઓ સૂર્યજ્યોતિ ! ઘૂર્યા કરૂં !
પાવન પ્રદર્શન તાહરે,
તુજ બન્દીજન ઘૂમ્યા કરૂં:
જ્યાં ત્યાં લલિત લાવણ્યમય-
તુજ પુતળિયોજ પુજ્યા કરૂં.

તા. ૨-૭-૧૫.
વડોદરાને રાજવડલે.

લલિત.

---

## હજી તૈયારી કીધી નથી।

( ટાગોર ઉપરથી )

જે ગાયન ગાવા હું આવ્યો હતો તે આજ તક ગવાયા વગર રહ્યુ છે.

મેં મારા દિવસોને વાજીંત્રના તારો ગોઠવવા અને કાઢી મુકવાના ફાંફાંમાં ગુજાર્યા છે.

ખરો વખત હજી આવ્યો નથી; શબ્દો હજી બરાબર ગોઠવાયા નથી; પણ માત્ર ગાવાની મરજીની કાતેલ અગ્ન મારા દિલમાં મોજુદ છે.

ફુલ હજી ખીલ્યું નથી, એ તો માત્ર પવન અવાજ કરી રહ્યો છે. મેં તેનો ચહેરો હજી નિહાળ્યો નથી, કે ના તેનો અવાજ સમજ્યો છે; માત્ર તેના નરમ પગલાંનો અવાજ મારા ઘરના સામેના રસ્તા પરથી આવે છે. આખો દિવસ તેને માટે બેઠક બનાવવામાં પસાર થયો છે; પણ હજી ચિરાગ સળગાવ્યો નથી કે હું તુને ઘરમાં તેડું. તેની સાથે મળવાની આશામાં હું જીવું છું પણ હજી હમે મળ્યાં નથી.

## એક ગરીબ ગવૈયો.

( ટાગોર ઉપરથી )

હું તો ગાયન સમજવા અહીં આવ્યો છું. આ તારા ભવ્ય મકાનમાં મને એક ખુણામા જગ્યા મળી છે.

તારી દુન્યિામાં મને કામજ નથી; મારી બેકાર જીંદગી માત્ર અર્થ વગરના સુરમાં વખતો વખત ગાય છે.

જ્યારે મધ્યરાત્રીએ અંધકારનાં મંદીરમાં તારી મુંગી ભક્તિનો વખત થશે ત્યારે ઓ મારા ગુરૂ મને હોકમ આપજે કે હું તારી સામે ઉભો રહી લલકારૂં.

બામદાદની ઠંડી વેહલીમાં જ્યારે આ સોનેરી સિતારનો સુર ગોઠવાઇ જશે ત્યારે તારી સામે આવવાનું મને માન બક્ષજે.

મીનોચહેર માનેકજી માદન.

૧ ઉલટું, ૧ સાંકળી, અને બીજી હારના ફુલના બીજા ગ્રુપ સાથ જોડાણ કરો, પછી ૧ ઉલટું, ૧ સીધું, ૧ સાંકળી, ઉપલી હારમાંના ફુલની નીચે જે ત્રણ પીકટ આવેલાં છે તેના વચમાંના પીકટ સાથ જોડાણ કરો; ૧ સીધું, ૧ ઉલટું, પીકટ ૧ સાંકળી, બીજી હારના બીજા ફુલની ઉપરના સામેના ગ્રુપની સાથ જોડાણ કરો. ૧ સીધું, ૧ ઉલટું પીકટ, અને એક સીધા પીકટથી સામેના પીકટને જોડાન કરો, ૧ ઉલટું પીકટ, ૧ સીધું પીકટ, અને એક બીજા સીધા પીકટથી ત્રીજી હારના ફુલના વચલા ગ્રુપના વચલા ટાંકા સાથ જોડાણ કરો, ૧ વધારે સીધું પીકટ, ૧ ઉલટું, ૧ સાંકળી, અને બીજી હારના ફુલના બીજા ગ્રુપ સાથ જોડાણ કરો; ૧ ઉલટું, ૩ સીધાં, ૧ ઉલટું પીકટ, ૧ સાંકળી, અને તેજ ફુલના બીજા ગ્રુપ સાથ જોડાણ કરો ~ નીશાનીથી શરૂ કરી એમજ ગુંથી જાવો. ૩ જી હાર પેહેલી હારની માફક ગુંથો અને એવી રીતે ૨ જી હારને ૪ થી હારનું જોડાણ કરો પણ જ્યાં ૪) સાંકળી લીધી હતી, ત્યાં સાંકળીને બદલે ૧) સાંકળી લઈ બીજી હારના ફુલની નીચેના પીકટ માંહેલા ૩ ની વચમાંના પીકટ સાથ જોડો. ૪ થી હારનાં સઘળાં ફુલો બીજી હારના ફુલોના બરાબર હેઠે આવશે, અને ત્રીજી હારના ફુલો પેહેલી હારના ફુલોની નીચે આવશે. એ પ્રમાણે જેટલો સદરો પહોળો જોઇએ તેટલો ગુંથો.

નીચેની કિનારી—નીચેની હારના ફુલના પાસાવાળા ટાંકાના બે બાકી રહેલા ગ્રુપના પહેલા ટાંકા પર ૧ સાદો ટાંકો, ૪ સીધા પીકટ, બીજા ગ્રુપ પર ૧ સાદો ટાંકો, * ૪ સીધાં પીકટ, ૧ સાંકળી, ૧ ઉલટું પીકટ, ૧ સીધું, ૧ સાંકળી, બીજા ગ્રુપના વચમાંના પાસામાં ૧ સાદો ટાંકો, ૧ ઉલટું, ૧ સીધું, ૧ સાંકળી, ત્રીજી હારના ફુલની નીચે પીકટ આવેલાં છે, તે માંહેલા ૩) પીકટની બરાબર વચેના પીકટમાં ૧) સાદો ટાંકો, ૧ સીધું, ૧ ઉલટું પીકટ, ૧ સાકળી, ૪ થી હારનાં બીજા ફુલના પાસા પર ૧ સાદો ટાંકો, ૧ સીધું, ૧ ઉલટું પીકટ, ૧ સાંકળી, ૧ સીધું પીકટ, પણ તે પીકટને કિનારીપર કીધેલાં ૪ પીકટ માંહેલા ૪ થા પીકટમાં જોડજો. (જુવો ચિત્ર) ૩ બીજા સીધાં પીકટ, પાસાના ગ્રુપ પર ૧ સાદો ટાંકો, ૪ સીધાં પીકટ, બીજા ગ્રુપ પર ૧ સાદો ટાંકો, ૪ સીધાં પીકટ, બીજા ગ્રુપપર ૧ સાદો ટાંકો * નીશાનીથી શરૂ કરો, અને હારના છેડા સુધી ગુંથી જાવે, ઉપરની કિનારી—૧ લી હાર—૬ સાંકળી પેહેલી પીકટની હારમાં જે સાંકળી લીધી હતી તે માંહેલી વચલી સાંકળીમાં ૧ સાદો ટાંકો, * ૯ સાંકળી, પાસેના ફુલના પેહેલા ગ્રુપમાં ૧ સાદો ટાંકો, ૫ સાંકળી, બીજા ગ્રુપમાં ૧ સાદો ટાંકો ૯ સાંકળી, બીજા પીકટન ગ્રુપની ૪ સાંકળી માંહેલી વચલી સાંકળી માહેલી વચલી સાંકળીમાં; — અને નીશાનીથી શરૂ કરો, અને છેડ સુધી ગુંથી જાવો. ૨ જી હાર—૧ પાસો, ૧ સાંકળી, ૧ સાંકળી છોડી ૧ પાસો, એમ આખી હાર.

થોડીક સુચના—ચિત્ર સામે મુકી સઘળું ગુંથતાં જવું એમ વાંચી જવાથી કાંઇ બરાબર સમજણ પડશે નહિ. ચિત્રમાં ધ્યાનથી જોઇ સમજ વાંચવાથી બરાબર સમજ પડી જશે પહેલે જાડા દોરાએ થોડેક નમુનો કાઢી પછી સદરો જીણા દોરાએ ગુંથવા માંડશો, તો વધારે સારું. ધીરજ રાખી ઉતારવાની કોશેષ કરવી, નહિ સમજ પડી તો પાછું ચિત્ર જોઇ પાછુને પાછું વાંચવું, તો મેહેનત ફળ ઉતરશે. ૮

થયું. હવે ઉલટું "પીકટ" કેમ કરવું તે કહેવું. ૫ સાંકળી, સુયાપગથી ટાંકો કાઢી નાખો, અને ૪ થી સાંકળીમાં પોઇ પેલો કાઢી નાંખેલો ટાંકો અંદર ખેંચી એમાંથી ૧ કરી નાંખો * નીશાનીથી શરૂ કરો, અને ચિત્રમાં જુઓ છો, તેમ સીધુ ને ઉલટું પીકટ થશે, ને તે હવે એજ પ્રમાણે આગળ સમજાવતી જઇશ.

સાંકળી અને પીકટથી બનતી જાળી સાથ ફુલો કેમ જોડવાં, તે સમજાવીશ. એક ટેબલ પર ફુલની બે હારો ગોઠવો તે એવીરીતે કે એકેકની વચ્ચે એક સરખે તફાવતે ગોઠવાય; અને ઉપરની બંને હારો પહેલે આવે. બીજી હારની જમણી બાજુ-ગમનું પહેલું ફુલ લઇને શરૂ કર્યે અને પાસાના ગુપની બરાબર વચમાંના પાસામાં એક સાદો, બે સીધા પીકટ બનાવો ( એટલે કે જમણી બાજુએ આવશે ), ૧ ઉલટું પીકટ ( એટલે ડાબી બાજુએ આવશે, ૧) સીધું પીકટ, ૧ ઉલટું પીકટ, એક સીધુ એક ઉલટું હાં છેક મથાળાની સીધી હાર સુધી આવી પહોંચ્યા. ચિત્ર સામું મુકી જુઓ. હાં ૪ સાંકળી વધારે લેજો. પછી ૧ ઉલટું પીકટ, ૧ સીધુ પીકટ, ઉપરની એટલે પેહેલી હારનું ફુલ લ્યો, ને વચમાંના પાસા પર ૧ સાદો ટાંકો, ૧ ઉલટું, ૧ સીધું, ને ૧ ઉલટું પીકટ, પણ આ છેલ્લું પીકટ પુરૂ કર્યા અગાઉ ત્રણ સાંકળીને ૧ સાદો ટાંકો કરી શરૂઆતથી ત્રીજા પીકટની સાથ જોડી પછી પુરૂં કરો. એ ઉલટું પીકટ થશે. ૧ બીજું ઉલટું વળી ત્રીજું ઉલટું પીકટ, પણ એમાંથી વચ્ચો વચ્ચ આપણે સૌથી પેહેલું ફુલ શરૂ કીધું, તેની પાસેના ગુપના વચલા ટાંકામાં જોડાણ કરવાનું * ૧ ઉલટું પીકટ, ૧ સીધું. ૧ સાંકળી, ઉપરના ફુલના બીજા ગુપના વચલા ટાંકામાં ૧ સાદો ટાંકો, પછી ૧ સીધુ પીકટ, ૩ ઉલટાં, ૧ સીધું, ૧ સાંકળી, અને ઉપરના ફુલના બીજા ગુપમાંના વચમાંના ટાંકામાં ૧ સાદો ટાંકો; પછી ૧ સીધું, ને ૧ ઉલટું પીકટ, હવે બીજી હારમાંનું ફુલ લઇ એક ઉલટાં પીકટ સાથ ગુપના વચમાંના ટાંકામાં જોડાણ કરો, ૧ ઉલટું, ૧ સીધું; ૧ ઉલટું, ૧ સીધું, ૧ ઉલટું, અને ઉપરના ફુલના બીજા ગુપના વચલા ટાંકામાં જોડાણ કરો, પછી ૧ સીધું, ને ઉલટું પીકટ કરો, અને હાં છેક મથાળે સુધી પહોંચ્યાં હવે ૪ સાંકળી, પછી ૧ ઉલટું, ૧ સીધું, ઉપરની હારનું બીજું ફુલ લઇ વચમાંના પાસા પર જોડાણ કરો, પછી ૧ ઉલટું પીકટ, ૧ સીધું પીકટ, ૧ ઉલટું પીકટ, પણ હાં બીજી હારના ફુલ સાથ જે પીકટનું જોડાન કીધું હતું, તેની ઉપરના ત્રીજા પીકટ સાથ એ પીકટનું જોડાણ કરતાં જજો. ( ચિત્રમાં જુઓ ) ૧ સીધું, ૧ ઉલટું, વળી ૧ ઉલટું, પીકટ પણ હાં બીજી હારના ફુલના બીજાં ગ્રુપ સાથ જોડાણ કરવાનું * પાછું નીશાનીથી ગુંથી જાવો. પીકટની આ પેહેલી હાર પુરી થઇ. ૨ જી હાર હવે ફુલની ત્રીજી હારનું જોડાણ કર્યે. એમ જેટલી હાર જોઇએ, તેટલી થશે. બીજી હારનાં છેલ્લાં ફુલથી શરૂ કરો. અને પાસાવાળા ટાંકાનો એક ગુપ છોડી બીજાનાં સાદો ટાંકો લઇ, આગલાં "પીકટ" ગુંથ્યાં તેથી ઉલટી દીશાએ ગુંથવાનું, જેથી જ્યાં તમે શરૂ કીધું, ત્યાં પુરૂં થશે; ૧ ઉંધો પીકટ, ૩ સીધા, ૧ ઉંધો, ૧ સાંકળી, તેજ ફુલના બીજા ગુપના વચલા પાસામાં જોડાણ કરો, * ૧ ઉલટું, ૧ સીધુ પીકટ, ત્રીજી હારનું પેહેલું ફુલ લેવો, અને એક સીધું પીકટ લઇ એક ગુપના વચમાંના પાસા સાથ જોડાણ કરો. ૧ સીધુ પીકટ, વળી એક ઉલટું; ૧ સીધું ૧ ઉલટું, ૧ સીધું,

# ભરત–ગુંથણ.

## આઇરીશ પોંઇટ લેસથી ગુંથેલો સુંદર સદરો

(ચિત્ર સાથે)

ગુલશન માટે ખાસ

લખનાર—મીસીસ પીરોજા રૂસ્તમ કાપડીયા.

આ સદરાની તરાંહ ખુદ આઇરીશ વર્કની છે. આઇરીશ પોઇંટ લેસ દેખાવમા ઘણું સુંદર લાગે છે, માટે મેં આ તરાંહ આપી છે; ગુંથવામાં જરાક ધીરજ અને મહેનત જોઇએ. ચિત્ર ત્રણ આપ્યાં છે. પેહેલું ચિત્ર આખા સદરાને માટેનો નમુનો છે. તેને ગમે તેટલો પહોળો બનાવો પણ રીત એક સરખી લેવાની. બીજું ચિત્ર એને માટેનાં ફુલનું છે, ને ત્રીજું ચિત્ર સાંકળી તથા "પીકટ" કેમ લેવાય તેની સમજણનું છે. એ બધાં ચિત્રો પરથી જે સમજ વાંચ્યાથી સેહેલાઇથી આવડી જશે.

જોઇતી ચીજો–"એક ફ્લેક્સ થ્રેડ" નંબર ૨૦, વજનનો લોખંડનો, સુઇયો. જેમ ઝીણો દોરો હશે, તેમ કામ ઘણું સુંદર થશે.

પેહેલે ફુલ બનાવ્યે. ડાબા હાથની પેહેલી આંગળીની આજુબાજુ બે વખત દોરો વીંટાળો, તેમાંથી સુઇયો પસાર કરી દોરો ખેંચો. પછી આંગળી પરથી ગોળ રીંગ ખેંચી કાઢી તેને અંગુઠાને આંગળી વચ્ચે મજબુત ધરી ૬) સાંકળી કરો, પેલી રીંગમાં ૧) પાસો; ૩) સાંકળી અને ૧) પાસો એમ ચાર વખત ગુંથો, પછી દોરાનો જે છેડો રીંગ આંગળી પર વીંટાળતી વખતે રહેલો હોય, તેને મજબુત ખેંચી રીંગ બંધ કરો. ૩) સાંકળી, પેહેલે ૬) સાંકળી લીધી, તેની ૩જી સાંકળી સાથે જોડી દો; આ પેહેલી હાર થઇ. ત્યાં ૬) હોલ અને ૬) પાસા પડશે. (ચિત્રમાં જુઓ.) ૨ જી હાર–૧) સાંકળી, ૩ સાંકળી વાળાં હોલની વચલી સાંકળીમાં ૫) પાસા, ૧ સાંકળી, આગલી હારના પાસા પર ૧ સાદો ટાંકો, ઉપલા, અને પછવાડેના બન્ને દોરામાંથી ટાંકો લેજો, એ પ્રમાણે ગુંથી જાવો, ને છેડે સફાઇથી જોડી દઇ બંધ કરો. ફુલ પુરૂં થયું. ઘણાં ફુલ ગુંથો, અને બાજુ મુકતા જાવો, ને જ્યારે તમને લાગે, કે હવે એક બે હારો થઇ શકશે કે સદરો ગુંથવા માંડો ૧૨ ઇંચ લંબાઇને માટે ૩૨) ફુલ જોઇએ. હવે પીકટ કેમ ગુંથવા તેની સમજણ આપી સદરાના ફુલનું જોડાણ સમજાવીશ.

બે જાતના "પીકટ" છે. જમણી બાજુના "પીકટ" છે (ચિત્રમાં જુઓ) તે સાધારણ રીતે હંમેશ ગુંથવામાં આવે છે, તેમ છે. પણ બીજું "પીકટ" ડાબી બાજુ છે, તે સાધારણ નથી, તેને ઉલટું "પીકટ" કહીશું. હવે સુઇયો ને દોરો લઇ આ સમજણ પ્રમાણે ગુંથી જાવો.* ૫ સાંકળી, સુઇયાપરથી ૪ થી સાંકળીમાં ૧ સાદો ટાંકો, એ સાધારણ "પીકટ"

જે કોઇ મોડો ઉઠે છે, તેને આખો દીવસ દોડવું પડે છે, અને તે માણસ રાત પડતાં સુધીમાં કદાચ પોતાનું કામ પૂરૂં કરી શકે છે.

આળસાઇ એટલી તો ધીમી ચાલે છે, કે તેને ગરીબાઇ જલદીથી પકડી પાડે છે.

સકાળેથી રાત્રે બીછાને જવું, અને સહવારે સકાળેથી ઉઠવું એથી માણસ તનદોરસ્ત, દોલતવંત, અને ડાહ્યો બને છે.

## ઉદ્યોગ.

ઉદ્યોગને કશી ઇચ્છા કરવાની ગરજ હોતી નથી, પણ જે માણસ ઉદ્યોગ કરવાને બદલે, માત્ર આશા ઉપર જીવતો હોય છે તે ભુખ્યો મરી જાય છે.

મહેનત વગર નફો મળી શકતો નથી—જો આપણે ઉદ્યોગી હોઇએ, તો આપણે કદી ભુખ્યે મરવું પડે નહી, કારણ કે એક ઉદ્યોગી અથવા મહેનતુ માણસના ઘરમાં ભુખ ડોકયું કરે છે પરંતુ ઘરમાં દાખલ થવાની હિમ્મત કરતી નથી. ઉદ્યોગ એ સારાં નસીબની માતા છે.

ઉદ્યોગને ખોદા બધી ચીજો આપે છે. ત્યારે એ ભાઇઓ, જ્યારે આળસુઓ સુતા હોય છે ત્યારે તમારે તમારા હળથી ખુબ ખેડો કે જેથી તમને ખાવાને વેચવાને તથા વાવવાને માટે અનાજ પૂરતું મળશે.

આજેજ મહેનત કરી લો, કારણ કે કાલે તમને શી હરકત કે અડચણ આવશે તે તમો જાણતા નથી.

એક 'આજે' એ બે 'કાલ' કરતાં વધુ કીમતી છે. માટે જે કાંઇ આજે થઇ શકે તેને કાલ ઉપર રાખતા ના.

## આળસાઈ

જો તમો એક નોકર હો તો તમારો ભલો શેઠ તમને આળસ રહેતાં જુએ તો તમે શરમાવો નહી ? ત્યારે તમો પોતાનાં શેઠ છોની ? તો તમો પોતાને આળસુ કરતાં શરમાવો ! કે જ્યારે તમારા પોતા માટે, તમારા કુટુંબ માટે, તમારા દેશ માટે અને તમારા રાજા માટે આટલું બધું કરવાનું છે ત્યારે શું તમો આળસુ બેસી રહેશો !

એક મોજાં પહેરેલી બીલાડી ઉંદરને પકડી શકતી નથી. ચાલુ ટીપાં પડવાથી પથ્થરો પણ ઘસાઇ જાય છે. નાના ફટકાઓથી મોટા મોટા ઓક જેવાં ઝાડો પાડી શકાય છે.

## ફુરસદ.

જો તમને ફુરસદ મેળવવી હોય તો તમારા વખતનો સદ્ઉપયોગ કરો—અને જ્યારે એક પળ માટે આપણે ખાતરીપૂર્વક નથી તો પછી એક કલાક ગુમાવશો નહીં.

ફુરસદ એ કાંઇક ઉપયોગી કાર્ય કરવાનો વખત છે. એ ફુરસદ એક મેહેનતુ માણસ મેળવી શકશે, પણ એક આળસુ કદી પણ નહી.

તમારી મોજમજાહને ઉડાડી મુકો, અને તેઓ તમારી પુઠે આવશે.

તમારા કામમાં ચોકકસ, ઠરેલ અને હુશીઆર રહો. તે કામની ઉપર દેખરેખ રાખજો, અને બીજા ઉપર ઘણો ભરોસો મુકીને બેસતા ના.

વારંવાર એક ઝાડને ઉખેડી, એકથી બીજી જગ્યાએ રોપવાથી તે ઝાડ, ફળદ્રુપ થતું નથી તેમ જે કુટુંબો એક ગમ ઠરીઠામ રહેલાં હોય છે તેઓ જે કુટુંબો અહીં તહીં વારંવાર જગ્યા બદલે છે તેઓ કરતાં વધુ સુખવાસી હોય છે.

જે કોઇ દગાથી નફો કરવા માંગતો હોય તેણે પોતેજ દગાને પકડવો અથવા કાઢવો જોઇએ.

## બેદરકારી.

બેદરકારીથી જેટલું નુકશાન થાય છે તેટલું એક શત્રુનાં અજ્ઞાનપણાથી થતું નથી. એક નાની બેદરકારીથી મોટું નુકશાન થઇ શકે છે. તે માટે એક વાત છે કેઃ—

એક ઘોડાની એક નાળ નહી બેસાડેલી હોવાથી તે ઘોડો નકામો થયો, ઘોડો નકામો થવાથી તેનો બેસનાર સીપાહી લાચાર જ થયો, અને એક સીપાઇ કમતી થવાથી, આખી લડાઇ હારી જવામાં આવી ને છેવટ આખું રાજ્ય ગયું.

**કરકસર.**

એક માણસ, જેમ તે પૈસા મેળવવાનું જાણે છે તેમ જો તે બચાવવાનું જાણે નહી તો આખી જીંદગીભર દુઃખ ખમશે, અને છેવટ મરતી વેળા એક દોકડું પણ રાખી જશે નહીં. કારણ કે માણસ કમાય તેટલું ફોકટની ચીજોમાં ખરચી નાંખે, તો પાસે રહે શું ? કહે છે કે જ્યારથી ઓરત જાતે, રૂ કાંતવાનું તથા ગુંથવાનું, ચાહ પીવાની મોજ સારૂ છોડી દીધું, અને જ્યારે મરદોએ, દારૂ પીવા માટે, મજુરી કમ કરવાનું કીધું ત્યારથી સેંકડો ને હજારો એરટરો આવી બોટી ચીજો મેળવવા માટે ખપી ગઇ છે.

ત્યારે તમારી ફોકટની ફીશીઆરી તજી દો. વ્યસનો છોડી દો. કહે છે કે:—

ઓરત અને દારૂ તથા જુગાર અને હગબાજીથી માણસની દોલત કમતી થાય છે અને તેની ગરજ વધી પડે છે. એક બદીને પંપાળવા જેટલું ખરચાય છે તેટલાથી બે બાળકોને મોટાં કરી શકાય.

વળી કોઇ કહેશે કે, જરાક ચાહપાની લીધી, જરાક એક ગવાશ વ્હીસ્કી પીધો, જરા કલબમાં જઇ મોજ કીધી તેમાં શું થયું ! પણ યાદ રાખજો એ જરા જરા એક મોટો પહાડ બનાવી દે છે. માટે નાના ખરચોથી ચેતજો.

જેઓ મજાહને ચાહે છે, તેઓ ભીખારીઓજ થઇ પડે છે.

મુર્ખાઓ જમણ કરે છે, અને ડાહ્યાઓ તે ખાય છે.

**નકામી ચીજો.**

એક ચીજને તમને જો ગરજજ હોય તો તમને મોંઘીજ પડવાની.

જે ચીજની તમને ગરજ નથી તે ચીજ તમો ખરીદો, અને પછી જુવો કે જીંદગીની જે ખરી હાજતની ચીજો છે તે તમને મળી શકશે નહીં.

દોઢીઆં દોઢીયાનીજ ચીજો ખરીદ કરતાં ઘણાઓ નાદાર થયા છે.

ફકત બાહેરથી ભપકો દેખાડવા માટે, બરદ ઉપર ચાઇચાઇનાં પોશાકો ધાલવાથી, ઘણાઓને ભુખે પેટે બીછાને જવું પડેલું છે ને પોતાના કુટુંબને અધમુવા કરેલાં છે.

રેશમ ને સાટીન, લાલમલાલ ને મખમલથી કરી ઘણાં કુટુંબનાં ઘરમાં બત્તીઓ બુજાઇ ગઇ છે.

એક ખેડુત પોતાના પગ ઉપર ઉભો રહી, હળ ખેડે તે એક અદ્રસ્ય કહેવાય છતાં શુંકણુ મંડયે પડે યાને બીજા પાસે ભીખ માંગવા જાય તે કરતાં પેલો ખેડુત બહેતર છે.

જ્યારે કુવો સુકાય છે ત્યારેજ પાણીની કીમત બુજાય છે.

**કરજ.**

જે કોઇ કરજ કરવા જાય છે તે દલગીરીનેજ આમંત્રણ કરે છે. સારા ભપકાવાળા કંમો કરવા, એ બેશક એક મહાન પાપ છે. માટે તમારા મનની ફીશીઆરી બતાવવા જવો તે આગમજ તમારૂં ગજવું તપાસજો.

**રેંકરાઈ.**

રેંકરાઇ એ એક, મોટો અવાજ કરનારો ભીખારી છે, અને ગરજ, કે માન તો કલાશે જેઇએ એ રેંકરાઇ કરતાં પણ વધુ તકરારો કરનાર ભીખારી છે. તેનું કારણ જુવો કે:—

તમોએ એક ભપકાવાળી ચીજ લીધી, તો તમને તેની બીજી દશ ચીજો ખરીદવી જોઇશે, કે જેથી તમારો ભપકો પુરો લાગે. પણ એક ઇચ્છાને તૃપ્ત કરી તે પછી બીજીઓ આવે તેને દબાવવી એ કરતાં પહેલી ઇચ્છાને દબાવવું વધુ સહેલ છે.

નકલ ના કરો.

જેમ પેલા કોલાહની બરાબરી કરવા જતાં દેડકાનો હાલ થયો તેમ પૈસાદારોની ગરીબે નકલ કરવી એ ખરેખર મુર્ખાઇજ છે.

મોટાં વહાણો ભલે ભરદરીએ જાય, પરંતુ નાની નાની હોડીઓએ તો કિનારે કિનારેચીજ હંકારવું જોઇએ.

મગરૂરી જે ટેંકરાઇ ઉપર જાય છે તેને રાત્રે ભુખેજ મરવુંજ પડે છે. મગરૂરી દેખાડવા નાસ્તા ઉપર ખુબ દમ બાંધીને ખવાય છે ત્યાં બપોરે ભુખે મરવું પડેછ અને રાત્રે તો હેરાન થવું પડે છે.

બધુંએ જોતાં, માત્ર બહારના દેખાવ માટે મગરૂરી કરવી અને તે માટે આટલો બધો જોખમ ઉઠાવવો, તેમાં શું ફાયદો છે ! તેથી કાંઇ તનદરોસ્તી વધતી નથી, દુઃખ દુર થતું નથી, તેમ તેથી અદેખાઇ ઉત્પન્ન થાય છે, અને કમનસીબી જલદીથી આવે છે.

ખોટા દેખાવો કરવા ખાતર, કરજ કરવું એ કેવું ગેલાપણું છે ?

જરા વિચાર કરો કે જ્યારે તમો કરજમાં જાઓ છો ત્યારે તમે તમારા પોતાના છુટાપણા ઉપર બીજાને સત્તા આપો છો.

જ્યારે વખતસર કરજ તમારાથી ભરાતું નથી ત્યારે તમારા માગનારને મ્હોડું દેખાડતાં તમને શરમ લાગશે. તેની સામે વાત કરતાને તમને બીક લાગશે, અને ખોટા ક્યાજનક વાયદા કરશો, અને છેવટે તમો એક હલકી પંક્તિ ઉપર આવી જશો કે તમો જુઠા થશો અને સર્વોમ ખોટુંજ બોલવાની આદત પડશે કારણ કે કરજ પછીની જે બીજી બદી છે તે જુઠાપણું અને કરજ તે પહેલી બદી છે. જુઠાપણું એ કરજ ઉપર સ્વારી કરનાર છે.

કોઇ એક હાકેમ અથવા સરકાર એક એવો કાયદો કાઢે છે કે તમારે ગ્રહસ્થ અથવા લેડીની માફક પોશાક પહેરવા નહી, નહી તો સજા કરવામાં આવશે. તો તમો કહેશો નહી કે, હમો સ્વતંત્ર માણસો છઇએ તેથી હમારે ગમે તેવા પોશાકો પહેરીશું અને છતાં, જ્યારે તમો કરજ કરો છો ત્યારે તમો પોતાને આવા એક જુલમ હેઠળ મુકો છો—તેની મરજી પડે ત્યાં સુધી તમને તુરંગમાં કેદ કરાવવાનો તમારા માગનારને હક છે, અને તમારા છુટાપણાનો હક છીનવી લેવાને તેને સત્તા છે.

માટે ઓ ભાઇઓ અને બેહનો, કરજ કદી કરશો નહી—આગલી કહેવત છે કે પેટે પાટા બાંધવો પણ કરજ કદી કરવું નહી—એટલે કે થોડીક સ્વાદિષ્ટ ચીજ ન ખાવી, થોડોક ભપકો ન કરવો, થોડીક શોખીયારી છોડી દેવી પણ તે માટે કરજમાં જવું નહીં, વળી કાલ કેવી છે, માટે આજે કમાયા તો કાલને માટે થોડુંક બચાવવું, જમા કરવું બુઢાપણા અને ગરજ માટે જેટલું બને તેટલું સાચવી રાખો, કારણ કે કોઇની સવારનો સુર્ય આખો દીવસ રહેતો નથી.

આપણી આવક થોડીક વાસ્તી હોય, અને અચોકસ હોય—પરંતુ જ્યાં સુધી તમો છવો છો ત્યાં સુધી ખરચ તો ચાલુને ચાલુ—ચોકસ થવાનો—તેથીજ દરરોજ આ મહીનાની કમાણીમાંથી થોડુંક પણ બચાવી રાખવું ડાહપણ ભર્યું છે કે જેથી ગરજની વેળાએ તે કામ આવે, અને બીજા પાસે હાથ ઓગવો પડે નહી—કરજમાં મ-

વારે ઉડવું તે કરતાં બેહતર કે રાત્રે ભુખ્યા બીછાને જવું.

માટે જેટલું પ્રમાણિક મહેનતથી મેળવાય તેટલું મેળવો—અને જે મેળવો તેટલાંને પકડીરાખો—કારણ તે એક એવો પથ્થર છે કે જે તમારી પાસેના સીસાંને સોનું બનાવી મુકશે—ટુંકામાં કરકસર કરવી જોઇએ.

પણ કરકસરની સાથે ક્રુર અને નિર્દય થશો નહી—પણ જેઓની હાલત આજે તંગદસ્ત હોય તેમને કાંઇક આપશો જેથી તેમને સુખ સગવડ મળે.

આ સઘળા બોધ ગોખી તે પ્રમાણે ચાલશો. અનુભવ ઘણી મોંઘી નિશાળમાં મળે છે—પણ મુર્ખ માણસો બીજી કોઇ નિશાળમાં શીખી શકતા નથી. આપણે સલાહ આપે, પણ તે પ્રમાણેની ચાલચલણ આપી શકતા નથી. તે તો તેણે પોતેજ ચાલવું જોઇએ.

જેઓ સલાહ માન્ય રાખતા નથી તેઓ માટે આપનો બીજો કશો ઇલાજ નથી. જો તમો અકલને સાંભળશો નહી તો તેણી તમારાં આંગળીઓને ખચીતજ લપડાક લગાવશે.

આટલો બોધ દીધા પછી-પેલો બુઢ્ઢો ગ્રહસ્થ બોલ્યો કે, ભાઇઓ તમો સઘળા—આ લીલાંઉમાં હાજર થયા છો તે કદાચ એવી મતલબથી કે લીલાઉંનો માલ સસ્તો મળી જશે ને વળી તેના પૈસા ભરવા માટેની ત્રણ મહીનાનો ટાઇમ (ક્રેડીટ) મળે છે તેથી થોડીક ચીજો લઇએ ને પછી પૈસા ભરી દઇશું. પણ સંભાળજો કે એવી સસ્તી ચીજો તમને મોંઘી નહી પડી જાય—તમો સસ્તી ધારીને ખરીદશો પણ તે ચીજો કે જેની તમને કાંઇબી ખરી ગરજ નથી-તે વ્હોરી લેતાં તમારી ખરી ચીજો વેચવી પડે નહી-ને પછી પૈસા ભરવા માટે, ટાઇમ ઘણો જો છે તે પણ નીકળી જાય નહી—ને તમારાથી પૈસા નહી ભરાય—ત્યારે શું કરશો ?

પ્રિય વાંચનાર, આ ઉપલી આ મુખ્ય વાતો જે પેલા બુઝર્ગ ગ્રહસ્થે પેલા લીલાઉખાનામાં હાજર રહેલાઓને કહી-સંભળાવી તે વેળા આ બોધો અસલમાં જે પુઅર રીચર્ડ કરી શખ્સે કહી હતી તે પોતે પેલા લીલાઉંખાનામાં હાજર હતો અને મુગે મ્હોડે સાંભળ્યા કરતો હતો. તે ત્યાં એવા ઇરાદાથી આવેલો કે તેનો ડગલો જુનો થયો હતો તેથી કદાચ લીલાઉમાં એક નવો ડગલો સસ્તામાં મળી જશે તો લઇશ—પણ ઉપલા બોધો જે પોતાનાજ કહેલા હતા, તે બધા સાંભળીને, તે કવિનો વિચાર તુરતજ ફરી ગયો. ને મનસે બોલ્યો કે “ હાલમાં તો એક બે બટનો નીકળી ગયાં છે તે સીવાડી લઇ આ વરસે તો ડગલો ચલાવી લઇશું,” એમ ઠરાવ કરી તુરતજ પોતાના ઘોડા ઉપર સવાર થઇ ત્યાંથી ચાલી ગયો. ખુદા કરેને સર્વે વાંચનારને એવી નેક અકલ સુજ પડે,

\+ + +

### વાત બી ખરી !

કહેછ કે અમેરીકનો નાહ્યું મારવામાં પહેલે નંબરના હોય છે. યુરોપ જઇ આવેલો એક અમેરીકન તે મુજબ પોતાની કલબમાં કહેરે મોઢાં શું ભાવે છે તેવા સપાટા હાંકતો હતો. વાત આગળ ચાલતાં તેણે જણાવ્યું કે ‘ આટલાંટિક મહાસાગર પસાર કરતાં તાં. ૨૫ મીએ તીડોનું ટોળું જણાયું. તીડો સ્ટીમર પર પડયાં ને જેટલાં કપડાં હતાં તે બધાં ઉપાડી ગયાં.

વાત વિચારમાં પડી અને ગળે ઉતરવી કે નહિ તેની શંકા ઉઠી પણ બાજુમાં બેઠેલાં બીજા અમેરીકને તેને ટેકો આપતાં જણાવ્યું.

‘ બરાબર કહયું હેરીસ હું પણ તે વખતે બીજી સ્ટીમરમાં હતો. તા. ૨૬ મીએ હમારી સ્ટીમર પરથી તીડોનું ટોળું પસાર થઇ ગયું હતું. તે બધાં કપડાં ઉપાડીનેજ ઉડતા જણાયાં હતાં !’

પહેલો વિચારમાં પડયો કે હવે શું કહેવું !

# કોને ખાતર ?

## એક ટુંકી વાર્ત્તા.

( ગુલશન માટે ખાસ. )

જમશેદ મોદી પોતાની ટેબલ આગળ ખુરશી ખેંચી બેઠો અને સામુંજ રજુ કરેલો ટપાલનો ભાથરો ફંફોળાવવા માંડયો. સંખ્યાબંધ કાગળો તેમાં હતા. આ બધાં તેણે સરનામાં જોઈ બાજુમાં મુકવા માંડયાં કે જેથી ફુરસદે વાંચવાનું બની આવે. તેમ કરતાં પણ તેને અંતે કંટાળો આવ્યો કે તેણે તે ભાથરો બાજુએ ખસેડયો અને બગાસું ખાધું. તેવામાં તે ભાથરામાંથી બહાર નીકળી આવેલાં પરબીડાં પર તેની નજર પડી કે તેમનામાં ત્રિલ્ણીક ફેરફાર થઈ ગયો.

તેનો કરડો ચહેરો નમ્ર બની ગયો અને ફીકકુ હસીને તેણે તે કાગળ ફાડી વાંચવા માંડયું.

'વ્હાલા જેમી' તે કાગળમાં હતું. 'તારો તાર મને બહુજ મોડો મળયો. તું થોડા દીવસ મુંબઇ રહેવાનો છે તે જાણી બહુ ખુશી થયો છુ. યાર, તને એ મુસાફરીનું શું વહેલું લાગુંછ. ચપ દઇને કોઈ કમબખ્ત ઇરાની કે આરબો કટારી ભોંકી દેશે તો તારા વગર હું શું કરસ ? પંદર દીવસમાં તું પાછો જનાર છે તે જાણ્યું. હું પોતે તને મળવા ઇંતેજાર છું એટલે બનવા જોગ છે કે આજ સાંજના છએકને સુમારે 'સાહેબ બહાદુરની માનભરી પધરામણી થશે. તોપ બોપ તો તું ઇરાનથી લાવ્યો હોસે તો સેવકના માનમાં તે ફોડવાનું ભુલતો ના— વાહ ! ઇરાનમાં તોપ કાંથી આવે રે ! સાહેબજી, માથ, ટા-ટા.

તારો હંમેશનો વહાલો,

અદી.

તે કાગળે તેના વાંચનારને અજબ ખુશાલ કીધો. તેણે આસપાસ જોયું તો મકાનમાં બધેજ ધુળ હતી. તેનો નોકર જે તેની સાથે આવ્યો હતો તે કલાક થયાં બધુ ઝાટકીઝુટકી સફાઇદાર કરવાનાં ફાંફાં મારતો હતો પણ બાપડો હજી જ્યાનો ત્યાં હતો પોતાના ઓરડાની બારી ખોલી તેણે હવે ચોમેર જોવા માંડયું.

ગીરગામ ખાતે આવેલી પાંચ માળની તે મોટી ઇમારતના પાચમે માળે રહેતો હતો, તેને કોઇ પણ જાતની ગડબડ સડબડ પસંદ ન હોવાથી તે સૌથી ઉંચે મજલે રહેતો હતો. સુંદર હવા અને મનોરંજક દેખાવ પાંચ માળ ચડવાની તેની કડાકુટનો બદલો વાળી આપતા હતા. ચોથે માળે એક પારસી જોડું રહેતું હતું પણ બચ્ચાં છોકરાંઓમાં તેઓ બેનસીબ હોવાથી બચ્ચાંઓની ગડબડ સડબડનો તેનો કહેવાતો કંટાળો પણ તેને ન હતો. મકાનને લીફ્ટ ન હોવાથી અગત્યના કામ વગર કોઇ તેને ત્યાં ધરમનો ધક્કો ખાતું ન હતું અને તે પણ જેમીને મનથી સૌથી ગનીમત હતું.

વિચારના વમળમાં વિંટળાઇ તે આજુબાજુનો મહેમાર જોતો હતો તેવામાં તેણે કોઇને પોતાનું બારણું ઠોકતાં સાંભળ્યો. હજી તે બહાર નીકળે તે પહેલાં અદી પટેલ પોતાની કરચન હેટથી પંખો ખાતો હાંફતો હાંફતો અંદર આવ્યો.

'બાપરે—ગરમી કે બલા ? 'આવતાં સમેત શેકહેંડ કરતાં તેણે જણાવ્યું.

'ચાલ, ચાલ—ગરમી કયાં છે ?...હાં બેસ... ફાંકડો બ્લીઝ છે' જેમીએ હસીને તેને બાજુમાં ખુરશી પર બેસાડતાં કહ્યું. 'કેમ દીકરા, દુન્યા સુખી કે દુખી !'

'જેમી, તું એમ સમજેછ કે પાંચમે માળે રહી તું બેહેસ્તની પરોસમાં રહેછ પણ હું ધારૂંછ તેમ દોજખનીએ સૌથી નજીક છે' તે જવાન પરસેવે ગરકાવ થયો પુકાર્યો.

'વળી ચેટાં કાઢયાં કે ?' જેમી હસ્યો 'હા-હા હું સમજ્યો. તારું નાક સુકાયછને ? તો બસી મરની...અમે ! લખતરાં કાંય લેછ ? હું ધારું છ તેમ મારી બૅગમાં વ્હીસ્કીની બાટલી છે. પાણી સાથેજ લેવો પડશે. સોડા આઇસ લેવા કોણ જાય ?–માણસ હમણાંજ બહાર ગયું છ !'

'અરે, લાવ રે યાર...જે હોય ને લાવ ! અહીં જીવ જાયછ ને એ મજાહથી ટેહેલ નાખેછ–લાવી મરની વ્હીસ્કી તો વ્હીસ્કી ! જીસ્કી હો ઇસ્કી .. ..વળી તું લાખ દે લયામન દે વાળી વાત કરશે પણ દોસ્તને ?...હાં ગળું સુકાઇ જાયછ ને જીવ મુંઝાઇ જાયછ તે—

'અબઘડી આણ્યો' જેમી હસતો હસતો દોડયો અને પાસેના ઓરડામાંથી વ્હીસ્કીની બાટલી, બે ગ્લાસ અને પાણીનું ટંબલર લઇ આવ્યો અને બન્નેએ ડબલ પેગ લઇ, શેકહૅંડ સાથે, ગળામાં હોમાવ્યો.

'આહ–હવે કરાર વળ્યો !' અદીએ ખાલી ગ્લાસ બાજુમાં મુકતા હોઠ મટમટાવી કહ્યું. 'હવે મારે તને મારી ખબર જણાવવી છે. ચાલ બોલ, તું શું ધારેછ ?'

જેમીએ ધ્યાનથી હસતા, સુંદર ચહેરા તરફ જોયું. તેને કાંઇક ધાસ્તી લાગી. તેને ગભરાયલો જોઇ અદીએ હસીને તેના ગળા પર પોતાનો હાથ મુકતા કહ્યુ.

'મારા વ્હાલા જેમી...તું એમ ના ગભરા ! એમ સીરીયસ શું થાયછ ? મારા જેવો સુખી માણસ હાલમાં બીજો કોઇ નથી !'

'સમજ્યો !' જેમીએ હસીને કહ્યું. 'લાલાજી ત્યારે આખરે જાલમાં સપડાયા ખરા !'

'સપડાયો ! એ શું બકેછ ! હું તો સૌથી સુંદરમાં સુંદર પંખેરાની પાંખમાં ભરાયોછ !'

એક પળ સુધી જેમી ચુપ, વિચારતો બેઠો અને બીજી પળે શેકહૅંડ કરતાં તેણે મીઠાસથી કહ્યું,

'માઇ બોય, તુ સુખી હોય તો બસ છે. મને કહેશે કે તેણી કોણ છે ?'

'કદાચ તેં નામ તો સાંભળ્યું હશે' અદીએ મીઠાશથી કહ્યું. 'આલાં ઝવેરીનું નામ સાંભળ્યું છ ? પણ તને ને બૈરાંઓને ...ા બારમા ચન્દ્રમા એટલે કદાચ ખબર ન હશે.'

'શું કરેછ ?...ક્યાં રહેછ ?'

'આર્ટીસ્ટ છે... થોડો વખત થયાં મુંબઇ આવી રહીછ પણ એનાં પીક્ચરો અત્રે બહુજ વખાણાતાં લાગ્યાં છ !'

'આહ !...તમો બન્નેની કયા ઓળખ પડછ ?'

'આઇમાય હીરા માણેકને ત્યાં...ત્યાં તેણી ગોગ-ટર તરીકે રહેલી છે. આઇમાયને ત્યાં દર અઠવાડે નાની નાની પાર્ટીઓ થાય છે ત્યાં તેણીને હું મળ્યો હતો.'

'આઇ-સી-હવે આ આર્ટીસ્ટજી મીસીસ અદી પટેલ થવાના છેને ?

'યસ,' તે જવાન મગરૂરીથી ફુગરાતાં બોલ્યો 'તેણીએ મને એ અનુમાન આપ્યુ છે અને તે માટે મારો હરખ માયો સમાયો જતો નથી. મારાં લગ્નમાં તુને સાક્ષી થવું પડશે હં, ભલા !

'કેમ, કાંઇ ઉતાવળમાં છે શું ?' જેમીએ હસીને પુછયુ. 'છેલ્લા મળ્યા ત્યારે તો તું પરણવાની વિરૂદ્ધ હતો !'

'પણ ત્યારે મને મારી ગુલ જેવી સ્ત્રી મળી નહિ હતી ને !' તે પોટ્રાએ હસીને કહ્યું, 'યાહ—તું મારી લાગણી કેમ જાણી શકે ! બૈરનામે તારે મનથી કમકમીને દુર રહેવાની ચીજ છે એટલે તને પ્યાર જેવી લાગણી હોયજ નહિ. પોતાના ગુજરાન અર્થે એ મહેનત કરે તે મને હવે ગમતું નથી. ખુદાનું આપેલું મારી પાસે બહુ પુરતુ છે એને જોઇશે તો પોતાના શોખની આ સેવા કર્યા કરશે પણ મારે એને હવે જલદી મારે ત્યાં લાવવી છે. તું જાણેછની કે પોટ્રેઇટમાં હાલમાં મારી વાઇફીની મને જરૂર છે !'

'પોર્ટ્રો—પોર્ટ્રો ! તું તો સજ્જડ સપાટામાં આવ્યો છ ખરો !' જેમી ફીક્કુ હસીને સહજ કંટાળાથી બોલ્યો: 'વેલ, એઝ યુ લાઇક ! ચાલ, લે ડીકરા તારી તંદુરોસ્તીની સલામતી ! પરમાત્મા તારા પર અનંત સુખોની રેલછેલ કરો !' અને ગ્લાસમાં રેડાયલો બીજો પેગ તેઓ ગટગટાવી ગયા.

'થૅંક્સ, ઓલ્ડ બોય' અદી આભારથી નમ્યો 'હું ધારતોતોજ કે તું મારા સુખમાં સુખી થયા વિના રહેશેજ નહિ. મારાં સુખી પ્યાલામાં તારા બ્લેસિંગ્સના એ, બે ટીપાં નાંખવાનીજ ફક્ત બાકી હતી...વેલ, તું મારી ગુલ સાથે ઇન્ટ્રોડ્યુસ થવા કાલ-

રે આવે છ ? આજે આપણે તેનેજ ત્યાં રાત્રે જમીશું.'

'આજ રાત્રે !'

'હા, મેં તેને પ્રોમીસ આપ્યું છે. ખાનાં પછી આપણે એકસેલસીઅરમાં જઇશું ને ગમ્મત કરીશું. હમારો પ્રોગ્રામ તો એ માટેનો નક્કી થઇ ગયેલો છે. તું ના, ના કહે તો હું !

'પણ તારાં બીજી સાહેબને મારા જેવું ક્વાળમાં હાડકું કેમ ગમશે !'

'નોનસેન્સ !' અદી હસ્યો. 'એ કરતાં ત્રણ બલા દીકરા. આજે તું મારી ગુલને જોય તે ખાસ હું ઇચ્છું છું. મને તારા અપક્ષપાત મતની જરૂર છે કે જેથી—'

'ગંડુ. હવે તે કાંઇ એમ હોય ? વારૂ આવતી કાલે આવું તો નહિ ચાલે ?'

'ના, આજેજ જે હોય તે ! કાલે તો મારે પુના જવું છે. હું તો ક્યારનો જવાનો હતો પણ કામને સબબે રોકાઇ ગયો હતો. તેવામાં ગઇ કાલે તારો તાર મળ્યો હતો. પુનાં ખાતેના બંગલામાં ચોક્કસ સમાર કામ થાય છે ત્યાં મારી હાજરીની જરૂર છે. હું ત્રણેક દીવસ ત્યાં રોકાઇશ. બાપા, તું ભુત ભાઇનો બરોગો ક્યાં કરૂં ? તું આજે અાં તો કાલે ક્યાં વાળો રમતો પંખી એટલે પછી લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે તેમ કરવા બહાર ક્યાં દોડું ?'

'ઓલરાઇટ—તારી જેમ મરજી !' જેમીએ હસીને જણાવ્યું 'તને કાંઇ મારાથી ના પડાવાની હતી ?...એક્સ્ક્યુઝ થવાનો વખત નથી હું ! કેમકે બધું મારી બેગોમાં પડેલું છે ને તે ખોલવાનો પણ વખત હજી મળ્યો નથી.'

'ઓહ નો—તેની ફીકર નહિ. જે હશે તે ચાલશે ...ચાલ તૈયાર થા. હું નીચે જઇ ગાડી બોલાવું છ' અને નાચતો કુદતો ને સીટી ફેંકતો તે જવાન ખુશાલ ચ્હેરે બબર બબર કરતો ઉતરી પડ્યો.

તે મહોલ્લાને નાકેથી એક વિક્ટોરિયા બોલાવી લાવ્યો. દસેક મિનિટમાં તો જેમી આવ્યો અને તેઓ ત્યાંથી ઉપડી ગયા.

'તને જોતાં ગુલ બહુ અજબ થશે હું !' અદી હસ્યો. 'તે તો મારા કહેવાથી તને ઇરાન કે અરબસ્તાનમાં રખડતો ધારે છે !

'મારી તેમને શી પરવા રે બલા?' જેમી હસ્યો; 'તું અને હું કોણ છીએ—આપણ વચ્ચે કેવી મિત્રાચારી છે—કેવી રીતે તેં બે વાર મહાન સંકટોમાંથી મને ઉગાર્યો અને એક વખત તારી જીંદગીના જોખમે તેં મારી જીંદગી બચાવી હતી તે બધું તે જાણે છે. તે જાણે છે કે તું મને મારા ભાઇ, બાપ, મુરબ્બી કે રાહબર કરતાં પણ આલા છે' અદી બાથે હેતથી પોતાના મિત્રને પસવારતો બોલ્યો:' મારી તમામ હકીક્ત તેણીને જણાવું તેમાં શી નવાઇ ? પણ દીકરા સંભાળજે હું ! તે આપણી દોસ્તીથી ખબરી આદેખી પડેલી છે અને મને તો તે વખતે કહેતીતી કે અદી તારા એ દોસ્ત હવે તારી પર મીઠો ગાયો મુકે તો સારૂ...ચાલ લે આવી લાગ્યા. ?

પહેલા માળ પર પાછલી બાજુએ એનો ઓરડો છે ?' તેણે જણાવ્યું અને તેઓ ધીમે પગલે માળ ચડયા અને તેણીના ઓરડામાં નોકરને વરદી આપ્યા વિના ગયા.

તે આર્ટીસ્ટ બાનું બત્તી આગળ સાંજનું પેપર વાચતી બેઠી હતી.

'વેલ ડીઅરી, મને લેટ તો થયું નથી ને ?' અદી હસતો હસતો અંદર આવી ગુલને સેકહેન્ડ કરતો બોલ્યો, 'આ મારા સૌથી જુની મિત્ર જેમી મોદી, કે જેમને માટે હું હમેશાં વાત કરૂં છું. આજે સાંજના એ બોંબેમાં આવ્યા છ ને હું એમને અાં ઘસડી લાવ્યો છ—'

તે બોલતો અચકીને ઉભો, કેમકે જેમી પોતાના મિત્રની અદરાવણીને જોતાંજ ફગલાઇ ગયો હતો. તેનો ચહેરો અસલથી ફીકો હતો પણ તે હંવડાં કાળો ઠણક થઇ ગયો હતો. તેની આંખોમાંના ડોળા બાજે બહાર નીકળી આવ્યા હતા અને તેમાંથી ગોયા ઝનુન વરસી રહ્યું હતું. તે જો ફેરેલ ને કઠેલ શખ્સ ન હોત તો સમશેરુઆત ન વાપરી નીકોમો ફેંકતો કજેતો કરી નાખત કેમકે તે સ્ત્રીને જોતાંજ તેનાથી કાંઇક આડું બોલી જવાતું હતું; છતાં હોઠ પીસી તેણે પોતાના મન પર કાબુ મેળવ્યો.

એક પળ સુધી અદી ઘવાઇને આ ફેરફાર જોતો રહ્યો, પછી તેને ખ્યાલ આવ્યો કે તે અથંગ મુસાફર ગુલની દીલકશ સુંદરતા પર મોહિત થઇ ગયો હતો. પોતાની લાગણી છુપાવવા તે આમ કરડો દેખાવ કરી રહ્યો હતો, તે વિચાર થતાં તેને અજબ ગીલગીલ્યાં છુટયાં અને તેણે હવે ખુશાલ ચ્હેરે જણાવ્યું—

'જેમ તેમ વિનવીને હું એને લઈ આવ્યો છું કે આપણ બન્નેને એ પોતાના ભલા આશીષો આપે-ખરું ને, જેમી ?'

ઠીકજ થયું કે આટલો વખત સુધી અદીનું ધ્યાન જેમી તરફજ ફરી રહ્યું હતું. કેમકે ગુલનો દેખાવ પણ જોવા જોગ થઇ ગયો હતો, તેણી ઝટ સચેત થઇ હતી અને જેવો) તે હસીને તેણી તરફ ફર્યો કે જવાબમાં તેણી પણ ફીકકુ હસી.

તેજ પળે બોયે આવી ખાનું કાઢવાની વરદી આપી કે તેઓ જમવાના ઓરડામાં ગયા. દારૂમાં શામપીનનો ધાન નીકળતો હતો. ત્રણે જણા ખુશાળ ગ્લાસો ઉઠાવ્યાં જતાં હતાં. જો કે જેમી મોદી હમેશંના ટાહુકા ટુચકાઓ સાથે પોતાની હકીકત જણાવતો હતો અને ગુલ વારંવાર ખડખડ હસી પડતી હતી; છતાં પણ તેઓ વચ્ચે આફતનો ડુંગર આવી પડ્યો હોય તેમ ખુલ્લું લાગતું હતું. અદીની બલાને પણ ખબર ન હતી કે દાળમાં કાંઇક કાળું હતું. તે તો શામપીનના બહારમા અજબ રંગીલો બની ગયો હતો અને પોતાને દુન્યામા સૌથી સુખીમા સુખી શખ્સ તરીકે ઓળખતો હતો.

મોડેથી તેઓ ઉઠ્યાં. ગુલનો ચહેરો લેવાયલો ફુંદાયલો જેવો જોઈ તેણી થાકી ગઇ હશે એવાં અનુમાન પર આવવા છતાં તેઓ એકસેલસીઅરમાં જવા ઉઠ્યાં.

તેઓ નીચે ઉતર્યાં.

'જેમી તું ગુલને ઓવરકોટ પહેરાવ...હું ગાડી બોલાવુંછ' અદીએ જણાવ્યું અને પસાર થઇ જતી ટેકસીને બુમ પાડી બોલાવી.

'હલો ..ચાલો ગાડી આવી લાગી.'

તેઓ ચુપચુપ તેમાં બેઠા. થોડે દુર જતાં જેમીએ ગાડી રોકાવી.

'કેમ...કેમ શું છે ?' અદીએ ગભરાઇને પુછ્યું

'મારો જીવ જરા બેતાબ મારી આપોછ તે હું મારાં મકાને ઉતરી જઇશ ..જરા મને રેસ્ટની જરૂર છે !' જેમીએ બારણું ખોલતાં જણાવ્યું.

'પણ એમ કાંઈ હોય ? હું આવું ?'

'નો, માઈડીઅર બોય. તું તારે ખેલમાં જા. ચાલ વાદેવજી માય, સાહેબજી મિસ...ગુડનાઇટ...ટાન્ટા'

અને ત્યારબાદ તે ઝડકુ પગલે પોતાના મકાનની સીઢી પર ચઢી ગયો કે ટેકસી ઉપડી ગઇ.

'બહુજ ભલો મારો જેમી !' અદી પોતાની વહાલીને પોતાના પાંસામાં ખેંચતો પરપટયો.

બીજે દીવસે દસ વાગતામાં નાહી ધોઇ જેમી પોતાના ઓરડામાં બેઠો હતો. તેણે આજે આઠ વાગેથી પોતાના નોકરને એક દીવસની રજા આપી હતી.

દસનો ટકોરો પડતાં તે માળપરનો ઘંટ ઘરરરરર કરતાં ફુટયો. એક પળની ચુપકીદી અને ફરી પાછો ઘંટનો ધાધારી અવાજ સંભળાયો. જેમીના ચહેરા પર ધિક્કાર ભર્યું હસવું પ્રગટ થયું.

'હું, હું, બાઇ સાહેબ—એમ છેકજ ધાડે ચઢીને આવ્યાંછ શું ?... જરા ધીરે !'

ખાસ્સી પાંચ મિનિટ સુધી થોભી તેણે ઠંડે કલેજે જઇને બારણું ખોલ્યું તો તેની વકી મુજબ તેણે ગુલ દીરા માણેકને ત્યાં ઉભેલી જોઇ.

'મારે તમને મળવુંછ' તેણીએ હાંફતાં હાંફતાં કહ્યું 'મારે કાંઇ ખાસ કામ છે.' અને જવાબની ગરજ જોવા વિના તેના અંદર ગઇ.

તે તેણીને પોતાના ઓરડામાં લઇ ગયો અને ચુપ ચુપ ઇશારત કરી એક ખુરશી પર બેસવા સુચવ્યું.

'તમે મારી રાહ જોતાતા કે ?' બેસવાના અગાઉ કરી તેણીએ અચબુચ પુછ્યું. 'તમે શું ધારતાતા કે હું આજે આવશ.'

'મને તેવી વકી હતી.'

'હવે તમે શું કરવા માંગોછ?'

'કાંઇ બી નહિ. બધો આધાર તમારી પર છે, અલબત હવે તમો એટલું તો સમજી શકતાં હશો કે અદી પટેલ સાથે તમો પરણી શકો તેમ નથી.'

'તમે શું તે અટકાવશો?' તેણી ઝનૂનમાં બબાળી.

'કાંઇક થશે ખરૂં?' તે ઠંડે કલેજે ચપોચપ બોલ્યો.

'જે જવાન જીવો જેઓ એકમેકને ખરા જીગરથી ચાહે છે તેઓની વચ્ચે આવવાનું તમને શું કારણ છે? તમે શું તમારા દોસ્તનાં સુખનો નાશ કરવા માગો છો ?'

'ના, તેની જીન્દગીનો નાશ થતો હું અટકાવવા માંગુ છું. જે સ્ત્રીને તે પરણવા માંગેછે તે ખાનદાનમાં ઉતરતી હોવા સાથે કાળો ધરાવનાર છે!'

'ગુલ હીરા માણેકનાં નામને કયો કાળો કલંક લાગેલો છે?' તેણી પુકારી.

'હું ગુલ હીરા માણેકને ઓળખતોજ નથી—હું તો મેંદરાં જવાવાળા સાથે વાત કરૂં છું !!'

'મેંદરાં જવાવાળાનું નામ આજ વર્ષોનું ગુમ થઇ ગયું છે ને તેની નામનિશાન પણ રહી નથી' તેણી રડમસ ચહેરે પુકારી.

'તે નહિ બને તેમ છે' તેણે બેપરવાહપણે જણાવ્યું. 'તેમ હોત તો તું હાં મારી આગળ હોત નહિ!'

'આહ—તું કોણ છે?—શયતાન કે ખવીસ!' તેણી દાંત કચકચાવતી પુકારી.

'કોઇ બી નહિ. હું તો અહી પહેલનો જાની મિત્ર છું...આહ કંગાલ! મારા ભાઇએ શા માટે આપઘાત કર્યો હતો તે શું તું ભુલી ગઈ છે?'

'ના...હું તે કેમ ભુલું, પણ તે વખતે હું નાદાન ને ઉછાંછળી હતી! હું શું જાણું કે તે જઇને આપઘાત કરશે! ...ઓહ, તમે એટલા બધા વાતકી શા માટે થાઓછ?'

'એ તારા પેતરા જવા દે. હું તને બરાબર ઓળખુંછ! અગ્યાર વર્ષની વાત પર હું ને મારો ભાઈ હિંદુસ્થાનની મુસાફરીએ નીકલ્યા હતા ત્યારે મુલતાન ખાતે આપણો મેળાપ થયો હતો. તારે ત્યાં બે દીવસને માટે હમે ઉતર્યા હતા. તે એન બાવીસ દીવસ થયા. તારાં માબાપની કંગાળ ગરીબાઈમાં મેં ઘણી મદદ આપી હતી ને તેનો બદલો તેં મારા નાના ભાઇને તારી તરફ ખેંચીને તારી જાળમાં સપડાવી—'

'જુઠું!' તેણી ઝનુનમાં પુકારી—'તદન ગલત—તે મારી પર દીવાનો બન્યો હતો અને તેણે મને સતાવી હતી.'

'બેશક ! તું તેને ચહાતી હતીજ નહિ તે તો નિર્વિવાદ છે' તે ભારે કટવાસથી બબડ્યો. 'તેં તેને બની શકતો દેવાન બનાવ્યો—તેના પૈસા નીચોવી લીધા અને પછી તું તેના કોઈ કહેવાતા દોસ્ત સાથે નાસી ગઇ! આહ, ખરેજ તું તે વખતે નાદાન ને ઉછાંછળી હતી. હવે તું મને ઘાતકી કહેછ—ત્યારે તને તે મારા ભાઇની દયા આવી નહિ—મારો ગુરીબ દીકરો!—આહ!' તેની આંખમાં તડતડ આંસુ નીકળી પડ્યા' તે એક કંગાળ રાત્રે મારા ઓરડામાં આવી ફસડાઈ પડ્યો—તેનું જીગર તુટી ગયું હતું અને નાપાક દગાને ખાતર પોતાનો ભોગ આપી તેણે મારી નજર આગળ રીવૉલ્વર ફોડી આપઘાત કીધો હતો —આહ!—'

અને તે કંગાળ દેખાવ વધુવાર જોઈ શકતો ન હોય તેમ તે ત્યાંથી ખસી બારી આગળ ગયો અને ત્યાંથી ગમખ્વાર ચહેરે બહારનો દેખાવ જોવા લાગ્યો. તેનો ગુસ્સો અને દેખાવ જોઇ તેણી સદંતર ઠસ થઈ ગઇ હતી.

પા કલાક સુધી તે ત્યાં ચુપ ઉભો રહ્યો અને ત્યારબાદ ગંભીર ચહેરે પાછળ ફરી તેણી તરફ ધિક્કારથી જોતાં કહ્યું,

'બોલ, અહી સાથેનો સંબંધ તું તારે હાથે તોડવા માંગેછ કે ખરૂં કારણ જણાવવાની મને ફરજ પાડેછ?'

તેણી એક શબ્દ બોલી શકી નહિ. તેણીની જીભ જાણે તાળવે ચીટકી ગઇ હતી: ત્યાંનો આખો દેખાવ તેણીને સ્વપ્ન સમ લાગતો હતો. જમણા હાથે ખુરસીનો હાથો જે પકડ્યો હતો તે તરફ તેણીની નજર ગઇ અને તે પર ચમકારા મારતી અહીની વહાલી ભેટ જોતાં તેણીની ખાતરી થઈ કે તેણી સ્વપ્નામાં ન હતી. યા માલીક!—ત્યારે આ શું તેણીના પ્યાર અને છ દગીનું સેરટ હતું! પણ તે કેમ બને! તેણી તે માટે કરગરીને સમજાવવા આવી હતી એટલે 'ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો' કરી પોતાની બાજી સફાઇથી બીજે માર્ગે ઉતરવાની જરૂર હતી.

'હું અહીને ખરાં જીગરથી ચાહુંછ' તે કંઈ તમો જાણો છ? તેણીએ નમ્ર પણે જણાવ્યું.

'બાહ! તું પૈસાની પુંજારી છે!' તેણી ભટ દઇને કંઇ કહી પડતી હતી પણ તેમ કરતાં કોટાનું કટેસર થઈ જાય તેમ હતું. તેણીએ લોહીનો ગોટો ગળતાં ધીમા અવાજે કહ્યું,

'હું અહીને ખરાં જીગરથી ચાહું છું...મને પૈસા ટકાની કશી ગરજ નથી, હું આજે એને છોડી જાઉં. તો કાલે એ ઝુરીઝુરીને મરી જાય!'

'ફુહ—એવી નિરાશાથી માણસ મરતું નથી, બહુ બહુ તો બે મહિના એ ગમ પકડશે પણ પછી ઠેકાણે આવી જશે. તારા કરતાં તો તે જવાન છે તે તું જાણેછ ને?'

'મારા કરતાં જવાન છે કે નાનો છે તે જાણવાનુ કામ તમારૂ નથી' તેણીએ ભીકાગથી કહ્યુ. 'અદી મને પુછશે તો હું સાચ્ચો જવાબ આપીશ હુ મોટી એ હોઉ પણ તેના પર ખરા જીગરથી રીદા છઉં—પ્યાર! એ અજબ કરામત છે કે જેના ચક્કરમાં ગમે તેવું બુરૂં માણસ ભલું બની જાય છે તમો એ બન્નેગથી બે નસીબ છો એટલે તમોને હમારી લાગણીનો શુ ખ્યાલ?'

'સબર!' તે તરડાઈ પડયો 'મારી જીંદગીની તને શી ખબર છે? તું મને કયાની પીછાણે? દુન્યામા હું બકબક કરતો નથી તેથી શું સ્વાર્થિ હેવાન છુ? હું મારા નાના ભાઇને ખરા જીગરથી ચહાતો હતો તેનામા ગોયા મારી દુન્યા—મારી જીંદગી સમાઇ ગઇ હતી—કે જેને તે આપઘાત કરવાની ફરજ પાડી હતી! તે પછી હુ સદતર બદલાઇ ગયો અને ખવીસ શયતાન બની ગયો હતો. ઓરત જાતને હુ ધિક્કારતા શીખ્યો હતો, પણ અદીના વહાલા માતાજીએ મને વખતસર બચાવી લીધો' તે ઓરડામા ભારે ઉશ્કેરાટમા ફરવા લાગ્યો 'તે ભલા ખાતુની માયા ભરી મહેરબાનીએ મને નવી જીંદગી દીધી અને તેમની અપાર માયાના બદલામા મે અદીને મારા મરહુમ ભાઈની પેઠે ચહાવાના સોગંદ લીધા હતા અદીની ઉછાછળી રીતોથી તેઓ વાકેફ હોવાથી મરતી વખતે તેઓએ અદીને મને સોંપ્યો અને તેમની આંખો પર હાથ મુકી મે સોગંદ ખાધાના કે અદીને કાઇબી ફરેબી જાળમાંથી મારા ગમે તેવા ભોગે હુ બચાવી લઇશ એના ભવિષ્ય માટે હુ શા માટે ઇંતેજાર છુ તે તું હવે સમજી શકો?'

'તેમ છે તો ફરી મેહરબાની કરી અને અસાવાગીને તમો ભુલી જાઓ!' તેણી આરાઝ્ત થતી બોલી, 'ખુદાને ખાતર તેમ કરો—નને ના મારો? હુ મુઈ અભાગણી! મને ચોરી, કજી, શયતાનને હવાલે ના કરો! આ હાલત પર આવતા મે ભારે રંજ ખેંચ્યો છે ને વર્ષો થયા હુ બહુ સાદી જીંદગી ગુજારૂ છું—સાદી હાલતમાં મને રહેવા દો ને મને ગભરાવી ના નાખો!'

તેણીની ખરા જીગરની કાકલુદી ગમે તેવા વજ્ર હૈયાની પીગળાવી નાખે તેવી હતી પણ જેમાએ જોર અવાજે હસીને તેણીનો તુચ્છકાર કરતા કહ્યુ,

'તુ એકટ્રેસ થવી જોઇતીતી! તારે માટે એજ જીંદગી બાકી છે. તુ ખરેજ ત્યા કમાલ કરશે પણ મારો છેવટનો જવાબ સાંભળી લે! આ જાતના ફારસની મને જરૂર નથી અને તુ ગમે તે કરશે તો એ મારૂં મન પીગળનાર નથી. તમારો સંબંધ તુટવોજ જોઇશે તુ ન કરશે તો હુ તેમ કરીશ!'

એક ઉંડો નીસાસો તે ત્રીએ નાખ્યો તેણીનું આખું તનબદન થરથર ધ્રુજ્યું. આહ!—શું આવા જવાબને ખાતર તેણીએ તેની સમક્ષ નમનતાઇમા સર ઝુકાવ્યુ હતુ?

'બેઅદબી માફ છે' તેણે હવે સીફતથી જણાવ્યુ. 'મારે હવડા બહાર જવુ છે તે પધારી જાવશો તો ઉપકારી થઇશ હવડાં મારો માણસ પણ આવતો હશે'

'શયતાન—દોજખમા તારો ડાર થજો!' ગુસ્સામી કચકચતા દાંતો પીસતી તેણી પુકારી અને ભારે ખેજવતમા ધોધમાર વહેતા આસુઓ વચ્ચે તેણી ગુપચુપ નીચી ડોકીએ ત્યાથી ચાલી.

ચાર દાદરો લથડતે પગે ઉતરી જતા તેણીનો દમ આખેર થયો. બાજુમાની એકાંત જગ્યા આગળ તેણી થોભી છાકટા માણસની પેઠે તેણે લપેડા ખાની હતી કેમકે તેણી જીંદગીનો તે ઘડીએ નાશ થયો હતો જે સર્વોત્તમ સુખ પાછળ તેણીએ વર્ષો ગાળ્યા હતા તે સુખનો પ્યાલો છલોછલ ભરાયેલો તેણીના હોઠો આગળ આવતા એકજ આચકા સમેત ઢોળાઇ ગયો હતો

ભારે શોકમા ડુબી તેણી બાજુમાના મકાનને ટેકવી ઉભી હતી. ધીમે ધીમે તેણીને પોતાની હાલતનુ ભાન થયુ અને તેમ થતા હવે તેણીએ આગળ ચાલવા માંડ્યું, પણ નિરાશ થયલા તે પગોએ પોતાનું યોગ્ય કામ કરવા ના પાડ્યુ. ઘસડાતી પસડાતી તેણી મહોલ્લાને નાકે ગઇ અને દુર ઉભેલી વિકટોરીયા બોલાવવાની કોશેશ કરવા લાગી

તેજ પળે તેણીની નજર તે ઇમારત કે જ્યાથી તેણી તુટેલા જીગરે આવી હતી તે તરફ ફરી, તેણીએ પોતાની આંખો ચોળી—રે, શું તે સ્વપ્ન હતુ?

કરરરર?

નેબધડાકો થયો તે આલાન્ય ઇમારતના ચોથા માળ પરની બારીઓમાથી આગના ભડકા નીકળવા

લાગ્યા. અન્તઃપ્રીમાં સ્તબ્ધ થઇ તેણી જોવા લાગી. હવેજ તેણીનું ગાંગાળ ભેજું સમજી શક્યું કે ચોથા મજલાને આગ લાગી હતી. તેજ પળે તે બળતાંઓએ પાંચમો માળ પોતાના સપાટામાં લીધો.

એક પળ સુધી દીવાની અદાથી તે તરફ તેણી જોઇ રહી. બીજી પળે કાંઈક ખ્યાલ તેણીને થયો અને આંધળાં ઉંટની પેઠે તેણી 'આગ-આગ' ની બુમ પાડતી તે મકાન તરફ દોડી. તે પહેલાં તો આગની ખબર પડી ગઈ હતી અને ચોતરફના બુંબાઓ તે તરફ ધસ્યા આવતા હતા.

આગની બુમ પડતાં પહેલા ત્રણ માળના બાડુ-તો જીવ લઇને નીકળી આવ્યા હતા. ચોથે માળે ફક્ત નોકરજ હતો જેની બીડીએ આ મહોકાણ વાળી હતી. તે નોકર તો કલાક થયાનો બજાર લેવા ગયેલો હતો. અને પાંચમો માળ બાડુનોના કહેવા મુજબ બંધ હતો.

પોલીસ અને બુંબાઓ આવી પુગ્યા અને ધમાલ ચાલી રહી. પાંચમો માળ સપાટામાં આવી ગયો હતો.

'કોઈ મકાનમાં છે કે ?' બુંબા ખાતાના વડા એ પૂછ્યું.

'નાજી' ત્રીજે માળના બાડુતે જણાવ્યું. 'હમે ત્રણે માળનાંતો અહીં છીએ. ચોથે માળનો નોકર હતો તે તો આ આવ્યો. પાંચમો માળ તો બંધ છે.

'ખરેખર ?'

'હા, તે તો આજ મહીનાઓ થયાંનો બંધ છે !'

'ત્યારે તો સીડીની જરૂર નથી ને ?'

'જરૂર નથી'

તે સાંભળતાં ગુલ હીરા માણેકને અજબ જાતની ખુશાળી પેદા થઇ. આહ !-આખરે પણ ખુદાએ તેણીની અરજ વાંચી હતી અને તેણીના દુશ્મનને આ દુન્યામાંથી ઉંચકી લેવા પગલું ભર્યું હતું. જેમી મોદી આગમાં બળીજ ગયો હોવો જોઇએ-તે ખરેજ પોતાની સાથે તેણીનો મહાન ભેદ પણ લઇ ગયો હશે.

દીવાનાની પેઠે તેણી હસવા લાગી. બીજી પળે કાંઇક વિચાર થતાં તેણી ચમકીને સ્થિર ઉભી રહી. તેણીની નસોમાં લોહી ધબકારા મારતું દોડવા લાગ્યું અને તેણીનું અજબ જેવી રીતે ઉશ્કેરવા લાગ્યું.

હવેજ તેણીને યાદ આવી કે જેમી તો અદીનો જીગેરજાન મિત્ર હતો અને જેમીને મરતો જોવો એ અદીને કાતીલ ફટકો મારવા બરાબર હતું. અદીને ખાતર-તે વહાલાને ખાતર પોતાનો પ્યારો જાન સદકે કરવા તેણી તૈયાર હતી તો શું હવડાં તેણી તૈયાર ન હતી. અદીને ખાતર-!

આંધળાની પેઠે તેણી દોડી. તેણીને મકાનમાં ધસતી જોઇ બુંબાવાળાઓ દોડયા, પણ હરણીની ઝડપે બબ્બે ફાંદ્યાં કુદાવતી તેણી દોડી. ચોથો દાદર બળી રહેવાની અણી પર હતો, તેની દરકાર ન કરતાં તેણી સરભોગ ગઈ. બંબા ખાતાના માણસો દાંતમાં આંગળાં પકડતા થોભ્યા. તુરત મોટી સીડી ઉપાડવામાં આવી. પાંચમે મજલે કોઇપણ હતું એની તેમની ખાતરી હતી. તેઓ તેણીની પૂઠેજ રહ્યા.

તેણી—'જેમી—જેમી' પુકારતી તે માળ પર દોડવા લાગી. એક ઓરડેથી બીજે ઓરડે તેણી દોડી રહી હતી. ધુમાડાથી કાળા થઇ ગયલા એક ઓરડામાં તેણી ધસી.

તે અંધારા ઓરડામાં પુગતાં આગવાળાઓને વાર લાગી-પાંચ મિનિટ પછી તેઓ અંદર ગયા તો તેમણે આરામ ખુરશીપર જેમી મોદીને બેશુદ્ધ પડેલો જોયો, અને તેની ખુરસીની પાસે ગુલ હીરા માણેક બેભાન હાલતમાં પછડાઇને પડેલી હતી.

× × ×

તે મહાન્ બાપની ગેબી કરામતથી તેમનો અજબ બચાવ થયો હતો. પાંચ મિનિટ વધુ અને તેઓ સદાનાં બળીને ખાખ થનાર હતાં. મહા મુસીબતે તેમને બચાવવામાં આવ્યાં અને ન્યુસપેપરો એ તે બનાવ પર ભારે ઉશ્કેરણી કરી મુકી. એક પારસી બાનુએ કેવી રીતે પોતાની જીંદગીના જોખમે પોતાના દુશ્મનની જીંદગી બચાવી હતી તેનાં રસીલાં વર્ણન સાથે તેઓ બન્નેના ફોટાઓ પ્રગટ કર્યા.

ધી બમનજી પીટીટ પારસી જનરલ હોસપીટલના એક કુશાદે ઓરડામાં જેમી મોદી જાગૃત થયો, તેની આગળ બે નર્સો અને ડાક્ટર બેઠેલાં હતાં.

'વલ્લાહ—હું હ્યાં કેમ...ભલા આપ કોણ ?' તેણે ખોખરે સાદે પુછ્યું.

'ડૉકટર મહેતા' ડૉકટરે હસીને કહ્યું. 'તમે પીટીટ જનરલ હોસપીટલમાં છો ને–'

'હોસપીટલમાં ! એ શું બોલો છ ?'

'તમારાં મકાનને આગ લાગી તે બળી ગયું છ. ચોથે મજલેના માણસની બેદરકારીથી આ આફત નીકળી હતી. ચોથેને પાંચમો માળ સદતર બળી ગયાછ. ખુદા જાણે કે શું નુકસાન થયું છ ? તમો પણ તેમા બળી જતે પણ તમોને તો એક હિમ્મતવાન પારસી બાનુએ બચાવ્યા છે !'

તે અજાયબીમા દબાઇને જોવા લાગ્યો.

'તમો ત્યાં હતા તેની ખબર કોઇને કેમ નહિ ?' ડૉકટરે સવાલ કીધો.

'હું ગઇ કાલેજ બહારથી આવ્યો હતો. યા ખુદા શું ત્યારે મારી જીંદગી બચાવવા આ દુન્યામાં કોઇ સ્ત્રી હતી ખરી ?'

ડાકટરે તેના તરફ અજાયબીમા જોયું–આ કઇ જાતનો માણસ હતો. ડાકટર તો તેઓ વચ્ચેના કાંઇ બંધની આશા રાખતો હતો.

'જે સ્ત્રીએ આ તુચ્છ જીંદગી બચાવવા, પોતાના ...ી દરકાર કરી નથી તેનો હું ખરેખર આભારી છું ?' હવે ધીમેથી પટપટયો. 'ડોકટર આ બાઇ કોણ છે તે મારે જાણવાની જરૂર છે કે જેથી આ કમીની જીંદગી પર આવી પડેલા અસલી બોજનો ભાર–'

'ધીરે, ભલા, ધીરે—દોડધામ કરવાની જરૂર નથી. તે બાઇપણ પાસેના ઓરડામાંજ છે. હજી તેઓ ...દ્ધિમાં આવ્યા નથી. હું હવણાં ત્યાંજ જાઉં છ. આ ...ો. ...ર તમો લઇ લેવ અને પછી તમોને ફાવે ત્યારે તેમને મળજો !'

એક કલાક પછી ડાકટર પાછો આવ્યો.

'ડાકટર–તેવણ હુશયાર થયાં કે ?' જેમીએ અ-ધીરો બનતાં સવાલ કર્યો

'ધીરે, ભલા–કેમ ઉતાવળમાં છો ?'

'હું મારા બચાવનારનો ઉપકાર માનવા માંગુ છુ' ધીમો જવાબ ...યો.

'ઑલરાઇટ, ...ો ત્યારે'

પાસેના ઓરડામા જઈ ડાકટરે બીછાના પર પડેલી તે બીમારને કહ્યું,

'મિસ, એવન જેમની જીંદગી તમે બચાવીછ તે–મી॰ જમશેદજી મોદી, તમારો ઉપકાર માનવા આયાછ. હું એક પેશન્ટને જોઈ હવણાં આવુંછ' અને ડાક્ટરે ત્યાંથી ચાલતી પકડી.

તે બીમારે ફેર દીધેલી હોવાથી જેમી તેણીને પીછાણી શકયો પણ જેવી તેણી તેના તરફ ફરી કે સાપે જાણે તેને ડંખ્યો તેમ તે ચોંકીને ઉછળ્યો. તેના ચહેરો ફજળો સપ થઇ ગયો અને તેની નસો ફુલી આવી.

'માઈ ગૉડ—તું—તું !' તે ભારે હરકેરાટમાં પુકાર્યો.

કાંઇક ભાન થતાં તે તેણીની આગળ ગયો અને ગંભીર ચહેરે જોવા લાગ્યો. તેણીનાં બળી ગયલાં કપડા ત્યા બાજુમાં હતાં. તેણીના હાથો ને પગો દાઝી ગયલા હતા તે પર મલમ પટ્ટા હતા તે જોતાંજ તેના જીગરમાં વ્યાપી રહેલો ક્રોધ સમસમી ગયો

'તને એમ કરવાનું કારણ ?' હરકેરાઇને તેણીનો હાથ ખેંચતાં પુછ્યું.

'મારા અદીને ખાતર–તમારા વગર અદીને શું દુઃખ થાય તે હું જાણતી હોવાથી મેં અદીને ખાતર–'

બસ ખલાસ ! તેના જીગરમાં વસવાટ કરી રહેલો ધિક્કાર તેજ પળે બરફ મીસાલ પીગળી ગયો. ઓરત જાતમાં આવા પણ સદ્‌ગુણો છે તે હૈયા સુનો આજેજ જાણી શકયો ! તેની આંખ આગળ ફરી વળેલો અંધકારનો પડદો દુર થઇ ગયો. જે સ્ત્રીને તેણે ધિક્કારીને હડધુત કરી હતી તે સ્ત્રીએ પોતાના આશકને ખાતર તેની જીંદગી પોતાના ભોગે બચાવવા તૈયાર થઇ હતી !—આહ ! સુનો તે બદબખ્ત આંધળો !—

નમનતાઈથી પોતાનું સર નમાવી, તે નાજુક હાથ પોતાની આંખો અને હોઠોને લગાડતા તે કર-ગરતો બોલ્યો,

'માફ કર, બ્હેન ! આજથી તું મારી નાની બ્હેન છે. ગુલાં—મારી બ્હેન, માફ કર ! હું સ્વાર્થિ હેવાન હતો–માફ !–'

અને હવે–વાલા વાંચુ શા માટે લંબાણ કરી તે સુખી જગડીના કામોમાં માથું મારૂં. ?

ભાગલ્યા.

# THE SAKUNTALA IN LONDON.

( A leaf from " My Seven Years in England." )

*By—Trimbakrai Jadavrai Desai, Barrister-at-law.*

The Concert of the London Hindoo Association was to take place in January 1898. As President of the same I had to see that the whole came off successfully. I had come in close contact with Mr. Edmund Russell. As he was an **Amateur-actor** himself, he caught the idea of putting on the small Stage at the **Cavendish** [R]**ooms, London**, the third act of the [S]**akuntala.** It was first suggested [th]at I should appear as **King Dushanta**, but I refused as I had to see [t]o the distinguished Guests of the [E]vening, and also to see that the [P]**rogramme** was duly carried out. [I]t was, therefore, resolved that Mr. Edmund Russell should be **King Dushyanta.** A young American lady, who was an actress by profession, was to be **Sakuntala.** Miss Hardy and her younger sister, Miss Mabel Hardy, were to be the friends of Sakuntala, viz., **Priyamvada** and **Anasuya** respectively. The English translation of the **Sakuntala** by Sir Monier-Williams was to be used for the same. It was resolved that I should recite some Sanskrit and Gujarati songs, appropriate to the occasion, from behind the curtain, in order to give an Indian air to the **Performance.** We had our **Rehearsals** at the house of Mrs. Hardy. Kumar Shri Udaya Vira Sinha Raghubansi of Delhi was the Chief Secretary of the Association at this time. This, our second **Concert**, was going to be unique of its kind. In order to make it self-supporting, **tickets** were issued at certain prices to the Members of the Association and their friends. These tickets, however, were not sold to the general Public. Mr. Dadabhai Naoroji, Mr. Romesh Chandra Dutt, Miss Manning, Prof. Bendall and good many notable ladies and gentlemen were present. The Hall was packed with spectators. There was an excellent **Programme of English, Sanskrit, Persian, Urdu, Marathi and Gujrati Songs.** Miss Jessie Wills gave the charming Song of Swallows. The **Programme** was divided into two parts. The first part was to be gone through from 8-30 to 10 P. M. The third act of the **Sakuntala** was to be commenced at 9-30. It went off splendidly. Mr. Edmund Russell had, to my great surprise, obtained the full costume of a typical Indian Prince ! I have got a copy of his photograph,

taken in that dress. They oung American lady had also been dressed up as **Sakuntala** ought to be. **Priyamvada** and **Anasuya** were also dressed as suited to the occasion. Miss Hardy (**Priyamvada**) had the '**Taus**' in her hands, and whenever I sang from behind the curtain, she struck up the notes of the "**Taus**" and accompanied me beautifully The stage was artistically decorated I sang as a **Prelude.**—

" ખરા છે પ્યારમાં પડી, ખુશી રહી સુખી થશે,
ખરી પ્રીતિ એને જડી, ખુશી રહી સુખી થશે,
પુત્ર ગર્ભમાં ધર્યો, ચક્રવર્તિ જે ઠર્યો,
પામી કીર્તિ જે વડી, ખુશી રહી સુખી થશે. "

The scene now commenced **King Dushyanta** appeared on the Stage like a man madly in Love I then sang from behind the certain at the appropriate time.—

" तव कुसुमशरत्वं शीतरश्मित्व मिन्दो-
र्द्वयमिदम यथार्थं दश्यते मद्विधेषु !
विसृजति हिमगर्भै रग्निमिन्दुर्मयूखै-
स्त्वमपि कुसुमबाणान् वज्रसारी करोषि ॥ "

While **Sakuntala** was writing her love letter, I sang —

" તુજ મનની મારા પ્રાણ ! જાણતી નથી મુજને,
દિન રાત તુરંગ હાય ! વિરહ પીડે છે મનેઃ
મારે મન્મથ અસહ્ય હૃદયે કઠિન શરનો મારે,
તુજ ચરણે હું આવી તેથી, તુજ ચરણે હું આવી તેથી,
બાળી કરે મને ખાખ, કમાઇ પીડે છે મને-
તુજ મનની મારા પ્રાણ ! "

While **Dushyanta** was lingering in the arbour of flowers after **Sakuntala's** departure, I sang as softly as I could:—

" तस्मा:पुष्पराशी शरीरलुलिता
शय्या शिलाया मियं
क्लान्तो मन्मथलेख एष नलिनी-
पत्रे नखैरर्पितः ।
हस्ता द्भ्रष्टमिदं बिसाभरणमि-
त्यासज्यमानेक्षणो
निर्गन्तुं सहसा न वेतसगृहा-
च्छक्नोमि शून्यादपि ॥ "

After the third act of the **Sakuntala** was over, I came out and requested the ladies and gentlemen present to go downstairs and have a cup of **Tea** with us Prof Bendall was extremely pleased Although he was a Professor of Sanskrit, he did not know, as he said, that the poems of **Kalidasa** could be set to **Music** so beautifully. If a similar performance be arranged for the Members of the Royal Asiatic Society of Great Britain and Ireland, he asked me whether I would take part in it I consented to do so. After the **Refreshments** were taken in a right royal and social manner by the bright **Gathering**, we resumed the second part of the **Programme** at about 10-30 P. M. I gave a **Sanskrit Recitation** from the most pathetic part of the **Megha-Duta** Mr. Edmund Russell recited his stirring Poem on "**The Arts of India**" After the rest of the **Programme** was gone through, we went home at about 11-30 P. M., and the **Concert** was declared to be a grand success.

A short time after this, the whole of the Play of the **Sakuntala** was

put on the Stage in London by some Amateur Dramatic Company with all the Scenes and Sceneries required for it. Mr Krishnarao Bholanath Divatia of Ahmedabad took the part of the **Vaitalika** and sang the following two songs with his natural sweetness of voice and made a visible impression on the English audience:—

" स्वसुखनिरभिलाषः खिद्यसे लोकहेतोः
प्रतिदिनमथवा ते वृत्तिरेवंविधैव ।
अनुभवति हि मूर्ध्ना पादपस्तीव्रमुष्णं
शमयति परितापं छायया संश्रितानाम् ॥ "

" नियमयसि कुमार्गप्रस्थितानात्तदण्डः
प्रशमयसि विवादं कल्पसे रक्षणाय ।
अतनुषु विभवेषु ज्ञातयः सन्तु नाम
त्वयि तु परिसमाप्तं बन्धुकृत्यं प्रजानाम् ॥ "

For an Amateur Company the **Performance** was excellent, but I think that if it had been taken up by a rich and well-established Dramatic Company like that of Sir Henry Irving and Miss Ellen Terry, the effect of the **Scenery** and the **Acting** would have been considerably heightened. It was, however, a satisfaction to see that the West had learnt to appreciate the beauties of the East, and that the **Sakuntala** of the immortal Poet **Kalidasa** had, in our own times, made its appearance on **the Stage of London.**

## કીસબી !

કહેછે કે આગલા વખતમાં એક જબરો કીસબી હતો અને તે તરવારની ધાર કાઢવા માટે બહુજ જાણીતો હતો. એક દહાડો એક પહેલવાન તેને ત્યાં ગયો અને પોતાની તરવારની ધાર સરસમાં સરસ કાઢી આપવા ફરમાવ્યું. તે ધાર કાઢયાં પછી તે કીસબીએ ઉનનો ઢગલો કાપી બતાવ્યો.

'હુંહુ...કંઇ સરસ નહિ' તે શુરવીરે નસકોરૂં ચઢાવ્યું.

ફરી પાછી ધાર ઘસવામાં આવી, અને ઉન પર ધીમેથી મુકતાં તેના બે ટુકડા થઇ ગયલા જણાયા.

'હજી વધુ સરસ જોઇએ છે.'

ફરી પાછી ધાર ઘસવામાં આવી અને તે કીસબીએ તે શુરવીરનાં માથાં પર તે તરવાર ધીમેથી મુકી.

'કંઇ લાગ્યું ?' સવાલ થયો.

'ના જાગ્યું, મારા બરડા પરથી પાણીનું ટીપું ઉતરી ગયું હોય તેમ લાગ્યું !'

'ઠીક...હવે જરા ધુજો'

અને તેમ કરવા જતાં તે શુરવીરનાં બે ફાડચાં જમીન પર પડયાં !!

## જબરો !

ન્યુ કેસલથી ઉપડેલી એક ફાસ્ટ ટ્રેનમાં યોર્ક જઇ થોભનાર હતી. તેના ફર્સ્ટ કલાસમાં એક સાહેબ આરામઇને બેઠેલા હતા. ટ્રેન ઉપડવાની અણીપર હતી તેવામાં એક બાઇ ડાપા થોકાં આવી જોડવાયાં. વ્હીસલ થઇને ફાસ્ટ ઉપડી તે પછી બાઇએ પોતાના લાંબા ઓવરકોટમાં છુપાવેલો પોતાનો માનીતો કુતરો બહાર કાઢયો ને ખોળા પર બેસાડયો. કુતરાજી સામે બેઠેલા ગૃહસ્થને પોતાની જાત મુજબ ધુરકવા મંડયા એટલે પેલાએ ગજવામાંથી પાઇપ કાઢી ફુંકવા માંડી.

'આ કાંઇ સ્મોકીંગ રૂમ નથી' તરારો થયો.

'જી હા, ગાડીમાં કુતરાને પણ સાથે લઇ જવાનો નથી' જવાબ મળ્યો.

પણ બાઇ બહુ તાતા સ્વભાવનાં એટલે બીજી પળે વાંકાં વળી તેના મોઢામાંથી પાઇપ ખેંચી બહાર ફેંકી દીધી કે તે ભલા માણસે કુતરાને ઉંચકી બહાર ફેંકયો ને બંને એક મેકને ધુરકતાં બેઠાં. યોર્કના સ્ટેશનપર આવતાં તેઓની ભારે અજાયબી વચ્ચે તેઓએ કુતરાને પેલી પાઇપ સાથે સ્ટેશન પર બેઠેલો જોયો !

# "સ્નેહી."

લખનાર—"હરમીસ"

'સ્નેહી છે"—એમ બોલતાં—આવે કેવાં હાસ,
તેની દ્રષ્ટિ દેખતાં—ઉછળે ઉરમાં સાંસ.
સ્નેહી-સ્નેહનો ધોધ છે—અદ્રશ્ય તેમાં 'ચીજ"
સ્નેહી, કરતાં જગમહી—ક્યાં છે મોહી ચીજ?
સ્નેહી સુખનો સાથ છે—દુખે પણ તે દોસ્ત,
ગમે એવા કષ્ટ ખમી—સાથે સાંસે હોય.
સ્નેહી જો કોઈ કોઇનો—હશે ત્યા સત્ત પ્રેમ
એવી સુરતા હોય તોજ—નહીતર નિભે કેમ?
ભલે સ્થિતિ હોય જૂદી—પણ સ્નેહ ન દેખે ફેર
પોતાનું વેરી કળે—એવો ત્યાં સંપ મેર.
સ્નેહનો સતવર ટેક ખરે—ઉચો તેમાં લક્ષ,
ગમે હોય પરિતાપ કિંવા—સ્નેહ, ન છોડે પક્ષ
સ્નેહ છે શુભ શ્રંગાર ખરો—પજરે "હર" નો હોંશ,
ભલે દુખવુ સાથ પડે—ન લાવે કદી રોષ.
જુદાં બે ખોળ્યાં મહી—ભર્યો સ્નેહનો હિત,
જુદાં છતાં જોશો ત્યાં—બેઉનું એકજ ચિત.
સ્નેહ સબંધ સૌ-સાચવો—ઉત્તમ કેવા ગુણ,
સોએ એકના, લાખ તોય—ન બોલે એક મણુન.
ભલે ચાલી જાય છે—સ્નેહ એવો તોડી,
પણ બ્રહ્માંડમા પાછી થશે—નક્કી તે જોડી.
ભુલ્યા ત્યાથી-ગણુશે—ભણી ફરી સ્નેહ દાવ,
ગણુ પાસ માંગુ ત્યાર—કે-એવા, જગ સ્નેહ થાવે?

# સાપ.

## તેની રચના, ખાસિયત અને ઝેરીપણું.

લખનાર—મી૦ કાવસજી ધ. મહાલક્ષ્મીવાળા.
સુપ્રિન્ટેન્ડેન્ટ વિકટોરીઆ ગાર્ડન્સ, મુંબાઇ.

( એપ્રીલ અંકથી ચાલુ ).

### સાપની કાંચળી.

સાપ પોતાની ચામડીનું ઉપલું પડ (epidermis) આખું ને આખું વરસમાં ઘણી વખત ઉતારે છે. એ ખોળ અથવા કાંચળી ઘણું કરીને બબે મહિને નીકળે છે, પણ શિયાળામાં તે ઘણે લાંબે વખતે નીકળે છે. જ્યારે કાંચળી કાઢવાનો વખત નજદીક આવે છે ત્યારે સાપનો રંગ ઝાંખો પડી જાય છે અને આંખ ઉપર સફેદ પડ ફરી વળે છે. એ વેળા તે ખોરાક લેતો નથી, અને ઝાઝી હીલચાલ કર્યા વગર સુસ્ત પડી રહે છે એ વખતે જો પાણી તેઓને નહીં મળે તો કાંચળી ટુકડા ટુકડા થઇને નીકળે છે પણ જો પાણી હાજર હોય તેમજ ઢેફાં દઇ કાંચળી કઢાડવા કાંઇ ફાટવાળી ડાંખળી વગેરે ચીજ મળે, કે જે તેમની કુદરતી સ્થિતિ સહેલાઇથી મળી શકે છે, તો આખીને આખી કાંચળી આંખ ઉપરના પારદર્શક પટ સાથે જરા પણ ખરાબ થયા વગર નીકળી શકે છે. મોઢાં આગળથી કાંચળી પહેલી ફાટે છે અને તેમાંથી સાપ બહાર ખેંચાઇને નીકળી આવે છે અને તેમ કરતાં કાંચળીનો પાછલો છેડો ખેંચાઇ આવી અંદરનું પડ બહાર અને બહારનું અંદર ઉલટાઇ જઇને કાંચળી છુટી પડી જાય છે. કાંચળી દેખાવમાં ઘણી સુંદર નાજુક રૂપેરી તથા પારદર્શક હોય છે અને ભિંગડાં અને કોટલાંની નિશાનીઓ તેની ઉપર આબાદ પડેલી હોય છે.

### સાપનો રહેવાસ.

જોકે સાપ દુનીઆના સઘળા ભાગો ઉપર મળી આવે છે તોપણ તેઓનું મુખ્ય મથક સરદ ગરમીવાળા મુલકો ( moist tropical climates ) માં હોય છે. સૌથી વધારે જાતો અને મોટી સંખ્યા હીંદુસ્તાન અને મેલે પેનીનસ્યુલામાં મળી આવે છે. અમેરિકાના ગરમ ભાગોમાં ઉપલા દેશો કરતાં ઉતરતી સંખ્યા અને જાતો હોય છે અને તેથી ઓછી આફ્રિકા અને આસ્ટ્રેલીઆમાં હોય છે. મધ્ય અને ઠંડા મુલકોમાં ઘણી થોડી જાતના અને થોડાજ સાપો મળી આવે છે.

### સાપનું રહેઠાણ.

સાપનો વસવાટ જુદી જુદી તરાહનો હોય છે. કેટલાક સાપ જેવા કે અળશિયા જેવા આંધળા સાપ જમીનના પેટામાં પોતાની આખી જીંદગી ગુજારે છે, અને જમીનની સપાટી ઉપર તેઓ કદાચજ આવે છે. તેઓ કીડા કંસારા વગેરે ખાઇને જીવે છે.

બીજા કેટલાક સાપ જેવા કે સરપતોળા અને હરીઆલ ઘણું ખરૂં આખો વખત ઝાડો ઉપરજ કાઢે છે, અને નાના પખીઓ, ઇંડા, ઘીલોડી તથા તીડો વગેરે ઉપર ગુજારો કરે છે. તેઓનું શરીર ઘણું કરીને ચાબુક જેવું પાતળું અને ભભુકદાર રંગીન હોય છે. તેમના શરીરના નીચલા ભાગનાં કોટલાં ઘણીક વેળા વચમાંથી કીનારીદાર ( keeled ) હોય છે કે જે ઝાડ વગેરે ઉપર મજબુત વળગી રહેવા તેમને મદદ કરે છે. કેટલાકોને તો પુછડી વડે ઝાડની ડાંખળીઓ પકડવાની શક્તિ ( prehensile tails ) હોય છે.

### સાપની શીકાર પકડવાની અને ખાવાની રીત.

ઘણું કરીને સાપ પોતાનો શીકાર જીવતો પકડીને હાડકાં, પીંછાં, ચાંચ, નખ વગેરે સાથેજ આખો ને આખો ગળી જાય છે. કોઇ કોઇ વેળા તો એકાદ દેડકો બીચારો જીવતોજ સાપના પેટમાં જાય છે અને ત્યાં થોડોક વખત આછાટ પછાડ કરતો માલમ પડે છે. સાપના દાંત ઘણા બારીક હોય છે અને ખોરાકને પકડીને ટુકડા કરવા અથવા ચાવીને બારીક કરવા જેવી

( તારા ખોટા પગ પર જોઇએ તો આઇસની પોટીસ લગાર-મને તો વસંતના બહારની ખુબી ગાતાં હજી બીજાં બાવીસ પ્રકરણ પુરાં કરવાનાં છે.

લી. સરસો. )

અધધધધ ! બાવીસ ! બાપાવા મારા, તારો આશરો ! અરે બાવાજન, મારૂં માન ને એ તારી વસંતી મોનાજાત લડાઇ પુરી થાય ત્યાં તુલીક માંડી વાળ; નહીંકર ગુલશનનાં ૯૦૦ ઘરાકમાથી નવરો ગેપ થઇ જશે ને હંઇઆં મોઢીના વાખા પડશે.

લી. ભાગલ્યા )

( શું બધા મોટા મોટા વારતા લખનારાઓ એવી બાબત પર પાનાંનાં પાનાં ભરીને જુઠીસાચી કલમ ચલાવે છે ને હુંજ અમોળો બેસી રહું કે ? અરે મારા દીકરા, આજે તો એવીજ રીતે અમથા અમથા અલંકારો લખાઇને વારતાઓ લંબાયછે તે શું તું નથી જાણતો ? જેવી વસંતની ખુબી ગાવાનું પુરૂં થયું કે પછી એકુ બૈરીના બાલ, દાંત, નાખ, કાન વીગેરેની તારીફ કરવા પર મંડી જવાનુ, નહીંકર પછી સાતસોને સત્તાણુ પ્રકરણ કયમ કરી ભરાશે ?

લી. સરસો. )

ત્યારે આપણે ઉપર જોઇ આવ્યા તેમ તે વસત રેતુ ઘણી મજાની હતી.

હીરા દોર જેવી ! !

પણ તે ઋતુ સાથે આપણને કશી નીસબત નથી આએ મહાન ઓરરરરરર રીજીન્નલ વારતાનું મખતાપર પ્રકરણ અગ્યારમું જે આગેવાન બનાવ ઉપર ઉઘડે છે તે બનાવ બન્યાનો બદબખ્ત હીંગામ તો ચોમાસાનો હતો.

વરસાદ ધોધમાર પડતો હતો.

છાપરાંઓ ઉપરથી નેવના રેલાના રેલા ઉતરતા હતા.

રસ્તામાં બધે પાણી પાણી થઇ રહ્યું હતું, જ્યા મટોડું હતું ત્યાં કાદવ બની ગયો હતો, જ્યા ખાડા હતા ત્યા ખાબોચ્યાં ભરાઇ બેઠાં હતાં, જ્યાં ટેરેસ બાંધેલી હતી ત્યાં ઓરડામા શાવરબાથ મુફતના મલતા હતા.

ધોણીનાં કપડાં સુકાતાં બહુ વિલબ લાગતો હતો. ( મી૦ સરસેકા તીન પાઉં ! )

( છી ? )

ઉંહ ! આએ ભાગલ્યાનો ઇશટીમ જરા ચઢેલો જણાયછે. પણ અત્યારે શું ? હું વારતા લખું તે બી કેમ ? મરહુમ દાદી તારાપોરવાલા તેમજ મી૦ બહમનજી કાબરાજી ને " રશીક " ને " પીજમ " એ લોક બધા વારતાઓ લખેછ તેમાં શું એમ બધું વીગતે નથી લખતા ? લખવુંજ જોઇએ ! નહીં તો પછી ચારલ્સ ડીકીન્સની બરોબરી કેમ થઇ શકે ?

વારૂં, ચાલો માંડી વાલો. એતો ભાઇ કોડે કોડેની બુદ્ધિ ! શાહજાદો મમરા ખાય તો કહેશે જે " લાડ કરેછ " ને ભીખારી મમરા ખાય તો કહેશેજે " ભુખે મરેછ. "

ઉપર મુજબનું ટાહેલું લંબાવવાની મારી મકસદ એમ હતી કે મીસ મુના ગંડેરીએ બલુચિસ્તાન તાર કરીને જે પેન્ટીંગ મંગાવેલું તે આવી પુગે તેટલામાં મારાં વહાલાં ને પ્યારાં બટકની પાંખ જેવાં મુરબ્બી વાચનારાઓને કાગને ડોળે વાર જોતાં વેટીંગ રૂમમાં બેસી રહેવું પડે ત્યારે કંઇ સોહવાવાનું બી જોઇએ ખરૂ કેની ? પણ લ્યો ચાલો, હવે તે ખાસ ઓરડરથી રંગાવી મંગાવેલું પેઇન્ટીંગ આવી પુગુ ! અરે એમ ધસોછ કયાં, મારા માહેબ ? જોતા નથી મીસ ગંડેરી વી. પી. ની રસીદ પર સહી કરી આપે છે તે ?

" ચાલ, તુકારામ, પેટી ખોલ ! "

તુકારામે અરધું મનસે, અરધું મોટે કાંઇક સરસ્વતી જેવુ બબડીને છીણી હથોડી ઉચકીને ધપાધપ હંઇ ત્યાં ઠોકાઠોક કરીને પેલો ખટારામાં આવેલો પેન્ટીગનો પેટારો ઉઘાડયો. વાહ ! તે સુનેરી ગીલીટની ફ્રેમમા મઢી લીધેલું કોહેલું કેન્વાસ ખાન સાહેબ ઇચીકાબોમ બોમની પીછીની કરામતની ગુવાહી પૂરતું આપણી ચશ્મા પેહેડેલી નજરો સનમુખ ખડું બેહું હતું !

**ખાં૦ સા૦ ઇચીકા બોમબોમનું પેન્ટીંગ.**

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| A | B | C | D | E | F | G | H | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | |
| I | J | K | L | M | N | O | P | Q |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ |
| R | S | T | U | V | W | X | Y | Z |
| ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ |

"ઘાટકોપરવાલા."

તેવણે એટલું લખી પેન્સીલ (જેને ગુજરાતીમાં સીસાપેન તરીકે ઓળખવામાં આવે છે તે) બાજુએ મુકી દીધી અને મોટી જેવી અર્વાચીન અવાચી ખાતાં ખુશાળીને મારે ફાતી જતી છાતીએ વમાસણ કર્યું.

"હાઉ વનડરસ? ઘાટકોપરવાલાનો ઇંગ્લીશ મૂળાક્ષર જી છે અને તે માટે સર ખાન બહાદુર ઘચીકાબોમબોમજીનાં પેનટીંગમાથી આપને શું મળી આવેછ? G! G? હા, G!!!
જી જી

એટલુ વમાસણ કરીને બાનુ સુનાઇજી ગંડેરી ખુશાલીને મારે ફેંટ મારી ગયા.

ચોર્ગ "ગુલશન" નાં અય નાદાન કે દાનાવ વાંચનાસઓ! પહેરલાં થરથર ધ્રુજો! ને પછી મને કહો–હા હીંમતથી આગળ આવીને કહોજી, કે બાનું ડીટેકટીવ સુનુ કેવા પ્રકારની ખુશાલીથી ફેંટ મારી ગઈ હશે તેનો આર્થિક ભેદ તમો પામી ગયા છો?

(મી૦ સસ્સેકા તીન પાંઉને માલમ થાય જે બધાં વાચનારાઓનો જવાબ એકજ આવ્યો કે શુ બેટી બાપ તારી સુરીઆણી વારતામા એ શુ ભેદી બનાવ લખે છે તે કોઇનાબી કાતરયામા ઉતરતુ નથી. જરા ખોલાસો કરી મર—ભાઅલ્યા.)

મી૦ ભાબલ્યાને માલમ થાય જે કે તમે સારાં મનીખનાં ફરજન થઇને એમ ગાલગલોચ પર ઉતરી પડો છો એ કાઇ સારી વાત કહેવાય નહી. અમે એવી મંજાવર ડીટેકટીવ વારતાના નામીચા મશહુર લખનારા બહાદુરો તે કાંઈ તમારા જેવા અધીપતીઓના તાણા ટપલા સાખવા માટેના નથી! હા–કહુંછ સાફ સાફ—સસ્સો.

ફેંટમાંથી હુશીઆર થવા કેડે આપણાં સોના બાનુજીએ પેલી બાનુજીએ પેલી ડાયરી (જુઓ ચીત્ર "ગુલશન" ફેબરવારી ૧૯૧૬ ના અંકમાં પાને ૯૩ મે પાછી ઉપાડી અને તેવણે જે કાંઇ લખ્યું હતું (કે જે સઘળું પ્રીય વાંચક શાહ, તેં અખુટ ધીરજ રાખીને ઉપર વાંચ્યું છે અને જે સઘળું અતરે લખી વળી પાછું વિસ્તારીને લખવાની હું જરૂર નથી જેતો તે) ફરીથી વાંચ્યું અને તેણીએ તે સઘળાનો સંક્ષેપ સાર ખેંચતાં નીચે પ્રમાણેનું અવલોકન કર્યું.

અવલોકનની આકૃતિ

| A | H | E | G |
|---|---|---|---|
| ૧ | ૮ | ૫ | ૭ |

"કેમ જી? હવે કંઈ સમજ પડેછ?" સુનુએ પોતાને આપ મારીને પુછયુ અને પછી લખવા માંડયુ, "પેલી ટેક્ષીકારના ડ્રાઇવર અરદેશરનાં આખા નામના મૂળાક્ષરો નંબરવાર લેતા, યાહુ પાક પરવરદેગાર તારો આશરો! ૧૮૫૭! કેવું અજબ જેવુ! ત્યારે એ પારસીને મારી આરીસમાંથી ચોરાઇ ગયલા "૧૮૫૭" સાથે કાંઈબી સંબંધ હોવો જોઇએ! પેલી નાપાક બેશરમ જેવી જાડી પારસી બાનુ લુપીનની એ મહાન ચોરીનો જો હું પત્તો નહીં મેળવું તો પછી હુ શુ કામની? ચાલો માય, હવે પેલો ભેદી અરદેશર ઘાટકોપરવાલાનો ઘાટ ઘડવો જોઇએ.) છત્રી લેને માય, વરસાદ ઘણો પડેછ."

એટલું લખી રહીને શોનાબાઈ કાસી કરાંછીને ઉઠયા અને ટાઉલની સીડીઓ પરથી નીચે ઉતરી જેય છે તો ના મળે પેલી ટેક્ષી કે ના મળે તેનો તે ડ્રાઇવર!

હવે?,

અરરરરરર!

આફતો આવે છે ત્યારે એકલી આવતી નથી

"મરેરે! મે બી મુઇએ તેને તેનાં ભાડાંના પૈસા ચુકવી આપ્યા તેહરે તે મુવો હઈ ઉભો શાનો રહી મરતોથો? એ આનાબી મે મુવાના રેહવા દીધા હોતે તો ભસતે ભરાયો હંઇ ગરારી મરતે!'

હવે?

સુનઇને ઘણું મન થયું કે ત્યાં રસ્તામાંજ ઉભી રહીને ફોકફોક રડી પડે! પણ લાંબો વિચાર કરતાં તેણીને તેમ કરવાનું ઠીક લાગ્યું નહીં. તેણી તેમ કરતી હોય તેટલામાં ચપ કરતી કે ચાદસ્ કોકટ ઉરફે પ્રારસી બાનુ સેનરો ઉરફે પારસી બાનુ લુપીનજ ત્યાં આવી પુગેતો કેવી નામોશી લાગે? એવો સર્વોત્તમ ખ્યાલ આવ્યો જ તે બલી બાનુ ડીટેકટીવ ખમોશ રહી ગઈ, અને હવે તો બનનાં અને તે ખરી પણ દહીં ખાઇને પેલા ભેદી ટેક્ષી ડ્રાઈવરને શોધી કહાડવાના સમસોગંદ લઇને તેણીએ પાક્ષીટીલ રોડ પરની પોતાની ઓફીસ તરફ ચાલુ મુક્યુ.

ફેલ જેહાન! ખીલાફ ત્યા! તારી ચક્ષુઓ ઉપર સોનેરી સુરમો આજી હોશીઆર રહ! ! તારા નેત્રનાં આઠ તાર કરેરરરીંન આવતો ટફ્તો વાંચવા ખબરદાર થા!!!

પાંખોવાળા ને મોટી અણીદાર ચાંપીઆ સરખી ચાંચોવાળા બગલાઓ, નદિના કિનારાપર નીચી નજરે ધ્યાન ધરીને બેઠા હતા. કોઇ કોઇ ઉડતા હતા ને કોઇ વળી નિર્દોષ મચ્છોને પકડવાના પ્રયત્નમાં પડયા હતા.

નદિના ઉંડા પાણીમાં ઉંચા કિનારાપર આવેલા ઉંચાં ઉંચાં તરૂઓની વિશાળ ડાળીઓ, રસદાર ફળફુલથી નચી પડતી, અને તે સાથે વૃક્ષલતાઓ એનો પડછાયો નદિના બીલોર સરખાં સ્વચ્છ પાણીમાં પડતો હતો. તે રચના મનોરંજક લાગતી હતી. મધ્યાનકાળના કકડતા તાપમાંથી રક્ષણ કરવાને માટે અને તૃષ્યાપાન કરીને પોતાનું તપેલું શરીર શાંત કરવાને માટે કોઇ કોઇ પ્રવાસી ગંગાપર આવતા. એકાદ ભોળા હૃદયનો ને બટકની જીંદગીનો ભોળો ભરવાડ મેંઢાં-બકરાંનાં ટોળાંને એક લાકડીએ હાંકીને પશુવત્ પોકાર કરતો પાણી પાવાને આવતો અને પછી પાસેના સુંદર તરૂઓનાં ઝુમખાંની શિતળ છાંયામાં પોતાના પ્રાણ કરતાં વિશેષ વ્હાલાં પશુઓને બેસાડીને ઉંચે સુરે એકાદ ગસડો અથવા કાઠિયાવાડી દુહાઓ લલકારતો નજરે પડતો હતો. આ દેખાવ જોઇને **તરૂણ યોદ્ધાનું** અંતઃકરણ તરંગ પર ચઢયું-પશુપાળ પોતાના તાબાનાં પશુઓનું નિરંતર યથાર્થ રીતે લાલનપાલન કરે છે, તેવું લાલનપાલન ને યથાર્થ સંરક્ષણ-રાજા-મહારાજાઓ પોતાની પુત્રવત્ રાંકડી પ્રજાનું કરવાનો પ્રયત્ન કરતા નથી, એ બીનાપર તેણે અફસોસ કીધો. પશુઓ એ પશુપાળોની જીંદગીનું જીવન છે, તેવીજ રીતે રાજ્યનું જીવન રૈયત છે એવું નહિ જાણનારા રાજા-સરદારોની સ્મૃતિ નાશ પામે છે, એવી તરૂણ પુરૂષની ખાત્રી થઇ. આજે **" મણીપુરની "** સત્તામાં અપૂર્વ આનંદ છવાઇ રહ્યો હતો, તેથી નદિની અંદર ન્હાના ન્હાના સંઢાથી સુશોભિત કીધેલા મછવામાં બેસીને રંગીલા રજપૂત સિપાહીઓ હોંશથી હલેસા મારતા, ગમત કરવાને ફરતા હતા. પ્રપંચમાં રચ્યાપચ્યા રહેલા પુરૂષો પોતાનું પાપી પેટ ભરવાને માટે અનેક પ્રકારની કપટજાળ પાથરીને પામર મનુષ્યોને પકડે છે, તેવી રીતે કોઇ કોઇ મચ્છીમારો કિનારાપર બેઠા બેઠા, અને કોઇ કોઇ વળી મછવામાં બેસીને નિર્દોષ મચ્છોને જાળમાં ફસાવવાના પ્રયત્નમાં પડ્યા હતા.

'**ગોમતી** નદિના ગંભીર ને પ્રબળ જળપ્રવાહની સામે એક ખડકની માફક કિલ્લાની મજબુત દિવાલો અનેક વર્ષોથી જેવી ને તેવી પૂર્ણ સ્થિતિમાં સ્થિરતા પકડીનેજ ઉભી હતી દૃઢ મનના મનુષ્યોને જેમ ન્હાના પ્રકારના વિકારો ડગાવી શકતા નથી, તેમ આ કિલ્લાની પ્રચંડ દિવાલોને **ગોમતીનો** જળપ્રવાહ કિંચિત માત્ર અસર કરી શકવાને અસમર્થ હતો. **તરૂણ યોદ્ધો** આવા સ્વભાવિક અને હસ્તકૃત ચમત્કારિક દેખાવો જોઇને વિચારમાં તલ્લિન થઇ ગયો હતો ને તલ્લિનતામાં તે ગાયનના તાનપર ચઢયો. તરૂણ પુરૂષોમાં સ્વાભાવિક રીતે ગાયનકળાનું તાન હોય છે, અને એ તાનમાં તેઓ પોતાના માનસિક વિકારો પ્રકાશિત કરે છે રજપૂત સિપાહીઓ જેઓનું નિત્યકર્મ સંસાર સુખ અને વનિતાવિલાસના સુખના અભાવે કરીને ઝુર્યા કરવાનું, તથા રણસંગ્રામના ખડબચડા રસ્તામાં જીંદગી ગાળવાનું સર્જેલું હોય છે, તેમના મનની લાલસા-વાસના કોઇ કોઇ વાર પૂર્ણ જોસ્સામાં સ્ફુરી આવે છે, અને એ સ્ફુરી આવેલી વાસના યોગે કરીને તેઓ બહુ બહુ વાર સાહસ કર્મ કરવાના સંજોગો પણ મેળવી શકે છે. આ સંજોગો હાથમાં ધરીને એવા તરૂણ પુરૂષો સાહસ કર્મના પરિણામે પોતાના અંતઃકરણની શુદ્ધ વાસના પણ સાફલ્ય કરવાને સમર્થ થાય છે. યુવાન રજપૂત બાળકો બાળપણમાંથીજ સહાયક શિક્ષણ લેવાના

પડદો પડયો. સૌંદર્યતાના ક્ષેત્રમાં સ્નેહબીજ રોપાયાં. તરૂણ પુરૂષ, સૌંદર્યતાની મૂર્તિના શાંત સ્મરણમાં અચેત—અસાવધ થયો.

## પ્રકરણ ૧૭ મું.

### "પરાવતની પરોણાગત."

આજે મણીપુરના સ્વર્ગવાસી મહારાજા સરદારસિંહજીના સ્મરણાર્થે મૂર્યાસ્ત થયા પછી લસ્કરના જાણીતા અને માનીના રજપૂત સરદારોને, સિપાહીઓને તથા માનકરીઓ ને કિલ્લાના પ્રાચીન દિવાનખાનામાં મીજબાની આપવામાં આવનાર હતી. તેને માટે રસોવારીજ તાકીદ ને તૈયારી થવા માંડી હતી. આજે એકલી મીજબાનીજ મોજમઝા ભોગવવાની ન્હોતી, પણ તે સાથે દેવમંદિરોમાં ઇશ્વરો પાસેનો, કિલ્લાના મેદાનમાં રમતગમતના અખાડા, અને બીજી પણ કેટલીક ધામધુમ થવાની હતી, તેમાં ભાગ લેવાને માટે આપણા પ્રવાસી પરોણાને પણ હાજર થવાનું હતુ, તેથી તેઓએ ત્વરિત સુન્દર વસ્ત્રો પહેર્યાં ને તે પર શરીરે સિપાહીઓને સોહે એવાં અસ્ત્રશસ્ત્ર લટકાવ્યાં. તૈયાર થયા એટલામાં પાછલો પ્રહર પર્યો એટલે તેઓ બણીઠણીને કિલ્લાના સરદારના મકાનપર ગયા. સરદાર સાહેબ એ વખતે હોકો ગગડાવતાં ઉંચી ગાદીપર પલાંઠી મારીને શ્વેત તકીઆને ઓઠીંગણ દઇને ખુશ વિચારમાં બેઠા હતા. તેઓએ આપણા પરાવતોને ખુશી ભર્યો આવકાર આપીને પોતાની પાસે માનસહિત બેસાડવાની મહેરબાની કરી. સરદારની આસપાસ ન્હાના મ્હોટા—ચઢતી-ઉતરતી પંક્તિના સરદારો ને સિપાહીઓ કુંડાળુ વળીને બેઠા હતા. આજનો દિવસ ઉત્સાહનો હોવાથી કોઇ કોઇ વાતો કરતા, કોઇ હુંકારા દેતા ને કોઇ કોઇ અલક મલકના તડાકા મારીને વ્યર્થ સમય ગુમાવતા હતા. વાતો કરી કરીને થાક્યા, એટલે કસુંબો ઘોળવાનું કામ શરૂ થયું. કોઇ કોઇએ આરસપહાણની ખરલોમાં અફીણની ગોટીઓ ઘુંટીને કસુંબો બનાવવા માંડયો. કોઇએ ગળણીથી ધીરી ધીરી ધારાએ ગાળવા માંડયો. કસુંબો તૈયાર થયો, એટલે તે પીવાનું અને પાવાનું કામ ચાલતું થયુ.

સુરાષ્ટ્રના રજપૂતોમાં આ કાળે અફીણના વ્યસને પૂરેપૂરો અમલ જમાવ્યો હતો. હોકારા ને ખુંખાર કરતાં કરતા રોડીઆ કસુંબા પરસ્પર પીધા ને પાયા. કસુંબા પીવાનું કામ પૂર્ણ થયું એટલે તેપર કાળીની પ્યાલીઓ આપવામાં આવી. કાળી પીધી એટલે વળી કોઇ કોઇએ હોકા ગગડાવા માંડયા ને કોઇએ ચલમો ફુંકવા માંડી. એટલામાં રમતગમત ને તમાસાના અખાડા થવાનો સમય થયો. એ તમાસાને માટે પાસેનો વિશાળ ચોક પસંદ કરવામાં આવ્યો હતો. તેમાં લશ્કરી સિપાહીઓની પાસે ન્હાની સરખી કવાયત કરાવવામા આવી. અશ્વો દોડાવવામાં આવ્યા. દોડતા અશ્વે ભાલાથી લીંબુ વિંધવાના અખત્રા થયા. ઢાલ, તલવારથી અરસપરસ ખોટી લડાઇ લડવામા આવી અને પટાબાજી ખેલવાના અખાડા થયા. આ સઘળા તમાસા ફતેહમંદ ઉતર્યા, અને તે નિહાળીને આપણો તરૂણ યોધ્ધો બહુ બહુ પ્રસન્ન થયો, પણ તેનું જોઇએ એવું ધ્યાન આ તમાસામાં નહોતુ. તેનું ચિત્ત પ્રેમ નિશાએ કરીને ચકડોળે ચઢયુ હતું. તેતો મિનારાના ઝરૂખાવાળી સૌંદર્ય મુર્તિના ધ્યાનમાં ચકચૂર હતો. તેના મનમાં સૌંદર્યતાની મોહની જાગી હતી, અને એ મોહનીની મોહ નિંદ્રામાં અરધો ઉંઘતો, અરધો જાગતો, આ તમાસો જોતો હતો. આ તમાસા વાસ્તવિક રીતે જોનાં સાર અને રસ વગરનો હતા, પરંતુ તે રજપૂતોની ચંચળપ્રકૃતિને અનુકૂળ આવે એવા હતા. અંગબળમાં વધારો થાય,

હાથીએ પોત પોતાની ગેજ ઉપાડી લીધું. બીજા હિન્દુઓની માફક જમવા કરવાના કામમાં રજપૂતો એદી નથી. લડાયક પ્રકૃતિના માણસોનાં મન પ્રવૃત્તિને લીધે ચંચળ હોય છે, અને ચંચળવૃત્તિના માણસો જમવાના કામમાં ચોંપ ધરાવે છે. જમી રહ્યા એટલે પાન સોપારીનાં બીડાં આપવામાં આવ્યાં. અત્તર વહેંચાયું, ને ગુલાબજળ છંટાયું, એટલે અરસપરસ મળી ભેટીને મધજો મિલાવડો બરખાસ્ત થયો.

## પ્રકરણ ૧૮ મું.

### "રજનીમાં રમતગમત."

પ્રેમબીજ જેના હૃદયમાં રોપાયું છે એવો **તરૂણ ચોધ્ધો** ઉજાણીનો આનંદ ભોગવીને ઉતારાપર આવ્યો, પણ તેના મનમાં લેશ માત્ર આનંદ નહોતો કે તેનું મન સ્થિર નહોતું. તે વિચાર સાગરમાં ગળકાં ખાતો પગ દોરે તેમ દોરાતો, પરાધીન સ્થિતિમાં પોતાના ઉતારાપર પહોંચ્યો તો ખરો, પણ તેના મનની સ્થિતિ ઠીક નહોતી, તેથી તેણે અંગપરથી પોતાના વસ્ત્રો ઉતારીને ખીંટીપર લટકાવ્યાં ને ઘરમાં પહેરવાનાં આવાં વસ્ત્રો શુન્યમાં ને શુન્યમાં શરીર પર ધારણ કરીને દિવાનખાનાના એક ખુણામાં બિછાવેલી ગાદી પર બેસી ગયો. તેની સ્થિતિ આવી અસ્થિર હતી, પરંતુ તેની સાથેના ગોઠીઆઓની સ્થિતિ તેના કરતાં ઉલટી હતી. તેઓ આજના ઉત્સાહ વધારે એવા ઉત્સાહના દિવસની ઉજાણી જમીને વધારે ઉત્સાહવાન બન્યા હતા. તેમનું હૃદય રાગ–રંગને લીધે હાયહાય ઉછળતું હતું, અને એવા ઉછળતા હૃદયમાં પોતાના મિત્રોને મળવા–ભેટવાને અને રાતની રાત ગમતના મિલોત્રડામાં ગાળવાની તેમની મરજી હતી. એ મરજીને વશ થઇને પોતાના તરૂણ મિત્રની માનપૂર્વક રજા માગીને તેઓએ ત્યાંથી વિદાયગીરી લીધી. આ વખતે તેમનો મિત્ર વાત કરવાના રંગમાં નહોતો, તેથી તેને વધારે ન છેડતાં તેઓએ પોતાનો મન ગમતો રસ્તો લીધો.

તેમના ગયા પછી હવે આપણો **તરૂણ ચોધ્ધો** બાખા દિવાનખાનામાં એકલો રહ્યો. એકલો રહેવાની તેની ઇચ્છા પણ હતી, અને તે પૂર્ણ થયાથી તેના મનપરનો થોડો ઘણો બોજો જાણે કમી થયો હોય તેમ જણાયું. તે મનમાં ગણગણ કરતો ગાદીપરથી ઉઠ્યો ને દિવાનખાનામાં આમ તેમ નિયમ વગરના આંટા મારવા લાગ્યો. તે ઘડીમાં ઉભો રહેતો, ઘડીમાં ધીમાં પગલાં ભરતો, દિવાનખાનામાં આ છેડાથી પેલા છેડા સુધીનો રસ્તો માપતો–પસાર કરતો, ક્ષણમાં હથિયાર સામું જોતો, ક્ષણમાં ભીંતિપર ચિત્રેલાં રણભૂમિપર પરાક્રમ દર્શાવી ગયેલા પુરૂષોનાં ચિત્રો નિહાળતો, તે પોતાના ચિત્તને શાંત પાડવાના ઉપાયો લેવાની કોશિશ કરતો, પણ તેનું ઉશ્કેરાયલું મન અશાંતજ રહ્યું. તેના મનને આ રમતગમત ગમી નહિ. તે પ્રેમનિશામાં ચકચૂર હતો. પ્રેમનિશામાં પડીને પરવશ થયેલા પુરૂષોનું હૃદય પણ પરવશ થાય છે, અને એવા પરવશ થયેલા મનને બીજા પદાર્થોમાં પરમાનંદ પ્રાપ્ત થતો નથી. તેનો નિશો ઉતારવાને માટે કશા ઉપાયો કામે લાગતા નથી. પ્રેમનિશાનો મદ ઉતારવાને માટે પ્રેમ ગુટીકાજ જોઇએ. ઉષ્ણતા ઉષ્ણતાને હઠાવે છે. શિતળતા શિતળતાને હરાવે છે; તેમ પ્રેમ પ્રેમને મારે છે. પ્રેમ મસ્તીમાં પડેલાં પ્રાણિને પ્રેમમાંજ પડવા દેવો, પ્રેમમાંજ ગળવા દેવો, પ્રેમનીજ વાતો કરવા દેવી, પ્રેમનાંજ ગીતો ગાવા દેવાં, પ્રેમનીજ બાજી રૂમવા દેવી ને પ્રેમ મૂર્તિનીજ પ્રીત્તિપૂર્વક પૂજા કરવા દેવી જોઇએ, તેથી કાળે કરીને તે પ્રેમ મર થશે. પ્રેમ મૂર્તિમાં મૂર્તિરૂપ થઇને

મળી જશે, એટલે પ્રેમમય થઇ જશે. પ્રેમમય થયેલા પુરુષો આદિ પદાર્થોને પ્રેમમય પેખશે. પ્રેમના રસમાં ગળકાં ખાશે. તેમાંજ પરમાનંદ માનશે. પ્રેમ એજ પરમ યોગ ને પરમ મોક્ષ છે, એવું શિખાવશે ને પૃથ્વીપરના આદિ પદાર્થો પાસે પ્રેમબાળથી ભેગે, ને પ્રેમ બાગના ધારણ કરતાં શિખશે. એવો પ્રેમનો અલૌકિક પ્રતાપ છે. પ્રેમ વિદ્યાનો મહિમા છે. પ્રેમ પ્રસાદનું ફળ છે, અને એ ફળ ચાખવાને આવેલો તરુણ-યોદ્ધો પૂર્વ સંસ્કારના યોગે કરીને સાવધાન થયો. તેની રગેરગમાં પ્રેમ ઉછળતો હતો. તેના લોહીમાં પ્રેમ હતો, તેના હાડમાંસમાં પ્રેમ હતો, તેના હૃદયમાં પ્રેમ હતો, અને તેના મગજમાં પણ પ્રેમે નિવાસ કર્યો હતો. એવા પ્રેમ મસ્ત યોદ્ધાને શાંતિ ક્યાંથી મળે ? તેના અશાંત મનને શાંત કરવાને માટે એકાદ પ્રેમ ગીત રચનાર કોઇએ, એકાદ પ્રેમ ગીત ગાનાર જોઇએ, કાંઇક પ્રેમ પ્રતાપ વધ્યો. કાંઇક ઉત્સાહ વધ્યો, પ્રેમે કાંઇક રસ્તો બતાવવાની પ્રેરણા કરી, તેથી તે દિવાનખાનામાંથી પ્રેમદેવે કરેલી પ્રેરણા પ્રમાણે. પ્રેમ દોરે એ રસ્તે દોરાયો. ચાલ્યો ને જે સ્થળેથી પ્રેમબીજ રોપાયાં હતાં તે સ્થળે પ્રેમ મૂર્તિની ઝાંખી થશે. પ્રેમનું પ્રત્યક્ષ ફળ મળશે એવી ધારણાથી એ પવિત્ર સ્થાનકને વિષે દોટભેર પહોંચ્યો. ત્યાં જઇને જાણે પવિત્ર તીર્થમાં પ્રવેશ કરતો હોય, પ્રેમતીર્થમાં પ્રવેશ કરીને તેના સ્પર્શથી જાણે પાવન થતો હોય, એવું તેના મનમાં પ્રત્યક્ષ આવ્યું. તે શાંત મને કરીને ખળખળ વહન કરતી નદિમાં ઝુકતા ઝરૂખામાં સ્થિર થઇને બેઠો.

મંદમંદ વાયુ વાતો હતો. નદિના બીલોરી કાચ સરખાં પાણીમાં નિર્મળ ને શાંત ચંદ્રનાં કિરણો પડીને પાણીને રુપેરી પ્રકાશ આપતો હતો. ચંદ્ર અને શુક્રના તેજસ્વી

સૌંદર્યતા–કુદરતની લીલા નિહાળી પણ તેની મઝા તે ભોગવી શક્યો નહિ. તેનો રસ તે ચાખી શક્યો નહિ, તેથી તેણે આકુળ–વ્યાકુળ થતાં મને ફરીને ચિતારવાળી મનહર મૂર્તિની ઝાંખી કરવાનો મનસુબો કીધો, પણ તે પાર ન પડ્યો, તેથી તે વધારે મુંઝાયો–એ મુંઝવણમાંથી મુક્ત થવાને માટે તેણે દેવમંદિરમાં વાગતાં વાજીંત્રો અને ઘંટનાદ સાંભળ્યા.' આજે દેવ મંદિરોમાં ઉત્સાહ ઉજવવામાં આવવાથી ભક્ત મંડળીઓ ભક્તિ કરવાને મંદિરમાં ભેળી મળી હતી, તેની નિશાનીમાં આ પવિત્ર વાજીંત્રો અને ઘંટનાદ થતા હતા, તે સાથે વાંસળીઓના મનહરણ અને ડફ, ઢોલ, પખાજના મરદામી ભરેલા સૂર સાથે રજપૂત સિપાહીઓના વિરત્વપણું દર્શાવનારાં ગાયનો પણ સંભળાયાં મણીપુરના મહારાજા સ્મણાર્થે પાળવામાં આવેલાં આજના પર્વની ખુશાલીમાં **રજપૂત યોદ્ધાઓએ** પોતપોતાની છાવણીમાં જાગરણ કરવાની જુક્તિ કરી હતી, અને એ જાગરણ–ગાયનના જલસામાં કલગી–તોરાની માફક અરસપરસ પક્ષ બંધાઇને હિંદના વિર પુરૂષોના વખાણમાં રચાયેલાં ગીતો, પદો, લાવણીઓ, અને ગજલો ગાઇને પોતાનું મન પ્રસન્ન કરતા હતા. આવા ગાયનના મિલાવડા હિન્દમાં અનેક પ્રસગે, વાર–તહેવારે ને પર્વ ઉત્સવને પ્રસંગે થાય છે. આપણા તરૂણ પુરૂષને આવા મિલાવડામાં દાખલ થવાનું બહુ મન પસંદ હતું, પણ આજે તેણે આવા લુખા લડાયક વૃત્તિના લોકોને અનુકૂળ આવે એવા પણ પ્રેમ રસમાં ગળકાં ખાતાં રસિક પુરૂષોને અરૂચી કરે એવા અખાડા પરથી પોતાનું મન ઉઠાવી લીધું હતું.' તેનું લોઢા સરખું તિક્ષ્ણ મન પ્રેમરસે કરીને ગળી ગયું હતું. મુલાયમ થયું હતું. બહુ અંશે નરમ પડયું હતું. પ્રેમરસ ઇંદ્રનાવજ્રને અને શંકરના તિક્ષ્ણ ત્રિશળને પણ ગાળી શકે છે. તેનું આપણે આ તરૂણ પુરૂષનું પ્રત્યક્ષ દ્રષ્ટાંત જોયું છે.

ઝરૂખામાં ઉભા બેસીને તરૂણ યોદ્ધો ઝુરવા લાગ્યો, પણ તેણે ધારી ગમેલી પ્રેમ મૂર્ત્તિની ઝાંખી થઇ નહિ, તેથી તેણે પામેના મિનારાને માર્ગે ચઢીને કિલ્લાની અગાશી પર ચઢવાનો ઇરાદો કીધો. તે ઝરૂખામાં નિરાશ બનીને ઉન્મત્ત મનુષ્યની માફક ઉઠયો, ને મિનારાની ગોળ પણ સાંકડી સીઢી મારફતે ઉંચે ચઢવા લાગ્યો. એક પછી એક એમ અનેક પગથીઆં ચઢીને તે વિશાળ ચાંદની ચોક સરખા સ્વચ્છ આરસ પત્થરની લાદી જડેલી અગાસી પર ચઢયો. અહિંથી તમામ કિલ્લાની રચના નિરખાતી હતી. ઉંચે ચઢીને નજર માંડતાં મશાલોનું એક મસ મ્હોટું સરઘસ (ટોળું) તેના જોવામાં આવ્યું. દેવમંદિરમાં પ્રભુ પ્રાર્થના કરીને રજપૂત સિપાહીઓ મશાલોના સરઘસ સાથે પોતપોતાની છાવણીમાં જતા હતા. તે દેખાવ મન પસંદ હતો, પણ તરૂણ પુરૂષના મનપર તેની કશી અસર ન થઇ, એટલામાં પામેના મિનારાને લગતી અગાસીપરના ધાબાં પર કાંઇક નાજુક પગની હરફરને ઝાંઝરના ઝમકારા ને કટી મેખળા જે ઘુઘરાના ધમકારા સાંભળાવા લાગ્યા. એ મધુર અવાજની સાથે રંગેળ વાજીંત્રોના નાદ પણ સંભળાયા. નાદની સાથે કોમળ કંઠની કામિનીઓના સીસોટી સરખા સ્વરોના ગાયનો પણ શ્રવણ થયાં. એ શું હશે ? આ મધ્યરાત્રીના શાંત સમયે સ્વર્ગલોકમાંથી દેવ સુંદરીઓ નૃત્યલીલા કરીને પામર મનુષ્યોને રીઝવવાને અથવા અપ્સરાઓ ઉપજાવવાને માટે મૃત્યુ લોકમાં આવી હશે ? એવા ખ્યાલમાં તરૂણ પુરૂષ પુતળાંની પેઠે સ્તબ્ધ થઇ ગયો ને મધુરી પુતળીઓના મધુર સ્વર સાંભળવાને ઉત્સુક બન્યો.

ગુલશન પારસીઓમાં માની૰
૩ ઉ. વડોદરા રાજ્યરીપોર્ટ
૧૯૧૩-૧૪.

# ગુલશન.

# GULSHAN.

Gulshan is popular among the Parsis. Baroda Ad, Report 1913-14.

જુન. ૧૯૧૬ વૉલ્યુમ ૮ Vol. 8 June. 1916.

## સાંકળ્યું.

# તંત્રી તરફથી.

---

સૌ. વિદ્યા રમણભાઇ નીલકંઠ.

આ માસિકના માલિક મી. ભાગભ્યા પોતાનું પત્ર ગુજરાતી ભાષા જાણનાર બધી કોમોમાં પ્રિય થાય એવા ઉચ્ચ હેતુ રાખે છે. અને તે હેતુ પોતાનાં બહેન હિંદુ પારસી વગેરે લેખકો પાસે લેખ લખાવી પોતાના માસિકમાં પ્રકટ કરે છે. તે ઉપરાંત એ ભાઇ વરસમાં બે અંક સ્ત્રી લેખના કાઢે છે અને તેમાં એક અંક પારસી બાનુના અધિપતિપણા નીચે પારસી લેખક બાનુઓનાં લખાણનો હોયછે. અને બીજો અંક હિંદુ બાઇઓનાં લખાણોનો. આ પ્રમાણે હિંદુ સ્ત્રી લેખના પહેલા અંકનું તંત્રીપણું સોંપી મી. ભાગભ્યાએ મને માન આપ્યું હતું અને આ બીજા અંકનું તે કામ મને આપી તેમણે મને સ્ત્રી સાહિત્યમાં કાંઇક ભાગ લેવાની તક ફરીને આપી છે. આ માટે હું તેઓની આભારી છું. હિંદુ સન્નારીઓ હજી લેખનકળામાં આગળ પડેલી નથી તેથી એવા અંકો સારા સ્વરૂપમાં પ્રકટ કરવાની કાંઇક મુશ્કેલી પડે છે. પણ મારાં માનવંતાં લેખકો હમેશ મારી મદદે આવે છે તેથી આ અંકનાં લેખકોનો હું ખરા દિલથી આભાર માનું છું. સ્ત્રીઓને વાચવાની, જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે અને પછી જ તેઓ લખવાનું કામ સારી રીતે કરી શકે: અને સામાન્ય સ્ત્રી શિક્ષણની ખામીને લીધે આગં [illegible] પરંતુ લખવા [illegible] વાંચવાની કાળજી [illegible] છે એ [illegible] છે. આવા [illegible] અને તેને અંગે વાંચનની અભિરુચિ કરે છે એ લાભકારક છે.

સ્ત્રીઓ માટેનું વાંચન તેમને આનંદ આપે, તેમનાં મન કુદરતી શોભા, ભાવો અને સ્વચ્છ લાગણીઓથી ભરપૂર બનાવે અને જગતની અનેક જાણવા જેવી બાબતોથી તેઓને માહીતગાર કરે તેવુ હોવું જોઇએ. વાંચવામાં રસ પડે, શુદ્ધ આનંદ પ્રાપ્ત કરાય અને મલિન વિચારો પ્રવેશ ન કરે તેવુ વાંચન સ્ત્રીઓને અને સર્વ કોઇને જરૂરનું છે. સ્ત્રીઓ માટે તો શીખામણો, કર્તવ્યોના પાઠો, અને નીતિની બોધમાળા જ જોઇએ એવો મત ભૂલભરેલો છે. કર્તવ્યના પાઠો સ્ત્રીઓને જો જરૂરના છે તો પુરુષોને પણ છે. સ્ત્રીઓને જ સંસારમાં ફરજો બજાવવાની છે અને બીજા કોઇને નહીં એમ જાણે સહુ માનતા દેખાય છે. રાત દિવસ શીખામણો આપવાથી તેની કીમત ઘટી જાય છે. પરોક્ષ રીતે બોધ મળે તે સહેલાઇથી ગ્રહણ થાય છે. આપણા દેશમાં સ્ત્રીઓનું જ્ઞાન કાચું છે માટે માહિતી આપનારાં પુસ્તકો, લેખો, તેમને માટે વિશેષ આદરણીય છે. પરંતુ તે સાથે મનુષ્યજીવનનો ઉત્તમ અધિકાર આનંદ તે પણ ભોગવવાને સ્ત્રીઓનો અધિકાર હોવો જ જોઇએ. નિર્દોષ આનંદ આપે તેવું વાંચન પણ તેમને મળવું જોઇએ. આવા અંકોમાં તે તરફ લક્ષ આપવા માટે બનતો પ્રયાસ કર્યો છે.

મારી દેશ બેનોના લાભ માટે યત્કિંચિત કામ જો આ કાર્યથી થતું હોય તો તેનું સર્વ માન ગુજરાતના અધિપતિ મી. ભાગભ્યાને ઘટે છે.

આ અંકના દોષો તરફ દુર્લક્ષ કરી વાંચક વર્ગ તેના ગુણ તરફ લક્ષ રાખશે એવી આશા રાખું છું.

# પારસી બાનુને અસાધારણ માન.

## એક ફત્તેહમંદ કોનસર્ટ.

આ અદના કટારોમાં જો કે ચાલુ અગત્યના બનાવોની નોંધો હાલને કાજ વખત અને જગ્યા જોઇને લેવામાં આવે છે પણ તેમ થતાં અનેક વાર હમોને અનિવાર્ય કેટલીક નોંધો પાંછળ રાખવી પડે છે. મિસ બીખાઇજી લી. પૉલમૅકોટને આ અદના માસિકના વાંચકો સાથે ઓળખાવવાની હમો કશી જરૂર જોતા નથી. એએ બ્હેન બહુ સારી પેઠે જાણીતાં થયલાં છે. એક લેખક ઉપરાંત એઓ એક બાહોશ પીઆનીસ્ટ છે અને ખંતત્રપણે આગરથી પોતાના આ ઉંચ ધંધામા પ્રવીણતા મેળવી પોતાનું કાર્ય કર્યાં જાય છે. એઓ નિડર લખનાર છે અને તેથી અવારનવાર તેમની ગોળીઓ કોઇ કોઇ ઠેકાણે જબરી અસર કરે છે, અને તેની તાસવીસમાં જે ચીચવાટ રજુ થાય છે તે ઝટ બતાવી આપે છે કે કાળુ કયાં છે. વખત એવો આવ્યો છે કે મફઈ બુઠ્ઠાઓ ભારે ઉસ્કેરણીમાં પોતાનાં મનનું સમતોલપણું ખોઇ બેસી દુન્યાને ગોયા નાક ધરી પોતાની મરજી મુજબ દોરવવાની શેખી કરે છે તેમનાં તે વળખાં દયાને પાત્ર છે છતાં બીજાઓનો કચવાટ ને ધિક્કાર ખેંચ્યા વિના તે રહી શકતાં નથી.

મિસ ભીખાંઇજી પાલમૅકોટનાં ફતેહમંદ વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો મેળાવડો મુંબાઇ ખાતે ટાઉન હોલમાં કરવામાં આવ્યો હતો. તેમાં પધારવા એ ભલાં બ્હેન તરફથી ગરીબડાં ગુલશનને ખેશ કુટુંબ સાહત ભાર બોજનું ઇજન થયું. તે માટે એઓ બ્હેનની મોટી મહેરબાની થઇ હતી પણ એઓ એટલુંજ ભુલી ગયાં કે એમના મેળાવડામાં હાજર થવા માટે ગરીબડાં ગુલશનની કેટલા વહેંત ચામડી ઉતરી જાત! અલબત ઉંચી કીસમના મ્યુઝીકથી તેનો ખંગ વળી જાત પણ ગરીબડું ગુલશન આવી મોજીલી જીંદગી ગુજારવા માટે હજી પુરતું શક્તિવાન નથી. અલબત તેવો સમય આવતાં બ્હેન ભીખાઇજીનાં ઇજનનો માનથી સ્વીકાર થશે એમ કહેવાની કશી જરૂરજ નથી. આગને વર્ષના આ કોનસર્ટ માટે હમે ઘણેક ઠેકાણેથી અનેક પ્રશંસા સાંભળી હતી એટલે એક ભલાં બ્હેનને આ કોનસર્ટને લગતી વિગત મોકલી આપવા ખાસ એલતેમાસ કરી હતી જે તેમના જ શબ્દોમાં પાન ૪૭૫ ૩૬-૫૨ પ્રગટ થયલી જણાશે. મિસ પાલમૅકોટને તેમની આ ફત્તેહ માટે હમો ખરાં જીગરથી મુબારકબાદી આપીયે છીએ. અને તેમનાં કાર્યમાં વધુ યશ અને ફત્તેહ ઇચ્છીએ છીએ. હમારી એકજ દીલગીરી છે કે બ્હેન બીખાઇજી આ ગરીબડાં માસિકને પોતાની જંજાળ ભરી અનેક રોકાણોમાં ભૂલી જાય છે, જેમ થવું ન જોઇએ કારણ કે-પણ આ તો હમારા અંગાર તળે રોટલી ખેંચવા જેવું થાય છે એટલે વાંજ આપણે થોભીશું.

# શું તમે જુનમાસમાં જન્મ્યા છો.

## આ માસમાં જન્મેલાં માટે.

અંગ્રેજીપરથી લખનાર જુનમાં જન્મેલી.

આ માસમાં જેમનો જન્મ થયો હોય તેમની પ્રકૃતિ, બુદ્ધિ શક્તિ, તેમનાં પ્રબળગુણો, તેમના દોષો:—

જુન માસમાં જેમનો જન્મ થયો હોય તેમાં મનુષ્યોનો સ્વભાવ બે પરસ્પર વિરુદ્ધતા દેખાડી શકે તેવો એટલે અમુક સાથે જુદું અને અમુક સાથે વળી જુદું વલણ ધારણ કરે તેવો હોય છે. તેમણે સંપુર્ણ સ્નેહ મેળવવા માટે ધ્યાનમાં રાખવું જોઇએ કે વધારે સારો સ્વભાવ પ્રાપ્ત કરવાનું તેમની સત્તામાં છે.

તેઓ અસંતોષી અને લાગણી વાળાં (નર્વસ) હોવા સંભવ છે. એક કામ કર્યા પછી હમેશ તેમને લાગે છે કે તે ન કર્યું હોત તો ઠીક.

તેઓ અશાંત દેખ છે: હોય ત્યાંથી દૂર જવા ઇચ્છે છે. તેઓ કાંઇ કરવું, કોઇ બનવું એવી ઉમેદ રાખે છે પણ તે શું કરવું અગર કોણ બનવું તે જાણતાં નથી.

દુઃખી મનુષ્યો તરફ સારી લાગણી તેઓ ધરાવે છે અને માયા દર્શાવે છે. આ માસમાં જન્મ લેનાર મનુષ્ય સારા ડાક્ટર અગર નર્સ થઇ શકે છે.

જુન માસમાં જન્મનાર મનુષ્યો રાજકીય અને ધાર્મિક બાબતોના નેતા થવા માટે યોગ્ય હોય છે ઘણીવાર તેઓ વિજ્ઞાન અને સાહિત્યમાં આગળ પડે છે.

તેઓ મુસાફરી કરનાર હોય છે અને તેમના પરદેશમાં નવું પરેલાં ઘણી દોલત એકઠી કરે છે.

આ માસમાં જન્મેલાં સ્ત્રી અને પુરુષો જેઓ એવી ઇચ્છા રાખે છે કે તેમના સારા ગુણો બળવત્તર થાય તેઓ ઘણું ભલું કરી શકે છે.

તેઓ પક્ષીઓ અને જનાવરોને પોતાની તરફ આકર્ષી શકે છે અને પોતાના ઘર પાસે ફુલની વૃદ્ધિ કરી શકે છે.

તેઓ પોતાના હાથથી ઘણી વાર કાર્ય કરી શકે છે. તેમજ બીજાં માણસ માટે કામ કરવાની યોજના ઘડી શકે છે.

આ માસમાં જન્મેલી સ્ત્રીઓ ખાસ કરીને રંગ અને ફુલની શોખીન હોય છે. તેઓ કુદરત અને કળામાં જેટલું સૌન્દર્ય હોય તેનો શોખ રાખનાર હોય છે.

તેઓ સ્નેહાળ, નિસ્વાર્થી અને આત્મભોગ આપનાર હોય છે તથાપિ તેમનામાં કુળનું-કુટુંબનું અભિમાન હોય છે,

આ લોકો જન્મથીજ બબડાટ કરનાર અને દોષ કાઢનાર હોય છે. પ્રત્યેક ક્ષણે દોષની સામે થાય છે. જ્યાં સુધી દોષનું નિવારણ ન થાય ત્યાં સુધી ઉચ્ચ જ્ઞાન કેઇ પ્રાપ્ત કરી શકે નહીં.

તેઓ બહુ નાની વયમાં લગ્ન કરતા નથી નાની વયમાં લગ્ન કરે તો દોષ દૃષ્ટિ અને ઠપકો આપવાનો સ્વભાવ દૂર કરે તોજ આદર્શજીવન સુખી જીવન તેઓ ગાળી શકે.

તેમણે મીલનસાર થવા પ્રયત્ન કરવો, બીજાપર હુકમ ભજાવવો નહીં.

આ માસમાં જન્મેલાંએ રાતા અને આસમાની રંગના તમામ "શેડ" (ચડ ઉતરના) વાપરવા. બને તો ધોળો રંગ પણ ધારણ કરવો.

આ માસમાં જન્મેલી સ્ત્રીઓએ હીરાજી અથવા શનિની વીંટી અને પુરુષોએ તેજ નંગનું આભૂષણ ધારણ કરવું.

તમે આ માસમાં જન્મ્યા હો તો તમારી મરજી મુજબ ખાઓ પીઓ, તમારી મરજી મુજબ વર્તો, તમારાં પોતાનાં આદર્શો રાખો તેમાં ફીકર જેવું નથી પરંતુ બીજાં મનુષ્યોને પણ તેજ પ્રમાણે કરવા દો—આ પ્રમાણે કરવાથી તમારું સ્વાસ્થ્ય પ્રાપ્ત કરશો અને બીજાંના નેતા થવાની ઇશ્વરી બક્ષીસ મેળવશો.

**જુન માસમાં જન્મેલાંમાં શું નથી હોતું.**

આ માસમાં જન્મેલાં મનુષ્ય દૃઢ સંકલ્પ વાળાં નથી હોતાં તેમણે રાત્રિ દિવસ તે મેળવવા યત્ન કરવો.

પોતાનામાં શી ખામીઓ છે તે તેઓ જાણે નહીં, અને તેને છુટે નહીં ત્યાં સુધી તેઓ પોતાની જાતનાં અધિકારી બની શકતાં.

તેઓ પોતાનું બળ અદાલતમાં વાપરી નાંખે છે. મૌન અને જે સ્થિતિ હોય તેને વળગી રહેવાની કીમત સમજ્યા શિવાય તેઓ ખરું સુખ મેળવી શકે તેમ નથી.

એકનિષ્ઠા તે ફતેહ મેળવવાનો રાજમાર્ગ છે એ તેઓ માની શકતાં નથી. પરંતુ મોડાં વહેલાં સર્વને તે માન્યા વિના છુટકો નથી.

તેઓ પોતાના મિત્રો પસંદ કરવામાં પુરતી સંભાળ રાખતાં નથી. બહારના સારા દેખાવ કરતાં કાંઇક વધારે હોવાની જરૂર જાણતાં તેમણે શીખવું જોઇએ.

કાર્ય કરવા વિશે વાતો કરવાથી કદી ફતેહ પમાતી નથી એ જાણ્યા સિવાય તેઓ કાર્ય સિદ્ધ કરી શકવાનાં નથી. કાર્ય કરવું એજ ખરો માર્ગ છે.

'સત્ય આચરણ કરવું, તે સત્ય રીતિએ કરવું અને યોગ્ય સમયે તે કરવું' એ મુદ્રાલેખ તેઓ રાખશે નહીં ત્યાં સુધી તેમનું શ્રેય થવાનું નથી.

તેમણે હરરોજ આ સૂત્રનો પાઠ કરવો 'જો હું ધારું તો કરી શકું.'

આ માસમાં જન્મેલ મનુષ્યો પોતાને માટે બીજાં કેટલું ભાગ્ય ... તેનો ખ્યાલ કરી શકે તેમ નથી. તેઓ હમેશાં કરતા પણ કાંઇક વધારેની આશા રાખે છે.

તેઓમાં એટલું ડહાપણ નથી હોતું કે આપવાથી સુખ મળે છે અને લેવાથી નહી—એમ સમજવું. તેમણે વિચાર અને આચરણમાં ઉદારતાની વૃત્તિ કેળવવી જરૂરની છે.

**જુન માસમાં જન્મેલાંએ શું ન કરવું.**

જુન માસમાં જન્મેલાં મનુષ્યોએ તેમના સ્વભાવની અસ્થિરતાના કારણથી પોતાના ધ્યેય અભિલાષથી દૂર જવું નહી.

તેમણે ભૂલી જવું ન જોઇએ કે તેઓ પોતે પોતાની પરિસ્થિતિ અને પોતાનું ભાવિ રચી શકે તેમ છે. તેઓ નિશ્ચય કરે અને એકાગ્રતા ધારણ કરે તો જરૂર તેમ કરવામાં ફતેહમંદ થાય. ભૂલ કર્યા પછી નકામા બળાપામાં તેમણે વખત કાઢવો નહી. ભવિષ્યમાં એ અનુભવનો લાભ લઇ કામ કરવું.

પોતાનું બળ નિરર્થક વાપરવું નહીં કારણ કે પોતાનું આરોગ્ય એ તેમની ઘણી કીમતી વસ્તુ છે. તેમના જ્ઞાનતંતુઓ જોઇએ તેટલા સબળ હોતા નથી.

તેમણે પોતાના વર્તનનું ધોરણ હલકું ન રાખવું એવાં માણસો પોતાના ધારેલા લક્ષ્યસ્થાને જઇ શકે તેવાં હોય છે તેથી આદર્શભૂત લક્ષ્ય રાખવું.

આસપાસનું વહેણુ જેમ ઘસડી જાય તેમ જવું નહીં. પોતાના જીવનની રેખા જાતે ઘડવી. તે પછી ગમે તે દિશાનું વહેણુ હોય પણ કાર્ય-સિદ્ધિનું લક્ષ હોય તે દિશામાં ગતિ કરવી.

તેમણે વિચાર કરતાં આચાર કરવા તરફ વિશેષ લક્ષ રાખવું. આ રીતે તેમને ફરીયાદ અને ખડખડાટ કરવાનો અવકાશ મળશે નહીં.

પોતાના આદર્શ પ્રમાણે જીવન ચાલે નહીં ત્યાં સુધી સંતોષ માનવો નહી. એકાગ્રતાથી વર્તમાનકાળને તેજોમય ભવિષ્ય બનાવી શકાય છે.

સર્વ કરતાં વધારે જરૂરનું એ છે કે તેઓએ સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ વસ્તુ સિવાય પર્યાપ્તિ માનવી નહીં. તેઓની પોતાની અંદરજ મહત્તાની શકિત અને ધનની કુંચી રહેલી છે.

**જુન માસમાં જન્મેલાંનું બાળપણ.**

આ માસમાં જન્મેલાં બાળકો લાગણીવાળાં અને નાજુક કદના હોય છે, જેઓ શાંત સ્વભાવનાં, સ્થિરતાવાળાં હોય તેમના સમાગમમાં આ છોકરાંને રાખવા. ઘણી ઉશ્કેરણીથી તેઓ હીસ્ટેરીકલ થવા સંભવ છે, બાળપણથીજ તેમને ધીમેથી, શાંતતાથી બોલતા અને હાથપગ સ્થિર રાખતા શીખવવું.

કોઇ પણ દેખીતા કારણ વગર આ છોકરાં ઘણીવાર માંદાં પડે છે. આનું કારણ ઉતાવળે જમવું અગર કૃમિ (કરમ) હોય છે.

ભવિષ્યના દુઃખનો વિચાર તેમને ન કરવા દેવાની સંભાળ રાખવી. આ જાતનો સ્વભાવ ઉમર સાથે વધે છે અને તેથી સુખનો ભંગ થાય છે.

આ બાળકોનો પોષાક સારો અને ગરમ રાખવો, તેમને ખાવા પીવાનું સારી પેઠે આપવું.

તેમને કોઇ જાતના માદક પદાર્થ આપવા નહીં. દુધ અને કાચો રાંધ્યા વિનાનો ખોરાક તેમને આપવો. ઘણા મસાલાવાળો અને રાંધેલો ખોરાક થોડો આપવો.

ખુલ્લી હવામાં તેમને રમવા દેવાં તેમજ કસરત કરાવવી.

કોઇપણ કામ કરતાં હોય તેમાં વચ્ચે તેમને કદી અટકાવવાં નહીં, બીજું કરતા પહેલાં આદરેલું પૂરૂં કરાવવા ખાસ કાળજી રાખવી.

આ મહીનામાં જન્મેલી નાની બાળકીઓને ઘર કામમાં લેવી, તેમના કામનો વડીલને કેટલો ટેકો છે એમ દેખાડવું કે જેથી તેઓને કામ કરવાનું ઉત્તેજન મળે.

આ માસમાં જન્મેલાં. છોકરાઓને ઘર, આંગણું એ બાબતોમાં માહેર કરવા. તેમને હથીઆરની પેટી આપવી અને તેની સંભાળ લેતાં શીખવવું.

આવાં છોકરાંની માતાઓને કહેવાનું કે બાળપણથીજ તેમને સીધે રસ્તે દોરવાં જેથી તેમની સ્નેહ ભવિષ્યમાં માતાઓને આનંદ પમાડે.

આ બાળકોને પોતાની આસપાસનાંની લાગણી માટે દરકાર રાખતાં અને તેમનાપર માયા રાખતા શીખવવું.

તેમની માતાઓએ કાળજી રાખવી કે આ છોકરાં બીજાં છોકરાં સાથે સભ્યતાથી વર્તે છે કે નહી તેમજ ઉદારતા રાખે છે કે નહી. તેમનામાં સ્વાભાવિક સ્વાર્થીપણું હોય છે તેથી તેમ નહી કરવામાં આવે તો એ સ્વભાવ જોર કરશે.

તેમને ઘણી મીઠાઇ ખાવા દેવી નહીં. તેમને ઘી માખણ સારી પેઠે ખાવા દેવું કે જેથી તેમનાં શરીર જે પુરતાં બળવાન નથી તેને પોષણ મળે.

---

'ગ્રેટ એઇજ સોસાઇટી' તરફથી પ્રકટ થએલા નાનકડા પુસ્તક પરથી આ લીધું છે. એમાં કહેલો બોધ દરેક જણને ઉપયોગી છે જુનમાં જન્મેલાંની કેટલીક ખાસીયતો વિશેષ હશે-પણ જગતમાં જીવન સફળ કરવા સર્વેને આ ધોરણે વર્તવા જેવું છે એમ સ્પષ્ટ જણાઇ આવે છે. દરેક માસના આવાં ચોપાનીઆં છે.

**ભાષાંતર કરનાર.**

# જીવનનું સાફલ્ય.

( ગુલશન માટે ખાસ. )

લખનાર—મિસ જયશ્રી મનુભાઇ મેહતા.

To bless mankind with tides of flowing wealth,
With power to gracé them; or to crown with health
Our little lot denies; but Heaven decrees
To all the gift of ministering ease,
The gentler officies of patient love
Beyond all flattery, and all praise above

જીંદગી એ કીમતી બક્ષીસ છે.

જેમ જેમ આપણે આ સંસારમાં બે ડગલાં અગાડી વધતાં જઈ વધારે ને વધારે અનુભવ મેળવતાં જઇયે છીએ તેમ તેમ આપણને સ્વાભાવિક રીતેજ વિચાર આવે છે કે આ જીંદગીનો શો ઉદ્દેશ હશે.

પ્રાણી માત્ર જન્મીને ખાય છે, પીયે છે તથા આસપાસના મોબતીઓના ઉપર સ્નેહ રાખતાં શીખે છે.

પ્રભુએ આપણને સૌ પ્રાણીમાં શ્રેષ્ટ મનુષ્યનો અવતાર આપ્યો તેમાં શું કંઇ પણ હેતુ નહીં હોય ? શું આપણે બીજાં પ્રાણીયો કરતાં કંઇ વધારે ફરજ અદા કરવાની નથી. ?

પક્ષીયો પોતાનાં બચ્ચાં ઉપર કેટલું હેત રાખે છે. કુતરાં, ઘોડા, વિગેરે જનાવરો પણ પોતાના ઉપર માયા રાખનાર માલીકના ઉપર અત્યંત સ્નેહ રાખી ત્હેને રાજી રાખવા હંમેશ તતપર હોય છે, અને વખત આવે પોતાના સુખનો ભોગ આપવા પણ તૈયાર હોય છે. આ કેવી ઉદાર જાતની ભક્તિ. !

શું આપણે આવ્યાં તેવાંજ ખાલી હાથે પાછાં ફરવું ? જનાવર પણ ઉપયોગી થઇ શકે છે તો ધારીયે તો આપણે પણ કોઇનું હિત કરી ન શકીયે. ?

એતો ખરૂંજ છે કે આપણે જે કંઇ કરવાને પ્રેરાઇયે છીએ તેતો અંતે આપણને તથા બીજાને સુખ મળે એવી આશાથીજ.

દુનિયામાં સહુ કોઇ સુખ અને શાન્તિની આશા રાખે છે. આના કરતાં વધારે આશા આપણે રાખી ન શકીયે, તેમજ આના કરતા ઓછી આશા રાખવાનું પણ કારણ નથી.

પણ સુખ કેવી રીતે મેળવી શકાય ? પૈસો કંઇ આપણને સુખ નથી આપતો: મિત્ર, તન્દુરસ્તી, આબરૂ, અને લાંબુ આયુષ્ય આપણને સુખી નથી કરી શકતાં. આ બધાં સુખ આપવાને મદદગાર થઇ શકે છે; પણ એમાંથી માત્ર એકજ વસ્તુ પૂર્ણ સુખ આપવાને પુરતી નથી

બાઇબલમાં એવી એક વાત છે કે આબ્રામ નામના માણસે પ્રાર્થના કરી કે જેને તે ચાહે

તે સોનું થઈ જાય. તેની પ્રાર્થના પરિપૂર્ણ થઇ. તેનું ગુવાનું, ઓઢવાનું, ખાવાનું, પિવાનું વિગેરે તમામ જેને તે અડકે તે સોનાનાં થઇ ગયાં. આથી ઘણું દ્રવ્ય હોવા છતાં તે દુઃખી દુઃખી થઇ ગયો.

Vain, vain is my search for that happiness which centres in the mind!

સુખી બનવું તે તો માત્ર દરેક માણસના મન ઉપરજ આધાર રાખે છે. આપણું મન તેજ સર્વ સુખદુઃખનું કારણ છે. મન ધારે તો આ દુનિયાને સ્વર્ગ યાતો નરક બનાવે છે.

આત્મસંયમ એ મ્હોટો ગુણ છે. સુખ દુઃખમાં જે લોક મનને ધૈર્યથી સ્થિર રાખશે તે હમેશ બધામાં સંતોષજ માનશે. "ખરૂં સાચું સુખ નીરખ્યું, જે ચિતમાં સંતોષ."

મનુષ્ય પોતે સુખી નથી એમ માને તો તેમાં એનોજ વાંક છે. કારણ કે પ્રભુએ સર્વને સ્થિર કરી શકાય. પણ સંસારમાંજ રહી મનને સંયમમાં રાખી આપણું કર્તવ્ય કરવું એ વધારે શ્રેષ્ઠ છે. ભગવદ્ ગીતામાં પણ કહ્યું છેઃ

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥

એકાન્તમાં જઈ પોતાનુંજ શ્રેય સાધવામાં તલ્લીન થવું, તેના કરતાં સંસારમાંજ રહી, સંસારની માયામાંથી વિરક્ત રહી, સર્વનું ભલું કરવામાંજ આપણી ફરજ માનવી, એ શું વધારે ઉચ્ચતર નથી!

ન શકીયે. દઢ મન રાખી બધાંને જો સારા રૂપમાં નહી તો પણ તે જેવાં છે તેવાજ રૂપમાં જોઇયે, અને જે હજારો આશીર્વાદ રૂપ વસ્તુઓ ઈશ્વરના પ્રસાદથી આપણને મળી છે; તેમાંજ સંતોષ માની, તેને સુખથી ભોગવીયે તો પણ આ સંસાર બેહેસ્ત બનશે.

આપણે આનંદી, સંતોષી તથા માયાળુ બનવા સારૂ પ્રયત્ન કરીશું. તો તેથી પણ ઘણાને સુખ આપી કેટલેક અંશે જીવિતનું સાફલ્ય કરી શકાશે.

દરેકને લાગતુંજ હશે કે એક હસમુખો સોબતી દિવસના પ્રકાશની પેઠે સર્વને પ્રફુલ્લ કરે છે.

પ્રસન્નતાથી આપણે સર્વને આનંદ આપી બધાનો સ્નેહ મેળવી લઇશું. કેટલાંક માણસનો સ્વભાવજ એવો હોય છે કે તે કોઇપણ મંડળીમાં આવી મળે કે તે મંડળને આનંદમય કરી નાંખે. તે ત્યાં ન હોય ત્યારે તેની ખોટ સર્વને લાગે. એથી ઉલટી રીતે કેટલાક માણસ એવાજ હોય છે કે જ્યાં જાય ત્યાં કાંઇને કાંઇ કલેશ ઉપજાવ્યા વિના રહે નહીં ને તેમના જવાથી સર્વને નિરાંત થાય. બીજાના આનંદનો ભંગ કરવાનો આપણને શો હક્ક છે. જેનામાં પ્રસન્નતા નથી તેજ માણસ દુઃખી છે.

મનને પ્રસન્ન રાખવું એ પણ કંઇ સ્હેલાઇની વાત નથી. લાગણીઓને કાબુમાં રાખવામાં પણ કળાની જરૂર છે.

આપણો સહેવાસ ભાર રૂપ ન પડતાં સૌમાં બે ઘડી આનંદ મળે એમ આપણું વર્તન રાખવું, અને બધાંને હસ્તે મ્હોએ, માયાળુ શબ્દોએ, સ્વાગત આપવું જોઇએ. થોડાક નમ્ર ઉત્તેજનના શબ્દો કામમાં કેટલો ઉત્સાહ આપે છે? જેવી રીતે સુરસાનો એક ભોગ હૃદયમાં સાલ્યાં કરે છે, તેવીજ રીતે પ્રીતિની દૃષ્ટિ આપણું મન હર્ષથી નચાવે છે.

દુઃખને સમયે હિંમત હારી ન જતાં વધારે દુઃખી લોકે જે ધીરજ રાખી હોય તે સંભારવી; અને સુખને વખતે ફુલાઇ જતાં પ્હેલાં સુખી છતાં દુઃખી થયેલાંને સ્મરણમાં લાવવાં. એમ સંતોષ રાખવાથી અંતઃકરણ સર્વદા પ્રસન્ન રહેશે. સર્વત્ર પ્રસન્નતાજ દેખાશે, અને સ્હામાને પ્રસન્ન કરી શકાશે. આફતના વખતમાં આસપાસ પ્રીતિથી ભરેલો સંસાર છે; તે આપણને સ્હાય કરવાને રાજી છે એમ જાણી આપણે પણ ઉપકારના બદલામાં આપણી ત્હેમના તરફની ફરજ અદા કરવામાંજ મંડયાં રહેવું.

કોઇવાર સુખ એ આપણને દુઃખના વેશમાં મળે છે. There is a silver lining to every cloud—ત્યારે ફોગટ ખેદથી શોક કરવાથી શું ફાયદો. કોઇ વાર સંકટો આપણને આપણી દુનિયા તરફની ફરજો અદા કરવાને પ્રસંગ આપે છે.

પરમાત્મા કંઇ પણ કરે છે તે સારાનેજ માટે છે. લડાઇનો વખત હજારોને દુઃખ આપનારો છે. પણ શુરવીર લડવૈયા તો તેને પોતાની બ્હાદૂરીની કસોટીનો પ્રસંગ માની આનંદથી આવકાર આપે છે.

દુષ્કાળ હજારો ગરીબનો કાળરૂપ છે—પણ તે પ્રસંગે દાનેશ્વરી સાધુજનના દયાળુ સ્વભાવની પરીક્ષા થાય છે.

બિચારી ઘણી બાળાઓ ન્હાનપણમાં વિધવા થાય છે આના જેવી જીંદગીમાં બીજી ગોઝારી કઇ સ્થિતિ છે? પણ આ સ્થિતિમાં પણ તેઓ સ્વાર્પણ કરી કેટલાકોનું ભલું કરી શકે. આવી દુઃખદ સ્થિતિમાં પણ બિચારી દાજેલ દિલવાળાઓ જરાપણ નસીબનો દોષ કહાડય

જાત મહેનતથી પરમાર્થ કરનારી વિદુષિ નિવેદીતા ફ્લોરેંસ નાઇટીંગેલ, તેમજ ઉપદેશક વિદુષિ એનીબિસંટ આ ત્રણેની માફક માનવંતાં ગં. સ્વ. જમનાબાઇ સક્કાઇએ પોતાનું જીવન તન મન ધનના અર્થે સાથે પરમાર્થમાંજ ગાળ્યું છે એમ કહી શકાય.

માનવંતાં સ્વ. ગં. જમનાબાઇ સક્કાઇ આ લેખકને બા. ગુ. હિં. સ્રીમંડળ માટે પત્રથી વારંવાર સુચના આપતાં, ને શીખામણ આપતાં કે " બેન કામ કરતાં અટકશો નહિં. આ કામમાં તમારે જાતથી પૈસાથી ને લોકોની નિંદાથી વેઠવું તો પડશેજ. પણ આ સર્વ આપણી બેનોને માટે મુખ્ય કરીને મારી કાઠીયાવાડી બેનો જે અજ્ઞાનના અંધારામાં રહેલી છે તેના હિતને માટે તમે માન અપમાન નહિ ગણતાં તમે તમારું કામ કર્યાંજ કરજો. તમને તેમાં ઇશ્વર મદદ કરશે. મંડળમાં સભાસદો આવે ન આવે તોપણ તમે તમારું કાર્ય કરજો. શરૂઆતમાં ઘણી અડચણ પડશે પણ આગળ ઉપર સુધારો થશેજ. "
આ ઉપરથી ગં. સ્વ. જમનાબાઇ સક્કાઇની કામ કરવાની ઉલટ અને કાળજી કેવી હતી તે જાણી શકાય છે.

કાઠીયાવાડમાં સ્થળેસ્થળ સ્રીમંડળની સંસ્થા સ્થાપવી એવો વિચાર આ માનવંતાં બેનનો હતો પણ તે વિચાર બર આવી શક્યો નહિં. તો પણ જ્યાં જ્યાં સહેજસાજ બીજનું આવાહન કરેલું છે તે સ્થળે તો વૃદ્ધિ પામશેજ અને તેનું મોટું વૃક્ષ થઇ સર્વને છાયારૂપ બની મીઠાં ફળો ચખાડશે એવી આશા રહી શકે છે. કેમકે માનવંતાં જમનાબાઇ સક્કાઇનાં કાર્યવાહકો છે તે તેમના સ્મરણાર્થે તેનું અધુરૂં મુકેલું કામ તન મન ને ધનથી હાથ લઇ પાર પાડવામાં ચુકશે નહિ. કૃપાળુ ઇશ્વર તેને મદદગાર થાઓ એજ ઇચ્છીશું.

આ લેખકને જમનાબાઇ સક્કાઇ સાથે થોડા સમયના પરિચયથી નિઃસ્વાર્થી સ્નેહ બંધાયો અને તેને અંગે આ પુણ્યશાળી દેવીના પરલોકવાસથી મનને ખેદ થાયજ પણ તેની અક્ષયકીર્તિ અને ગીતામાં કહે છે તેમ

नैनंछिन्दन्ति शस्त्राणि नैनंदहतिपावकः
'नचैनंक्लेदयन्त्यापो नशोषयतिमारुत : ॥ २२ ॥

માતુશ્રી ભગવતી જમનાબાઇ સક્કાઇનો આત્મા અમર છે. એમ માની સંતોષ માની મનને શાંતિ રહી શકે છે, અને જમનાબાઇ સક્કાઇનાં કાર્યો એવાં ઉત્તમ હતાં કે તેને દુનીયામાં છેવટ સુધી યશની પ્રાપ્તિ થઇ છે. ગીતામાં કહે છે કેઃ—

'परित्राणाय साधूनां विनाशायचदुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय सम्भवामियुगेयुगे: ॥

સત્પુરૂષોના સંરક્ષણ અર્થે, દુષ્ટોના વિનાશ અર્થે, ધર્મનું દૃઢ રીતે સ્થાપન કરવા અર્થે, હું યુગે યુગે અવતાર લઉં છું. જમનાબાઇ સક્કાઇનો અવતાર પણ દેવી હશે. ગૌરક્ષા કરવા માટે, સ્રીઓની ઉન્નતિ કરવા માટે, અને ગરીબોને મદદ કરવા માટે, કૃપાળુ ઇશ્વર તરફથી ખાસ મોકલવામાં આવ્યાં હશે એમ તેમનાં કાર્યો ઉપરથી કહી શકાય છે.

ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ, ચાર સાધનો સંસારીને માટે નિર્માણ કરેલાં છે. આ ચારે સાધનો માનવંતાં ગં. સ્વ. જમનાબેન સક્કાઇ સાધી શક્યાં છે. જમનાબાઇ સક્કાઇએ પતિભક્તિ કરવા સાથે પરમાર્થ કરીને ધર્મ સંપાદન કર્યો છે. પૈસાનો યોગ્ય રીતે સંગ્રહ કરી તેનો સદ્ઉપયોગ કરી અર્થ પણ સમાર્ગે વાપર્યો છે. વિદ્યારૂપી દાન કરીને ધર્મ મેળવી મોક્ષની પ્રાપ્તિનો માર્ગ લીધો છે. શાસ્ત્રકારો વિદ્યાદાનને ઉત્તમ ગણે છે. સો અશ્વમેધ યજ્ઞનું ફળ વિદ્યાથી મળી શકે છે. એવું ફળ વિદ્યા આપવા માટે શાળા કાઢી માનવંતાં જમનાબાઇ સક્કાઇએ મેળવ્યું છે. જમનાબેને જે જે ઉત્તમ કર્મો કર્યાં છે તે સ્વધર્મ જાણીનેજ કરેલાં છે. તેથી કહી શકાય છે કે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ ચારે સાધનો સાધનાર સ્રીરત્ન જમનાબાઇ સક્કાઇ હતાં.

....

આ માનવંતા મહિલાના સ્વર્ગનિવાસથી દેશોદેશની સ્રીઓમાં ખેદની લાગણી સાથે ખોટ ગઇ છે. ગરીબોની આશ્રિત ગઇ છે. ગૌની પાળક ગઇ છે, ને હિંદુસ્તાનની હિતચિંતક ચાલી નીકળી છે.

સીતા, દમયંતી, મીરાંબાઇ વિગેરે થઇ ગએલી મહાન સ્રીઓ સાથે ગં. સ્વ. માતુશ્રી માનવંત જમનાબાઇ સક્કાઇની યાદ દુનિયા પર અવિચળ રહેશે અને તેના ગુણો ગવાશે. આ દુનીયામાં અનેક સ્રીઓ જમનાબાઇ જેવી હિંદ દેવીને ખોળે આબાદ નિવડો અને કૃપાળુ ઇશ્વર પવિત્ર ભગવતી દેવી જમનાબાઇના આત્માનું કલ્યાણ કરો, એજ પ્રાર્થના છે અસ્તુ.

# વાણીના વિવિધ વેશ.

ખાસ ગુલશનને માટે.

( લખનાર—મિસ હંસા બ્હેન મનુભાઇ મહેતા. )

વાણી બહુરૂપી છે. કેટલીકવાર ખરચાળ બને છે ત્યારે કેટલીકવાર એથી ઉલટુંજ કંજુસનો ભાગ ભજવે છે. એક મીયાંભાઇ તથા હોરો વાત કરતા હતા. મીયાંભાઇ એનો બાપ કેમ મરી ગયો તે છટાથી કહી સંભળાવતા હતા. જ્યારે ઘણીવારે એનું વિવેચન પુરૂં થયું ત્યારે એણે હોરાને પૂછ્યું, "તારો બાપ કેમ મરી ગયો ?" "તાવ આવીને ટપ મુઓ." ટુંકો જવાબ મળ્યો. પહેલામાં જોઇએ તે કરતાં વધારે શબ્દો વપરાયા ને વાણી ખરચાળ બની, ત્યારે બીજાએ કંજુસાઇથી ઘણાજ થોડા શબ્દો વાપર્યા. વાણી કેટલીકવાર દુર્જનનો પણ ભાગ ભજવે છે. મી૦ ગુડે "The tougue and how to use it" ની નાની વાર્તા લખી છે તે પરથી વાણીનાં જૂદાં જૂદાં રૂપો સમજાશેઃ—

"બળદ વિચાર કરતો હતો."

"હું."

"એણે ધાર્યું કે હું જાઉં."

"હું."

"એણે જાણ્યું કે હું નીચે જાઉં."

"હું."

"એણે ધાર્યું કે નીચે પાણી પીવા જાઉં."

"હું."

"તેણે જવા માંડયું."

"હું."

"તેણે જવાનું ચાલુજ રાખ્યું."

"હું."

"તે પાણીની નજદીક પ્હોંચ્યો."

"હું"

"તે પાણી આગળ પ્હોંચ્યો."

"હું"

આ પ્રમાણે વાત સેન્ટ્રલ આફ્રીકામાં વસનારા બે માણસ વચ્ચે ઝેમ્બેસી નદીને કીનારે થતી હતી.

બીશપ નાઇટ બુસે મેસોના લેન્ડ અને ત્યાંના લોકો વિશે પુસ્તક રચ્યું છે; તેમાં એણે લખ્યું છે કે તેણે એક માણસને પોતાના દોસ્તદાર સાથે એક બળદ વિષે ઉપર પ્રમાણે વાત કરતાં સાંભળ્યો. વાત લંબાયાજ કરી અને એનો મિત્ર હું, હું, કરતો ગયો. થોડીવાર પછી બીશપને લાગ્યું કે વાત તો ઘણી મોટી થઇ ગઇ ત્યારે તેણે ઉપર કહ્યાં તેવાં વાકયો હુંના જવાબ સાથે ગણવા માંડયાં. બધાં મળીને બસે સત્તર વાકયો—એક બળદ શું કરતો હતો તે વિષે હતાં. ઉપર કહ્યાં તે સાત આઠ વાકયોને બદલે એ માણસે, "બળદ નીચે પાણી પીવા ગયો" એમ એક વાકયમાં પતાવી દીધું હોત. આ પ્રમાણે એકલા આફ્રીકનો નહિ પણ બીજા ઘણા લોકોને નકામા શબ્દો વાપરવાની ટેવ હોય છે. જ્યાં એક શબ્દથી ચાલતું હોય ત્યાં વીસ વાપરે છે.

ત્યારે બીજી તરફ કેટલાક લોકો પુરેપુરં બોલતા નથી. અર્થ બરાબર સમજાવવા પુરતા શબ્દો વાપરવાની તસ્દી પણ લેતા નથી. ચીન-

માં એક સેનાપતિ લશ્કર સાથે જતો હતો. રસ્તામાં એક તળાવ આવ્યું તેમાં દેડકા તરતા હતા. સેનાપતિએ દેડકાને જોઇ નમન કર્યું. આ નિશાની લશ્કરને કંઇ સુચના કરવાને માટે હતી. પણ હું ધારૂં છું કે આનો અર્થ કોઈ પણ સમજી શકે નહિ. સિપાઇઓ પણ સમજ્યા નહિ હોય. એનો અર્થ એવો હતો કે, "સિપાઇઓ શુરા બનો; દેડકાના જેવા શુરા બનો!" ચાઇનીઝ ગ્રન્થોમાં એમ વાંચવામાં આવ્યું છે કે ત્યાંના દેડકાંઓ બહાદુરીને માટે પ્રખ્યાત હોય છે! પણ સેનાપતિએ એનો વિચાર સ્પષ્ટ સમજાવવાનો પ્રયત્ન પણ ન કર્યો. જી પણ એક એવીજ વાત છે કે, એક ચીના રસ્તામાં જતો હતો. સામે સ્મીથ નામનો એક અંગ્રેજ મળ્યો. ચીનાએ તેને ઉભો રાખ્યો. એક શબ્દ બોલ્યા શિવાય તેણે ચાર નિશાની કરી.

પહેલી, તેણે આકાશ તરફ આંગળી દેખાડી.
બીજી પૃથ્વી તરફ દેખાડી.
ત્રીજી સ્મીથ તરફ દેખાડી
ચોથી પોતાની તરફ દેખાડી.

તમે આનો અર્થ શો કરશો? સ્મીથે આ ઉખાણું ઘણા દિવસ પછી ઉકેલ્યું. એ એમ કહેવા માગતો હતો કે, "સ્મીથ મને થોડા પૈસા આપશો? જો આપો તો કોઇને કહેતા નહિ. આકાશ, પૃથ્વી તમારા ને મારા શિવાય કોઇ જાણે નહિ." આ તદન બીજે છેડે જવા જેવું કહેવાય. પુરતા શબ્દો વાપરવાને બદલે એણે ઘણા થોડા વાપર્યા—ખરૂં કહીયે તો એક પણ વાપર્યો નહિ, માત્ર નિશાનીથીજ ચલાવ્યું, કે જેનો અર્થ ગમે તે રીતે કરી શકાય. જ્યારે કંઇ સંદેશો કહેવો હોય અથવા વિનંતિ કરવી હોય ત્યારે જોઇએ તેટલા શબ્દો આપણો અર્થ બરાબર સમજાય એવી રીતે વાપરવા જોઇએ.

કેટલાક લોકો ન બોલવું જોઇએ તે બોલે છે. એક છોકરી સેન્ટ ફીલીપી બેરી પાસે પોતાનાં પાપ કબુલ કરવા ગઇ. સેન્ટ ફીલીપી એના ગુન્હાઓમાંનો એક ગુન્હો બરાબર જાણતો હતો. એ છોકરી માયાળુ હતી પણ એને એના પાડોશીઓ વિષે કુથલી કરવાની ઘણી ખરાબ ટેવ હતી. આવી નકામી વાતો એકને મ્હોંએથી બીજાને મ્હોંએ, એવી રીતે સર્વત્ર પ્રસરી ઘણું નુકશાન કરતી હતી.

ન્ટ ફીલીપીએ એને કહ્યું "બેટા, તું બીજાને વિષે ભુડું બોલે તે ઘણું ખરાબ કહેવાય માટે તારે તેને માટે સજા ભોગવવી પડશે. તું બજારમાં જા ને એક મરઘી ખરીદ કર. પછી ગામ બહારનો રસ્તો લે. તું રસ્તામાં ચાલતી જજે ને એક એક પીંછું તોડતી જજે. બધાં પીછાં તોડયા શિવાય તું અટકતી ના. અને જ્યારે તું આ પ્રમાણે કરી રહે ત્યારે મારી પ આવજે." છોકરીને આ સજા વિચિત્ર લાગી પણ તે પ્રમાણે કરીને સેન્ટ ફીલીપી પાસે પાછી આવી. સેન્ટ ફીલીપીએ કહ્યું "શિક્ષાનો એક ભાગ તો પુરો થયો. હવે બીજો રહ્યો. તું જે રસ્તેથી આવી તે રસ્તે પાછી ફર ને બધાં પીંછાં એકઠાં કર" છોકરી બોલી "એ કેમ કરી શકાય? પવનથી બધાં પીંછાં ઉડી ગયાં હશે. મારાથી થોડાં ભેગાં થશે પણ બધાં તો નહિજ થાય." "ખરી વાત છે બેટા, ત્યારે તારા મ્હોંમાંથી બોલો પડે છે તેને માટે શું એમ નથી? તેં ઘણી વખત નકામી કુથલી કરી હશે, જે એકની પાસેથી બીજાની પાસે એવી રીતે બધે ફેલાઇ ગઇ હશે. તું ધારે તો તે પાછી ખેંચી શકે ખરી?" છોકરીએ ના કહી. "માટે જ્યારે તું કોઇને વિષે પણ ખરાબ બોલવાની તૈયારીમાં હોય તે વખતે જોરથી હોઠ દાબી રાખજે, તારા એવા શબ્દો ગમે ત્યાં ના ફેંકતી. કારણ પીંછાંની માફક તારાથી પાછા એકઠા કરી શકાશે નહિં. કહ્યું છે કે:—

"Nay speak no ill! a kindly word,
Can never leave a sting behind.
And oh! to breathe each tale we've heard
Is far beneath a noble mind.
Full of a better seed is sown
By choosing thus the kinder plan
For if but little good be known
Still let us speak the best we can.

બાઇબલમાં કહ્યું છે કે, "સારી વાણી એ સુવર્ણના જેવી ચળકતી, સ્વચ્છ ને કટાય નહિ તેવી છે" ભવિષ્યમાં છોકરીએ દુર્જનરૂપી કુવાણી ન બોલવાનો નિશ્ચય કર્યો.

બોલવું એ આપણા વિચાર પ્રગટ કરવાને માટે છે ત્યારે કેટલાક કહે છે કે "Language is to conceal our thoughts" એટલે વાણી આપણા વિચાર સંતાડવાને માટે છે. આવી રીતે જે બોલવું હોય તે બોલતાં ગોળ ગોળ–કાઠીયાવાડી–બોલવાની ઘણાંને ટેવ હોય છે. એક માણસ એના મિત્રને મળવા ગયો. થોડીવાર થઇ પણ ન્હાનું નામ નિશાન જણાયું નહિ. એટલે એણે બોલવાનું શરૂ કર્યું. "પિતાંબરભાઇ ન્હાવ્હાની ધાંધલ ના કરશો હોં, આપણે તો ઘરના." ન્હાની ધાંધલ કરવી પડી.

આ પ્રમાણે આ નાટકી સંસારમાં વાણી પણ વિવિધ વેશો લે છે.

---

(૯) "આજ જે કરી શકો તેને આવતી કાલને માટે રાખી મૂકતા નહિ, કારણ કે એવી આવતી કાલ કાંઇ તમારી શક્તિને સ્વાધીન નથી. મતલબ કે કાલ થશે અને તેમાં કામ કરાશેજ એ કાંઇ તમારા હાથમાં નથી. ભવિષ્યમાં શું થશે તેની કોઇને ખબર પડતી નથી: માણસ ધારે છે કાંઇ અને વખને બને છે કાંઈ: ધાર્યું ધણીનું થાય છે એટલે ઇશ્વરેચ્છા પ્રમાણે બને છે; માટે કાલ કરીશું એમ કરીને કશુંએ મુલતવી રાખવું નહિ. એમ મુલતવી રાખવાનાં માઠાં ફળ દરરોજ આપણે નજરે જોઇએ છીએ અને સાંભળીએ છીએ."

(૧૦) "પરિશ્રમજ મનુષ્યજાતિનું વાસ્તવિક જીવન એટલે જીંદગીનો આધાર છે; તેના અભાવે એટલે તેના વિના તે જીંદગી ધારણ કરી શકે નહિ."

(૧૧) "મનુષ્યજાતિએ જે જે મહત્ એટલે મોટાં કાર્ય પાર પાડયાં છે, તે સર્વનું મુળ પરિશ્રમજ છે."

(૧૨) "કામકાજ વગરના–વખતના જેવું મહા અનિષ્ટકારી એટલે નુકશાન કરનાર અથવા ધારેલી ધારણા ધુળ મેળવનાર બીજું કશુએ નથી."

(૧૩) "આળસ એ શરીર અને મનની શક્તિનો નાશ કરનાર વિષ સ્વરૂપ એટલે જેના સેવનથી જીવ જાય એવા ઝેર જેવું છે–તે સઘળા દોષની ખાણ અને સેતાન તરફથી પ્રાપ્ત થયેલાં સાત મહા પાપમાંનું એક મુખ્ય પાપ છે."

(૧૪) "કોઇપણ કામ આવતી કાલને માટે રાખી મુકશો નહિ, કારણ કે કાલનો સૂર્યોદય થશે એટલે ઉગશે તે તું દેખીશ તેનો શો ભરૂંસો છે?"

(૧૫) "પરિશ્રમ કરનાર મનુષ્યને ઇચ્છા કર પ તી નથી; સુખ સ્વચ્છન્દતા અને સ્વાધીનપણું –સ્વતંત્રતા પોતાની મેળેજ તેની પાસે આવે છે. મતલબ કે પરિશ્રમ એ સૌભાગ્ય ઉન્નતિ-આબાદ સ્થિતિની પ્રસુતિ સ્વરૂપ એટલે જનની જેવા છે."

(૧૬) "સંપદનો માર્ગ બજારના માર્ગના જેવો સફાઇદાર, ખુલ્લો અને સર્વજન પરિચિત, એટલે બધાનો જાણીતો છે તે બે હલકી બાબતોના ઉપર આધાર રાખે છે–"પરિશ્રમ" અને "મિતવ્યય" એટલે માફકસર કરકસરથી ખર્ચ કરવું તે."

# વિધીની વિચિત્રતા.

## દ્રુતવિલમ્બિત.

મધુર પુષ્પ ! સુભાગ્ય હિસે ખરેઃ
રસિક માનવની નજરે ચઢયાં:
નવ નિરર્થંક સુંદરતા થશેઃ
સુરભિયે નવ વ્યર્થ વહી જશેઃ
તમ સમાન કંઇ ફુલડાં રૂડાં:
સુરભિને વળી સુંદરતા ભર્યાં :
મનુજની નહીં દ્રષ્ટિ ત્યહિં પડીઃ
ખીલી અને કંઇયે કરમ્યાં હશેઃ
વિરલ રત્ન પરીક્ષક પારખેઃ
અમૂલ રાજમુકૂટ મહિં ચગેઃ
ધનિક કોશ મહિં કંઇયે ભર્યાં:
બહુ રહ્યાં ધુળ માહિં છુપાયલાંઃ
મનુજયે જગમાં કૈં કૈં હશેઃ
ધન અને યશ પ્રાપ્ત કરી શકેઃ
ગુણી અને પ્રતિભાન્વિત માનવોઃ
જગતને કંઈ અજ્ઞ ખુણે પડયાં:
કુસુમ વ્યર્થ ખીલી કરમાય કોઃ
અમૂલ રત્ન કંઇ ધુળમાં છુપ્યાં:
ગુણી જનો અપ્રસિદ્ધ જગે રહ્યાં:
વિધિ તણી સહુ એજ વિચિત્રતા

સુરત —લહરી—

# આપણો સંસાર.

ગુલશન માટે ખાસ.

લખનાર—બ્હેન લીલાવતી.

જ્યારે જ્યારે આપણે આપણા સંસાર તરફ જોઇએ છીએ ત્યારે એવાં થોડાંજ માણસો હશે કે જે સર્વ વાતે સુખી હોય. ખાસ કરી આપણે આપણી આસપાસ જોઇએ ત્યારે બધે કલેશ અને કજીયાથી દુઃખ દેખાય છે. આપણને જે જીવન આપ્યું હોય તે જીવનમાં આપણને જીવતાં ન આવડે તો ચોક્સ દુઃખ થાય એમાં નવાઇ નથી. ઘણા દિવસથી મ્હારા મનને વિચાર થયા કરતો હતો કે આ બધા દુઃખનું કારણ શું, જ્યાં જોઉં ત્યાં કોઇ કહે મ્હારી સાસુ ખરાબ, કોઇ કહે દીઅર અદેખો, કોઇ કહે જેઠ અતડો, કોઇ કહે મસરો લોભી, કોઇ કહે નણંદ કજીઆખોર તો કોઇ કહે મ્હારો ધણી અણસમજુ. હવે આમાંથી સારૂં કોણ અને ખરાબ કોણ એ જાણવા માટે દરેકના ઘરમાં બે બે મહીના રહેવાથી સમજી શકાય. આવી અક્કલહીણ બ્હેનો જ્યાં ત્યાં સૌ પોતાનાં હોય એમજ બોલતી ફરે છે. પણ વિચાર નથી કરતી કે મ્હારા પોતાનામાં શો દોષ છે.

આવી અજ્ઞાન બ્હેનોને ખોટી સમજથી દુર કરવી અને સદ્બોધ આપી સુમાર્ગે બતાવવો તે આપણ કેળવાયલી બ્હેનોની ફરજ છે. સુજ્ઞ બ્હેનો પોતાનો અવકાશનો વખત પોતાની આવી અજ્ઞાન બ્હેનોની સુધારણા માટે નહિ ગાળી શકે ! બીજાનું ખરાબ થતું જોઇ ઘણાને આનંદ થાય છે. કેટલીક તો એવી બ્હેનો હોય છે કે બીજાના ઘરમાં કજીઓ થતો જોઇ જાણે કે નાટક જોવાની મઝા પડતી હોય એમ ખુશી થાય છે. આથી કરી આપણા ઘર સંસારમાં હંમેશ કંકાસ આવી રહે છે. આજે અમુક ઘરમાં સુરજ ઉગ્યો ત્યારથી તે આથમ્યો ત્યાં સુધી કજીઓ ન થયો હોય તો પાડોશીને અજાયબી થાય. કોઇ ઘરમાં સાસુનો ત્રાસ હોય તો કોઇ ઘરમાં વહુ મુરખ હોય તો કોઇ ઠેકાણે દેરાણી જેઠાણીની અદેખાઇ હોય. આ સર્વ જોતાં મ્હને તો આંખમાં આંસુ આવે છે. અરે આપણા જીવતરને ધિક્કાર છે. આપણાં ભણતરને શરમ છે. જ્યાં સુધી આપણી બ્હેનોનું સંસારી જીવન આવું હલકું હોય ત્યાં સુધી આપણે પોતે સુખમાં રહેવું એ મ્હને તો શરમભરેલું લાગે છે. આપણાં માબાપોની મનની તૃષ્ણાથી કહો કે આપણાં નસીબથી કહો કે, આપણે ત્યાંનાં લગ્નો ઘણાં ખરાં કજોડાં જેવાં થાય છે. ઘણીક સારી બ્હેનો અણસમજુ પતિથી નિસાસા નાખી દુઃખમાં ઝુરે છે. જ્યારે કેટલાક વિદ્વાન પતિ મુરખ અણઘડ સ્ત્રીના સહવાસથી પોતાનું જીવન સદાને માટે બગડેલું જોઇ નિરાશામાં દિવસો ગાળે છે. બીજા પણ કેટલાક કુચાલોથી પણ આપણો સંસાર હલકો થઇ ગયો છે. બ્હેનો ! આ સર્વ ઉપર પૂરતો વિચાર કરવો ઘટે છે. જેમ આપણા પગમાં એક નાનું સરખું ગુમડું થયું હોય અને તેને કાંઇપણ દવા ન લગાડીએ તો ગુમડું વધતું જાય અને જેમ જેમ આપણે બેદરકાર રહીએ તેમ તેમ આપણે ગે-

ફાયદો થતો જાય છે, અને સડેલો ભાગ વધતાં વધતાં આખરે પગ કાપવો પડશે. તેમ આપણા ઘરસંસારની પણ એવીજ સ્થિતિ છે. જેવી સૌની દશા છે, તેવી આપણી પણ થશે, એવો ખોટો સંતોષ પકડી ચાલવા દેવામાં આપણા સંસારની પડતી થશે. ભુલ થતી હોય, જ્યાંથી ભાગ સડતો હોય ત્યાંથી સુધારવાની જલદી જરૂરીઆત છે. આપણે અજ્ઞાનરૂપી ગુમડું થયું છે. અને આળસમાં ત્હેમાં વધારે સડો પેસતો જાય છે. હવે જ્ઞાનની દવા ત્હેના ઉપર લગાડવામાં નહિ આવે તો આખરે દર્દ વધે જશે અને પછી પસ્તાવું પડશે. આ જમાનામાં કાંઇ નવું નવું જોવાનું છે. શીખવાનું છે, આપણી બીજી બ્હેનો જ્ઞાન લઇ પોતાનો ગૃહસંસારને કેવો સુખી બનાવે છે તે જોવું જોઇએ. તેઓ પોતાના જ્ઞાનથી આસપાસની સઘળી બ્હેનોને સુધારવામાં કેટલી બધી મદદ કરે છે. તેમના તરફ નજર કરવી જોઇએ. જીવનનો હેતુ સમજવો જોઇએ. માત્ર બે વખત રસોઇ કરી, વાસણ માજી, બપોરના, પાડોશીની અને લોકની કુથલી કરી, રાત્રે, આખો દિવસ ગદ્ધા વઇતરું કરી ઘેર આવેલા ધણી પાસે ફરીઆદો, અને કજીઆનો ઇતિહાસ રજુ કરી જીંદગી પૂરી કરવી એ કાંઇ જીવનનો હેતુ નથી. આ જીવન ઘણું મોંઘું છે ને તેની કીમત ઘણી મોટી છે. તેની ત્હમે ગીતમાં ઘણી વખત ગાઓ છો કે "ઉત્તમ મનુષ્ય દેહ મળ્યો છે" તો એવા ઉત્તમ જીવનને આમ પસાર કરવું એ મૂર્ખાઇ છે. આપણાં જીવનની હરેક પળ આપણું પોતાનું જીવન, પાડોશીનું જીવન તથા આપણો ઘરસંસાર કેમ સુધરે તે માટેજ ગુજારવાનું છે. જ્યાં સુધી આપણો ગૃહસંસાર સુધારવા તૈયાર થઇશું નહીં, ત્યાં સુધી સાચું સુખ શું છે તેનું આપણે સ્વપ્નું પણ જોઇ શકીશું નહી, માટે બ્હેનો જો ત્હમે–સાસુ વહુ–નણંદ–દેરાણી–કે જેઠાણી હો તો તે પ્રમાણે શાંતિ ક્ષમા–દયા અને ધર્મથી ત્હારી આસપાસનાં સહુ સાથે વર્ત્તજે, અને ત્હારો સંસાર સુખી કરવો કે દુઃખી કરવો એ ત્હારાજ હાથમાં છે. એની જોખમદાર તુંજ છે, ત્હેનો વિચાર કરજે ગૃહસંસાર સુધારી, સંસારમાં સ્વર્ગ અનુભવવું કે નરક તે ત્હારા પોતાનાજ હાથમાં છે એમ સમજજે. પ્રભુ સર્વ બ્હેનોને સુમાર્ગ બતાવો.

× × ×

## વાત બી ખરી !

'કેમ, મમઇ બપઇ મરી ગઇછ શું? એ શું મુરદાં ફેરોસ જેવો ?'

'બોલાજ ના બાપા –હાયની ધરતી નાસી જવા માગે છ ?'

'પીટા પતી–શાનો રડી મરેછ? એનો બૈરાંની જાત, એવીજ! એ બોલસે બકસે પણ કાંઇ કરશે નહિ!'

'મોહ્કામુજ તે છે તો!'

## દર ઇનચેશક !

'વરાક–મારા સાહેબ તમે જુઠા છો. તમે મને ઠગ્યો. મારા પૈસા હરામના લીધા. તમે કહ્યું તું કે આ પોપટ બહુ જ્ઞાની ને, અનુભવી છે પણ તે એક બોલ બી બોલતો નથી.

'વેપારી–મારા સાહેબ તમે બી ઠીકજ બોલ્યા છો. વળી, અલબત આ પોપટ જ્ઞાનીને અનુભવીઓમાંનો છેજ. એ ફીલસુફ છે તેથીજ અજ્ઞાનો સાથે ઝાઝી ટકટક કરતો નથી. તમે એને ફીલસુફ આગળ લઇ જઇ રાખોને પછી એનું પાણી જોજ!'

## બુઢા મરતા નથી !

એક બુઢો વીમા કંપનીમાં વીમો ઉતરાવવા ગયો.

'શું જોઇએછ?' સવાલ થયો.

'મારે દસ હજારનો વીમો ઉતરાવવોછ'

'શું ઉમ્મર?'

'એંસી'

'દીલગીર છીએ. આંકડાઓ પરથી જણાય છે કે એંસી વરસ પછીના બુઢાઓ જલદી મરતા નથી તેથી હમે તેવાઓનો વીમો ઉતારતા નથી!'

# પ્રમાણિકપણાનો બદલો.

## એક ટુંકી વાર્તા.

ગુલશન માટે ખાસ

લખનાર-સૌ૦ કીર્ત્તિદા

નવસારીમા લુનસી કુઇ ઉપરના એક વિશાળ બગલામા તે બગલાની વિધવા માલીક દેવલક્ષ્મી બેઠી હતી તે એક ગાયકવાડી વતનદારની વિધવા પત્ની હોવાથી તેની આવક ઘણીજ સારી હતી તેને સતાનમા એક પચીસ વર્ષનો એક પુત્ર અને એક કન્યા હતા પુત્ર ડાકટરના અભ્યાસ માટે વિલાયત ગયેલો હોવાથી તે અને તેની પદર વર્ષની અવિવાહિત કન્યા હાલમા ત્યા રહેતા હતા

અત્યારે સાજનો વખત હતો અને શેઠાણી પોતાના વિશાળ દીવાનખાનામા આરામચેર ઉપર બેસી સાજવર્તમાન વાચતા હતા, એટલામા દરવાન અદર આવીને અદબથી નમીને બોલ્યો, " શેઠાણી સાહેબ, એક બાઇ આપને મળવા માગે છે "

સ્હેજ ઉચુ જોઇને શેઠાણીએ તેમની ઈસારતથી હા કહી અને દરવાન પાછો ચાલ્યો ગયો અને બે મિનિટ પછી તે બારણામાથી એક અરાઢ વર્ષની સુદર બાલા હાથમા બેગ સાથે તે દીવાનખાનામા દાખલ થઇ

" આ સામેની ખુરશી લઇને બેસો બ્હેન " શેઠાણી તેનું સૌદર્ય જોતા બોલ્યા બાળા તે પ્રમાણે ખુરશી લઇને બેઠી પછી શેઠાણીએ પુછ્યુ, " આપનુ નામ શુ બ્હેન ! "

' મારુ નામ રતિ છે અને હુ—તે બાળાએ અચકીને નિચુ જોયુ અને બોલી " તમારે ત્યા તમારા કન્યાને ટ્યુશનની જરૂર છે એમ તમે સાજમા છપાવ્યુ હતુ તેના જવાબમા આવી છુ '

" શુ તમે તે માટે આવ્યા છો ? હુ તો જાણે તે માની શકતીજ નથી મને જરા તમારા સરટીફીકેટ બતાવશો ? તમારી ઉમર ઘણીજ નાની જણાય છે " શેઠાણી આશ્ચર્ય પામીને બોલ્યા

તેને બોલતા સાભળીને તે બાળાની આખના આસુ ભરાઇ આવ્યા ને તે બોલી ' મારી ઉમર અરાઢ વર્ષની છે અને મે કોઇ જગોએ નોકરી ન કરેલી હોવાથી સરટીફીકેટ મારી પાસે નથી આપણા દેશમા સ્ત્રીઓને નોકરી કરવાનો ધારો નથી, અને આપણી હીંદુની ઉચી જ્ઞાતિમા કોઇપણ નોકરી કરતા નથી પણ હુ નિરાધાર હોવાથી મારે નોકરી કરવાની જરૂર પડી છે અને આપની જાહેરખબરની શરતો નરમ હોવાથી આપને દયાળુ ધારીને હુ આવી છુ સરટીફીકેટ મારી પોતાની ચાલચલણ છે તે શીવાય હુ કાંઈપણ બતાવી શકતી નથી ' અને તેણે નિચુ જોઇને પોતાની આખો લુછી

શેઠાણી તેની સામુ દયાથી જોઇ રહ્યા "આટલી નાની ઉમરમા કોઇપણ સગા વહાલા છતા ન હોય તે કેટલુ દયાભરેલુ છે તમે શી ન્યાતના છો બેન ?" શેઠાણીએ દયાળુપણે તેને પુછ્યુ

' હુ આપનીજ ન્યાતની ' રતિએ જવાબ દીધો

શેઠાણીએ તરત ઈલેક્ટ્રીક પુશ બટ વગાડયો અને તેના જવાબમા એક નોકર આવ્યો " રમા ! બેનને અહીંઆ મોકલ અને આ બેન, બેનના સાથી તરીકે અહીં રહેવા આવેલા છે તેમને માટે બેનના ઓરડાની જોડનો ઓરડો તૈયાર કર અને પછી બેનનો

"સામાન ત્યાં ગોઠવવાને રાધાને ખબર આપ." શેઠાણીએ હુકમ ફરમાવ્યો. તે નોકરના ગયા પછી રતિની તરફ ફરીને બોલી, "વારૂ ત્યારે પગાર બાબત તો તમને કાંઇ વાંધો નથીને ?"

"નાજી ! પગાર બાબત કાંઇજ વાંધો નથી. પૈસાનું તો કાંઇ નહિ પણ મારા જેવી નિરાધારને તમારા જેવા દયાળુ માણસની છાયાની ઘણી જરૂર છે." રતિએ નમ્રતાથી જવાબ દીધો.

એટલામાં બારણું ઉઘાડીને એક પંદર વર્ષની બાળા રમતીઆળપણે અંદર આવી અને શેઠાણી પાસે જઇને શેઠાણીના ગળામાં હાથ નાખી બોલી, "અમી મારું શું કામ છે."

"તારૂં કામ એ છે કે રમા તુ ડાહી થા." શેઠાણી હસીને પોતાની લાડકી કન્યાને માથે હાથ ફેરવીને બોલ્યાં "જો આ તારાં સાથી તરીકે આવેલાં છે એમનું નામ રતિ બેન છે. એ આપણી ન્યાતના અને સારા ખાનદાનનાં છે માટે તું એમને કોઈ પણ રીતે કાયર કરતી ના. એ થાકેલાં છે માટે તારા ઓરડાની જોડેનો ઓરડો એમને વાસ્તે તૈયાર કરાવ્યો છે ત્યાં તેડીજા અને એમને વાસ્તે કંઇક નાસ્તો મંગાવી આપ."

પછી રતિ સામું જોઇને બોલ્યાં "એને હાર્મોનીઅમ અને ડ્રોઇંગનું શિક્ષણ તમારે આપવાનું છે અને ઇંગ્રેજીમાં બોલવાની પ્રેક્ટીસ પાડવાની છે એનો ઇંગ્રેજી અભ્યાસ તો સારો છે પણ ઘરનો હોવાથી બોલવાની બરોબર પ્રેક્ટીસ નથી માટે તે તમારે પાડવાની છે અને તે શીવાય એનના સાથી તરીકે તેની સાથે બહાર જવા આવવા શિવાય તમારે કાંઇ કરવાનું નથી, અને અત્યારે તમારા રૂમમાં તમને બેન લઇ જશે ત્યાં જઇને આરામ લો અને કાલથી એનો અભ્યાસ શરૂ કરજો. હું આશા રાખું છું કે જેવા વિશ્વાસથી વધારે બાતી વગર મેં તમને રાખ્યાં છે તે વિશ્વાસમાં હું કોઇ પણ રીતે ખોટી નહિ પડું."

રતિ ઉઠીને ઉભી થઇ અને બોલી "તમારા વિશ્વાસને લાયક થવાને હું બનતો પ્રયત્ન જરૂર કરીશ અને તમે મારાથી સંતોષ પામશોજ એમ હું ધારૂં છું" અને તે બહાર જવાનાં બારણાં તરફ રમાનો હાથ ઝાલીને ફરી એટલે રમા બોલી, "ચાલો રતિ બેહેન ! હું તમારો ઓરડો દેખાડું" અને બન્ને બહાર ગયા.

× × ×

અત્યારે રમાના ઓરડાની બારીઓ પરદાએ ઢાંકેલી હતી અને એક બાજુએ પલંગ ઉપર રમા રીકા ચદેરા સાથે ઓઢીને સુતી હતી અને એના માથા તરફ રતિ હાથમાં દવા કાઢવાનું ગ્લાસ લઇને દવા કાઢતી સ્ટુલ ઉપર બેઠી હતી.

"તમારે દવા લેવાનો વખત થયો છે વહાલી રમા !" રતિ બોલી અને એના માથા નીચે હાથ મુકી ધીમેથી દવા પાઇ અને પાણી લઇને મોં ધોવડાવીને મોંમાં એલચી મુકી.

"રતિ બ્હેન ! તમે મારી મા કે બ્હેન કરે તેટલી મારી ચાકરી કરી. તમે જો ના હોત તો હું જીવત નહિ. બાનું દેહ ઘણું પોચું હોવાથી તે કાંઇ કરી શકત નહિ, અને અહીંયા કોઇ નર્સ ન હોવાથી મારી આટલી સારવાર થાત નહિ." રમા રતિના ગળામાં હાથ વિંટાળી બોલી "એવું મરવાનું કોઇ બોલે." રતિ હસતાં હસતાં બોલી. "તમે કાંઇ એટલાં માંદાં ન હોતાં અને મેં કાંઇ એટલી બધી સારવાર પણ કરી નથી. તમે અને બા મારા ઉપર જે માયા રાખો છો તેનો કદાપિ પણ મારાથી બદલો વળે તેમ નથી. ચાલો તમને થાક લાગશે માટે તમે ઓઢીને સુઇ જાવ."

એટલામાં ઓરડાનું બારણું ધીમેથી ઉઘાડીને શેઠાણી અંદર આવ્યાં,તેમના હાથમાં ટપાલના હતા. આવીને રમાના માથા પર હાથ ફેરવી તેનાં પલંગ ઉપર બેઠાં ને બોલ્યા."હવે તાવ આવતો તો બંધ થયો પણ નબળાઇ જ્યાં લગી છે ત્યાં લગી બીછાનું છોડવાની ડાક્ટર ના કહે છે, અને ભાઇ આવતા શનિવારે આવશે એમ આજની ટપાલમાં કાગળ આવ્યો છે, અને બંદર ઉપર બધાને મળવા બોલાવ્યાં છે ત્યારે હવે હું કેમ કરૂં તે સુજતું નથી."

"રમા બ્હેનની હવે કાંઇ ફીકર કરવાની જરૂર નથી. નબળાઇ ધીમે ધીમે મટે માટે તમે એકલાંજ તેડવા જાવ તો ઠીક. કેમકે બ્હેનને લઇને તમારાથી જવાશે નહિ અને ત્યાં બંદર ઉપર કોઇ નહિ હોય તો ભાઇને ફીકર થશે અને હું ધારૂં છું કે તમને મારામાં વિશ્વાસ છે અને હું બ્હેનને સંભાળી શકીશ." રતિએ શેઠાણી સામું જોઇને કહ્યું.

"તારા ઉપર મને સંપુર્ણ વિશ્વાસ છે. બ્હેનની સારવાર તેં સગી બ્હેનના જેવી કરી છે એટલે તારી સંભાળ હેઠળ એને મુકી જવામાં મને કાંઇ પણ હરકત નથી, અને મારે બંદર ઉપર તેડવા ગયા વગર ચાલે તેમ પણ નથી કેમકે આટલે વર્ષે એ પાછો આવે છે ત્યારે કોઇને પણ બંદર ઉપર ન દેખવાથી ગભરાય એ સ્વાભાવિક છે અને હું પણ ચાર વર્ષે મારા પુત્રને

મળવાને ઘણીજ આતુર છું" શેઠાણી બોલ્યા. "તું તો નહિ આવી શકે." બ્હેન રમાને માથે હાથ ફેરવતાં શેઠાણીએ કહ્યું.

"મમા મારાથી ભાઇને તેડવા નહિ જવાય, તે મને એવું લાગે છે? પણ શું કરૂં આ પથારી મને છોડવાનું બીલકુલ ના કહે છે અને એનું કહ્યું ના માનવાથી મારામાં તાકાત નથી." રમા જરાક ચીડમાં અને મશ્કરીમાં બોલી.

"ચાલો રમા બ્હેનને આજે ઘણી મહેનત પડી માટે કદાચ પાછી તબીયત બગડે તેથી એને સુવા દેવી જોઇએ તેથી હું જાઉં છું અને રતિ તું પણ તારા ઓરડામા જરા આડી થશે એટલે તને અને એને બેને આરામ મળે. તું પણ થાકી ગઇ. ચાલ રમા! હવે તું હું જાઉં છુ." કહી શેઠાણી બહાર ગયાં.

* * * *

"ભાઇ હુ સારી થઈ તે તો રતિ બ્હેનને લીધેજ હો? નહિ તો તમે મને જીવતી જોત નહિ" રમા પોતાના ભાઇને ખભે હાથ મુકીને બોલી.

"અને રમા તુ મરી જાત તો તારા જેવી વ્હાલી શું કરત, એટલા વાસ્તે મારે એ તારા બ્હેનનો ઉપકાર માનવો જોઇએ." મદનમોહન ની બહેનને ચુંબન લેતા બોલ્યા,

એટલામા હાથમા થોડા છુટા ફુલો અને ગજરા ભરેલી બાસ્કેટ લઇને રતિ તે ઓરડામા દાખલ થઈ. અને રમા બોલી "રતિ બ્હેન આટલી બધી વાર તમે કયા હતા?" રતિ હસતે ચહેરે રમાની સામે જોઇ રહી અને બોલી, "હુ તમારે વાસ્તે ફુલ અને ગજરાં લેવા ગઇ હતી અત્યારે કાંઇ તમે એકલાં નહોતા ને હવે મને લાગે છે તે તમને મારી જરૂર પણ નહિ પડે."

"કેમ જરૂર નહિ પડે? ભાઈ આવ્યા તેથી શું તમે નકામા થયા? તમે મને ઘણાંજ કામનાં છો અને હમેશા તમે મને કામના રહેશો એમ મને તો લાગે છે. ભાઈ તમે કેમ કાંઈ બોલતા નથી." રમા બોલી. રતિનું સૌંદર્ય જોઇને ચકિત થયેલો મદનમોહન જાણે ઉંઘમાંથી જાગી ઉઠયો હોય તેમ ચમક્યો અને બોલ્યો "ખચીતજ એ ઘણા કામનાં છે કેમકે તારી સારવાર કરીને તારો જીવ બચાવ્યો એ કાંઈ એમનો થોડો ઉપગાર નથી."

મદનમોહનનું બોલવુ સાંભળીને શરમથી લાલ થઈ ને રતિએ નીચું જોયું અને બોલી "રમા બહેનની સારવાર કરી તેમાં તે મે શું કર્યું છે કે તમે બધાં વખાણ કરો છો. મારી તેમ કરવાની ફરજ હતી અને રમા બહેન મને સગી બહેન જેવાં વ્હાલાં હોવાથી મેં જે કર્યું તેમા કાંઈ નવાઈ નથી. મારે બદલે કોઇ બીજાું પણ હોત તો તે પ્રમાણે કરતજ."

બે મિનિટ તેનું બોલવું સાંભળીને મદન સ્થિર રહ્યો અને પછી રમા તરફ જોઇને બોલ્યો, "ચાલ રમા! હવે હું તો જાઉં છું. સ્ટેશન ઉપર આજે નવનીતભાઇ મારી જોડે આવવાનાં હતા પણ તે પાછળ રહી ગયા છે. તે અત્યારની ટ્રેનમાં આવવાનાં છે. તેમને લેવાને સ્ટેશન ઉપર મારે જવું છે" એટલું બોલી તે ઓરડાની બહાર ચાલ્યો ગયો.

રમા અને રતિ એકલાં પડયા એટલે રમા બોલી "રતિ બ્હેન મારા ભાઈ કેવા છે, તમને ગમ્યા કે નહિ" રમાએ નિર્દોષ ભાવે પુછ્યું.

"રમા બ્હેન! તમારા ભાઈ ઘણા સારા! છે અને બધાને ગમે એવા છે તો પછી મને શામાટે ના ગમે?" રતિએ લાલ થતાં જવાબ દીધો અને રમા તરફથી મોં ફેરવતાં એ બોલી. ચાલો હવે તમે સુઈ જાવ ક્યા-રના વાત કર્યા કરો છો તે પછી તમને થાક લાગશે."

રતિનું બોલવું સાંભળીને રમા પુઠ ફેરવીને સુઈ ગઈ અને રતિ તેને સુતેલી જોઇને પોતાના બે હાથ વચ્ચે પોતાનુ મ્હો ઢાંકી કાંઇક વિચાર કરતી હોય તેમ બેસી રહી હોય, એમ કરતાં એક કલાક વીતી ગયો અને કંપાઉંડમાં દાખલ થતી ગાડીના અવાજે રમા જાગી ઉઠી અને રતિની સ્હામું જોયુ. "મને લાગે છે કે રતિ બ્હેન! નવનીત ભાઈ આવ્યા" અને રતિએ ઉઠીને બારીએ જોયું અને ગાડીમાથી ઉતરેલા પુરૂષને જોઇને તે ચમકી અને રમા તરફ જોઇને તે બોલી "રમા બ્હેન! હું જરા મારા રૂમમાં જઇને આડી થાઉં છું. કેમકે મારૂં માથુ દુઃખે છે." તે સાંભળીને રમા બોલી "તમને જો થાક લાગ્યો હોય સો મારા પલંગ પાછળના સોફા ઉપર તમે સુઇ જાવ પણ મને એકલા ગમશે નહિ; માટે તમે તમારા રૂમમા જશો નહિ." રમાએ રતિની સામું જોઇને કહ્યુ અને રતિ ને પ્રમાણે સોફા પર જઇને સુતી.

પા કલાક પછી ઓરડાનું બારણું ઉઘાડીને મદન અને તેનો મિત્ર નવનીત દાખલ થયા અને મદન પલંગ પાસે આવીને બોલ્યો, "જુઓ નવનીતભાઇ આ મારી રમા નવે અવતારે જીવી હજી પણ ડાકટરે એને બીછાનું છોડવાની ના કહી છે."

નવનીતે રમાને માથે હાથ ફેરવ્યો અને બોલ્યો "રમા! હવે તો તને નબળાઇ ઓછી લાગે છે ને! તું એકલી કેમ સુઇ રહી છે તને એકલાં કેમ ગમે છે"

"હું એકલી નથી. નવનીતભાઈ! મારાં રતિ બ્હેન અહીંઆંજ છે. અને એમનું માથું દુઃખવાથી હમણાંજ પાછળ સોફા પર સુતાં છે." રમાએ જવાબ દીધો.

"મારાં કોણ?" નવનીત ચમકીને બોલ્યો.

"મારાં માસ્તર રતિ બ્હેન!" રમાએ જવાબ દીધો.

"એને બોલાવ" ધ્રુજતા અવાજે નવનીત બોલ્યો. અને આ બધું સુતાં સુતાં રતિ સાંભળતી હતી તે આખરે ધીરે ચહેરે અને ધ્રુજતે પગે પલંગને ઓથેથી બહાર આવી અને નવનીત તરફ ફરીને બોલી, "નવનીતભાઈ આખરે તમે મને શોધી કહાડી?" આટલું બોલતાં ચક્કર ખાઇ ગાલીચા ઉપર પડી. મદન અને રમા એક ચકિત થઇને જોઇ રહ્યાં અને નવનીત રતિની પાસે જઈ તેણે બેશુદ્ધ પડેલીના નાક આગળ ટેબલ ઉપર પડેલી સ્મેલીંગસોલ્ટની સીસી ધરી. તે શુદ્ધીમાં આવતાં તેને હાથનો ટેકો આપી પાસે પડેલી આરામચૅર ઉપર બેસાડી અને બોલ્યો.

"રતિ! તને આ સારૂં લાગ્યુ કે તું અણચીંતી ચાલી નિકળી. શું હું તારા બાપને આશ્રયે રહ્યો નહોતો? કે તારાથી મારે ઘેર ના રહેવાય. તું છોકરીની જાત એકલી નિકળી પડી એ સારૂં નહીં. એ તો તારા ભાગ્યેજ શેઠાણી કાકી જેવાં સારાં માણસ તને મળી ગયાં નહીં તો ગેરઆબરૂ થવાનો પ્રસંગ ના આવત?"

"મને માફ કરો નવનીતભાઈ! હું કબુલ કરૂં છું કે મેં એ ઉતાંવળું પગલું ભર્યું, પણ હું જો ત્યાં રહી હોત તો તમે હું દુઃખી ના થાઉં એટલા વાસ્તે મારા પિતાનું દેવું તે તમે મારૂં ધન ગણીને ચુકવી આપત નહિ. અને મારા પિતાને ઋણમુક્ત કરવા એ મારો સંકલ્પ હતો, તેથીજ હું કોઇને પણ કહ્યા વગર ત્યાંથી ચાલી આવી. કહો મારા પિતાને ઋણમુક્ત કર્યા કે નહિં." રતિ બોલી.

"હા બ્હેન! તારા પિતાને ઋણ મુક્ત કર્યા અને તેમ કરતાં બે હજાર રૂપિયા વધ્યા તે મેં તારે નામે બેંકમાં મુકયા છે, અને હવે તારે જ્યાં રહેવું હોય ત્યાં સ્વતંત્ર રહેવાને તારે કોઇ પણ પ્રકારની અડચણ નથી" નવનિત બોલ્યો તે સાંભળીને રમા બોલી "ઓ રતિ બ્હેન! તમે કાંઇ જતાં ના રહેતાં તમારા વગર મને નહિ ગમે."

આ બધું સાંભળતી રતિ ધીરે ચહેરે બેઠી હતી તેની સામું જોઇને મદન બોલ્યો, "રમા તું શાની ગભરાય છે. અત્યારે એ જતાં પણ નથી અને કોઇ જવા દેતું પણ નથી. એમની વાત શું છે તે જાણીશું પછી એમનું મન જે વાતે નહિ કપાય અને તને પણ સારૂં લાગશે તે પ્રમાણે આપણે કરીશું. અત્યારે તો એ હશેરાયલાં છે તેથી એમને એમના ઓરડામાં જઇને આરામ લેવા દે." અને તે પોતાનો હાથ આપીને રતિને તેના ઓરડામાં મૂકી આવ્યો.

તે આવીને નવનીતની સામું બેઠો અને બોલ્યો, "નવનીતભાઇ એ કોની છોકરી છે, કયાંની છે અને તમે એને કયારના ઓળખો છો, અને એ શા વાસ્તે પોતાનું ઘર મુકીને ચાલી આવી તે કહેવાની જો હરકત ન હોય તો હમે તે જાણવાને ઉત્સુક છીએ."

નવનીતે કહ્યું "એનો ઇતિહાસ કહેવામાં એને કોઇપણ પ્રકારની અને મને પણ કોઇપણ પ્રકારની અડચણ નથી પણ તે શેઠાણી કાકીનાં દેખતાં કહ્યું હોય તો તે પણ જાણે માટે તેમનાં દેખતાંજ હું કહીશ."

રાત્રે પરવારીને બધાં દીવાનખાનામાં ભેગાં થયાં હતાં અને રમા પણ પોતાના સખત મંદવાડ પછી પહેલીજ વખત રતિનો હાથ પકડીને ટેકાવી ત્યાં આવી હતી. બધા ભેગાં થયા પછી શેઠાણીએ, કહ્યું "રતિની જે વાત તમે કહેવાના છો તે સાંભળવાની હવે મને ફુરસદ છે માટે તમને અડચણ ના હોય તો કહો."

નવનીત બોલ્યો "મને કહેવાને કંઈ પણ અડચણ નથી અને રતિને તેમાં શરમાવા જેવું પણ નથી. માટે હું કહું છું. રતિના પિતા પૈસાદાર હતા અને તે સુરતવાળા મોહનલાલ ચુનીલાલને નામે ઓળખાતા હતા, અને તે બે ત્રણ ભાગીઆમાં કાંઇક વેપાર કરતા હતા. તેમાથી તેમને કાંઇક ખોટ આવી અને તેમનો એક ભાગીઓ મરી ગયો તેથી કેટલુંક દેવું થયું પણ તેમના મૃત્યુ લગી કોઇએ, જાણ્યું નહિ. ત્યાર પછી તેમના કહેવા પ્રમાણે મેં જ્યારે તેમના કાગળો તપાસી મારી સંભાળ નીચે રતિને લેવા વિચાર કર્યો. ત્યારે કાગળ તપાસતાં તે અમને જણાયું તેથી આ પ્રમાણિક સ્વભાવની અને હીંમતવાન કન્યા મને આગ્રહ કરવા લાગી કે મારા પિતાને ઋણમુક્ત કરો. જે છે તે વેચીને પણ તેમનું દેવું આપી દો. હું ના કહેતો કે બહેન તારે ખાવાને પણ નહિ રહે અને તોપણ તે હિંમત ના છોડતાં રોજ તે બાબત મને કહેતી. હું એને મારે ત્યાં રહેવાનું કહેતો પણ તે મારે ત્યાં રહેવા ના આવી. આખરે એક દિવસ એની દાસીએ

આવી ને કહ્યું કે 'રતિબ્હેન સવારના બ્હાર ગયાં છે તે હજી આવ્યાં નથી, અને આ તમારા નામનો કાગળ તેમના ટેબલ પરથી અમને જડયો છે તે હું તમને આપવા આવી છું.' તે કાગળમાં એટલુંજ હતું 'કે મારા પિતાનું દેવું બધું વેચી સાટીને તમે ચુકવજો ને મારી દાસી મારા જન્મથી મારે ત્યાં હતી તેને પાંચસેં રૂપીઆ આપીને તેને દેશ મોકલજો. હું મારી પાંખે હવે ઉડવા માગું છું, અને તેથીજ તમે તમારે ઘેર મને રહેવા બોલાવી હતી તે હું આવી નહોતી. એટલી તમે ખાત્રી રાખજો કે હું જ્યાં હઇશ ત્યાં પણ મારા પિતાની આબરૂને કલંક લાગે એવું કામ હું આ જન્મે કોઇ પણ કાળે થવા દઇશ નહિ.' ત્યાર પછી તેનાં લખવા પ્રમાણે વ્યવસ્થા કરતા બે હજાર રૂપીઆ જે બચ્યા તે બેંકમાં એને નામે જમે કરાવી, આજ નવ મહીના થયા હું એની તપાસ કરતો હતો. આજે આવી ઓચીંતી આવા સારા આશ્રયમાં રહેલી મને મળી તેથી હું ઘણોજ ખુશી થયો. કેમકે એના પિતાએ હું નાની ઉમરમાં માબાપ વિનાનો હોવાથી પોતાના દીકરા જેવો ગણીને મને ઉછેર્યો હતો અને તેથી હું એને મારી સગીબેન પ્રમાણે ચહાતો હતો, અને ચહાઉં છુ. અને હવે એના પિતાનુ દેવું ચુકતે થઇ ગયું છે અને એના પોતાના પણ પાંચ પૈસા છે તો હવે એ મારે ત્યાં આવીને રહે અને અમે બે સગા ભાઇ બેન પ્રમાણે ઘણી ખુશીથી રહી શકીશું" નવનીતે બોલવું પુરૂં કર્યું અને રતિની સામું જોઇને કહ્યુ " રતિ બ્હેન ! હવે તું કોઇની ઓશીયાળી થઇને રહેવાની નથી. તારા પિતાનું દેવું ચુકવાઇ ગયુ છે અને તારા પોતાના પૈસાથી હવે તું કોઇની ઓશીઆળી નથી. તો હવે તુ મારે ત્યાં આવીને રહે, હું અને બા, બે જણાં ખુશી થઇશુ અને તે વાતની હુ ધારૂં છું કે તને અડચણ નહીં હોય."

"ના, ના, રતિ તો હવે અહીંજ રહેશે. એ આજ સુધી એના સુશીલ સ્વભાવથી મારી દીકરી જેવી મને વ્હાલી હતી, અને હવે એના આ ગુણ જાણીને એ મને એવડી વ્હાલી છે. અને તેથી હવે એ આ ઘરમા નોકર તરીકે નહિ પણ માલીક તરીકે રહેશે." એટલું બોલીને શેઠાણીએ હસીને રતિ અને મદનની સામું જોયું. અને રતિ અને મદનની નજર એક થતા રતિએ શરમથી લાલ થઇને નિચું જોયું.

તે જોઇને નવનીત બોલ્યો, "શેઠાણી કાકી ! તમે મારી બ્હેનને લઈલો, તેનો બદલો મને નહિ આપો ?"

"ખચિતજ! તમને ... રાજી થશો તમને યોગ્ય રીતે વાળી આપીશું ... બોલ્યો, અને તે કાંઈ ઘણી નથી. થોડા મહીના ... એટલે તમને તે આપી દઇશું." મદન ... અને રમાની સામું જોતાં રમાએ ખીજવેલ ... રહાવી, પોતાના ભાઈ સામું જોયું ને બબડી ... તો પોતે આવી ને મને કાઢવાજ માગે છે એને મારી શેની ગરજ હોય" તે સાંભળીને બધાં હસી ...

એ વાતને અત્યારે બે વરસ થઇ ગયાં છે. શે... આગલા દીવાનખાનામાં કોચ ઉપર મદનમોહન છ મહીનાની કન્યા માયાવતીને રમાડતાં બેઠાં હ... સામે ખુરશી ઉપર રમતીઆળ રમા કાંઇક ઢા... થયલી બેઠી હતી અને પાસેના ટેબલ ઉપરના ... ગમા ફુલ ગોઠવતી રતિ ઉભી હતી. એટલામાં ર... બોલી "બા આજે ભાભીને આપણે ઘેર આવ્યાં પોણા ત્રણ વરસ થયાં અને ભાઇને વિલાયતથી આવ્યાંને બરોબર બે વરસ થયાં એટલામાં કેટલે ફેરફાર થઈ ગયો."

"ઘણો ફેરફાર ! જેની માસ્તર તરીકે આવેલી રતિ ઘરની માલીક થઇને બેઠી અને તું સાસરે ગઇ અને નવનીત જે પરાયો હતો તે આજે જમાઈ થયો. અને આ માયા તો બધામાં નવીજ છે એટલે તેને તો જુદીજ ગણવાની." શેઠાણી હસીને બોલ્યાં "સાચુ કહેજે રતિ! તુ આપણે ત્યાં કોઇપણ પ્રકારે દુઃખી થઇ છે અથવા કોઇપણ દિવસ તને ઓછું આવે એવું કોઇના તરફથી પણ વર્તન થયું છે."

"ખચીતજ નહિ ! તમારા જેવી માયા અને તમારા જેવું હેત સગી મા પણ રાખે કે નહિ. કેમકે મને માનો અનુભવ નહોવાથી હું જાણતી નથી. હુ અજાણી તમારે ત્યાં આવીને ઉભી રહી અને તમે કોઇપણ પ્રકારનો અવિશ્વાસ ના લાવતા તરત તમારા આશ્રય નીચે તમે મને લીધી તે કાંઇ થોડું કહેવાય નહિ અને હું આજે સુખ ભોગવું છુ તેને હું લાયક નથી એમજ મને લાગ્યાં કરે છે."

એટલામા કોઇ દરદીને જોઇ આવીને લાકડી હલાવતો મદન ઓરડામાં દાખલ થયો અને બોલ્યો "તને કોઇપણ પ્રકારનું સુખ અથવા તો સંતોષ જે પણ મળ્યું હોય તે તારા પ્રમાણિકપણાનો બદલો છે અને તેથી તને જેટલું સુખ મળે તેટલું ઓછું છે". એટલું બોલતાં બોલતા તે પોતાની મા પાસે કૉચ ઉપર જઇને બેઠો અને બધાને ઓળખતી થયલી માયા પોતાના પિતાને જોઇ મોં મલકાવી હસવા માંડી.

અને કન્યાઓ છેવટે નિરાશ, શુષ્ક જીવનની બને છે. બાલ્યાવસ્થામાં પડેલા સંસ્કારો ખીલવવા સાધન મળતા નથી અને હિંદુ સંસાર બળતી ભઠી રૂપ થાય છે. મધ્યમ વર્ગમાં તો આથી પણ વિશેષ માઠી સ્થિતિ છે. નવો પવન એટલો જોરથી વાય છે કે અજ્ઞાન માબાપો બાલકોને એમા ઘસડાવા દે છે. ઘર આગળ વખતના અભાવે અને ગૃહકેળવણીની જરૂર નથી એમ માનતા હોવાથી કોઈ દિવસ કન્યાઓને પાસે બેસાડી વાતો કરતા નથી. કાંઇ વાંચી સંભળાવતા નથી, સારા સંસ્કાર પાડતા નથી, કોની સાથે રમે છે એ જોતાં નથી. આથી પરિણામ એ આવે છે કે કન્યાઓ ગુજરાતી કે ઇંગ્રેજી ભણે છે પણ તેમને પોપટીઉંજ જ્ઞાન હોય છે, નાનપણથીજ બેનપણીઓમાં, વર સાથે સાસુનીજ વાત કરે છે—ઘરમાં પણ વરની નિન્દા અગર વર નહોય તો થવાના વરના ગુણ દોષ સાંભળે છે.

આ ગુણદોષ હોવા છતા કયાથી લાવીએ, ન્યાતના વર ન્યાતમાંજ વરે, કદી જેના દોષ દરરોજ કાનેજ પડયા હોય, જેના તરફ માબાપે અભાવ ઉત્પન્ન કર્યો હોય તેજ વરને પરણવુ પડે છે અને પછી સ્નેહ ન ખીલે તો દોષ કોનો ?

આ સાથે વળી, કન્યાઓને ગૃહિણી થતા, પત્ની થતા, વહુ થતા શિખવવામાંજ આવતુ નથી. એટલે આપણી હિંદુ કન્યાઓ બિચારી સાસરે પ્રથમ સાસુ નણંદની અણમાનીતી થાય છે અને પછીથી નવા જમાનાના પતિને અસંતુષ્ટ બનાવે છે. સારી રસોઇ બનાવનાર વહુને પતિના માનસિક જીવનમાં રસ લેતા લેતા નથી આવડતો, સરસ્વતીચંદ્ર વાંચનાર પત્નીને પતિની સગવડો પુરી પાડતાં કંટાળો આવે છે; મર્યાદા, કરકસર, ત્રેવડ સાથે શાન્ત, સરળ જીવન અને દુનિયામાંજ સ્વર્ગ ભોગવતા આવડતું નથી. અને આપણું ગૃહકુંજ કેદખાના કે હમેશાના નરક સમાન બને છે. આટલા માટે સ્વચ્છ સુઘડ રહી ગૃહમાંજ—પછી ગૃહ મહેલ હોય કે ઓરડો હોય ત્યા ઉચ્ચ માનસિક જીવન ગાળતી થાય, સાદું સરળ જીવન ગાળી પતિપત્ની તરીકે સંસ્કારી પ્રેમાળ જીવન વ્યતીત કરતી થાય એવી કેળવણીની જ આપણી કન્યાઓને જરૂર છે.

---

"પૂજવા લાયક, મહાભાગ્યશાળી, પવિત્ર અને ઘરને શોભા આપનારી સ્ત્રીઓને ઘરની લક્ષ્મી ગણેલી છે, માટે સ્ત્રીઓની યત્નપૂર્વક રક્ષા કરવી."

### વિદુરનીતિ.

"પુરુષને અરણ્યમાં પણ સ્ત્રી વિસામા રૂપ મનાયલી છે. તથા જેને સ્ત્રી હોય છે, તે પુરુષ વિશ્વાસ પાત્ર ગણાય છે, માટે સ્ત્રી પુરુષને એક મોટો આધાર ગણાય છે."

### આદિપર્વ.

"ધર્મ અર્થ તથા કામ સમયે પુરુષને, સ્ત્રી સહાયતા કરનારી છે અને પરદેશ જતી વખતે વિશ્વાસ કરવા યોગ્ય પણ તેજ હોય છે."

### શાન્તિપર્વ.

"વિદ્વાનો ઘરને ઘર નથી કહેતા, પણ ગૃહિણી (સ્ત્રી) ને ઘર કહે છે. ઘર સુન્દર હોવા છતાં પણ સ્ત્રી વિનાનું હોય છે તો તે અરણ્ય સરખું થઇ પડે છે."

### શાન્તિપર્વ.

"આ લોકમાં સ્ત્રી, એ પુરુષનું અર્ધું અંગ તથા ઉત્તમોત્તમ મિત્ર છે, સહાય વિનાના પુરુષને આ જગત્ વિષે લોકવ્યવહારમાં સ્ત્રી સહાયતા કરનારી છે."

### મહાભારત.

"પતિનું પ્રિય કરવામાં તથા તેના હિતમાં તત્પર રહેનારી, ઉત્તમ આચરણવાળી અને જીતેન્દ્રિય એવી સ્ત્રી આ લોકમાં કીર્તિ મેળવી પરલોકમાં અનુપમ સુખ મેળવે છે."

### યાજ્ઞવલ્ક્ય.

"જે કુળમાં સ્ત્રીઓ દુઃખથી શોકાતુર રહે છે, એ કુળનો જલ્દી નાશ થાય છે; અને જે કુળમાં સ્ત્રીઓ પ્રસન્ન રહે છે, એ કુળ હમેશાં વધતું જાય છે અથવા ઉંચું થાય છે."

મનુ.

એક વખત દુનિયામાંના સર્વ દેશો કરતાં ચઢીયાતો હતો.

પ્રાચીન સમયમાં (વેદકાળ રામાયણ મહાભારતથી માંડી પૌરાણિક કાળના આરંભ કાળ સુધીમાં) સ્ત્રીઓને જનસમાજમાં સન્માનનીય ગણવામાં આવતી હતી, તેઓ ઉચ્ચપદ ભોગવતી હતી, તેમના કર્તવ્યમાં યોગ્ય સ્વાતંત્ર્ય હતું, સ્ત્રી પુરૂષના હક્ક સમાન હતા. તેઓ વિદ્યા સંપાદન કરી શકતી, સં-

માટે જનસમાજમાં સ્વાત-

શકતી, લગ્નમાં

તેની પસંદગી કબુલ રાખવામાં આવતી. આ પ્રમાણે તેમની ઉન્નત દશા હતી. જ્યારે બૌદ્ધ ધર્મની સ્થાપના થઈ, મુસલમાની રાજ્યનો ઉદય થયો. તે કાળથી જ સ્ત્રીઓની અવગણનાનો, તિરસ્કારનો આરંભ થયો અને બાળલગ્નનો પડદેનશીન રહેવાનો રિવાજ ચાલુ થયો. મુસલમાનોના વારંવાર હુમલા થવા પછી જાનમાલનું રક્ષણ નહિ રહેવાથી, જનસમાજમાં ધાર્મિક ગેરવ્યવસ્થા હોવાથી સ્ત્રી જીવન ઉપર અનેક પ્રકારના અયોગ્ય અંકુશો મૂકાવા લાગ્યા, સ્ત્રીઓને ઘણી બાબતમાં સ્વાતંત્ર્ય તેમ સુશિક્ષણ માટે, ઉચ્ચ આધ્યાત્મિક જીવન માટે ના લાયક ગણવામાં આવી તેમ જ કાળના દબાણથી અથવા તો પોતાની સંકુચિત સ્વાર્થ પરાયણ વૃત્તિને લીધે આ સમયના શાસ્ત્રકારો, નીતિકારો તેમને નિકૃષ્ટ પંક્તિપર મૂકવા પ્રયત્ન કરવા લાગ્યા ત્યારથી સ્ત્રીઓની જે અધોગતિ થઈ છે તેવી કોઈ સમયમાં થઈ નથી. આ સમયમાં જ એક સ્થળે મનુમહારાજ જણાવે છે કે "કુમારી અવસ્થામાં પિતા સ્ત્રીઓનું રક્ષણ કરે છે, યુવાવસ્થામાં પતિ તેનું રક્ષણ કરે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્ર તેનું રક્ષણ કરે છે, સ્ત્રીઓ સ્વતંત્ર થવાને યોગ્ય નથી." હજુ સુધી પણ "न स्त्री स्वातंत्र्यमर्हति" એ નિયમને વળગી રહેવામાં આવે છે સ્ત્રીઓને પરાધીન રહેવાનો કાયદો કુદરતી નથી, ઈશ્વરી નિયમ નથી, પરંતુ પાછળથી ધર્મશાસ્ત્રકારોએ અમુક કાળને અનુસરીને ઘડી કહાડેલો છે. સ્ત્રીઓને પરાધીન દશામાં લાવનાર પુરૂષો જ છે. પુરૂષોએ સ્ત્રીઓને હંમેશાં ઉતરતે દરજ્જે મૂકવાનો યત્ન કર્યો છે. રખેને સ્ત્રીઓની સત્તા પોતાના કરતાં વધી જશે એવી બીકથી તેમની સ્વતંત્રતાને રસાતાળમાં દાબી દીધી, તેમના સર્વ હક્ક ખુંચાવી લીધા, અને એમ સમજવવા લાગ્યા કે અમે તમારા લાભમાં જ છીએ.

સ્વાતંત્ર્યને લીધે યુનાઈટેડ સ્ટેટની થયેલી આબાદીની બરાબરી ઈંગ્લાંડથી થઈ શકતી નથી, તેમ ઈંગ્લાંડ ..... , પોતાની ઉન્નતિ કરી શકે છે તેટલી ઉન્નતિ જુલમી રશિયા કરી શકતું નથી. આજદીન સુધીમાં કોઇ પણ જુલમી માણસ આબાદ થયો નથી, કોઇ પણ જુલમી રાજાનું રાજ્ય આબાદીમાં આવ્યું નથી, અલ્લાઉદ્દીન અને ઔરંગઝેબ જેવા જુલમી રાજાઓએ નિરાંતે રાજ્ય કર્યું નથી, અને અકબર તથા રાણી શ્રી વિક્ટોરીઆ જેવાં રાજ્યકર્તાએ જુલમી ન હોવાથી જ રાજ્યગાદી લાંબો કાળ સુધી ભોગવી છે. આપણા ઋષિમુનીઓએ પણ પરવશતાને ધિક્કારી છે; પરંતુ બન્યું છે એમકે જ્યાં જ્યાં પોતાના લાભનાં વચનો શ્રુતિ સ્મૃતિ, પુરાણ આદિમાં જોવામાં આવે છે તેનો પુરૂષો લાભ લેવા ચુકતા નથી અને સ્ત્રીઓને એ લાભ આપતા નથી. પુરૂષો એકલપેટા અને સ્વાર્થી બન્યા છે. પુરૂષો શારીરિક બળની શ્રેષ્ઠતાને લીધે તેમને આધીનતામાં રાખતા આવ્યા છે. વખતના બળથી આ આધીનતા વ્યાજબી, કાયદેસર, અને એક રિવાજ જેવી થઇ પડી છે, તેમાં ફેરફાર કરવાનો પુરૂષોને તો શું પણ સ્ત્રીઓનેય પણ અસ્વાભાવિક લાગે છે. સ્ત્રીઓને પોતાના નિર્વાહ અને સુખને માટે પુરૂષો પર આધાર રાખવો પડે છે, તેથી પણ આધીનતામાં રહેવું પડે છે. વળી અજ્ઞાનતા અને અયોગ્યતાને લીધે પણ પરતંત્ર રહેવું પડે છે.

જેમ જેમ જમાનો બદલાતો જાય છે તેમ તેમ મનુષ્યના વિચારો પણ બદલાતા જાય છે. દેશકાળને અનુસરીને વર્તે તેજ ડાહ્યા માણસ કહેવાય. અમુક સમયમાં "न स्त्री स्वातंत्र्यमर्हति" એ નિયમ દુનિયાને અનુકુળ હશે પરંતુ આધુનિક સમયમાં એ અનુકુળ નથી. ઉમેદ પ્રજાના સહવાસથી, સ્વતંત્રતાની જનેતારૂપ ઈંગ્રેજી ભાષાના અભ્યાસથી એ વિચાર હવે બદલાયા છે. હવે નવા વિચાર, નવો ઉત્સાહ, નવું ચેતન, વિચાર સ્વાતંત્ર્ય, કર્તવ્ય બુદ્ધિ, સ્વદેશાભિમાન વગેરે સદ્‌ગુણોના અંકુરો ફુટવા લાગ્યા છે. હવે એમ મનાય છે કે સ્ત્રીઓ સ્વતંત્ર થવાને યોગ્ય છે, તે માટે તેમને લાયક બનાવવી જોઇએ કે જેથી તેઓ સમાન હક્ક માગી શકે અને પુરૂષવર્ગની માફક માત્ર સંસારિક વિષયોમાંજ નહિ, પણ રાજકીય વગેરે અનેક પ્રકારની બહારની પ્રવૃત્તિમાં ભાગ લેતી નથી.

ન્યાતોમાંથી ઓછા થવા માંડયા છે. જેમ જેમ લોકોની સમજમા આ વાત ઉતરતી જાય છે, તેમ તેમ હરવા ફરવાનો માર્ગ ઘણે ઠેકાણે ખુલ્લો થવા માંડયો છે.

સ્ત્રીઓની સ્વતંત્રતાનો અર્થ એવો નથી કે તેઓ ઉચ્છૃંખળ, ઉદ્ધત, ધૃષ્ટ બની અનીતિ અને અધર્મનાં કામો યથેચ્છ રીતિએ કરે. આ રીતની સ્વતંત્રતા તો સ્ત્રી અને પુરુષ બન્નેએ તજવાની છે. સ્વતંત્રતાના વિરોધીઓ જ તેનો એવો અર્થ ઉઠાવે છે. સ્વતંત્રતા વિના ખરેખરૂં શિક્ષણ મેળવવું સંભવિત નથી. અધ્યાત્મ-ઉન્નતિ લાભમાં અને શિક્ષણના સુખાસ્વાદમા સ્ત્રી પણ પુરુષના જેટલીજ અધિકારી છે. સદ્‌બુદ્ધિ અને સદ્‌ગુણના વિકાસમાં, અભિવૃદ્ધિમાં ને સત્કાર્યમાં ફતેહ મેળવવામાં સ્ત્રી અને પુરુષને તેમની યોગ્યતા મુજબ છુટ રહે તેનું નામજ સ્વાતંત્ર્ય, અને તેવું સ્વાતંત્ર્ય પુરુષના જેટલુંજ સ્ત્રીઓને અગત્યનું છે. પોતાના બાળકોને બુદ્ધિમાન અને બળવાન કરવાં હોય તો સ્ત્રી જાતિના વિકાસ માટે તેમના કર્તવ્યમાં યોગ્ય સ્વાતંત્ર્ય આપવું જોઇએ.

ભરતખંડમાં જનાવરની જેટલી સંસ્થાઓ છે તેટલી પણ સ્ત્રીઓના ઉદ્ધાર માટે નથી; પરંતુ તેમ હમણા હમણાં વિધવાશ્રમ, સેવાસદન, વનિતા વિશ્રામ, અનાથાશ્રમ વગેરે સસ્થા બહુજ થોડા સ્થળોમા પણ સ્થાપવામા આવી છે. યુવાન વિધવા સ્ત્રીઓની અવસ્થા ખરેખર ઘણીજ દુઃખદાયી છે. કુવારી અવસ્થામા પિતા સભાળ લે છે, સૌભાગ્ય સમયમા પતિ સંભાળ લે છે. પણ વિધવાવસ્થામાં નો કોઇ હોય છેવ ખરૂં ને નથી પણ હોતું. આ ઉપરથી એમ નથી ધારવાનુ કે વિધવાઓની સભાળ કોઇને પણ નથી લેવાની. જેનુ જગતમા કોઇ પણ નથી, તેનું આખું જગત છે. જેની સભાળ લેનાર કોઇપણ પુરુષ નથી તેની સંભાળ લેવાનું સમસ્ત પુરુષ વર્ગને માટેજ છે. વિધવાઓનો બોજો આખા જનમંડળને ઉપાડવાનો છે. હાલમાં વિધવાઓની સ્થિતિ ઘણીજ ખરાબ છે. જનમંડળમાં તે ધિક્કારને પાત્ર ગણાય છે. " રાંડ " " બોડકી " વગેરે વિશેષણો તો તેમના આભૂષણરૂપ ગણાય છે. સ્વામી મળે તો અપશુકન ગણવામાં આવે છે. મોટા મોટા વિદ્વાનોના ઘરમાં પણ આવી સ્થિતિ નજરે પડે છે. આ સઘળાને માટે પુરુષવર્ગ જવાબદાર છે. હાલમા આપણે જોઇએ છીએ કે અભણ વિધવાઓ ઘણા દુરાચારો કરે છે. ન્હાયને બહાને ઘણાં પાપ થઇ જાય છે. રસ્તામાં તરતનાં જન્મેલાં, મરેલાં બાળકો ઘણીવાર જડી આવે છે. વિધવાઓ તરફ જનસમાજે ઘણુંજ લક્ષ આપવું જોઇએ એ વાત આથી સિદ્ધ થાય છે. માટે યોગ્ય ઉપાયો યોજવા જોઈએ. વિધવાઓને સૌભાગ્યવતીઓ કરતાં અવકાશ ઘણો હોઈ શકે, અને પરિણામે તેઓ સમસ્ત જનસમાજને માટે ઘણાં ઉપયોગી પરોપકારનાં કામો કરી શકે. મુંબાઈમાં સેવાસદન સ્થપાયુ છે, અને પુનામાં પ્રો. કર્વેએ વિધવાશ્રમ ખોલ્યું છે તે હવે ઘણું વિખ્યાત થઈ ગયું છે. તેનાથી થયેલા લાભ હવે બધા જોઈ શકે છે. તેવાં આશ્રમો ગુજરાતમાં ખોલાવવાં તે પણ શ્રીમંત પુરુષોનાં કર્તવ્ય છે. સૂરતમાં અને અમદાવાદમાં વનિતાવિશ્રામ છે. તેવી સંસ્થાઓ ગામેગામ સ્થપાવી જોઈએ. તેમાં વિધવાઓને જ્ઞાન આપવું જોઈએ, ધર્મ તરફ વૃત્તિ દોરવી જોઈએ, સત્યમાર્ગે તેને પ્રેરવી જોઈએ, હૃદય વિકસાવવું જોઈએ, આત્માને ઉન્નત કરવો જોઈએ પુત્ર અને પુત્રી તરફ સમદૃષ્ટિથી જોવામાં નથી આવતું તે પણ માતપિતાના સ્વાર્થી વિચારોને લીધેજ. પુત્ર

કરતાં પુત્રીની સંભાળ લગાર વધારે રાખવી પડે છે, વર શોધવાની માથાકુટ કરવી પડેછે, છોકરો ઘડપણમા પૈસા ટકા સંબધી મદદ કરે, એવા કેટલાએક સ્વાર્થી વિચારોથી પુત્ર અને પુત્રી તરફ સમાનભાવ જોવામાં આવતો નથી. પુત્રને શિક્ષણ આપવામાં યત્નવાન રહેવાનું કારણ ગુજરાન ચલાવવાને અર્થેજ છે. હાલના સમયમાં સંકુચિત વિચારના લોકો પુત્રી જન્મને નિરુપયોગી તેમ નિરર્થક ગણે છે, ત્યારે પ્રાચીન કાળમાં દીર્ઘદૃષ્ટિવાળા આપણા પૂર્વજો પુત્રીની અગત્ય પૂરેપૂરી સમજતા હતા. પુત્ર અને પુત્રી જન્મનુ સમાન મહત્ત્વ સમજતા હતા. તેઓ પુત્રી વિષે હલકો વિચાર લાવતા નહિ. મહાનિર્વાણ નામના ગ્રંથમાં કહેવામાં આવ્યું છે કે " કન્યાને પણ પુત્રની માફક પાળવી, અતિ યત્નથી શિક્ષણ આપવું. અને ધન રત્ન સાથે વિદ્વાન, કેળવાયલા વરને આપવી. " સ્ત્રીજાતિ પ્રત્યે તિરસ્કાર, તેમના વિષેના હલકો અભિપ્રાય કાઢી નાંખી સંસારમાં તેનું મહત્ત્વ સમજી, તેમનું યોગ્ય સન્માન રાખી, પ્રીતિથી તેમનું સંરક્ષણ

જનસમાજ આ દેશની સ્ત્રીઓને કેળવણી આપવામાં પછાત રહેશે ત્યાં સુધી નુકશાન વેઠવું પડશે, માટે દરેક માતપિતાએ પોતાની પુત્રીઓને પુત્રની માફક યોગ્ય કેળવણી આપવીજ જોઇએ. મન બુદ્ધિ ખીલવવા ઉપરાંત ધંધાર્થે અથવા તો જ્ઞાનાર્થે પુરૂષને ઉચ્ચ કેળવણીની જરૂર છે, તેમ દેશની ઉન્નતિ સારૂ તથા સાંસારિક જીવન સુખમય કરવા સારૂ સ્ત્રીને પણ ઉચ્ચ કેળવણીની જરૂર છે. સ્ત્રી કેળવણીના વિરોધીઓ તો વારંવાર એમજ કહ્યા કરે છે કે "બાઇ સાહેબ ભણશે અને ભાઈ સાહેબ ચૂલો સાચવશે." આવી માન્યતા ભૂલભરેલી છે. જ્યાં ત્યાં અધુરો ઘડોજ છલકાય છે. નીતિ–બોધ વિનાના અધુરા જ્ઞાનથી કવચિત્ કેળવણીનો ગેરઉપયોગ થયેલો જોવામાં આવતો હશે; તો પણ તેમાં કેળવણીનો દોષ નથી, એ ખામી માત્ર અધુરા જ્ઞાનનીજ છે. સંપૂર્ણ રીતે કેળવાયલા સ્ત્રીવર્ગમાં એવો દાખલો કોઈ પણ ઠેકાણે જોવામા આવતો નથી. સીતા, દમયંતિ, દ્રૌપદિ, સુભદ્રા, અનસૂયા, તારામતિ આદિ પ્રાચીનકાળની સર્વ મહાન્ સન્નારીઓ શિક્ષણ પામેલી હતી સ્ત્રી કેળવણી પુરાણોક્ત છે, અસલના વખતમા હતી ગાર્ગી મૈત્રેયી વિગેરે સ્ત્રીઓએ વિદ્યા પાદાન કરી હતી તેઓએ કોઇ પણ રીતે પોતા ચરિત્ર કલંકિત કર્યું નથી. તેઓ આજે સર્વત્ર માનપાત્ર, પૂજ્નીય, વંદનીય, ગણાય છે. સુવિદ્યાથી સ્ત્રીઓ અધમચરિત થઈ હોય એવું કોઇ પણ ઠેકાણે જોવામાં આવતું નથી. કેળવણીની મદદથીજ ધર્મને બહાને પેસી ગયેલા દુષ્ટ રિવાજો, અનિષ્ટકારક રૂઢીબંધનો, વહેમો, બાળલગ્ન, બાજોડ યોગ, કન્યાવિક્રય, વરવિક્રય વગેરે રિવાજોનો નાશ થશે.

આજકાલ સ્ત્રી કેળવણીની જરૂર સ્વીકારાય છે ખરી, પરંતુ મનને સંપૂર્ણ રીતે ખીલવવામાં આવતું નથી. ફક્ત પાંચ છ ચોપડીઓ ભણાવીને ઉઠાડી મૂકવામાં આવે છે. આ અધુરી કેળવણીથી તો જ્ઞાનને બદલે ગોટમ ઘરમાં પેસે છે, સ્ત્રીઓ તો ફક્ત કપડાં લતાંમાં પારસી પ્રજાનું અનુકરણ કરે છે. અને ગજા ઉપરાંત ખર્ચ કરાવે છે. તે ખર્ચનો કેળવણી આપવામાં વ્યય થવો જોઇએ. જ્ઞાન મેળવવામા પારસી પ્રજાનું અનુકરણ કરવું જોઇએ.

'મનુષ્યની અંદર રહેલી દરેક શક્તિ ખીલે (જેથી તન, મન, અને નીતિ કેળવાય) ને તેથી તે જાત, ન્યાતને અને જનસમૂહને ઉપયોગી થાય તેજ ખરી કેળવણી કહેવાય. 'સંસાર સુધારવાને' કેળવણીજ મુખ્ય પાયારૂપ છે. શું પુરૂષો સઘળાજ સ્ત્રી કેળવણીની જરૂર (ઉપયોગિતા) સ્વીકારે છે? ના. હજી કેટલાએ અધમ ગતિએ જવાનું ઇચ્છનાર તેમની કેળવણી વિષે વિરૂદ્ધ મત દર્શાવે છે.'

પુરૂષો રાજ્યદ્વારી હક્કો મેળવવા માટે સભાઓ સ્થાપે છે, સભાઓ મેળવે છે, 'રાજ્યદ્વારી લડતનો' ઝુંડો ઉઠાવે છે, ઉંચી કેળવણી ઉપર અંકુશ મૂકનાર સરકારની રાજ્યનીતિ સામે વાંધો ઉઠાવે છે ખરા, પરંતુ ઘરની પુત્રીઓ–વહુઓ–પત્નીઓની દશા સુધારવા, તેમને ઉચ્ચ શિક્ષણથી ઉત્તમપદે લઇ જવા, તેમને સમાન પંક્તિપર મુકવા માટે કંઇ પણ દમ જેવો યત્ન કરવામાં આવ્યો નથી.

કરકસરથી ઘર ચલાવવું, દૈનિક હિસાબ રાખવો, સંતાનોને કેળવણી આપવી, પતિની કમાણીને સાચવવી, એ તો સ્ત્રીઓનું કર્તવ્યજ છે; પણ શું આટલામાજ સ્ત્રીઓનું સઘળું કર્તવ્ય સમાઈ જાય છે? શું આથી ઉપયોગી ધંધા સ્ત્રીઓનો નથી? સ્ત્રીએ કમાવું પણ કેમ નથી? સ્ત્રીએ સાચવવાનું છે તે પણ ખરૂ, પણ જો કમાઈ શકે તો ફરજીયાત લગ્નમાંથી મુક્ત થઇ શકે. બાપના મીલકતમાંથી છોકરીનો ભાગ પડે નહિ, અને જાતે કમાવા જેટલું જ્ઞાન પણ ન મળે, માટે પેટ ભરવાજ કેટલાકને તો પરણવું પડે છે. કદાચ કોઇને અમુક કારણોને લીધે અવિવાહિત જીવન ગાળવું હોય તો પણ તેમ ન કરાય. સ્ત્રીની સ્વતંત્રતા ઉપર આપણો જબરો અંકુશ છે. આથી પણ સ્ત્રી પરાધીન સ્થિતિ ભોગવે છે, માટે તેમને કમાઈ શકે તેવું જ્ઞાન આપવું જોઇએ. હાલમા ઘણીએ સ્ત્રી શિક્ષકો છે, સ્ત્રી ડૉકટરો છે, નર્સો છે, કે જેઓ કોઈની તાબેદારી ઉઠાવ્યા સિવાય સ્વતંત્ર રીતે પોતાનું ગુજરાન ચલાવી શકે છે. જેને કમાવા જવાની જરૂર જ નથી તેમને ધંધાર્થે નહિ તો જ્ઞાનાર્થે પણ સંગીન કેળવણીની તો જરૂર છેજ. જે કેળવણીએ પુરૂષ વર્ગને આવી ઉચ્ચ સ્થિતિએ આણ્યો છે તે, કેળવણી સ્ત્રીવર્ગને ફાયદો નહિ કરતા અનીતિને રસ્તે દોરશે એવું કહેનાર પણ સ્ત્રી કેળવણીના વિરોધીઓજ છે. જે કેળવણીથી પુરૂષવર્ગ પોતાની ફરજો સમજતો થયો છે તેજ કેળવણીથી સ્ત્રીવર્ગ પોતાના ગૃહધર્મ ભૂલી જશે એમ શી રીતે કહી શકાય?

સ્તાનના પ્રમાણમાં ઇગ્લાંડમાં જે થોડી વસ્તી છે તે જોતાં હિંદની સરકારે પ્રજાની કેળવણી પાછળ વધારે રકમ ખરચાતી જોઇએ. ત્યારે ઉલટું તે ઓછીજ રકમ ખરચાતી રહે છે. વળી આ રકમમાંથી સ્ત્રી કેળવણીને ભાગે તો કેટલીયે ન્હાની રકમ આવતી હશે! સ્થિતિ આવી છે તો ઉપાય શો કરવો? ઉપાય એજ કે ચાંદ કે ખિતાબની લાલચે મોટા હાકેમોનાં પૂતળાં ઉભાં કરવામાં પૈસાનો જે વ્યય કરવામાં આવે છે તે બંધ કરી શ્રીમાન્ લોકોએ પોતાના દેશીઓની કેળવણી પાછળ પોતાના દ્રવ્યનો વ્યય કરવો જોઇએ. સ્ત્રી કેળવણી માટે પણ સરકારની મદદની આશા રાખ્યા વિના ઉપયોગી સંસ્થાઓ ઉઘાડવી જોઇએ. આથી તેઓ સમસ્ત દેશને ઉપકાર કરી શકશે.

શ્રીમદ્ ભાગવતમાં ગૃહસ્થાશ્રમનેજ સર્વ આશ્રમનો સાર કહ્યો છે. ગૃહસ્થાશ્રમનો મુખ્ય આધાર સ્ત્રી છે. જે ગૃહસ્થને સારી સ્ત્રી ન મળી હોય તેનો ગૃહસ્થાશ્રમ વ્યર્થ છે. સ્ત્રીના સારા નઠારા હોવા ઉપર પુરુષના સુખ દુઃખનો આધાર છે. સ્ત્રીઓ સર્વ પ્રકારે પુરુષો ઉપર અસર કરનારી છે અને ગૃહસ્થાશ્રમના મુખ્ય આધારરૂપ છે. જે ગૃહસ્થાશ્રમીના ઘરમા સારી રીતે કેળવાયલી સુશિક્ષિત ગૃહિણી હોય તેઓજ સંસારનું ... સુખ ખરો આનંદ અનુભવી શકે છે, પછી ત રાજા હો યા રંક હો, લક્ષાધિપતિ હો યા ગરીબ ખેડુત હો. પુરુષનું સન્માન અને શોભા સ્ત્રીવડેછે. સ્ત્રી વિનાનું ઘર ઉજ્જડ અરણ્ય સમાન છે. "ઘર છે તે ઘર નથી, પણ ખરૂં ઘર તો ગૃહિણીજ છે." સંસારમાં ઘણા કાર્યો સ્ત્રી પુરુષને સાથે રહીને કરવાનાં છે. સ્ત્રી પુરુષનો સુખદુઃખનો સાથી અને જગતનાં કર્તવ્યો બજાવવામાં તેનો એક સહાયક છે. માર્કંડેય પુરાણમાં પણ સુગૃહિણીની આવશ્યકતા વિષે લખે છે કેઃ—"ધર્મ અર્થ કામ વિગેરે સારી રીતે સિદ્ધ થવા માટે સ્ત્રી પોતાના પતિને સહાયતા કરનારી છે. દેવતા, પિતૃઓ, અતિથિ અને નોકરો વિગેરેનો તેના દરજ્જા મુજબ સત્કાર કરવો એ સ્ત્રી વગર પુરુષ એકલાથી બની શકતું નથી; તેમજ પુરુષ સમૃદ્ધિ પેદા કરે અને પોતાને ઘેર લાવે પણ જો સ્ત્રી ન હોય તો તે સઘળી સમૃદ્ધિ થોડા વખતમાં નાશ પામી જાય છે." આમ છે માટે જ સ્ત્રીઓને સર્વ રીતે કેળવવી જોઇયે.

સ્ત્રીઓની ખરી મહત્તા અને તેમની ઉપયોગિતાનું ભાન તો અવિવાહિત અથવા વિધુર પુરુષોનાં ઘર, તેમની ગૃહવ્યવસ્થા, અને તેમના નિસ્તેજ જીવનથી આપણને થાય છે. ગૃહિણી તેમ બાળ બચ્ચાંવડે ગૃહસંસારીનું ઘર આનંદમય નન્દન વન જેવું બને છે, ત્યારે ગૃહિણી વિનાનું ઘર અરણ્ય સમાન લાગે છે. કોઇ પણ બાબતની પરીક્ષા અપવાદથી થઇ શકે નહિ પરંતુ સામાન્ય સ્થિતિ જોવાથીજ શકે છે. પુરુષની કમાણીની કરકસર આદિ સદ્ગુણોથી સુવ્યવસ્થા કરનાર, ઉદ્યોગ, આરોગ્ય, સ્વચ્છતા, અને સુઘડતાથી ઘરની શોભા વધારનાર, એક ઝુંપડીમા પણ રાજાઓના મહેલમાંના વૈભવ અને સુખ વિલાસને ભુલાવે તેવા વૈભવ અને સુખ વિલાસનું દર્શન કરાવનાર સ્ત્રી જાતિજ છે.

અબળા નામથી ઓળખાતી સ્ત્રી જાતિને સબળા નામ આપી સ્ત્રી જાતિની પ્રશંસા કરીને એક કવિ કહે છે કેઃ—

> "પ્રમદા તેજ પ્રધાન. પ્રીત પ્રમદાની પ્રૌઢી,
> પ્રમદાથી શોભે પુરુષ, કહેવાય નરનારી જોડી,
> પ્રમદા વડે ઘર સૂત્ર, પુત્ર પ્રમદાથી પામે,
> અર્ધાંગ પુણ્ય વિભાગ, દુઃખ વનિતાથી વામે.
> ઘર છિદ્ર ઢંકાય ઘરણી થકી, માન સન્માન મહિમા મળે,
> શુભ ઇચ્છે તે સ્વામિતણું અંતકાળે અગ્નિમાં બળે."

કેટલીક રાજકર્ત્રી શૂરી સન્નારીઓ યુદ્ધમા આયુધ સજી લડવા જતી, રણમાં કેસરીઆં કરી લડતી, કેટલીક રાજ્યરક્ષણ માટે તો કેટલીક શિયળ રક્ષણ કરવા માટે બહાદુરીથી લડનાર અને છેવટે શિયળ સાચવતાં પ્રાણ સુદ્ધાં અર્પણ કરનાર ઘણીએ સન્નારીઓ પોતાનું નામ અમર કરી ગઇઓ છે. શિયળ રક્ષણ કરવા માટે કોઇપણ પુરુષે પ્રાણ અર્પણ કર્યો હોય એવો દાખલો કોઇ પણ ઠેકાણે જોવામાં આવતો નથી. બુદ્ધિની–હૃદયની ઉત્કૃષ્ટતાની બાબતમાં પુરુષની બરાબરી કરી શકે તેવી કેટલીક સ્ત્રીઓ માલુમ પડી આવે છે. ત્યારે તેમને અબળા એટલે બળ વગરની કેમ કહી શકાય! જીવનમાર્ગમાં લક્ષ્ય તરફ જવા પુરુષને ઉત્તેજનાર, ઉત્સાહ આપનાર પ્રેરનાર ઇશ્વર પર, ધર્મ પર આસ્થા અને શ્રદ્ધા બેસાડનાર સ્ત્રી અને સ્ત્રીઓનો પ્રેમજ હોય છે. પુરુષ જીવનને હમેશાં તાજું, હમેશાં લીલું, નિરંતર આશામય,

વૈધવ્ય પાળવું હોય તેમને તેમ કરવાની છૂટ હોવીજ જોઇએ. તેવી વિધવાઓ ભરણપોષણ માટે કુટુંબીઓ પર આધાર રાખે છે, અને કુટુંબીઓ ઘણા દાખલામાં તેમને વગર પૈસે ખરીદેલી ગુલામડી માફક તેમની પાસે કામની આશા રાખે છે. આવી બેહદ પરતંત્રતા અને ગરીબાઇ તેમને વેઠવી પડે છે તેથી ઘણી વેળા તેઓ અનીતિને માર્ગે જાય છે. માટે તેમને શિક્ષિકાઓ, નર્સો વગેરેનું કામ શીખવ્યું હોય તો તેઓ આબરૂથી પોતાનું ગુજરાન ચલાવી શકે. તેમને તેવું શિક્ષણ પ્રો. કર્વે પોતાના આશ્રમમાં આપે છે, અને પોતાનાં સંતાન કરતાં અધિક મમતા તેઓ પ્રત્યે તેમણે ધરાવેલી છે. આશ્રમમાં દાખલ થઇ જીવન સુધારેલી સેંકડો અનાથ વિધવાઓ પ્રો. કર્વેને અંતઃકરણથી આશિષ દે છે. એ આશ્રમમાં વસનારી વિધવાઓ સમક્ષ ઉચ્ચ મનોબલ, દૃઢ સંકલ્પ, અને શ્રદ્ધાનું જ્વલંત દૃષ્ટાંત પ્રો. કર્વે પોતાના વર્તનથી પાડેછે. પ્રોફેસર કર્વેને પોતાના શુભ કાર્યો માટે જેટલી શ્રદ્ધા છે તેટલી થોડાનેજ હશે. એક વાર પુખ્ત વિચાર કરીને કાર્યનો આરંભ કરવો અને તેને દૃઢતાથી, નિડરપણે વળગી રહેવું એ તેમનો મહાન્ ગુણ છે. ભર્તૃહરિનું વાક્ય છે કેઃ विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः । प्रारब्धमुत्तमजना न परित्यजन्ति। એ ઉત્તમ જનોની કોટિમાંના પ્રોફેસર કર્વે છે. વિધવાશ્રમની સ્થાપના કર્યા પછી કેટલેક વર્ષે તેમને લાગ્યું કે કન્યાઓને જોઇએ તેવું શિક્ષણ આપવા તથા તેમને રહેવા માટે એક સંસ્થા સ્થાપવાની જરૂર છે. આ જરૂર જણાતાં તેમણે તે યોજના ઉપાડી લીધી અને પુનામાં મહિલા વિદ્યાલયની સ્થાપના કરી. તેને માટે નાણાં મેળવવા વળી નવેસરથી પ્રયત્ન કરવા પડ્યા. વિધવાશ્રમ માટે તો નાણાંની ભિક્ષા ચાલુ હતીજ અને આ બીજું સાહસ શરૂ થયું; પરંતુ સતત પ્રયાસને પરિણામે તેને પણ સારા પાયા પર લાવવા પ્રોફેસર કર્વે સમર્થ થયા છે. તેટલેથી એમનું મન અટક્યું નથી. નિષ્કામકર્મમઠ નામની સંસ્થા તેમણે સ્થાપી છે, ત્યાં સ્વાર્થત્યાગી સ્ત્રીપુરુષો દેશસેવા માટે જન્મપર્યંત કામ કરવા તૈયાર થાયછે. સંસારનાં સુખની ઇચ્છા ન રાખતાં માત્ર પરાર્થે જીવન ગાળનાર મનુષ્યોની દેશને જરૂર છે એવું તેમને લાગતાં તેમણે એ સંસ્થા શરૂ કરી છે તે સંબંધમાં તેમનાજ ઉદ્‌ગારો જોઇએ.

## પ્રો. કર્વેના હૃદયના ઉદ્‌ગારો !

"આપણા દેશની ઉન્નતિના કાર્યમાં કાંઇ પણ મહત્ત્વનું કાર્ય કરવું હોય તો સેંકડો બલ્કે હજારો સ્ત્રીપુરુષોએ સ્વાર્થત્યાગ કરી તે તે કાર્યનાં "મિશનરી" થઇ સતત કાર્ય કરવું જોઇએ એવો મારો ઘણા વખતથી ખ્યાલ છે, અને થોડા વખતથી તો મને એમ લાગે છે કે એ પદ્ધતિ સિવાય કાંઇ પણ સંગીન કામ થવાની આશા વ્યર્થ છે. આવા કામ માટે સ્ત્રી સેવિકાઓ તૈયાર કરવી એવી મારી ઘણા વખતની યોજના છે.

× × + +

"વિધવાઓ અહિં શિક્ષણ લઇ પોતાનું ગુજરાન સ્વતંત્ર રીતે કરી શકે એટલોજ આ આશ્રમનો ઉદ્દેશ નથી, પરંતુ એ પ્રમાણે સ્વતંત્ર ગુજરાન કરવા સાથે પોતાની દેશભગિનિઓને દરેક રીતે ઉપયોગી થઇ શકે અને તેમની ઉન્નતિના કાર્યમાં મદદગાર થાય એવા પ્રકારની સ્ત્રીઓ તૈયાર કરવાનો આશ્રમનો ઉદ્દેશ છે. વળી અમે આશા રાખીએ છીએ કે આશ્રમમાં શિક્ષણ લઇ બહાર પડેલી વિધવાઓમાંની કેટલીક, ગુજરાનનાં સાધન મેળવવાનોજ માત્ર લોભ ન રાખતાં, આ આશ્રમ જેવી બીજી સંસ્થાઓ સ્થાપન કરી તેની સેવા અર્થે પોતાનું જીવન નિઃસ્વાર્થપણે અર્પણ કરશે."

× × ×

કદાચ કોઇને એમ લાગશે કે મેં એવી ઉમેદ બાંધી છે કે જે કદી ફળિભુત થઇ શકે નહિં. એ માનવું ખરૂં પણ હશે, પરંતુ જેઓ છેક ઊંચે આકાશમાં નિશાન રાખી તાકે તે કાંઇ નહિં તો ઊંચા ઝાડ સુધી પણ તીર મારી શકે એ કહેવત યાદ રાખવા જેવી છે.

નિષ્કામ કર્મમઠમાં અમારી સંખ્યા એકંદરે બારની છે. તેમાં ચાર પુરૂષો છે અને આઠ સ્ત્રીઓ છે.

૧ મઠના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—

( अ ) સામાજિક ઉન્નતિના કાર્યમાં ઉત્સાહથી કામ કરવા ઇચ્છા રાખનાર સ્ત્રીઓ તૈયાર કરવી.

( ब ) યોગ્ય સ્ત્રીઓ સંખ્યાબંધ મળે નહિં ત્યાંસુધી કેટલાક પુરૂષો જેઓએ સેવાનું વ્રત સ્વીકાર્યું હોય તેઓની મદદથી સમાજનું કાર્ય શરૂ કરવું. સ્ત્રીસેવિકાઓની પુરતી સંખ્યા મળે પછી પુરૂષોને દાખલ કરવાનું બંધ કરવું. જેઓ ત્યાં સુધી કામ કરતા આવ્યા હોય તે પુરૂષોને કામ ચાલુ રાખવાની ઇચ્છા હોય તો તેમ કરવા દેવું અગર મઠ છોડી જવાની ઇચ્છા હોય તો તેમ પણ કરવા દેવું.

( क ) સ્ત્રીઓ માટે બોર્ડિંગ સ્કુલ્સ્ અને સામાન્ય નિશાળો સ્થાપી ચલાવવી અને સ્ત્રીઓના ઉન્નતિ અર્થે બીજી પારમાર્થિક સંસ્થાઓ ચલાવવી.

( ड ) આવા પારમાર્થિક કામો કરનારી હાલની સંસ્થાઓને મદદ કરવા માટે મઠમાંથી સેવિકાઓ તથા સેવકો અને બની શકે તો પૈસા પણ પુરા પાડવા.

૨. મઠના દરેક સભાસદે નીચેની પ્રતિજ્ઞાઓ લેવીઃ—

( अ ) આજથી હું મારૂં જીવન મઠના કાર્ય માટે અર્પણ કરૂં છું.

( ब ) મારી તન અને મનની સર્વ શક્તિઓનો ઉપયોગ હું મઠના લાભ અર્થે કરીશ, અને મઠમાં કામ કરતા કદી પણ મારા પોતાના ફાયદાનો વિચાર મનમાં આણીશ નહીં.

( क ) મઠના સર્વ નિયમો પ્રમાણે જે જે યોજના કરવામાં આવશે તેને હું હમેશ તાબે રહીશ.

( ड ) મારા તથા મારા કુટુંબના ગુજરાન અર્થે મઠના સભાસદોના વધુ મતે જે ગોઠવણ કરવામાં આવશે તે હું ખુશીથી કબુલ રાખીશ.

( इ ) મારી જીંદગી સર્વ પ્રકારે પવિત્ર રાખીશ.

( फ ) બીજાના ધર્મમત માટે હું હમેશ ઉદાર ભાવ રાખીશ અને કોઇની પણ ધાર્મિક લાગણીને ક્ષોભ થાય એવું હું કાંઇ કરીશ નહિં.

( ग ) મારી રહેણી તથા પોષાક સાદાં રાખીશ.

( ह ) કોઇનો પણ તિરસ્કાર કરીશ નહિં.

* * મારી દૃઢ શ્રધ્ધા છે કે " જે બીજ રોપાયું છે તે ઉગ્યા વિના રહેશે નહિં. જ્યાં સુધી મારો દેહ ચાલે ત્યાં સુધી એ કામ કરવાનું પરમાત્મા મને બળ આપો. જો મારી ઇચ્છા ફળિભુત ન થાય, અને હિંદુધર્મમત પ્રમાણે પુનર્જન્મ તથા કર્મની માન્યતા સત્ય હોય તો મારી મ્હોટામાં મ્હોટી ઇચ્છા છે કે મારો આત્મા અંત ક્ષણે એ વાસનાને પરિણામે ફરી જન્મ લઇ મારૂં ધારેલું કાર્ય પરિપૂર્ણ કરે અને પછી આ દેહ ત્યાગ કરી પરમાત્માના ધામમાં વિચરે. "

આ રીતે વિધવા પુનર્લગ્ન મંડળ, વિધવાશ્રમ, મહિલાવિદ્યાલય અને નિષ્કામ કર્મમઠ સ્થાપનાર મહા પુરુષ પ્રો. કર્વેનું જીવન અતિશય સાદું અને શુદ્ધ છે. તેઓ કેવળ નિરભિમાની અને સૌજન્યવાળા છે. તેમના પરોપકારી જીવનમાં તેમને તેમનાં પત્ની અને પત્નીનાં બ્હેનની અમૂલ્ય સહાયતા છે. વિધવાશ્રમની સ્ત્રીઓની દેખરેખ રાખવાનું કામ તથા નાણાં ઉઘરાતનાનું કામ કરવામાં પણ પ્રોફેસર કર્વેના સાળી શ્રી. પાર્વતીબાઇ આઠવલે અથાગ શ્રમ લેછે.

પુનાથી પાંચ માઇલને છેટે હિંગણેબુદ્રુક નામની જગા છે ત્યાં આ આશ્રમ અને વિદ્યાલય

દ્વારા શીખવી-તેમને વિદ્વાસંપન્ન કરાવવી એવી તેમની ધારણા છે. એકવાર એક વાત તેમણે ધારી એટલે તે શરૂ પણ કરવાના અને તેને માટે પ્રયાસ કોઇ જાતનો બાકી નહિં રાખે એ પ્રોફેસર કર્વેનું વર્તન જાણનાર કહી શકે તેમ છે. આરંભમાં તો તેઓ એકલા હતા પણ હવે તેમણે પોતાનાં અનુયાયીઓ-વિધવાશ્રમના અને વિદ્યાલયનાં વાસીઓ, એટલાં બધાં ઉત્પન્ન કર્યાં છે કે તેમની યોજનાને સહાયતા કરનાર, સર્વ કાર્ય ઉપાડી લેનાર ઘણાં સ્ત્રી પુરુષો મળી આવશે એમાં કોઇ સશંય નથી. પ્રોફેસર કર્વેએ પ્રેરેલી ભાવના જાગ્રત રાખનાર બીજી વ્યક્તિઓ તેમણે તૈયાર કરી છે અને આ નવું કામ તેઓ પાર પાડશે એમ હાલ જણાય છે.

પ્રોફેસર કર્વે પુનાના દક્ષિણી બ્રાહ્મણ છે. આટલું મહત્ત્વનું કામ કરવા છતાં તેઓ અતિશય નિરભિમાની છે. પોતાના કામની પ્રશંસા થાય તે માટે તે કરતા જ નથી. તેમને માન કે પ્રશંસાની અપેક્ષા નથી. જે કાર્ય સારૂં છે તે કરવાની આપણી ફરજ છે એમ માની તેમાં તનમન ધનથી તે મંડયા રહે છે. લોકનિંદા કે લોકનાં વખાણની તેમને જરા પણ પરવા નથી. લોકની નિંદા અને લોકનાં વખાણ એ કોઇ કામની યોગ્યતાનું પ્રમાણ નથી. લોક સમૂહ અજ્ઞાન હોય તો ગમે તેવા સારા કામની પણ વિરુદ્ધ વિચાર દર્શાવે અને નજીવા કામનાં વખાણ કરે. માટે તે ધોરણપર ખરાં કામ કરનારાં આધાર રાખતાં નથી. વળી દરેક કાર્યના આરંભમાં તેનાં પરિણામની પુરી સમજણ સામાન્ય મનુષ્યોને પડી શકતી નથી, અને દરેક નવી સંસ્થા દાખલ થાય ત્યારે તેનાથી લોકમત ડરતો રહે છે. ચાલતા સંપ્રદાયથી જુદે માર્ગે જવાનું હોય તો હમેશ તેઓ પાછા પડે છે. એટલુંજ નહીં પણ તેમ જનારને નડે છે. માટેજ નવીન સંસ્થાઓના આરંભમાં તેમને ટકાવી રાખવા માટે તથા લોકમતને તે તરફ વાળવા માટે અડગ ધૈર્યવાળા નેતાઓની જરૂર પડે છે. તેવા આગેવાનો જેમને ન મળ્યા હોય તેવાં ખાતાઓ આગળ વધી શકતાં નથી. જે માણસોને આવાં કામ ચલાવવાં પડે છે તેઓજ જાણે છે કે તેમને આરંભમાં કેટલી મુશ્કેલીઓ પડે છે. પાણીના વહેણની સામા તરવા કરતાં પણ એ કઠણ કામ છે. એવા વિરલા માણસોમાંના એક પ્રો. કર્વે છે.

અહીંની સ્ત્રીજાતિ અણસમજુ અને અજ્ઞાન અવસ્થામાં છે, તે અજ્ઞાન દૂર કરવાના જે જે ઉપાયો છે તે યોજવાના કામમાં પ્રો. કર્વે ગુંથાએલા છે. તેમનું મન, રાત દિવસ એ ચિંતામાં પરોવાએલું રહે છે. તેમને મન આ તેમના જીવનનું મુખ્ય કાર્ય છે. તેમનો ઉદ્યમ જ એ છે, અને તેમની સર્વ પ્રવૃત્તિઓ તે કામને લગતીજ છે. કન્યાઓ અને વિધવાઓના શિક્ષણ સંબંધી તેમનો અનુભવ બીજાઓને સલાહ લેવા જેટલો બહોળો છે.

થોડું બોલવું અને ઘણું કરવું એ પ્રો. કર્વેનો સિદ્ધાંત છે, બહુ બોલી બતાવવું અને કામ કરવામાં પાછા હઠવું એ નિયમ તેમનો નથી. તેમણે વગર બોલ્યે વીસ વર્ષ પર્યંત એક નિષ્ઠાએ કામ કર્યા પછી જાહેરમાં પોતે શું શું કર્યું છે એ માત્ર એકવાર વ્યાખ્યાન દ્વારા જણાવ્યું. શરૂઆતથી તે છેક આજસુધી પોતાની સંસ્થા માટે ધન મેળવવાના સાધન વગેરે પણ તેમણે તેનાં ગુણ કીર્તન ગાયાં નથી. મોટી મોટી વાતો અને પોતાને જાહેરમાં લાવવાની ઇચ્છા જેને ઇંગ્રેજીમાં Self-advertisement કહે છે તેનો અણમાત્ર અંશ તેમનામાં નથી.

શાંત, સૌમ્ય પ્રકૃતિવાળા, અહંકાર રહિત, દૃઢતાપૂર્ણ પ્રો. કર્વેને પહેલીવાર જોતાં એમ ઉદ્ગાર સ્વાભાવિક રીતે થાય કે અહો આટલો આટલાં ભારે કામ કરનાર, આટલાંનું દુઃખ ટાળનાર, આટલાં નિરાધારોના આધારભૂત પ્રોફેસર કર્વે કેટલા સાદા! આવી સંત પુરુષો દેશનું ધન છે. તેમના વડે ભારતખંડ ઉજળો છે.

તેને ઘણું માન ઉત્પન્ન થયું. રીતસરનું નમન કરીને તે દૂતે પોતાનું બોલવું શરૂ કીધું.

"રાણી સાહેબ ! આપનું અસીમ સાહસ અને બહાદુરીથી અમારા સેનાપતિ સાહેબ બહુ ખુશ થઇ ગયા છે. આપના જેવી બહાદુરીથી આજ સુધીમાં કોઇપણ રાણી એકલ હાથે લડયા હોય એવો અમને અનુભવ નથી." મૂળ વાત બાજુએ રાખી તેણે રાણીની બહાદુરીના વખાણ કીધાં.

"તમારી સાથે તમારા સેનાપતિએ જે સંદેશો મોકલ્યો હોય તેજ કહો ગુણ ગાવાનું કામ ભાટ ચારણોનું છે, નહીં કે એક દૂતનું !" રાણીએ સ્હેજ ખીજવાઇને અધિરાઇથી કહ્યું.

"માનવંત રાણી ! આપ જાણતા હશો કે આપ હવે અમારાં જીતાયલાં રાણી છો, ખરી રીતે હવે અમે તમને એક કેદી તરીકે અમારા ...બ સાહેબ પાસે લઇ જઇએ, પણ અમારા ...પતિની ઇચ્છા આપ જેવા બહાદુર બાનુને ... રીતે અપમાન કરવાની નથી, તેથી આપ જો એમની ઉદાર માગણીને માન આપીને તે પ્રમાણે ચાલશો તો જરૂર આપ સુખેથી રહી શકશો." તેણે ધીમેથી પોતાની મતલબ સમજાવવા માંડી.

"તે ઉદાર માગણી શું છે ?" સ્હેજ આશાવંત થતાં રાણી માલિની અધિરાઇથી બોલી.

"રાણી સાહેબ ! આપના અનુપમ સૌંદર્યથી અમારા સેનાપતિ સાહેબ મોહિત થઇ ગયા છે; આપ વિના જીવવું તેમને અશક્ય થઇ પડ્યું છે, તેથી આપને પોતાની પાસે રાખવાની એમની ખાસ મરજી છે. આપ જો કબુલ થાઓ તો તે તમને જે નુકશાન થયું છે તેનો બદલો વાળી આપશે. તેઓ આશા રાખે છે કે આપ એમની માગણી કબુલ રાખશો." તેણે તે સંદેશો કહ્યો.

ગુસ્સાથી રાણીનું શરીર થર થર ધ્રુજવા લાગ્યું. એ પળ તે વિચારમાં પડી અંતે મનને શાંત કરી તે શાંતિથી બોલી.

"તમારા સેનાપતિની ઉદાર ઇચ્છા અને માગણીથી હું ખુશી થઇ છું, અને બહુજ આભારી થઇ છું. હું પણ તેમની યુદ્ધ નિપુણતા અને વીરતાથી બહુજ ખુશ થઇ છું એમના જેવો સ્વામી મેળવવાને માટે હું મારૂં અહો ભાગ્ય સમજું છું. માટે તેમને કહો કે "હું આપને હૃદય સોંપવાને રાજી છું અને આ શરીર આપની સેવામાં અર્પવાને તૈયાર છું પરંતુ વિધિપુર્વક લગ્ન થાય એવી મારી ઇચ્છા છે; માટે લગ્નની તૈયારી સારૂ થોડા દિવસની મુદત આપો તો સારૂં એવી મારી વિનતિ છે." પોતાનું કાર્ય આટલી સહેલાઇથી પાર પડશે એવી તે દૂતને જરા પણ ખાત્રી નહોતી. તેને ઘણી સમજાવવી પડશે, રાણી ખુબ ગુસ્સે થશે, એવી ગણત્રી તેણે કરી હતી, પણ આતો એથી ઉલટુ જ થયું, તેથી તે બહુ ખુશ થયો, અને મનમાં બબડયો. 'આખરે પણ એક તરુણ કોમળ સ્ત્રી ! તે બિચારી કેટલી હિમ્મત રાખે ! ખાં સાહેબ નસીબદાર તો ખરા કે આટલી ભયંકર લડાઇને પરિણામે તેના ફળ તરીકે એક પુતળી જેવી સુંદર રમણીના પતિ થશે !

× × ×

૩

રાણી માલિની ગાનોર રાજ્યની રાણી હતી. ક્રુર અને જુલ્મી યવનોએ ભારે લશ્કર લઇને ગાનોરપર ચઢાઇ કરી હતી. રાણીના તાબામાં તે વખતે પાંચ મોટા મજબુત કીલ્લાઓ હતા. અને થોડા પણ બહાદુર અને વફાદાર માણસો હતા, તેથી યવન સૈન્યના હુમલાથી તે ડરી નહો, અને તેમની સામે થઇ. ઘણી બહાદુરીથી તે સામી થઇ પણ શત્રુનું લશ્કર બહુ મોટું અને એનાં માણસો થોડાં હતાં તેથી તે વધારે વખત

ટકી શકી નહિ અને એક પછી એક એમ ચાર કીલ્લાઓ શત્રુને હાથ ગયા.

છેલ્લો એક કીલ્લો જે નર્મદાના તટપર આવેલો હતો ત્યાં તેને આશ્રય લેવો પડ્યો. કીલ્લાની અંદર રહીને પણ તેના બહાદુર સૈનિકોએ બહુજ બહાદુરી બતાવી પણ તેઓ ફાવી શક્યા નહી, અને આખરે છેલ્લો એ કીલ્લો દુશ્મનના કબજામાં આવ્યો. તેનો દરેક સૈનિક તેને ઘણુંજ માન આપતા, અને પોતાની બહાદુર રાણી માટે દરેક સૈનિક મગરૂર હતો. આ કારણથી તેઓ છેવટ સુધી લડ્યા પણ જ્યારે મોટાં લશ્કર આગળ તેઓ ફાવી શક્યા નહીં. વીરબાળા માલિની લશ્કરની ઉપર પોતે જાતે દેખરેખ રાખતી. જરૂર પડે ત્યારે તે પોતે ઘોડા પર બેસીને લશ્કરની અંદર ફરતી અને હિમ્મત તથા ઉત્તેજન મળે તેવા શબ્દોથી તેમને શૌર્ય ચઢાવતી. સૈનિકો પોતાની બહાદુર રાણીનાં દર્શનથીજ શૂર પર આવીને લડતા. કેટલીકવાર તે કીલ્લાની અગાસીમાંથીજ પોતાની સખીઓ સાથે યુદ્ધ તરંગ જોતી અને જરૂર પડે ત્યારે ઘટતા હુકમો આપતી. આ કારણને લીધે તેણી બધાંની નજરે પડતી. સાધારણ પડદાના રીવાજ પ્રમાણે તે રહેતી નહોતી તેથી સેનાપતિએ તેને જોઇ હતી. અને તેના અનુપમ સૌન્દર્યે એ ગાંડો બની ગયો હતો; તેથી તેણે પોતાની માગણી દૂત મારફતે કરી.

× × ×

સર્વાંગ સુંદર, વિશ્વમોહિની સુન્દરી પોતાની થશે એ વિચારથી તેના હર્ષનો પાર નહોતો. રાણીએ મોકલેલા વસ્ત્રાલંકાર પહેરીને તે ઘણાજ આનંદ સાથે રાણીની પાસે જઇ પહોંચ્યા.

એક સુન્દર શણગારેલા ઓરડામાં રાણી પોતાની સખીઓ સાથે બેઠી હતી. વરરાજા ત્યાં પધારતાંજ તેને સત્કાર કરીને એક સુન્દર આસનપર બેસાડ્યા. અપૂર્વ સૌન્દર્યવતી રાણી માલિની આજે કંઇ અજબ જેવી સુન્દર લાગતી હતી. બિચારા ખાં સાહેબ તો પોતાનું ભાનજ ભુલી ગયા. તેમને લાગ્યું કે તે પોતે સ્વર્ગની અંદર આવ્યા છે અને હુરની આલિંગનેજ વરવાના છે. ચતુર રાણીએ મધુર વચનોથી તેને ખુશ કરવા માંડ્યો. તે વાતચીત કરતી હતી પણ લગ્નની કંઇ પણ તૈયારી જણાતી નહોતી તેથી ખાં સાહેબને ગભરામણ થવા લાગી, અને એક એક પળ યુગ જેવી લાગવા માંડી. પણ આ શું! યવન સેનાપતિ ખાં સાહેબ, રાણી માલિનીના અભિમાના પતિએ એકદમ પોતાના આસન પરથી ઉઠીને આમ તેમ ગાંડા મનુષ્યની માફક દોડવા માંડ્યું, અને પોતે પહેરેલાં ઘરેણાં અને કપડાં આમતેમ ફેંકવા માંડ્યાં અને તે બોલ્યો.

આપની રગેરગમાં પ્રસરી ગયું છે. થોડા વખતમાં આપ હવે ખરેખરી સ્વર્ગની અપ્સરાને વરવા પધારશો. હુ અતિશય દીલગીર છું કે એક મનુષ્યને મારે આમ ઝેરથી મારવો પડે છે, એમાં જો કંઇ પાપ હોય તો પ્રભુ મને માફ કરે, પણ એક અસહાય અબળા એ શિવાય કઇ રીતે પોતાના અમૂલ્ય સતીત્વની રક્ષા કરે ' ગરીબ બિચારા ખાંસાહેબ ! પરણવાની આશાએ હોંસભર આવેલાનું આ પ્રમાણે મૃત્યું થયું.

\+ + +

પવિત્ર નર્મદાનું નિર્મલ જલ કીલ્લાની મજબુત દીવાલો સાથે જોરથી અથડાતું હતુ. ત્યાં ઉપરની અગાસીપર વિશ્વમોહિની માલિની અત્યારે ઉભેલી દેખાય છે. તે રજપૂત વીરબાલા મહાન પ્રભુનું સ્તવન કરતી હોય તેમ દેખાય છે. તે બોલી:

" હે પ્રભુ ! મારા સર્વ અપરાધોની ક્ષમા આપજે અને આ ક્ષુદ્ર દેહ કે જેનાપર તે યવનની દૃષ્ટિ પડી છે, તે દેહને માતા નર્મદા ! તારાં પવિત્ર જલમા પવિત્ર કરજે ! "

થયુ ! એક મોટા અવાજ થયો, નર્મદાનું તોફાની પાણી ઉંચે ઉછળ્યું અને પાછું શમી ગયું ને શાંત થઇ ગયું. નર્મદા પાછી તેમજ વહેવા લાગી. તેના વિશાળ પટપર પક્ષીઓ ઉડીને મધુર ગીત ગાતાં હતા તેમજ ગાતાં હતાં, સૃષ્ટિનો ક્રમ હમ્મેશ પ્રમાણે ચાલુ હતો, પણ ફક્ત હિંદના ગૌરવરૂપ એક આદર્શ રમણીરત્ન નર્મદાના શીતલ જલમા નિરાંતે આરામ લેતુ હતું. એક વખત એવો હતો કે જ્યારે તેનું નામ દરેક જણને મોઢેથી ઘણા માનની સાથે યાદ થતું. હવે તે ધીમે ધીમે ભુલાતું જતું હતુ. જોકે તેનું નિર્મલ ચરિત્ર પૃથ્વીપર અપૂર્વ પ્રકાશ પાડતુ હતું છતાં પણ તેની યાદ હવે ઝાંખી થતી જતી હતી. નિષ્ઠુર દુનિઆં ! !

---

' સ્ત્રીઓનું પ્રેમે કરી લાલનપાલન અને પોષણ કરવાથી તેઓ લક્ષ્મીરૂપ થાય છે અને તેમ નહિ કરવાથી તેજ સ્ત્રીઓ અલક્ષ્મીરૂપ થાય છે. '

**ભીષ્મપિતા.**

કોઇ જુવાન માણસને મ્હારે સલાહ આપવી હોય, તો હું તેને એમ કહું કે, તારાં કરતાં ચડીઆતાની સોબતમાં સોબત રાખજે પુસ્તકો પણ એવાં જ વાંચજે; તેથી ઘણો લાભ થશે, સાચી વસ્તુની પ્રશંસા કરતાં શીખ; તેથી તુ સુખી થશે. મહાન પુરુષો શું શું વખાણે છે, તે નજરમાં રાખ, તેઓ મહાન વસ્તુનીજ સ્તુતિ કરે છે; અને નાના મનનાં માણસ નીચ વસ્તુને વખાણે છે, અને અધમ વસ્તુની આરાધના કરે છે.

**ડબલ્યુ. એમ. થાકરે.**

ઉત્તમ પુસ્તકનો સહવાસ એક સજ્જન સમાગમની બરાબર છે. સારી રીતે લખતાં વાંચતાં આવડવુ એ આગળ વધવાનું સાધન છે, તો સદ્‌ગુણી બનાવનારાં પુસ્તકો શા માટે વાંચવા ન જોઇએ ! વખતનો ઉપયોગ સમજુ સ્ત્રીઓએ બહુજ સારો કરવો જોઇએ. જ્યારે જ્યારે નવરાશ મળે ત્યારે આળસુ બની પડી રહેવા કરતાં અને બીજી સ્ત્રીઓ સાથે ગપ્પાં મારવાં કરતાં, સારાં સારા નીતિ તરફ દોરનારાં પુસ્તકો વાંચવામાં વખત ગાળવો ઉત્તમ છે. હાથમાં ચોપડી કુન્યુસપેપર રાખ્યાં એટલે વિદ્વાન થયાં એમ સમજવું નહિ, ઘરનાં કામકાજમાં એથી ખામી ન આવવી જોઇએ, કારણ કે ઘરની અંદરની વસ્તુની યોગ્ય વ્યવસ્થા રાખવામાં લક્ષ આપતાં આવડવું તેજ પહેલુ અને ખરૂં જ્ઞાન છે અને ગૃહવ્યવસ્થા વિષયને તેટલાજ માટે પ્રથમ સ્થાન આપવું જરૂરનું છે. નીતિ અને મનને ભ્રષ્ટ કરે, દુર્ગુણ તરફ દોરે, તેવાં નમાલાં, પુસ્તકો નજરથી દુર રાખવાં કેમકે તે શક્તિને ચર્ચ બનાવી ઉશ્કેરે છે શૌભાગ્ય શિક્ષાબિંદુ.

# પ્રેમ કે પરોપકાર.



"પ્રેમ અને પરોપકાર એ સ્વર્ગની સીડી છે."

"પ્રેમના પરિણામ"—પાદરકર

"રૂપેસી બેંકની મોહકાણજ તો ! પિતાજીની લાખોની દોલત તેમાં ગઈ, ને હમે ભીખારી બની ગયાં ને છેવટે આ ખધું લખી આપી પેલા મુજીને ત્યાંથી પૈસા લાવી આબરૂ રાખી, પણ હવે તે મારવાડી તગાદો કરી હમને રખડતાં કરવાનો છે. પિતાજીની માંદગીનું પણ એ જ કારણ છે. કદાચ તેને લીધે જ પિતાજી મરણ—"

"ખબરદાર હસુ ! હું એકાં એ બોલ ઉચ્ચારીશ નહિ. બોલ તું કહે તો તોહારે ખાતર ગમેતેમ કરવા હું તૈયાર છું."

"ડૉકટર ! તું શું કરીશ. તને શું કરવા કહેવું ! હમારે ખાતર ત્હેં શું નથી કર્યું ? પણ મીઠા ઝાડનાં મૂળ કઢાય ! તું સુખી થા. જા ! હમને હમારૂં ફોડી લેવા દે ! માત્ર એક ચીઠીએ સત્યાનાશ વાળ્યું !"

"કઇ ચીઠી, હસુ ! બોલ ! બોલ ! થોડીક તો બજાવવા દે !"

"મધુજીવન ! એક ચીઠી ને દસ્તાવેજ પિતાએ એ મુજીને લખી આપ્યો છે. તે પિતાજી લેવા પણ ગયા હતા. પણ હવે તો તેને આ બંગલો જ જોઇએ છે. વ્યાજનું વ્યાજ ચઢાવી સાડા ત્રણ લાખ રૂપીઆ તે કાઢે છે ને તેટલી રકમનાં કાગળીઆનું બંડલ તે દબાવી બેઠો છે. પ્રભુ ! એ બંડલ કોઇ આણી આપે ! પરમ દવસે તો એ કબજો લેવા અહીં આવશે. હમે રખડી જઇશું."

"ઓ ! જરૂર ! હસુ ! જરૂર ! આવની કાલે રાત્રે કાંતો એ બંડલ મેળવીશ કે મરીશ ! બસ સાહેબજી !"

બીચારી હંસા ડાકટરને ઉભો રાખે તે પહેલાં તો તે જ્વાનીઓ છલાંગ મારી ઉઠયો. ને પોતાની સાઇકલ પર સ્વાર થઇ ધટડી મારતો દોડી ગયો ! બંગલો પાછો સુનકાર થઇ ગયો.

થોડીવારે હસુ નિઃશ્વાસ નાંખતી પોતાના માંદા પિતાની પથારી પાસે જઇ બેઠી ને પોતાની મોટી બહેન જયાને આરામ લેવા જવા સૂચવ્યું.

× × ×

"શું કરવું ગમે તે થાય પણ એ મુજીને ત્યાં તો જવું જ. ને ગમે તેમ કરી એ બંડલ મેળવવું જ." મનમાં ને મનમાં બબડતો ડાકટર પોતાના બંગલામાં ફેરા ખાતો બેષ થયો. ને કંઇક નિશ્ચયપર આવતાં જ કોટ ચઢાવી સાઇકલપર સ્વાર થતાં જ ઘડીઆળે કડીંગ, કડીંગ, નવ ટંકોરા વગાડયા.

"ફતેહ ! બચ્ચા મધુ ફતેહ ! રાત અંધારી છે. પણ ફીકર નહિ, શો ડર છે, વ્હાલી હસુ, બંડલ મેળવું કે પ્રાણ ખોઉં ! ઓ પ્રેમ ! તહારી શકિત અજબ છે !"

"બાઇ, તારા શેઠને કહે કે ડૉકટર મળવા આવ્યા છે."

"નહિ બને શેઠજી ! મારા શેઠનો મીજાજ આજ ખરાબ બની ગયો છે, તેમનો જીવ ગભરાય છે, માટે કાલે આવજો !" ઘરની દાસી બોલી.

"તારૂં કપાળ !" બોલી ડૉકટર ને ન ગણકારતાં મેડે ચઢી ગયો. તે બુઢો મારવાડી એક ટેબલ પાસે બેસી કાગળીઆંઓના ઢગલા સાથે રમતો હતો. પાસે ધગધગની શગડી અગ્નીને શીયાળાની ઠંડી ઉડાડતી હતી. ડાબે એક કાપલી ઉપર કંઇક લખતો હતો.

તમે તેના પૈસાને ખાતર તેનું ખુન કર્યું છે. એ વિશે તમો શું કહો છો !"

ન્યાયાધીશે સવાલ પુછયો.

"સાહેબ ! મને યાદ છે કે વાલકેશ્વર ખાતેના એક નાના મકાનમાં એક બાલકની સારવારમાં મેં તે દીવસે નવથી દશ વાગ્યાનો વખત ગાળ્યો છે !"

ટુંક વખતમાજ તે બેઉ ધણી ધણીઆણી પોતાના બાળક સાથે આવી લાગ્યાં ને પોતાના બાળકનો બચાવનાર પોતાને ત્યાં તા. ૧૮ ના રોજ રાતે ૯ વાગે આવી દશ વાગે વિદાય થયેલો જાહેર કર્યો.

બીજીજ પળે પોલીસે એક ચીઠ્ઠી રજુ કરી.

"મને છાતીની અમુઝણ ઘણી થાય છે. ને જીરવાતી નથી તેથી મેં કંટાળી ઝેર લીધુ છે ને મારા મોતનું કારણ કાઇ નહિ પણ હુંજ છું. તા. ૧૮ રાત્રિના ૯"

દા૦ ધનાજી.

"બંધવો ડોકટર છુટી ગયો. ને પોતાના બચાવનારનો આભાર માનવા લાગ્યો. હસુ પણ આવી ડોકટરને વળગી પડી. સૌ બીજી રૂમમાં બેઠાં તે ડોકટર બોલ્યો."

"હસુ ! તે બંડલ મે બાળી નાંખ્યું છે ! હવે બેફીકર થઇને ?"

"ઓ ! હાય ! હાય ! તમે ત્યાં ત્યારે ખરેખર ગયેલા ?"

"હાજતો ! પણ એ કેમ બન્યું. અરે ખર નવથી દશ વચ્ચે હુ ત્યાજ હતો ને દશ વાગે આ બાળકની પથારી પાસે હતો !'

"ડોકટર !" તે બાળકનો બાપ બોલ્યો "મને મોડી રાતના ઘેર આવતાં બાઇ કલેશ કરે છે તેથી એક કલાક ઘડીયાળનો કાંટો પાછળ મુકું છું તેથી દશને બદલે મારી ઘડીયાળ નવ વગાડે છે."

"હે પ્રભુ તારી અપાર કૃપા. મારા બાળકના બચાવનારને તેં આમ અચાનક બચાવ્યો."

"ધન્ય પ્રભુ ! બાળક બચાવવાનો પરોપકાર મારા મધુજીવનને અહીંજ ફળ્યો !" હસુ બોલી.

"પ્રભુ મારા પ્રેમનો બરોબર બદલો વળ્યો. પ્રેમનેજ ખાતર આમ મેં કરેલું ને તે મારી હસુનેજ ખાતર ! તારે ખાતર હું કાંસીએ પણ જાત હોં હસુ" ડોકટર બોલ્યા.

"મધુ ! તમે ખરેખર પ્રેમને પાત્ર જ છો ! તમે શું ન કરી શકો. હમારી આબરૂ–દોલતને બંગલો બચાવનાર–તમને તો આ હાથજ અર્પાય–લ્યો–સ્વીકારો. પ્રેમને ખાતર સર્વસ્વ સમર્પણ કરનારને શું ન અપાય !" હંસાએ સ્મિત ભર્યા વદને પોતાનો હાથ ડાકટરને આપતાં કહ્યું.

"બ્હેન તમે બેઉ ધન્ય છો ? પ્રભુ તમને સુખી રાખો" જયાં બોલી.

× × ×

આજ હંસાને મધુજીવનનાં લગન છે. લાખ રૂપીઆની પહેરામણી સાથે હસુ મધુજીવનની થઇ. તેને પરોપકારને પ્રેમ ફળ્યાં. મનહરરાય હવે જરા સાજા થયા છે. તેમણે આ પ્રેમી દંપતીને આશીર્વાદ આપ્યો.

× × ×

ફોરમાં આજ પણ ડો. મધુજીવન એક પ્રખ્યાત ડોકટર ગણાય છે. તે આદર્શ યુગલ આનંદથી કાળ ગાળે છે ડોકટર મધુજીવનનો જીવન પ્રવાસ સફળ થયો છે. હસુ પણ ડો. ને વારંવાર હસી હસીને મુળજી મારવાડીનું જીવલેણુ બંડલ યાદ કરાવે છે. ને ડોકટર કહે છે કે પ્રાણ હસુ ! પ્રેમને ખાતર હું શું ન કરી શકુ ?"

કોટને એકલાંનેજ મળ્યું છે. આ "ડયુએટ" મિસ પાલમકોટના સુંદર અવાજનાં "ઇરાર્ડ કોનસર્ટ ગ્રેન્ડ પીઆનો" પર બન્નેએ સાથે વગાડયો. તે દરમ્યાન શ્રોતાજનોનાં મન પા કલાક સુધી આકર્ષાઇ રહ્યાં હતાં. તે પૂરો થતાંજ ટાઉન હોલ તાળીઓનાં ગગડાટથી ગાજી રહ્યો, ત્યારે સ્ટેજ પરજ પ્રો. સ્કીનઝીએ મીસ પાલમકોટને શેક હેન્ડ કરી સાબાશી આપતાં ઓડયન્સ તરફ ફરીને મિસ પાલમકોટ તરફ હાથ કરીને દેખાડયું કે આ બધી શાબાશી એવણુ માટે છે; જે એક અસાધારણ માન મીસ ભીખાઇજી માટે હતું. આવી જાતની પ્રશંસા સ્ટેજ પર યુરોપમાં જ થાય છે; આપણા હિંદુસ્તાનમાં તો આ એક નવાઇ છે.

તે પછી મી. ઘેદગને પોતાનાં ગીતને ઘણો સારો ઇનસાફ આપી સાબાશી મેળવી હતી.

સીનોર મોરીએ પ્રો. સ્કીનઝીના રચેલા "ડાન્સ ડે ફીઝ" સોલો અને પીઆનો સાથે વગાડયો હતો, અને ઇટાલ્યન ટેનર સીનોર માર્ટીરીઝીએ "ફાઉસ્ટ" માંથી એક ગાયન ઘણા સરસ અસરકારક અવાજે લાગણીથી લલકાર્યું હતું.

મીસ એમ. પોટર, એલ. આર. એ. એમ. નામનાં એક બાનુ વાયોલીનીસ્ટે વાયોલીન પરનો ઘણો ઉંચો કાબુ દેખાડયો હતો. છેલ્લે પ્રો. સ્કીનઝીએ એક પીઆનો સોલો વગાડી સાંભળનારાંઓને પોતાનાં ઉસ્તાદી કાબુથી છક કરી નાંખ્યાં હતાં.

અને ગોડ સેવ ધી કીંગ—એમપરર વગડયા પછી મિસ પાલમકોટે પ્રો. સ્કીન્ઝીને એક સુંદર ફુલનો હાર અને તુંગ આપ્યો હતો. અને મેળાવડો બરખાસ્ત થતા ટાઉન હોલમાં જ ઘણાંઓએ મિસ ભીખાઇજી પાલમકોટને આવાં ઉંચા કલાસીકલ મ્યુઝીકની મોજ ચખાડવા માટે મુબારકબાદી આપી હતી અને ઘણાંઓએ મુંબઇમાં સાંભળવાની કદ તેઓને મળે છે.

મિસ પાલમકોટ અને તેવણુનાં શિષ્યોએ જે રૂ. ૧૫૦) રકમ હોસ્પીટલ માટે મોકલી હતી તેનો જવાબ નામદારો લોર્ડ અને લેડી વીલીંગડન તરફથી તેવણુને મળ્યો હતોઃ-

**ગર્વનમેન્ટ હાઉસ.**

**મહાબલેશ્વર.**

૨૯-૪-૧૯૧૬.

મહેરબાનુ બાનુ

ધી જીરાર્ડ ફ્રીમેન-થોમ્સ ઓસ્પીટલ માટે જે માયાળુ ફાળો તમે અને તમારાં શિષ્યોએ મોકલ્યો છે તે માટે તમારો અને તમારાં શિષ્યોનો ઘણો આભાર માનવાને નામદારો લોર્ડ અને લેડી વીલીંગડને મને ફરમાસ કરી છે અને તેની તેઓ કદર પિછાણે છે

તે નામદારોએ કોનસર્ટનો પ્રોગ્રામ ઘણા હિતથી નિહાળ્યો છે

તમારો શુભેચ્છક

એ. કેનેથ મેલવાર

કેપટન. એ૦ ડી૦ સી૦

---

## પ્રાર્થના.

ઓ મારી જીંદગીની જીંદગી, હુ હમેશાં મારાં શરીરને પાક રખવા કોશેશે કરીશ, કારણ મારા હરેક અવયોમા તારોજ જીંદગીથી ભરપુર સ્પર્શ અડકે છે.

મારા વિચારોમાંથી હું તમામ જુઠ્ઠાઇને દૂર કરીશ, કારણ હુ જાણુ છુ કે તું, તેજ સચ્ચાઇ છે જેણે મારા મનમાં અક્કલનો ચેરાગ રોશન કીધો છે.

હું હમેશાં મારા હૃદયમાથી તમામ બુરાઇને હાંકી કાઢવાની કોશેશ કરીશ, અને એક સાદા ફુલ તરફ હું મારો પ્યાર લબાવીશ કારણ હુ જાણું છુ કે તું એ તારી જગ્યા મારા હૃદયના મંદિરમાં લીધી છે.

મારી કોશેશ એજ રહેશે કે તુંને હુ મારા કામોમાં જાહેર કરું કારણ હુ જાણુ છે કે તારાજ બળથી કામ કરવાની તાકાત હું ધરાવુ છુ

---